# આત્મકથા



લેખક

ઈન્દુલાલ યાજ્ઞિક



ભાગ બીજો

ગુજરાતમાં નવજીવન

# આત્મકથા

## ભાગ બીજો

## ગુજરાતમાં નવજીવન

: લેખક :

ઇન્દુલાલ યાજ્ઞિક



રવાણી પ્રકાશન ગૃહ : રિલીફ રોડ : અમદાવાદ–૧.

પ્રથમ આવૃત્તિ

નકલ ૧૬૦૦

૧૫ મી નવેમ્બર ૧૯૫૫



કિંમત

પાંચ રૂપિયા

મુદ્રક
જયન્તિ દલાલ
વસંત પ્રિં૦ પ્રેસ,
ઘીકાંટા, ઘેલાભાઈની
વાડી : અમદાવાદ.

પ્રકાશક
ઇન્દુલાલ યાજ્ઞિક
વાત્રક ખેડૂત વિદ્યાલય,
નેનપુર : મહેમદાવાદ.

પુરાણી આર્ય ધર્મસંસ્કૃતિના અવતારરૂપ

જે કર્મવીર મહાત્માએ

નવયુગની બુદ્ધિ અને નવા રાષ્ટ્રધર્મથી પ્રેરાઈને

પહેલા વિશ્વયુદ્ધમાં વિજયવંત થયેલા

સર્વોપરી સામ્રાજ્યને અભૂતપૂર્વ પડકાર કર્યો

ને

દેશની વિરાટ જનતામાં નવા પ્રાણ અને શ્રદ્ધાનો સંચાર કર્યો

તેમને

આ લઘુ ગ્રંથ વિનમ્ર ભાવે અર્પણ કરું છું.

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

ત્રીસ વરસની વયે દેશસેવાનું જીવનવ્રત લીધા પછી બે વરસમાં ગાંધીજીની અદમ્ય પ્રેરણાથી મુંબઈ છોડીને હું ગુજરાતની સેવા કરવાને અમદાવાદ જઈ વસ્યો હતો. પછીનાં ચાર વરસની મારી જીવનયાત્રા આ ભાગમાં મેં રજૂ કરી છે. તે ગાંધીજીના પરમ પ્રકાશથી ઉજમાળી બની છે તેથી તેમને જ આ પુસ્તક અર્પણ કરવાનું યોગ્ય ધાર્યું છે.

હોમરૂલની ચળવળનો વેગવંતો જુવાળ બેસન્ટની મુક્તિ પછી શમવા માંડ્યો તેવામાં જ કેળવણીનું અને રાજકીય પરિષદનું સુકાન ગાંધીજીને સોંપીને ગુજરાતે તેમને અગ્રણીપદે સ્થાપ્યા. ત્યારથી ગાંધીજીએ ગુજરાતીઓને અનેક લડતોમાં અને રોજિંદી પ્રવૃત્તિઓમાં પલોટવા માંડ્યા. તે વરસોમાં અમદાવાદના કામદારોની અને ખેડાના કિસાનોની લડત જમાવીને તેમણે ગુજરાતનું નવું ઘડતર શરૂ કર્યું. સન ૧૯૧૯માં ગાંધીજીએ માંદગીને બિછાનેથી રોલેટ કાયદા સામે સત્યાગ્રહની લડતનો પેગામ આપ્યો અને રાષ્ટ્રીય નેતા તરીકે પંકાયા. ગુજરાતની નવ-જાગૃતિની સરિતા દેશની વિરાટ જનતાના ઓછળતા મહાસાગરમાં ભળતી ગઈ. ગાંધીજીની એ દિનની ગિરફતારીથી દૂર પંજાબમાં તેમ ઘરઆંગણે અમદાવાદમાં પ્રચંડ ઉલ્કાપાત થયા, અને ગુજરાત ભારતના રાજકીય નકશા પર પ્રકાશ્યું. સન ૧૯૨૦–૨૧ના અસહકારની લડતથી દેશની વિરાટ પ્રજા સ્વરાજ લેવાને રણે ચડી ત્યારથી ગુજરાતની સમગ્ર પ્રવૃત્તિ પર તવારીખનો ઝળહળતો પ્રકાશ રેલાતો ગયો.

ગુજરાતના નવજીવનનાં આ પહેલાં ચાર વરસ પર પ્રાતઃકાળે આકાશમાં ચડતા બાલસૂર્યનો પ્રકાશ આહ્લાદક લાગે છે. તેમ તેના વધતા પ્રકાશથી વીખરાતાં ધુમ્મસ અને વાદળનું આવરણ કંઈક કંઈક છવાયેલું રહે છે. સમગ્ર દૃશ્યનાં કંઈક શિખરો દેખાય છે પણ ખીણો ને ખેતરોનું દર્શન કંઈક અસ્પષ્ટ રહે છે.

આ કાળમાં જ ગુજરાતમાં કેળવણી પરિષદ અને રાજકીય પરિષદ

જામી ને તેમની અનેક પ્રવૃત્તિ જામતી ગઈ. પહેલાં ગ્રામ વાચનાલયો અને પુસ્તકાલયો, પહેલી બાળશાળાઓ અને હરિજનશાળાઓ, અનેક વિદ્યાર્થી આશ્રમો અને વ્યાયામ શાળાઓ આ કાળમાં ખોલતાં ગયાં. ગાંધીજીનાં 'નવજીવન' અને 'યંગ ઇન્ડિયા' પત્રો આ કાળે જ શરૂ થયાં, અને તેમનો પેગામ પ્રજાને આપતાં ગયાં. દુકાળરાહતની અને જનસેવાની વિવિધ પ્રવૃત્તિઓ વિકસી રહી. તેમ સત્યાગ્રહની અને અસહકારની લડતોએ પ્રજામાનસ પલટાવવા માંડ્યું. ગુજરાત પ્રાંતિક સમિતિની અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાથી સ્વરાજની લડતના પાયા ઊંડા નંખાયા.

સ્વાભાવિક રીતે આ કાળના અગ્રેસરો અને તેમની પ્રવૃત્તિ વિષે ઘણું સાહિત્ય પ્રકટ થયું છે. ઘણાં પુસ્તકો સ્વાનુભવ પર રચાયેલાં છે. તેમાં ગાંધીજીની આત્મકથા અને તેમના લેખો સર્વોપરી સ્થાને છે. કોઈક લેખકોએ ઇષ્ટ વિષયનો અભ્યાસ કરી દળદાર પુસ્તકો લખ્યાં છે. તેમાંથી ઘણું અણમોલ જ્ઞાન મળે છે તેમ તેમની માહિતીની અપૂર્ણતાને લીધે કંઈક કંઈક ખામીઓ રહી ગઈ છે.

આ બહુ ખેડાયેલા ક્ષેત્રમાં દાખલ થતાં મેં મોટે ભાગે અંગત અનુભવોનું જ વર્ણન કર્યું છે. અનેકવિધ વ્યક્તિઓના અને સંસ્થાઓના મારા અંગત પરિચયને લીધે આ કાર્ય સરળ બન્યું છે. પણ ઉત્તરાવસ્થામાં ઝાંખી થતી સ્મૃતિ પર જ મેં આધાર નથી રાખ્યો. તે કાળના બને તેટલા હેવાલ, કડીબંધ સામયિકો અને તત્કાલીન ગ્રંથો પણ મેં જોયા છે તેમ અનેક પીઢ અને જુવાન મિત્રોને પૂછીને અમૂલ્ય હકીકતો મેળવી છે. આજના મારા વિચારોથી અલિપ્ત રહીને તે કાળના પ્રજાજીવનનું તાદૃશ અને માનવતાભર્યું ચિત્ર રજૂ કરવાનો પ્રયાસ મેં કર્યો છે.

એક સમાજસેવક તરીકે જે અનેક અગ્રેસરો અને કાર્યકરોના સંપર્કમાં હું આવ્યો હતો, તેમનું ગુણપૂજન કરવાનો જ ખ્યાલ મેં રાખ્યો છે. કવચિત જાહેર કાર્યને અંગે કોઈની સાથે કંઈક મતભેદ કે વિસંવાદ થયા છે તેને ઢાંકવાને બદલે મેં સ્પષ્ટ રીતે રજૂ કર્યા છે.

તેવે પ્રસંગે પણ મારા પ્રતિપક્ષીના દૃષ્ટિબિન્દુને યથાર્થ રૂપમાં ન્યાયપુરઃસર રજૂ કરવાની મેં કાળજી રાખી છે.

એક બીજી વિશિષ્ટ દૃષ્ટિ પણ આ ભાગમાં મેં સેવી છે. હોમરૂલના ઉષઃકાળથી શહેર અને ગામડાના અનેક નાનામોટા કાર્યકરો અને નવજુવાનો સ્વરાજની સવારીના કે અનેક સંસ્થાઓના પાયામાં પુરાઈ ગયા છે. તેમને વિષે બનતી તપાસ કરીને તેમના ઝાંખા દેખાતા કાર્યને ઝળકાવવાને મેં ખાસ ધ્યાન આપ્યું છે.

આ કાળના કરોડોની આગેકૂચ પરથી હું મારા નાનકડા જીવન પર નજર ફેરવું છું ત્યારે મારી અલ્પતાનો ખ્યાલ મને આવે છે. લડાયક જનતાની સાથે થોડાં ઘણાં પગલાં તાલબંધ મિલાવીને હું આગળ ધપ્યો તેથી કંઈક સંતોષ અનુભવું છું. મારી શક્તિ, પ્રકૃતિ અને સંયોગોને લીધે ગુજરાતના અનેક પ્રદેશમાં ફરવાની અને કામ કરવાની મને તક મળી. મારું કેન્દ્ર અમદાવાદમાં હતું છતાં મુંબઈથી રાજકોટ સુધી અને દાહોદથી ખંભાત સુધી હું નિરંતર હરણફાળ ભરતો ગયો તેથી સારું ગુજરાત મારું વતન બની ગયું. જે સરળતાથી હું ખાડિયાથી રાયપુર જતો તેવી જ રીતે સુરતથી ઝાલોદ અને મોડાસાથી વલસાડ સુધી હું વિચરતો. આમ ગુજરાત સાથે ભૌતિક રીતે એકતાર થતાં મારી જીવનકથા ગુજરાતભરના વિકાસની કથા બનતી ગઈ છે.

આ ગુણના દોષનું પણ મને ભાન છે. ગાંધીજીએ ખેડા જિલ્લાનાં ગામડાં મને દેખાડ્યાં ત્યારે ગ્રામપ્રજાનું પહેલું દર્શન થતાં હું તેના પર વારી ગયો. તરત જ તેમને માટે પુસ્તકાલયો અને દવાખાનાં સ્થાપવાને હું જહેમત ઉઠાવવા લાગ્યો. સ્ત્રીઓની હીન દશા મારા હૈયામાં વસી કે તેમને કેળવણી આપવા માટે મેં અનેક પ્રયાસ કર્યા. માયકાંગલા વિદ્યાર્થીઓને જોતાં વ્યાયામ પ્રવૃત્તિમાં હું ખેંચાયો. બાળકો અને કુમારોની ભાવનાવિહીન શાળાઓ જોતાં તેમને માટે આદર્શ વિદ્યાલયો સ્થાપવા હું ધસી ગયો. જ્યારે અંત્યજો અને ભીલોના વિશેષ સંપર્કમાં આવ્યો ત્યારે તેમનામાં દરિદ્રનારાયણનું દર્શન કરીને તેમને

જ જીવન સમર્પણ કરવા હું પ્રેરાયો. મારા ઊર્મિલ દિલે અને ગરમ સ્વભાવે મને એકી વખતે અનેક દિશામાં દોડાવ્યો, ત્યારે મારી શક્તિ અને સાધનોની મર્યાદાનું ભાન ન રહ્યું. એક સ્વપ્નદષ્ટાની રીતે મારું માથું આભને અડતું અને વિરાટ પગલે એકી વખતે અનેક કામ સાધવા હું ધસતો. તેથી જ મારી મર્યાદિત સંસ્થાના સાથીઓ સાથે કંઈક કંઈક અથડાતો. વળી વખતોવખત વિવિધ કાર્ય મોહક લાગતાં હું રાજકીય લડતનો ધોરી માર્ગ છોડીને જનસેવાની મનોહર વનવીથીઓમાં દોટ મૂકતો. છતાં આવે વખતે મહાનુભાવ ગાંધીજીએ અને મિત્રોએ મારું સાચું દિલ પિછાનીને અનેરા કુટુંબભાવથી મને અંતરમાં સમાવી રાખ્યો તેથી આજે મારું હૃદય દ્રવે છે.

પહેલો ભાગ પ્રકટ થયો ત્યારે મારી પત્નીના સંબંધ વિષે મારા મૌનની હળવી ટીકા અનેક દિલસોજ મિત્રોએ કરેલી. મારા લગ્નજીવનમાં કટોકટી, આ પુસ્તકના આખરી કાળમાં જ આવી હતી. તેથી તેને વિષે છેલ્લું પ્રકરણ લખીને મેં વાચકોને સંતોષવાનો અને દુઃખિયારી પત્નીને અંજલિ અર્પવાનો પ્રયાસ કર્યો છે.

આ ભાગમાં સન ૧૯૨૪ સુધી પહોંચવા ધાર્યું હતું. પણ ગુજરાતના પાયાના ઘડતરના આ કાળના પહેલાં ચાર વરસનું તાદૃશ ચિત્ર આપતાં પુસ્તકની ધારેલી મર્યાદા આવી રહી. હવે બાકીનાં ત્રણ વરસનાં રાષ્ટ્રીય આંદોલનને અને ગાંધીજી સાથે યરોડા જેલના મારા અનુભવોને ન્યાય આપતાં જ ત્રીજો ભાગ પૂરો થશે.

જે ઉદારભાવથી દિલસોજ વાચકોએ પહેલો ભાગ સત્કાર્યો છે તે જ ભાવથી આ પુસ્તકને અને સમગ્ર ગ્રંથના વંચતા કદને આવકારશે એવી આશા રાખું છું.

વાત્રક ખેડૂત વિદ્યાલય,<br>
મહેમદાવાદ<br>
તા. ૬–૧૧–'૫૫

ઇન્દુલાલ યાજ્ઞિક



ઍની બેસન્ટ, જમનાદાસ દ્વારકાદાસ
ને મુંબાઈ હોમરૂલ લીગના કાર્યકરો

# ખંડ ૧ લો

## ૧. હોમરૂલનો જંગ

સન ૧૯૧૭ના ચોમાસામાં મુંબઈના મંદવાડના બિછાને હું સૂતો હતો ત્યારે દૂર ચંપારણથી રેલાતો ગાંધીજીનો ચૈતન્યમય આત્મપ્રકાશ મને સ્ફૂર્તિ અને પ્રેરણા આપતો. બીજી બાજુ, ૧૯૧૭ના જૂન માસથી ઉટાકામંડમાં નજરકેદ થયેલાં પ્રતાપી વિદુષી એની બેસન્ટ તેમની હોમરૂલ લીગનું જલદ આંદોલન રોજબરોજ દેશભરમાં જમાવવાનો મૂક પેગામ આપતાં. બેસન્ટના છુટકારા માટે ગાંધીજીએ સત્યાગ્રહનો માર્ગ ચીંધ્યો હતો, તેને અનુસરવાને અનેક નવજુવાનો થનગની રહ્યા હતા. તેમની સાથે બેસન્ટની લીગમાં અને તેમની મુક્તિની લડતમાં ઝુકાવવાને જ મેં જુનવાણી હિન્દ સેવક સમાજ છોડ્યો હતો. ગાંધીજીએ સૂચવેલા સંગ્રામની તૈયારીઓ ચાલતી હતી તે દરમ્યાન હોમરૂલની—સ્વરાજ્યની—ચળવળ બેસન્ટની ગિરફ્તારી પછી ઓર જોશથી દેશભરમાં અને ગુજરાતમાં ફાલી રહી હતી. તેમાં જ પૂરી શ્રદ્ધાથી તરત સામેલ થવાનો મેં નિશ્ચય કર્યો.

આ ચળવળ મુંબઈથી અમદાવાદ સુધી સારા ગુજરાતમાં કેટલાયે મહિનાથી જામતી હતી. ચોમાસાનાં વહેણની માફક તેનો વેગ વધ્યે જતો હતો. ચંદ્રશંકર પંડ્યા અને મનસુખલાલ માસ્તર, નૃસિંહદાસ વિભાકર અને કનૈયાલાલ મુનશી[1] જેવા ગુર્જર સભાના મિત્રો અને

---

૧. આ સર્વેના વધારે પરિચય માટે જુઓ આત્મકથા ભા. ૧, પા. ૧૩૮–૪૧ અને ૧૬૪–૬૫.

ભુલાભાઈ દેસાઈ અને જમનાદાસ દ્વારકાદાસ જેવા મુંબઈના અગ્રેસરો ક્યારથી દર અઠવાડિયે ગુજરાતના કોઈ ને કોઈ શહેર અને ગામડામાં સ્વરાજની રણગર્જના કરતા અને હજારો-લાખો માણસોને જમાનાની સુષુપ્તિમાંથી સફાળા જગાડતા. વળી બધાયે જિલ્લાના અનેક મિત્રો આ પ્રવૃત્તિમાં ગળાબૂડ રોકાઈ ગયા હતા. મારી સામે ઘૂઘવતા ચોપાટીના દરિયાની માફક પ્રજાસાગરમાં તોફાની મોજાં રોજ વધારે ઊંચે ઊછળતાં દેખાતાં હતાં. દેશસેવાનો વ્રતધારી હોવા છતાં મારા સમાજના શાસનને લીધે વિરાટ ચળવળમાં હું છેક જ મોડો પડી ગયો હતો. હવે જુલાઈ માસની આખરે મંદવાડનું બિછાનું છોડીને હું થડકતે હૈયે અને ધ્રૂજતે પગે આ ધર્મયુદ્ધની વિરાટ સેનામાં શૂરા સુભટોની પડખે મોડોમોડો પણ કૂચકદમ કરવાને તલપી રહ્યો.

.

વરસેક પર મેં ગુજરાતમાં જાહેર પ્રવૃત્તિ શરૂ કરી તે પછીના બાર માસમાં મારા માનસમાં કંઈક પલટો આવ્યો હતો. જે અંગ્રેજોની લોખંડી બેડીમાંથી મુક્તિ મેળવવાને હું તલસતો હતો તેમનો પ્રત્યક્ષ પરિચય મને ઇરાકની સફરમાં અને લશ્કરી છાવણીઓમાં થયો હતો. ભોજનખંડમાં ને ઇસ્પિતાલમાં જો કોઈ અંગ્રેજોનો મીઠો સ્વભાવ મેં પિછાન્યો હતો, તો બ્રિટિશ રાજતંત્રની કારમી નિષ્ઠુરતા અને અંગ્રેજ સિપાઈઓની અમાનુષી હેવાનિયત પણ મેં નીરખી હતી. જે શાહીવાદી દુશ્મનની સામે લડવાને હું સજ્જ થયો હતો તેની વિશ્વવિજયી સત્તા અને વજ્ર જેવી તાકાત પિછાનીને હું વધારે વાસ્તવવાદી તેમજ મર્જીયો[1]

1. અંગ્રેજોના જેવી જ લડાયક વૃત્તિ ખીલવવાને અને લશ્કરી તાલીમ મેળવવાને ઇરાક જતાં પહેલાં મેં હિન્દરક્ષક દળમાં દાખલ થવાનો નિર્ણય કરેલો. તેથી બસરામાં હું હતો ત્યારે નવા દળનો કાયદો અને તેના નિયમો જાણવામાં આવતાં જ મેં પાંચ રૂપિયા ખર્ચીને તે બાબતમાં મુંબઈના પોલીસ કમિશનરને તાર કરીને મારી ઉમેદવારી નોંધાવેલી. મારા મંદવાડથી અને બેસન્ટની નજરકેદથી આ કામ ખોરંભે પડેલું.

બન્યો હતો. માત્ર કોંગ્રેસનાં કે હોમરૂલ લીગનાં ભાષણો અને આંદોલનથી નહિ પણ સક્રિય લડત ખેલીને અને બત્રીસ લક્ષણાનાં બલિદાન આપીને જ સ્વરાજ—કે તેનો કંઈ અંશ મળી શકશે—એમ ચોખ્ખું મને લાગ્યું હતું.

જેમ મારી ફરજ વધારે કડક લાગી તેમ તે બજાવવાની મારી શક્તિ અને શ્રદ્ધા પણ મને વધતી જણાઈ. દેશમાં અને પરદેશમાં વિચરતાં અને દેશી-વિદેશી અનેક મંડળોમાં ચર્ચાઓ અને અભ્યાસ કરતાં મારા દિલમાં આપણી લડતના ભાવિ વિષે વધારે ઊંડી શ્રદ્ધા જામી ગઈ. મુંબઈ અને પૂનાના તેમજ નાગપુર અને લખનૌના—અર્થાત્ દેશભરના કરોડો માનવીઓનાં પીઠબળનો મને સાક્ષાત્કાર થયેલો. વળી ઈરાકમાં લડના હિંદીઓની જેમ અંગ્રેજોને શરણે થયેલા તુર્કો, આરબો અને બીજી પરાધીન થયેલી એશિયા—આફ્રિકાની કરોડોની જનતાની નવી બિરાદરીનું મને નવું ભાન થયું હતું.

આમ નવી સમજશક્તિ અને શ્રદ્ધાનો મારા અંતરમાં ઉદય થયો, તે જ વખતે ગાંધીજી જેવા દેશ-પરદેશના અનુભવી અને હિન્દમાં વિજય-કૂચ કરના અગ્રણી અમને સાંપડ્યા. તેમણે જ ચંપારણમાં તેમના સત્યાગ્રહનો પરચો સરકારને અને પ્રજાને બતાવ્યો હતો. બેસન્ટના છુટકારા માટે એ શસ્ત્ર અજમાવવાની તેમણે જ સૂચના આપી હતી. તેમના જ પ્રતાપે હું માના જુનવાણી સમાજના બંધનમાંથી છૂટેલો અને હવે તેમની જ સરદારી નીચે ગુર્જરદેશમાં કૂચ કરવાને હું આતુર બન્યો.

તે ઘડીએ મદોન્મત્ત સરકારને નમાવવાને ગાંધીજીએ ચીંધેલી સત્યાગ્રહની લડત મારા અંતરમાં રમી રહી હતી. તેથી જુલાઈના 'નવજીવન'-માં તંત્રીની નોંધમાં 'સ્વરાજની ચળવળથી જ...આપણે સંતોષાવાના શું?' એવો સવાલ રજૂ કરીને મેં લખ્યું: 'હિન્દની રાજકીય ચળવળમાં હવે એવી ભૂમિકા પ્રાપ્ત થઈ છે કે જ્યારે વિચાર અને ઉચ્ચાર ઉપરાંત આચારની—સંગીન કર્મની પણ જરૂર છે. આખા જગતનું વલણ આપણા

પક્ષમાં છે એટલે સત્યાગ્રહી કર્મ માટે આ યોગ્ય ક્ષણ છે.'[1] પછીથી તે વિષે વિચાર કરવાને મળનારી કોંગ્રેસ અને મુસ્લિમ લીગની અસાધારણ સભાને[2] મેં ભલામણ કરી કે લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીઓના પ્રજાકીય સભ્યોનાં રાજીનામાં તો સરકાર આગળ તરત રજૂ કરવાં જોઈએ અને દક્ષિણ આફ્રિકાના હિંદીઓને પગલે 'અતિશય દૃઢતાથી અને સંપૂર્ણ શાંતિથી અગણિત દુઃખ સહન કરવાની' લડત આદરવી જોઈએ. પછીના માસના 'નવજીવન'માં સર સુબ્રહ્મણ્યમ્ આયરને પગલે ચાલીને હોમરૂલ લીગને કે તેની કોઈ સભાઓને સરકાર ગેરકાયદેસર ઠરાવે તો તેનો ભંગ કરીને જે સજા થાય તે ભોગવવાનું મેં સૂચન કર્યું.[3] આવી રીતે સત્યાગ્રહના શસ્ત્રનો પ્રયોગ તરત અમારી રોજિંદી ચળવળમાં કરવાની મારી તાલાવેલી મેં જાહેર કરી.

નવી દૃષ્ટિથી નવી મુરાદ પાર પાડવાને મેં પ્રચારની નવી રીત અખત્યાર કરવાનો નિર્ણય કર્યો. આગલી સાલ કેળવણી પરિષદ પતાવીને હું મુંબઈ ગયો ત્યાર પછી ગુજરાતનાં ગામડાંની અફાટ ગરીબ

---

૧. 'નવજીવન અને સત્ય.' પુ. ૩, અંક. ૧, પાન ૬૫–૬.

૨. તે અરસામાં મળેલી કૉંગ્રેસ અને મુસ્લિમ લીગની કાઉન્સિલની એકત્ર સભાએ સરકારની દમનનીતિ સામે સખત પોકાર ઉઠાવ્યો હતો. ઉપરાંત સરકાર સામે સત્યાગ્રહની લડત લેવી કે કેમ તે વિષે પ્રાંતિક કમિટીઓના મત મેળવીને ઑકટોબરમાં છેવટનો નિર્ણય કરવાનું ઠરાવ્યું હતું. જુઓ 'નવજીવન અને સત્ય.' પુ. ૩, અ. ૧, પાન ૧૩૩–૫.

૩. 'જ્યારે આપણા દેશના વૃદ્ધમાં વૃદ્ધ આગેવાનો પણ દુઃખ સહન કરવાને તૈયાર થાય તો યુવાનોનું કર્તવ્ય છે, કે સરકારના અન્યાયી હુકમો સામે હવે શાંતિથી બેસી રહેવું એ લજ્જાસ્પદ છે. સર રાસબિહારી ઘોષના પ્રમુખપણા નીચે કલકત્તામાં બેસન્ટની નજરકેદના વિરોધમાં બોલાવેલી સભા ન બોલાવી શકાય...તો એનો એક જ અર્થ અમે કરીએ છીએ કે કાં તો એ અન્યાયી હુકમની સામે થઈ સભા ભરવી... અથવા તો રાજ્યદ્વારી કામ છોડી દેવું. –'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૨, પાન ૧૪૦.

પ્રજાને વિશેષ જાગૃત કરવાની મારી ભાવના મનમાં જ રહેલી. હવે નવું રાજકીય આંદોલન શહેરોના કરતાં વધારે ગામડાં તરફ વાળવાની મિત્રોને હું સલાહ આપતો. દર શનિ–રવિવારે ગુજરાતમાં હોમરૂલની સભાઓ થતી તે સુરતની સાથે કછોલીમાં, ભરૂચની સાથે આમોદ–વાગરામાં, ગોધરાની સાથે વેજલપુરમાં અને નડિયાદની સાથે ઉત્તરસંડામાં ભરવાની મારી સૂચના મંજૂર થતી. તો પછી મારું ગુજરાત તરફ નવપ્રસ્થાન ગામડાંને ચીલે જ થાય એમાં શી નવાઈ?

ઑગસ્ટના આરંભમાં ચોપાસ મૂશળધાર વરસાદ વરસતો હતો. ગામડાંના રસ્તા જળાજળાકાર બન્યા હતા. તેમાંય સુરત જિલ્લાની ગામઠી વાટ તો ઊંડા ચીકણા કાદવથી ખદબદતી હતી. સારુંયે વાતાવરણ ઘેરાં વાદળ, મેઘની ગર્જના, પવનના સપાટા અને સખત વરસાદથી ઘેરું બન્યું હતું. મારું ફેફસાંનું દર્દ પૂરું મટયું ન હતું—ચાલતાં કે ઊભતાં મારા પગ હજી ધ્રૂજતા હતા. છતાં દાક્તરે આપેલી જરાક છૂટનો લાભ લઈને ચંદ્રશંકર વગેરે મિત્રોની સાથે હું પહેલો જલાલપુર તાલુકાના અબ્રામા ગામે ગયો ત્યારે ગામડાની નવજાગૃતિનાં દશ્યો મેં પહેલી વાર સગી આંખે જોયાં. એ ગામના અગ્રગણ્ય નાગરિક અને લીગના સ્થાનિક આગેવાન ડાહ્યાભાઈ સુંદરજી દેસાઈએ અને બીજા ગ્રામજનોએ અમારું સ્વાગત કર્યું. તેમણે સભાસ્થાને બાંધેલા અને બેસન્ટ વગેરે અગ્રેસરોની છબીઓથી સજેલા મંડપની ઊંચી વ્યાસપીઠ પર અમને બેસાડયા. ગામડે-ગામડેથી આશરે દોઢ હજાર માણસ અમારાં ભાષણ સાંભળવા ભેગાં થયાં હતાં. વખતોવખત બેસન્ટની અને હિન્દમૈયાની જયના પોકારથી વાતાવરણ ધમધમી ગયું. આ બધું પહેલી જ વાર જોઈને મારું મગજ સફાળું સતેજ થયું.[૧] પછી ચંદ્રશંકરે અને બીજા અનેક વક્તાઓએ જે

૧. પાછળથી ખબર પડી કે તે દિવસે ગામની ગુજરાતી અને અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ, પહેલી જ હડતાળ પાડીને સભામાં સામેલ થયેલા અને ડાહ્યાભાઈના પુત્ર વસંતરાય—જે હાલ ગુજરાત ખેડૂત સંઘના

ગરમાગરમ ભાષણો કર્યાં તેને વખતોવખત શ્રોતાજનોએ તાળીઓના ગડગડાટથી વધાવીને મને પાનો ચડાવ્યો.

મારી ચાલુ શારીરિક નબળાઈને લીધે હું બોલવા ઊભો થયો ત્યારે મારા પગ ધ્રૂજતા હતા. થોડું સામાન્ય વિવેચન કરીને મેં મારા દિલમાં ધૂંધવાતી વરાળ કાઢી : 'આપણી રાજકીય ચળવળ આગળ વધતી જાય છે ત્યારે તેને દાબી દેવાને સરકાર કેટલેક ઠેકાણે આપખુદી-નો અમલ કરે છે. તો હું આ સ્થળેથી સાફ જણાવવા માગું છું કે, જો સરકાર અમારી સભાઓની સામે મનાઈહુકમ ફરમાવશે તો અમે તેને તાબે નહિ થઈએ અને તેમ કરતાં જેલની કે જે સજા અમને થશે તે અમે આનંદથી ભોગવીશું.'

કેટલાક મિત્રોને મારા આ ઉદ્ગાર સાહસિક લાગ્યા, પણ મેં તો કેટલાંયે અઠવાડિયાં સુધી રાત-દિન ચિંતન કરીને આ નિશ્ચય કરેલો તે તેમને સહેજમાં કેમ સમજાવી શકું ?

આમ ગુજરાતમાં હોમરૂલનો પ્રચાર કરતો હું અમદાવાદ પહોંચ્યો ત્યારે તે નગર નવી પ્રવૃત્તિથી પલટાયેલું લાગ્યું. ૧૬મીએ બેસન્ટની નજરકેદને દિવસે પ્રેમાભાઈ હોલમાં જે ભવ્ય મેળાવડો થયો હતો તેમાં દા૦ હરિપ્રસાદ, મગનભાઈ પટેલ, વલ્લભભાઈ પટેલ, અનસૂયાબહેન વગેરે વક્તાઓએ જોશીલાં ભાષણ કર્યાં હતાં. તે પ્રસંગે સ્વદેશભક્તિનાં જે ગીત ગવાયેલાં તેમાં સ્વામી સત્યદેવનું—

'યદિ જાન તનસે નીકલે, છોડો ન તુમ ધરમકો'

—એ ધાર્મિક ગીત બહુ જ અસરકારક નીવડેલું. થોડા દિવસ પછી હું અમદાવાદ ગયો ત્યારે શાકબજારમાં દશ હજાર માણસોની પહેલી ગંજાવર સભા ગાંધીજીના પ્રમુખપણા નીચે મળી, તે જોઈને હું સ્તબ્ધ થયો. તે સભામાં અંબાલાલ સારાભાઈ અને કસ્તૂરભાઈ લાલભાઈ જેવા મિલ-

---

મંત્રી છે—તેમને બીજા વિદ્યાર્થીઓની માફક એક રૂપિયાનો દંડ ભરવો પડેલો.

માલિક તેમ મહાજનના ઘણા વેપારીઓ પણ હાજર હતા. નગીનદાસ સંઘવી, મગનભાઈ ચતુરભાઈ પટેલ, સ્વામી સત્યદેવ, પ્રાગજી ખંડુભાઈ દેસાઈ,[૧] મૂળચંદ આશારામ શાહ વગેરેનાં ભાષણો આ વિરાટ સભાએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધાં. સભા દરમ્યાન ખૂબ વરસાદ પડ્યો તેથી છત્રીઓ ઊઘડી પણ કોઈ ખસ્યું નહિ. ખરેખર 'અમદાવાદ શહેરમાં કોઈ દિવસ આવી ગંજાવર સભા મળી નથી...કોઈ કૉન્ફરન્સ જેવો આ સભાનો દેખાવ હતો. લોક વિશાળ વાડીમાં ન માયાં ત્યારે છાપરે ચડ્યાં હતાં...સ્થળે સ્થળે મહાન પુરુષોની છબીઓ અને દેશનેતાઓનાં વાક્યો લટકાવવામાં આવ્યાં હતાં. દ્વારમાં પેસતાં જ ગુર્જર સ્ત્રી આહ્વાનનું રણશિંગું ફૂંકે છે એવી છબી લટકાવવામાં આવી હતી.'[૨] આ સભામાં ગાંધીજીને શ્રીમુખેથી પહેલું જ રાજકીય પ્રવચન સાંભળીને અને રાજનગરની વિરાટ જનતાનું પહેલું દર્શન કરીને હું પ્રોત્સાહિત થયો.

તેવામાં જ સ્ત્રીઓની પહેલી સભામાં હોમરૂલનો પ્રચાર કરવાની મને તક મળી. અનસૂયાબહેન અને શારદાબહેનના પ્રયાસથી હોમરૂલ લીગની સ્ત્રીઓની એક શાખા અમદાવાદમાં શરૂ થયેલી. તેના તરફથી એક સભા ખાડીઆના મહાદેવમાં વનિતાવિશ્રામના સંચાલક સુલોચનાબહેનના પ્રમુખપણા નીચે મળી, તેમાં સ્વરાજની લડતનો ચિતાર મેં આપ્યો. આ સભામાં મધ્યમવર્ગની જાજરમાન પ્રૌઢાઓ અને સુકોમળ નવયુવતીઓએ આટલી સારી સંખ્યામાં ભેગી થઈને અવનવી આતુરતાથી અને ઉત્સાહથી બેસન્ટ જેવી એક પ્રભાવશાળી સ્ત્રીનો લડતનો સંદેશ સાંભળ્યો તેથી હું નવી પ્રેરણા પામ્યો અને સ્ત્રીઓની નવજાગૃતિ વિષે વધુ વિચાર કરતો થયો.

---

૧. હાલ ગુજરાત ખેડૂત સંઘના પ્રમુખ છે. ગાંધીજીની આગેવાની નીચે દક્ષિણ આફ્રિકાની લડતમાં ભાગ લઈ તે દેશમાં તે વખતે તાજા આવ્યા હતા.

૨. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૩, પાન ૧૮૯–૯૦. આ હેવાલ ડૉ૦ હરિપ્રસાદે લખ્યો હતો. આજે તો એ દિવસનું શાકબજાર રહ્યું નથી તેથી તે દિવસની સભાનો ખ્યાલ કરવો મુશ્કેલ છે.

બેસન્ટની નજરકેદથી વધેલી આ ચળવળ ચોમાસાની ઋતુમાં જ પરાકાષ્ઠાએ પહોંચી. વરસાદની ઝડીઓ વરસતી ગઈ તેમ સભાસંઘસોની સંખ્યા અને ગરમી પણ વધતી ગઈ. ભારે વરસાદથી ગામડી રસ્તા કાદવ–કીચડથી ખીચોખીચ ભરાઈ ગયા તે જ વખતે મુંબઈવાસી અગ્રણીઓએ–કનૈયાલાલ મુનશી અને હરસિદ્ધભાઈ દિવેટિયા,[1] નૃસિંહદાસ વિભાકર અને મનસુખલાલ માસ્તર, રતનસિંહ ધરમશી[2] અને જમનાદાસ દ્વારકાદાસ, ચંદ્રશંકર અને શંકરલાલ વગેરે ભાઈઓએ–વરસાદનો અને ગામડી કાદવનો ત્રાસ હસતે ચહેરે સહીને ગુજરાતના પાંચે જિલ્લામાં સ્વરાજ અને હોમરૂલનો નવો સંદેશો પહોંચાડયો. તેમ લાખોની જનતાએ અસંખ્ય સભાઓમાં તેમનો સંદેશ આનંદોત્સાહથી ઝીલીને તેમને નવગુજરાતનું દર્શન કરાવ્યું.[3] આકાશની જેમ ધરતી પર પણ જાણે મેઘગર્જના અને વીજળીના કડાકા થઈ રહ્યા. નદીઓની

---

૧. દિવેટિયા મુંબઈમાં વકીલાત કરતા અને ગુર્જર સભાના મિત્રમંડળમાં સન ૧૯૧૩થી સામેલ હતા. તેમણે હોમરૂલની ચળવળમાં ભાગ લીધેલો. હાલમાં તેઓ ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિપદે છે.

૨. રતનસિંહ પ્રસિદ્ધ શ્રીમંત મોરારજી ગોકળદાસના પૌત્ર છે. તેમના પિતા ધરમશી અને કાકા નરોત્તમની માફક તે પણ બેસન્ટના ગુણપૂજક અને થિયોસોફી પંથના અનુયાયી હતા. પછી તે હોમરૂલની ચળવળમાં જોડાયેલા.

૩. સુરત શહેરમાં તેમ અબ્રામા, સાલેજ અને કછોલીમાં પણ મુંબઈના અગ્રેસરો સભાઓ ગજાવતા. ભરૂચમાં તેમ જંબુસર અને આમોદમાં હોમરૂલનો સાદ ગુંજતો થયો. નડિયાદમાં નવચેતનાના ફુવારા ઉડાવવામાં મુંબઈના પ્રચારકો ને મગનભાઈ ચતુરભાઈએ અને બીજા સ્થાનિક અગ્રેસરોએ પૂરો સાથ આપ્યો. તેનો પ્રવાહ આણંદ અને ઉમરેઠ, ચીખોદરા અને ચકલાશીમાં પણ રેલાયો. પછાત ગણાતા પંચમહાલ જિલ્લામાં ગોધરાની જેમ દાહોદમાં પણ પહેલી જંગી સભાઓ ભરાઈ. અમદાવાદ શહેર તો ગાંધીજીના સંસ્કારથી જાગૃત થઈ હતું. અનસૂયાબહેન અને ગંગાબહેન મજમુદારની જોડીએ અશલાલી અને બારેજા જેવાં ગામડાંનાં ભાઈબહેનોને જાગૃત કરીને હોમરૂલ લીગની અનેક શાખાઓ સ્થાપી.

સાથે લોકજાગૃતિનાં ચડતાં પૂર અને ઊછળતાં મોજાંની જાણે હરીફાઈ જામી.

ગાંધીજીએ મુંબઈમાં સત્યાગ્રહની પ્રતિજ્ઞા પર સહી લેવાની સૂચના કરેલી. કોંગ્રેસ અને મુસ્લિમ લીગે, પ્રાંતિક કમિટીઓને તેની ચર્ચા કરીને તેની તૈયારીઓ કરવાનું સૂચન કરેલું. પરાગજીભાઈ[1] જેવા દક્ષિણ આફ્રિકાની લડતના અનુભવી સૈનિક તે વિષે ઠામઠામ ભાષણો આપતા અને લેખો લખતા. પણ એક માત્ર ગાંધીજી જ એવી લડતની સરદારી લઈ શકે એમ હતું તેથી એસન્ટની નજરકેદથી સૂનું પડેલું લીગના પ્રમુખનું સ્થાન સ્વીકારવા ગાંધીજીને મુંબઈના મિત્રો તરફથી ફરીફરીને વિનંતી કરવામાં આવતી.

આ અરસામાં ગાંધીજીને ફરી એકવાર આ વિનંતી કરવાને શંકરલાલ ગાંધીજીને અમદાવાદમાં મળેલા ત્યારે હું હાજર હતો. કોચરબના બંગલામાં[2] પાળ પર આવેલી એક નાની ઓરડીમાં આ મુલાકાત થઈ. હોમરૂલ લીગની પ્રવૃત્તિથી દેશની જેમ ગુજરાત પણ હાલી ઊઠયું છે, તેના સેંકડો ભાઈબહેનો સરકાર સામે કંઈ નક્કર લડત આદરવાને એકપગે તૈયાર થયા છે, તેમને દોરવાને ગાંધીજીએ આ લડતની અને લીગની પણ આગેવાની લેવી જ જોઈએ—એ બધું શંકરલાલે તેમની સ્નેહ અને કાએલિયતથી વિસ્તારપૂર્વક ગાંધીજીને કહ્યું.

ગાંધીજી આ બધું શાંતિથી અને સહાનુભૂતિથી સાંભળ્યે ગયા. તેમની મુખમુદ્રા ઘણી ગંભીર બની. તેમનાં નયનનાં ઊંડાણમાં અને હોઠના મરોડમાં તેમની વેધક બુદ્ધિ અને અમાપ કર્મબળ વરતાયાં.

---

૧. પરાગજી ખંડુભાઈ દેસાઈ તે વખતે હોમરૂલ લીગના વ્યવસ્થાપક મંત્રી નિમાયા હતા તેથી તે અહોનિશ ગુજરાતમાં લીગનો પ્રચાર કરતા. સત્યાગ્રહ વિષે તેમના લેખો અને ભાષણો લીગ તરફથી પત્રિકાઓરૂપે પ્રકટ થતાં.

૨. તે જ બંગલામાં હાલ ગાંધીજીનું સ્મારક સ્થપાયું છે અને તેના વિશાળ ચોગાનમાં બાળઉદ્યાન રચાયો છે.

તેની સાથે તેમને થતી વિનંતી પ્રત્યે તેમનો અણગમો અને ઠંડો વિરોધ પણ ચોખ્ખો તરી આવ્યો.

તેનાં કારણો પણ અમારાથી અજાણ્યાં નહોતાં. ચાલુ મહાયુદ્ધ વિષે તેમના ખ્યાલ બેસન્ટથી અને અમારાથી જુદા હતા. ઇંગ્લંડની મુસીબતને વખતે સ્વરાજની ચળવળ કરવાને બદલે લડાઈમાં મદદ આપવાનો ધર્મ તે માનતા. અલબત્ત સ્વરાજનો આપણો હક તે પિછાનતા તેમ જ બેસન્ટની નજરકેદના અને એમાં આપખુદ અમલના તે કટ્ટર વિરોધી હતા. તેમને છોડાવવાને તે સત્યાગ્રહ પણ કરે. પણ તે વિષે તેમની સૂચના છેવટે બેસન્ટના વિરોધને લીધે જ પડતી મુકાઈ હતી! આજે પ્રજાસાગર ઊમટ્યો છે તે સાચું. પણ તેની આગેવાની કંઈ રેઢી પડી છે કે તે કહેતાંવાર લઈ શકે? બેસન્ટ કાલે છૂટે ત્યારે, તમે કોની સલાહ માનો?—આવું કંઈક તેમણે કહ્યું—કંઈક સાનમાં સમજાવ્યું. છેવટે તેમણે સ્પષ્ટ સંભળાવ્યું : ‘બેસન્ટે હોમરૂલ લીગ સ્થાપી છે. તેના ખરા આગેવાન તે જ છે. મને તમે ગમે તેટલો લલચાવો પણ તમારે સમજવું જોઈએ કે એક મ્યાનમાં બે તલવાર ન જ સમાય!’

અમને તેમનાં કારણ ખરાવાદી લાગ્યાં. છતાં અમે કંઈક દુઃખી ને નિરાશ ચિત્તે પાછા ફર્યા. ખરી વાત એ હતી કે બેસન્ટની જે ગરમાગરમ ચળવળે આમ પ્રજાને નવું ચેતન આપ્યું હતું તે ગાંધીજીને કત્રખતની અને અણછાજતી લાગતી. તેમ ગાંધીજી તે વખતે બેસન્ટની નજરકેદ જેવા ચોક્કસ મુદ્દા પર સત્યાગ્રહની લડત આદરવા તૈયાર હતા તે બેસન્ટને અનિષ્ટ લાગતી. આમ બંનેનાં લડાયક પણ અસંગત તત્ત્વોની સંયુક્ત આગેવાની અમારે જોઈતી હતી, પણ તે કેમ મળે?

થોડા જ દિવસમાં ગાંધીજીનાં વિધાન ખરાં પડવાનાં શુકન દેખાયાં. મિત્રરાજ્યો માટે કટોકટી પર પહોંચેલા યુદ્ધમાં હિંદના અપાર મનુષ્યબળની સહાય મેળવવાને બ્રિટિશ સરકારે નવી નીતિ અપનાવી. હિંદની

સ્વરાજની માગને અનુલક્ષીને બ્રિટિશ સરકાર વતી હિન્દી વજીર મોંટેગ્યૂએ ૨૦મી ઑગસ્ટ(૧૯૧૭)ના રોજ એવી જાહેરાત કરી કે બ્રિટિશ સરકારનો અંતિમ ઉદ્દેશ હિંદમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાનો છે, તે માટે ક્રમેક્રમે લેવાતાં પગલાંનો અને તેના કામનો નિર્ણય અંગ્રેજ સરકારને હસ્તક રહેશે. તત્કાળ કરવાના રાજકીય સુધારા વિષે તપાસ કરી યોગ્ય ભલામણ કરવાને હિન્દી વજીર મોંટેગ્યૂ અને વાઈસરોય ચેમ્સફર્ડને નીમવામાં આવે છે. તે માટે થોડા જ માસમાં મોન્ટેગ્યૂ હિંદની મુલાકાત લઈ પ્રજામતનો સંપર્ક સાધશે. સરકારના આ ઢંઢેરાથી સ્વરાજના દરવાજા કંઈક ખુલ્લા થતા દેખાયા. તેથી પ્રજાના અંતિમ વિજયની આગાહી મળી. છતાં બેસન્ટને અને તેમના સાથીઓને તે જ વખતે છોડવામાં ન આવ્યા તેથી બ્રિટિશ રાજમહેલના તોતિંગ દરવાજા ઓર જોરથી ખખડાવવાની—ગરમ થયેલા લોઢા પર ઓર જોરથી ઘણ મારવાની અમને પ્રેરણા મળી. ખરેખર, પ્રજાકીય આંદોલન ઘટવાને બદલે ચોપાસ સપાટાબંધ વધતું ગયું.

આવી રાજકીય ચળવળને માર્ગે અમે આગેકૂચ કરતા ગયા. પણ હું અને કેટલાક અંગત મિત્રો વધારે તાત્ત્વિક દૃષ્ટિથી તે વખતે પણ ક્વચિત વિચાર કરતા અને કંઈક જુદા સિદ્ધાંતો તારવતા. તે માસની આખરે પણ મારું કેન્દ્રસ્થાન તો શંકરલાલને ઘેર જ હતું. તેમની સાથે નિરાંતે વાત કરતો ત્યારે તે કહેતા : 'કોણ જાણે કેમ, આપણી પ્રજાની ખરી તાકાત હોય છે તેના કરતાં સરકાર તે અનેકગણી વધારે નથી આંકતી ? દેશની શક્તિ તેમ તેની નબળાઈ આપણે તો ઠીક સમજીએ છીએ. છતાં સરકારે સ્વરાજની આ જાહેરાત કરીને આપણી તાકાતનો વધારે પડતો ઊંચો આંક કાઢ્યો હોય એમ નથી લાગતું ?' મારા અંતરમાં આ વિચારનો પડઘો પડ્યો. વળી ગાંધીજીએ પણ સભાઓની બુલંદ ગર્જનાઓની નીચે છુપાયેલી પ્રજાની નબળાઈ બરાબર પારખીને જ અમને સત્યાગ્રહ કરવાનો આગ્રહ નહિ કર્યો હોય એમ પણ કંઈક લાગ્યું.

૪૨૯૭૬

આવી અંતઃપરીક્ષાથી અમે કંઈક વિનમ્ર બનતા અને અંતર્મુખ બની સ્થૂળ રાજકીય ભૂમિકાથી પર કંઈક ઊંચાં મૂલ્યો શોધતા. બીજી એક વખત અમે નવો સવાલ છેડ્યો: ‘આ બધાં આંદોલનોના વંટોળથી અને રાત-દિનની પ્રવૃત્તિથી કોને શો લાભ થતો હશે?’ ગુજરાતમાં નવા પ્રાણ પૂરવાના સંકલ્પ કરીને અમે ચોપાસ સભાઓની ધૂમ જગાવતા. છતાં અમારી સિદ્ધિ વિષે અમે બંને ઘણીવાર શંકાશીલ બનતા. લાંબી વાતચીતને અંતે અમને લાગ્યું: ગુજરાત પર આપણે શી છાપ પાડી છે એ તો ચોક્કસ કેમ કહી શકાય? પણ એટલું તો ચોક્કસ કે આપણે સર્વએ ભગીરથ પ્રવૃત્તિ આદરીને આપણું પોતાનું ઘડતર તો કંઈક કર્યું જ છે!

તે વખતે હું ઘર વિનાનો શહેરી હતો. મારી આ દશા મને કવચિત સાલતી. જુલાઈની આખરે જૂનું ઘર મેં ઉઠાવ્યું હતું, પણ નવું કંઈ માંડ્યું નહોતું. ક્યાં માંડવું તેનો નિર્ણય કરવાને ફુરસદ જ નહોતી. ઇરાકની સફરમાંથી બચેલા ખાખી હાફકોટ અને બીજાં જૂનાં કપડાં પહેરીને હું ગુજરાતભરમાં ભ્રમણ કરતો. ધોધમાર વરસાદમાં રોજ પ્રવાસ કરતાં એ કપડાં ન ધોવાય ને ન સુકાય. ગામગામડે ફરતાં પગની માફક કપડાં ને જોડા પણ કાદવકીચડથી ખરડાય. કોઈ વાર રેલગાડીમાં સફર કરતાં જીવજંતુ હેરાન કરે, તાપથી પરસેવો છૂટે અને કાણાં છાપરામાંથી ટપકતું પાણી રેમઝેમ કરે. આવી હાલતમાં શંકરલાલના સુઘડ ઘરમાં દાખલ થતાં, મને ને પરાગજીભાઈને સંકોચ ને શરમ લાગતાં. પણ તરત નવો કાર્યક્રમ યોજીને બીજી સફર પર ઊપડવાનું હોય તે વખતે જેવાતેવા મેલાઘેલા લબાચા લઈને વળતી ગાડીમાં નાસવા સિવાય બીજું શું બની શકે?

વધારે સ્થિર જીવન ગાળવાની એક યોજના તે વખતે મનમાં ઘોળાયા કરતી. હિન્દ સેવક સમાજમાંથી નીકળતાં જ ગુજરાતના

આજીવન સેવકોનો એક સમાજ રચવાનો વિચાર મનમાં ખીલી આવ્યો હતો. તેમાં ડા૦ સુમંત અને શંકરલાલનો સાથ તો સહેલાઇથી સાંપડે એમ હતું. છોટુભાઈ પુરાણી પણ દેશસેવાના ધ્યેયથી બધી પ્રવૃત્તિ કરતા. સુરતમાં જતાં કલ્યાણજી અને દયાળજી જેવા સ્વરાજના જોદ્ધાઓ સાથે આ વિષે વાત થઈ ત્યારે તેમના જવાબ પણ અનુકૂળ લાગ્યા. પરંતુ પછી મનમાં વિચાર આવ્યો : કદાચ મારે આ બધા દેશસેવકો સાથે ઠીક બને; પણ તેમનાં બધાનાં મન એકમેક સાથે મળે ખરાં? અને નવા સમાજમાં સર્વે ઉતાવળે એકત્ર થયા પછી તેમની વચ્ચે વિચાર કે સ્વભાવના કંઈક ભેદથી ખટરાગ જામે તો શું કરવું?

આવી શંકાઓથી મારું મન ઘેરાયું હતું તેવામાં એક દિવસ હું ગાંધીજીની સલાહ લેવા ગયો. મારા ઉત્સાહથી તેમ જ ઉતાવળિયા સ્વભાવથી તે કંઈક પરિચિત હતા. તે દિવસે તેમને પૂરો અવકાશ હોવાથી તેમણે મારી યોજના ઘણી વાર સુધી શાંતિથી અને સહાનુભૂતિથી સાંભળી. પછી તેમણે જવાબ આપ્યો : ‘જે કરો તે પૂરો વિચાર કરીને કરજો. બધા માણસ પહેલી નજરે દેખાય છે તેવા નથી હોતા. ભલભલા વિચક્ષણ માણસો પોતાના રોજિંદા સાથીઓ વિષે પણ ભીંત ભૂલે છે. દક્ષિણ આફ્રિકામાં મેં પણ આવી ભૂલ કરેલી. તેથી સો ટકા વિશ્વાસ હોય તેમની સાથે જ મળી કંઈક કરજો. નહિ તો પોતપોતાના માર્ગે જ સેવા કરવાથી સુખ ને શાંતિ મેળવશો.’

આ શબ્દો સાંભળતાં નવા ધારેલા સાથીઓએ એકબીજા વિષે કહેલાં કંઈક અજુગતાં વેણ યાદ આવ્યાં અને મેં નવો સમાજ રચવાની યોજનાને સંકેલી લીધી.

આ વરસના આરંભમાં ગાંધીજીની સંગીન સભાઓ ગોધરામાં થઈ અને તે પછી ઠક્કરબાપા સાથે મેં સારાયે પંચમહાલ જિલ્લાનો પ્રવાસ કર્યો; ત્યારથી સ્થાનિક કાર્યકરો સાથે મારો સંબંધ વધતો ગયો.

ગોધરામાં અને તે જિલ્લામાં હોમરૂલના પ્રચારને લીધે રાજકીય જાગૃતિ વધતી ગઈ. તેથી વામનરાવ મુકાદમની સાથે જુવાન વકીલ દલસુખભાઈ ને પુરુષોત્તમદાસ, દા૦ માણેકલાલ શાહ અને વેપારી વાડીલાલનું ઉત્સાહી કાર્યકરમંડળ જામ્યું હતું. તેમણે જ મુંબઈમાં વકીલાત કરતા, સ્થાનિક હાઈસ્કૂલના સંચાલક માણેકલાલ મહેતાના અને મારા સહકારથી ગાંધીજીના પ્રમુખપણા નીચે પહેલી ગુજરાત રાજકીય પરિષદ ભરવાનું ઠરાવ્યું. ગાંધીજીએ ઉદાર દિલે તે દરખાસ્ત મંજૂર કરી અને નવેમ્બર માસમાં તારીખો પણ ફાજલ પાડી. આ નવી પરિષદની હકીકત જાહેર થતાં જ ગુજરાતભરમાં તે માટે ઉત્સાહનાં પૂર ઊમટવા માંડ્યાં અને તેથી પ્રોત્સાહિત થઈને ગોધરાના કાર્યકરોએ ગાંધીજીને છાજે એવું સંમેલન ભરવા કમર કસી. વળી તેમાં હાજરી આપવાને ટિળક, ખાપરડે અને મહમદઅલી ઝીણા જેવા રાષ્ટ્રીય મહારથીઓને તેમણે ભાવભર્યાં આમંત્રણ મોકલી આપ્યાં.

ગરમાગરમ રાજકીય ચળવળની સાથે હું કેળવણીના શાંત કાર્યને પણ વરેલો હતો. અમદાવાદમાં મળેલી પહેલી કેળવણી પરિષદે બીજી બેઠક ભરૂચમાં મેળવવાનું આમંત્રણ સ્વીકાર્યું હતું. મારી લાંબી ગેરહાજરી દરમ્યાન કેળવણી મંડળના સહમંત્રી ઠક્કરબાપાએ વડીલધર્મ બજાવીને ભરૂચ જઈને પરિષદની તૈયારીઓમાં પ્રાણ પૂર્યો હતો. આ પરિષદના પ્રમુખ તરીકે પણ દેશભરમાં સપાટાબંધ ચમકતા ગાંધીજીના સિતારા પર જ અમારી નજર ઠરી.[1] તે લડાયક રાજપુરુષ તરીકે પંકાયેલા હતા. તેમ દક્ષિણ આફ્રિકામાં અને અમદાવાદમાં તેમના વિશિષ્ટ સિદ્ધાંત મુજબ રાષ્ટ્રીય શાળા ચલાવતા. ગુજરાતી ભાષાને તેમણે રાજકીય

૧. દુર્ભાગ્યે ભરૂચમાં કેળવણી પરિષદ ભરવાનું આમંત્રણ આપનાર અંબાશંકર મલજીએ પરિષદના પ્રમુખપદ માટે ગાંધીજીની પસંદગી સામે વિરોધ કર્યો. તેથી સ્વાગત સમિતિનું પ્રમુખપદ અને સુકાન આદરજી મચરજી દલાલે સંભાળી લીધું. પરિષદ ભરાઈ ત્યારે સૌજન્યમૂર્તિ મલજીએ તેને સારો સહકાર આપ્યો હતો.

પ્રચારના તેમ જ કેળવણીના વાહન તરીકે અપનાવી હતી. તે પણ પ્રજાજીવનનું સર્વાંગી નવું ઘડતર ચાહતા હતા. તેથી તેમણે અમારી નમ્ર વિનંતી માન્ય કરીને આ પરિષદનું પ્રમુખપદ સ્વીકાર્યું અને ઑક્ટોબરની આખરની તારીખો તે ભરવાને નક્કી કરી. વળી હોમરૂલની ચળવળના આ કાળમાં કોઈ પરિષદ સાથે રાજકીય સંમેલન કર્યા વિના ન જ ચાલે. તેથી કેળવણી પરિષદ પછી ભરૂચમાં જિલ્લા રાજકીય પરિષદ અમારા લાડીલા આગેવાન જમનાદાસના પ્રમુખપદે ભરવાનું નક્કી થયું.

આ બંને પરિષદની તૈયારી કરવાને હું ઑગસ્ટના છેલ્લા અઠવાડિયામાં ઠક્કરબાપાની સાથે ભરૂચ પહોંચ્યો. અમદાવાદની માફક અહીંયાં પણ અમારું કાર્યાલય દાદાભાઈ લાયબ્રેરીના હૉલમાં જ ગોઠવાયેલું હતું. ફરીવાર કેળવણી પરિષદમાં સર્વત્ર રસ જગાડવાને માટે ઠક્કરબાપા અને સ્થાનિક મંત્રી હરિભાઈ અમીન સાથે મળીને મેં સ્થાનિક સંસ્થાઓને, માધ્યમિક શાળાઓને તેમ જ દેશી રાજ્યોના અધિકારીઓને કેળવણીના સવાલોની અને ચર્ચવાના વિષયોની યાદીઓ ઘડીને મોકલી આપી. સ્વાભાવિક રીતે ગઈ સાલ કરતાં તે ટૂંકી પણ મુદ્દાસર હતી. રાષ્ટ્રીય શિક્ષણ અને કેળવણીમાં માતૃભાષાના વાહન પર અમારું મન એકાગ્ર હતું તેથી તેને અમારા પરિપત્રોમાં મુખ્ય સ્થાન અપાયું.

ઑગસ્ટ માસમાં ભરૂચની કેળવણી પરિષદના પ્રમુખ તરીકે ગાંધીજી ચૂંટાયા અને તેની તારીખો નક્કી થઈ તેથી તેનું અગાઉ નિશ્ચિત થયેલું કાર્ય આગળ ધપાવવાની મારી જવાબદારી વધી ગઈ. ગુજરાત કેળવણી મંડળનું બંધારણ ઘડીને તેના સભાસદો તો અગાઉ નોંધાયા હતા. પણ ગ્રામસેવાના ગુરુ મોતીભાઈ અમીનની[1] 'મિત્રમંડળ લાયબ્રેરીઓ 'ના

---

૧. હાલમાં સરકાર તરફથી ચાલતી 'કૉમ્યુનિટી પ્રોજેક્ટ' અને રાષ્ટ્રીય વિસ્તરણ યોજનાઓમાં ગામલોકોના દાન અને ફાળા પ્રમાણે નિયત ધોરણસર સરકાર અમુક રકમ ઉમેરીને શાળા, દવાખાનાં, રસ્તા વગેરે બાંધી આપે છે. પ્રજા અને રાજ્યના સહકાર પર રચાયેલી આવી યોજનાઓના આદ્ય પ્રવર્તક તરીકે મોતીભાઈ અમીનને જ પિછાનવા જોઈએ.

ધોરણે જે ગામના લોકો પંદર રૂપિયા આપે તેમને બીજી તેટલી જ રકમ ઉમેરીને આશરે રૂા. ૩૦નાં વર્તમાનપત્રો મોકલવાની યોજના મેં ઘડી હતી અને તેવાં આશરે ૫૦ વાચનાલયો સ્થાપવા મારે જોઈતી મદદ મુંબઈના સખીજનોએ આપેલી. મારી લાંબી ગેરહાજરી દરમ્યાન અભરાઈએ પડેલી આ યોજનાને સફળ કરવાને મેં હવે અમદાવાદના કાર્યાલયમાં બેસીને તેમ જ ગામેગામ ફરીને ઝડપી પ્રયાસ આદર્યો. પરિણામે હોમરૂલની ચળવળની સાથે આ વાચનાલયની યોજના પણ ગામડાંની ભીતરમાં પહોંચી ગઈ અને પરિષદ મળતાં પહેલાં અમે નિર્ધારેલાં ૫૦ પૈકી ૪૫ નવાં 'ગોખલે વાચનાલય'[1] સ્થાપી શક્યા.

કેળવણી પરિષદના કામ અંગે ભરૂચમાં રહેતાં ખાડા–ટેકરા સાંધીને પાઘડીપને રચાયેલા આ સ્વચ્છ અને સુઘડ શહેરની બાંધણી જોઈને અને એ કાંઠે વહેતાં નર્મદાનાં નીર જોઈને હું ખુશ થતો. પણ મારી નજર તો પરિષદના સ્થાનિક મંત્રી અને મારા દિલોજાન મિત્ર હરિભાઈ અમીન પર જ ઠરેલી.

દીવાન ઝવેરભાઈના પુત્ર અને ભક્તિબાના ભાઈ હરિભાઈ શ્વશુર પક્ષ તરફથી મળેલી ઝાડેશ્વરની જમીનનો વહીવટ કરવાને ભરૂચ રહેતા. વરસોથી ભરૂચ કેળવણી મંડળ જેવી સાર્વજનિક સંસ્થાની તન, મન અને ધનથી બનતી સેવા તે કરતા. બેસન્ટ નજરકેદ થયા પછી હોમરૂલ લીગની ચળવળમાં તે જોડાયા ત્યારથી તે સંસ્થાના અડગ ઝંડાધારી અને ચોવીસ કલાકના સેવક બની ગયા. તે દિલાવર નવજુવાને છાતી સમી વધારેલી કાળી દાઢી જોઈને કોઈ તેમને પહેલી નજરે ડોળી માણસ ધારે. પણ બીજી જ ક્ષણે તેમની આંખમાંથી નીતરતો નેહ અને તેમના હોઠ પર મરકતું મીઠું સ્મિત નીરખે કે તરત તેમને સાચા દેશભક્ત

1. તે કાળમાં મોતીભાઈ અમીનની જ પ્રેરણાથી આણંદના ચરોતર કેળવણી મંડળનાં વાચનાલય 'દાદાભાઈ લાઈબ્રેરી'ને નામે પંકાતાં. જુવાનોના નવા જ્યોતિર્ધર ગોખલેનું નામ અમે અમારી સંસ્થાઓને આપ્યું.

તરીકે પિછાને. સભાસદપસોમાં તેમના સંસ્કારથી જે કાર્યકરો તેમની સાથે જોડાતા ગયા તેમનો અડ્ડો તેમના ઘરમાં જામતો અને ભાવપૂર્વક આગ્રહ કરીને તે બધાંને જમાડવામાં અને તેમની સુખસગવડ સાચવવામાં અનેરો આનંદ માણતા. તેમનું ઘર મિત્રો અને મહેમાનો માટે, શહેરના ભાષણકર્તા માટે તેમ જ ગામડાંના ખેડૂતો માટે ચોવીસે કલાક ખરેખર ખુલ્લું જ રહેતું. મધરાતે પણ કોઈને બારણું ખખડાવવાની કે બૂમ પાડવાની જરૂર ન પડતી—જે આવે તેને માટે હારબંધ પથારીઓ તૈયાર જ રહેતી. આવા બાદશાહી દિલના ફકીરને મળતાં જ હું તેમનો સદાનો મિત્ર બન્યો. વખતોવખત બહારગામથી આવી મળતાં કે વિદાય આપતાં તે એવા ઉમળકાથી મિત્રોને ભેટતા કે તેમના પ્રેમળ બાહુપાશમાંથી છૂટવું મુશ્કેલ બનતું.

હરિભાઈના જોશીલા અને હૂંફાળા સંપર્કથી ભરૂચ શહેર અને જિલ્લાના કાર્યકરોનું જે મંડળ જામી ગયું તેમાં ઉત્કટ દેશભક્તિથી પ્રેરાયેલા હીરાલાલ નાળિયેરવાળા સહેજે તરી આવતા. તે વખતે હીરાલાલ ફુરજા પર બાપદાદાનો નાળિયેરનો ધીકતો ધંધો કરતા. પણ હોમરૂલની ચળવળમાં ઝુકાવ્યા પછી પેઢી મુનીમોને સોંપીને તેઓ ઘણો વખત રાજકીય પ્રવૃત્તિમાં જ ગાળતા. હરિભાઈની માફક એમને પણ હોમરૂલ લીગનો અને પછી કોંગ્રેસનો એવો પાકો રંગ લાગ્યો કે બંનેએ પોતપોતાના ધંધારોજગારો છેક નેવે મૂક્યા અને હસતી આંખે ભારે ફનાગીરી વહોરી લીધી. છેવટે એ બેલડીએ જુદેજુદે વખતે ભરૂચથી દેશવટો લીધો ત્યાં સુધી એકેયે પાછું વળીને જોયું નહિ અને પછીથી પોતાનાં સેવાકાર્ય માટે કદી પશ્ચાત્તાપ કર્યો નહિ.

આવા વિરલ સાથીઓના સંપર્કથી નવી પ્રેરણા પામીને અને આશાજનક સરકારી જાહેરાતથી ઉત્તેજિત થઈને મેં બંને પરિષદોને સફળ બનાવવાને પવનવેગે ઠામઠામ ઘૂમવા માંડ્યું. મંદવાડના છેલ્લા

અવશેષ હવે નાબૂદ થયા હતા, તેથી મારા થનગનતા માનસનો ઘોડો મેં છૂટો મૂક્યો. દરેક સ્થળે નવા સાથીઓને હું પિછાનતો ગયો અને હોમરૂલ લીગના તંત્રને મજબૂત બનાવતો ગયો.

પંચમહાલ જિલ્લામાં ગાંધીજીના પ્રમુખપદે નવી જ રાજકીય પરિષદ ભરવાનું નક્કી થયેલું, તેથી ઑક્ટોબરના આરંભમાં તે જિલ્લા તરફ જ મેં પગલાં માંડયાં. વરસના આરંભમાં ગાંધીજીની સાથે મને વામનરાવ મુકાદમે સત્કારેલો. તેથી હવે મેં પણ ગોધરાની રાજકીય પરિષદને સફળ બનાવવાને તેમનો જ સાથ લીધો. મુકાદમનું શરીર પ્રમાણમાં ટૂંકું પણ બાંધી દડીનું હતું. તેમની ઝીણી આંખમાંથી ઝરતો આતશ અને તેમની જીભમાંથી વરસતી અગન પરથી તેમની રાજકીય ઉગ્રતા સહેજે વરતાતી. મહારાષ્ટ્રના અસલ વતની મુકાદમ, વરસોથી લોકમાન્ય ટિળકનાં જીવન અને લેખોમાંથી પ્રેરણા મેળવીને ઉદ્દામ વિચારના બનેલા. હોમરૂલ લીગની ચળવળથી અને આવતી રાજકીય પરિષદથી તેમને જોઈતી તક સાંપડી. તે જોતજોતામાં તેમના જિલ્લાના ઉદ્દામ રાજકીય અગ્રેસર બની ગયા. આ કાર્ય છેક સહેલું તો નહોતું. ખાનગી જીવનમાં વામનરાવ, મણિલાલ મહેતાની હાઈસ્કૂલના એક શિક્ષક હતા. તેમની આવક છેક ટૂંકી હતી અને કુટુંબ બહોળું હતું. શહેરમાં મુસ્લિમોની મોટી વસ્તી નવી ચળવળથી એકંદર અલગ ને કંઈક વિરુદ્ધ હતી. ગામડામાં છેક અભણ અને લંગોટિયા ભીલની મોટી વસ્તી હતી. છતાં એ કૃતનિશ્ચયી વીર પુરુષે બધીયે મુસીબતોનો હિંમતભેર સામનો કર્યો અને દા૦ માણેકલાલ અને પુરુષોત્તમદાસ વકીલ જેવા અનેક મિત્રોને સાથે મેળવીને તેમણે એ ગરીબ જિલ્લામાંથી સારો ફાળો ઉઘરાવ્યો અને સ્વાગત સમિતિનું કાર્યાલય ધીકતું બનાવ્યું. વળી પરિષદનું પ્રચારકાર્ય કરવાને એ જિલ્લામાં મારી સભાઓ સફળ બનાવવાને તેમણે પૂરી જહેમત ઉઠાવી.

સપ્ટેમ્બરની દશમીથી બારમી સુધીના ત્રણ દિવસમાં હું હાલોલ, કાલોલ અને વેજલપુરની સભાઓમાં ભાષણો આપીને પાછો ગોધરે

આવ્યો ત્યારે તે શહેરમાં ૧૬મીએ જંગી સભા ભરીને વામનરાવે પરિષદની સફળતાની મને ખાતરી કરી આપી. વેજલપુર સિવાયનાં ત્રણે ગામમાં અગાઉ મેં સભાઓ ભરેલી ને ગોધરામાં તો ગાંધીજીએ પહેલો રણટંકાર કરેલો. છતાં વચગાળાના આઠ માસમાં આખા પ્રદેશની સૂરત પલટાઈ ગયેલી લાગી. હું જ્યાં ગયો ત્યાં વેપારીઓ ને વકીલો, ખેડૂતો અને મજૂરોની મોટી મેદની જામી. સ્વરાજનાં ગીતોની અને લડાયક સૂત્રોની રમઝટ ચાલી. મહેમાનોનું ભાવિક સ્વાગત કરવામાં ને તેમનાં સરઘસ કાઢવામાં તીવ્ર ઉત્સાહ દેખાયો. એક રૂપિયો આપી અમારી લીગના સભાસદનો રૂપેરી બિલ્લો લેવાને લોકોની પડાપડી થતી જોઈ ને[1] અને પરિષદના ફાળામાં પણ સારી રકમ ભેગી થતી જોઈને હું દંગ થઈ ગયો.

બરાબર ત્રણ માસની નજરકેદ પૂરી થતાં ૧૬મી સપ્ટેમ્બરના રોજ બેસન્ટ અને તેમના સાથીઓને બિનશરતે મુક્ત કરવામાં આવ્યા. તેથી રાજકીય મંડળોમાં વિજયોત્સાહનાં પૂર મોભે ચડ્યાં. તેની સાથે રાજકીય લડતને નવો વળાંક આપવાનો સવાલ પણ અમારી સામે ખડો થયો. અત્યાર સુધી તો બેસન્ટના છુટકારાનો સવાલ આગળ ધરીને અમે નવી સરકારી જાહેરાતને કોડીની ગણીને સરકાર વિરોધી ચળવળ આગળ ધપાવ્યે જતા, પણ હવે તેમ કરવું અશકય બન્યું. તેથી પલટાયેલા સંજોગોમાં નવી નીતિ વિચારવાને હું મુંબઈ ગયો ત્યારે ગાંધીજી પણ ચંપારણથી ત્યાં આવ્યા હતા. અમારી સાથે મુક્ત ચર્ચા કર્યા પછી એ વીર મુત્સદ્દીએ જુવાન કાર્યકરોની અફાટ શક્તિને પૂરેપૂરી રોકવાને

---

૧. હોમરૂલ લીગનો રૂપેરી બિલ્લો શહેરની તેમજ ગામડાંની પ્રજાને કોઈ જાદુઈ તાવીજ જેવો મોહક લાગતો અને તેના પ્રચારમાં સહાયરૂપ બનતો. અમદાવાદની શહેરી પ્રજા અને દાહોદ-ઝાલોદના અભણ ભીલ પણ લીગના પ્રચારના રસિયા બનેલા. ભીલો 'હોમરૂમ લીગ'ના નામ પર આશક બનતા અને તેના પ્રચારકોને સર્વત્ર ફૂલડે વધાવતા.

અને તેમની ધગશની કસોટી કરવાને નવી કામગીરી અમને સૂચવી.

ગાંધીજીએ તો પહેલેથી સરકારી જાહેરાતને આનંદથી વધાવી લીધેલી. મોન્ટેગ્યૂને તે અંગત રીતે ઓળખતા. તેને ઉમદા ખવાસના અંગ્રેજ તરીકે તે પિછાનતા. તેની ન્યાયબુદ્ધિમાં તેમને વિશ્વાસ હતો. હવે બેસન્ટની નજરકેદનો અંતરાય દૂર થતાં મોન્ટેગ્યૂ દેશમાં આવે ત્યારે કૉંગ્રેસ–લીગની સુધારાની યોજના પ્રજાના પૂરા પીઠબળથી તેમની આગળ રજૂ થાય અને જાગૃત પ્રજાનું જોશ નવા રોજિંદા કાર્યમાં વળે તે હેતુથી તેમણે એક ટૂંકી અરજીનો મુસદ્દો ઘડીને તેના પર હજારો–લાખો પ્રજાજનોની સહીઓ લેવાની અમને સૂચના આપી. એ અરજીનો સાર આટલો હતો : અમે સહી કરનાર કૉંગ્રેસ–લીગના સુધારાની યોજનાને સમજીને ટેકો આપીએ છીએ; તેમાં સૂચવેલા સુધારા દેશના તેમજ સામ્રાજ્યના હિત માટે જરૂરના ગણીએ છીએ; એ સુધારા થયા વિના હિંદમાં ખરી શાંતિનો યુગ આવવાનો નથી એમ માનીએ છીએ; તેથી આ સુધારાની યોજના મંજૂર કરી અહીંયાં આવવામાં ઉઠાવેલો શ્રમ સફળ કરવા અને હિંદની પ્રજાની આશા પરિપૂર્ણ કરવા અમે વિનંતી કરીએ છીએ.

આ મુસદ્દો ગાંધીજીએ મુંબઈની હોમરૂલ લીગને તેમજ અમદાવાદની ગુજરાત સભાને[1] સોંપ્યો. બંનેને તેમણે તે અરજીની સેંકડો નકલો–અંગ્રેજી અને ગુજરાતીમાં–છપાવીને તેના પર બને તેટલાં સ્ત્રી-

1. કૉંગ્રેસના જેવી જ નીતિવાળી આ સભા અમદાવાદમાં સન ૧૮૮૪માં સ્થપાયેલી. પછી તે કૉંગ્રેસની કમિટી તરીકે કામ કરતી. રમણભાઈ નીલકંઠ, પાટીલ વકીલ, હરિલાલ દેસાઈભાઈ, ડૉ૦ બેન્જામિન વગેરે તેના જૂના આગેવાન હતા. તે સભા તરફથી જ સન ૧૯૧૬માં અમદાવાદમાં પ્રાંતિક રાજકીય પરિષદ ભરાયેલી. તે પછી વકીલ શિવાભાઈ મોતીભાઈ પટેલ અને કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ(બચુભાઈ)ની સાથે ગણેશ વાસુદેવ માવળંકરને મંત્રી તરીકે ચૂંટવામાં આવ્યા હતા. ગાંધીજી એ સભાના ઉપપ્રમુખ ચૂંટાયા હતા.

પુરુષોની સહીઓ લેવાનો આદેશ આપ્યો. આવી રીતે તેમણે કોંગ્રેસના અંગરૂપ ગુજરાત સભા અને હોમરૂલ લીગના કાર્યની વચ્ચે એકતા જમાવી અને વધારેમાં વધારે સહીઓ ટૂંક મુદ્દતમાં કરાવવાનું કામ સોંપીને બંને સંસ્થાની તેમણે કસોટી આદરી. તરત જ બંને સંસ્થાએ આ કામ ઉપાડી લીધું—લીગે પોતાની ગુજરાતભરની શાખાઓને અને ગુજરાત સભાએ અમદાવાદ–ખેડા જિલ્લામાં આ અરજીની થોકબંધ છાપેલી નકલો મોકલી આપી. તેના પર વધારે સહીઓ લેવાને બન્નેની વચ્ચે જોશીલી હરીફાઈ શરૂ થઈ.

મુંબઈની લીગ તરફથી છાપેલી અરજીઓ લઈને હું હવે મારા જ ખેડા જિલ્લાના ઝડપી પ્રવાસે નીકળ્યો. નડિયાદના પીઢ દેશસેવક ફૂલચંદ શાહે સૂચવેલા કાર્યક્રમ મુજબ હું અનેક સાથીઓ સાથે ૨૩મીથી ડાકોર, ડાસરા, કપડવણજ વગેરે ગામોનો પ્રવાસ કરીને ૩૦મીએ સવારે બોરસદ જવાને નડિયાદ સ્ટેશને પહોંચ્યો. ત્યાં મને ગુજરાતની ક્ષિતિજ પર ઊગતા એક તેજસ્વી તારકનું અણધાર્યું દર્શન થયું.

બોરસદની એ જ સભામાં અમદાવાદની ગુજરાત સભા તરફથી કોઈ વલ્લભભાઈ બેરિસ્ટર આવવાના છે એમ હું જાણતો. હું ફૂલચંદભાઈ સાથે બોરસદમાં જાહેર સભા ભરીને લીગની શાખા સ્થાપવા અને મોન્ટેગ્યૂની અરજી પર સહીઓ લેવા જતો હતો. વલ્લભભાઈ ગુજરાત સભા તરફથી તે જ અરજી પર સહીઓ લેવા ત્યાં જતા હતા. અમારી સંસ્થાઓ વચ્ચે ચાલતી આ હરીફાઈને લીધે સભાનું કેવું પરિણામ આવશે એનો અમારા મનમાં વસવસો હતો.

આવા વિચારો મારા મગજમાં ચાલતા હતા તેવામાં અમદાવાદની ગાડી આવી. કોઈની સૂચનાથી હું વલ્લભભાઈના બીજા વર્ગના ડબ્બામાં ગયો. તેમને છેક જ વિલાયતી વેશમાં સજ્જ થયેલા જોઈને હું ચકિત થયો. ઇસ્ત્રીબંધ રેશમી પાટલૂન, હાફકોટ, કોલર–ટાઈ અને હેટમાં તે ઘણા જ અક્કડ જણાયા. તેમનો કોલર ગળાની ટોચે પહોંચતો અને

તેમની વિલાયતી ટોપી કપાળને ઢાંકીને તેમની મારકણી આંખો સાથે વાત કરતી, એથી તો એ સવાયા સાહેબ જેવા લાગ્યા. તરત જ મારો બેદરકારીભર્યો પહેરવેશ જોઈને હું કંઈક શરમિંદો બન્યો. મારું ઘઉં-વર્ણું ધોતિયું, ઇરાકનો કાળા બટનવાળો ચોળાયેલો ખાખી હાફકોટ અને ધૂળેટી રંગની કાશ્મીરી ટોપી જોઈને તેમણે મને સહેજ કટાક્ષમય હાસ્યથી વધાવ્યો.

પરસ્પર મિત્રોના ઇશારાથી મને પિછાનીને વલ્લભભાઈએ સહેજ આંખ ચગાવીને મને પૂછ્યું : 'તમે જ ઇન્દુલાલ કે?'

આવા સવાલથી મને વળ ચડતાં મેં સહેજ હસીને પૂછ્યું : 'તમે જ વલ્લભભાઈ કે?'

આવી શબ્દોની સાઠમારી કર્યા પછી અમે વાતે વળ્યા. તેમણે મુંબઈની લીગ પર કંઈક કટાક્ષ વેર્યા. તેથી જરાયે ગભરાયા વિના મેં સડસડાટ મારી વાગ્ધારા ચલાવી. પછી નિરાંતે સુંવાળી ગાદી પર બેસીને અમે હસીખુશીથી પરસ્પરનાં દૃષ્ટિબિંદુ સમજતા ગયા. તેમણે મને ગુજરાત સભાની કડીબંધ હકીકત કહી. મેં તેમને લીગની પત્રિકાઓનું સાહિત્ય આપ્યું. મેં તેમને ટીખળી, બાહોશ મુત્સદ્દી તરીકે ઓળખ્યા. તેમણે મને અધીરા અત્યુત્સાહી જુવાન તરીકે પિછાન્યો. ત્રણચાર કલાકની લાંબી સફરમાં અમારો પાટો બેસી ગયો. બોરસદમાં હું તેમની સાથે જ મોટે ઘેર ઊતર્યો. અમને બંનેને ગામના સરઘસમાં સાથે ફેરવવામાં આવ્યા. બંનેએ હજારેક માણસની જાહેર સભામાં ભાષણ કર્યાં. બંનેએ આણેલી અરજીઓ પર સહીઓ લેવાઈ અને છેવટે હોમરૂલ લીગની શાખા બુલંદ હર્ષનાદ વચ્ચે સ્થપાઈ.

ખેડા જિલ્લાનો આ પ્રવાસ પૂરો કરતાં મેં ફૂલચંદભાઈને મારા ખરા દિલોજાન સાથી તરીકે પારખી લીધા. નડિયાદના પીઢ અગ્રણી ગોકળદાસ વકીલ હતા. મણિલાલ નભુભાઈના ભાઈ માધવલાલ વગેરે બીજા સાથીઓ દિવસો સુધી પ્રચારકાર્યમાં લીન રહેતા. પણ ફૂલચંદ-

ભાઈએ તો બંગભંગના કાળથી દેશસેવા માટે ભેખ લીધેલો. ચુસ્ત આર્યસમાજી તરીકે સમાજસુધારામાં તેમજ રાજકીય આંદોલનમાં સર્વોત્કૃષ્ટ સેવા આપતા, દેશ માટે રાતદિવસ જહેમત ઉઠાવતા, ખેડા જિલ્લાની સમગ્ર પ્રવૃત્તિના તે સાચા પુરસ્કર્તા હતા. જિલ્લાનું કાર્યાલય તે જ ચલાવતા અને અનેક વક્તાઓના પ્રવાસના કાર્યક્રમ ઘડતા અને સફળ રીતે પાર પાડતા. ઉપરાંત તે જુસ્સાદાર વક્તા હતા, તેમ તેમની કલમથી રાજકારણમાં તે કવિત્વ ઉતારતા. તેમણે નડિયાદનો માસિક હેવાલ 'નવજીવન'માં પ્રગટ કર્યો, તેમાં તે નગરની સાક્ષરકાળથી તે ચાલુ માસ સુધીની પ્રવૃત્તિનું સિંહાવલોકન રસિલી ભાષામાં કરીને તેમણે જણાવ્યું: 'નડિયાદનું ચેતન અને કમળપૂજા આ (પ્રવૃત્તિ) છે.'[1]

આવા કોઈ વીરલા નડિયાદી, સાક્ષરી શૈલીમાં લખતા તો કોઈ વળી ભાષણ કરતાં ચરોતરની તળપદી કુહાડાફાડ જબાન ચલાવતા. મારા વતનના કર્કશ શબ્દપ્રયોગો થોડા દિવસ મને ગમતા. પછી તેનાથી હું કંટાળતો ત્યારે કામપ્રસંગે બીજા જિલ્લામાં ઊપડી જતો.

સંસ્કાર, બોલી અને રહેણીકરણીમાં નડિયાદથી વધારેમાં વધારે

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩. અં. ૩, પાન ૧૮૭-૯૦. તેમણે લખ્યું કે સ્વ. મનસુખરામ આદિ સાક્ષરોએ 'સંધિકાળમાં નવજીવનનો મધુર પમરાટ પ્રસારવાને...માનસ સરોવરમાં કમળો રોપ્યાં; સ્વ. ગોવર્ધનરામ વગેરેએ પોષી, પાઈ વિકસિત કર્યાં...હવે જ્ઞાન, ભક્તિ અને કર્મમાં લીન થયેલા પુત્રોને રાષ્ટ્રના ઇષ્ટ સાધ્ય માટે કમળપૂજા કરવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે.'—પછી પ્રો. બળવંતરાય ઠાકોરના 'ગાંડી ગુજરાત' લેખને અનુલક્ષીને તેમણે લખ્યું: 'ગાંડી ગુજરાત સ્વાર્થની સાધનામાં જ રચીપચી રહી છે...એવા તીવ્ર કટાક્ષના પ્રહારો બહુ ખમ્યા; પરંતુ તે ગાંડી ગુજરાતનો ગાંડો નાયક ગાંધી સ્વાર્થત્યાગી સત્યાગ્રહમાં ગાંડોગાંડો થઈ ફરે છે અને તેની પાછળ ગાંડી ગુજરાત વિશેષ ગાંડી થઈ સ્વદેશી અને સ્વરાજનાં ગીત ગાશે...' તે પછી તેમણે બંગભંગ કાળની નડિયાદની પ્રવૃત્તિનું બયાન આપી આગલા માસની સભાઓનો હેવાલ આપ્યો હતો.

વિભિન્ન સુરત શહેર લાગતું. વખતોવખત ત્યાં જતાં સ્ટેશનથી ફુરજાના રસ્તા અને બજારની રોનક, રૂપાળી બગીઓની અને એક્કાની રમઝટ મને મુગ્ધ કરતાં. પણ ચોમાસાના કાદવથી ખદબદતા ત્યાંના રસ્તા, ખુલ્લી ગટરોનો ગંદવાડ અને રાતે મચ્છરોનો ગણગણાટ સારા ગુજરાતમાં મને વધારેમાં વધારે ત્રાસદાયક લાગતાં. શહેરનાં સ્ત્રીપુરુષોની સુરતી બોલી તેમજ મોજીલો સ્વભાવ મને ગમતો. તેમ–

' હરિણીશી ચંચળ વાન, નાજુક ને નમણી,
ફૂલની કળીસમ સુકુમાર સુરતની રમણી '

—કવિને તેમ સર્વને મોહક લાગતી. પણ એક સમાજસેવક તરીકે મને અમદાવાદને મુકાબલે સુરતીઓ[1] કંઈક આળસુ અને એદી લાગતા. છતાં જેમ મુંબઈના વ્યાખ્યાનવીરોની શનિ–રવિવારની સભાઓ જામતી ગઈ તેમ સુરતના સહેલાણીઓ પણ જાગતા થયા અને તેના અનેક સુપુત્રોએ શહેરમાં અને સારા જિલ્લામાં હોમરૂલનો નાદ ગુંજતો કર્યો.

હવે સુરતના જૂના કોંગ્રેસી આગેવાન ઠાકોરરામ વકીલની[2] સારી પેઢીને બાજુએ મૂકીને ડા૦ કરસુખ વેરાની આગેવાની નીચે નવજુવાનોએ નવી લડતમાં ઝુકાવ્યું. કરસુખભાઈ તેમના માતાપિતાના સંસ્કારને લીધે વરસોથી થિયોસોફી પંથના શ્રદ્ધાળુ અનુયાયી હતા. બેસન્ટે હોમરૂલ લીગની સ્થાપના કરી તે પછી ગુજરાતમાં પહેલી જ શાખા તેમણે સુરતમાં સ્થાપેલી. બેસન્ટની નજરકેદથી તેમના દિલમાં ચોટ લાગી.

---

૧. ભાષા અને સંસ્કારની દૃષ્ટિથી ભરૂચને સાધારણ રીતે સુરતની હરોળમાં મૂકવામાં આવે છે. સુરતને મુકાબલે ભરૂચ ઘણું જ સ્વચ્છ લાગતું અને તેના લોકો વધારે ઉદ્યમી લાગતા. બાકી રહેણીકરણીમાં, મોજશોખમાં અને ભાષા–સંસ્કારમાં ભરૂચીઓ સુરતીઓની કંઈક ઝાંખી આવૃત્તિ જેવા મને હંમેશાં લાગ્યા છે.

૨. ઠાકોરરામ વકીલ, બળવંતરાય દવે, ચુનીલાલ ગાંધી વગેરે જૂના કોંગ્રેસના કાર્યકરો ' સુરત ડિસ્ટ્રિક્ટ એસોસિયેશન ' નામે મંડળ ચલાવતા અને ઘણુંખરું કોંગ્રેસ મળવાની હોય ત્યારે તેના પ્રતિનિધિ ચૂંટવાને મળતા. છેલ્લે છેલ્લે ડા૦ કરસુખ અને દયાળજી તેના મંત્રી ચૂંટાયેલા.

તેમના અત્યંત ખરાવાદી અને ગરમ સ્વભાવે તેમને બેચેન કરી મૂક્યા અને દાક્તરનો ધંધો થોડોઘણો નેવે મૂકીને તેમણે નવી ચળવળને આગળ ધપાવવાને દિનરાત એક કર્યાં. મુંબઈની કેન્દ્રીય કચેરી સાથે સંપર્ક સાધીને સુરતમાં અવનવા તેજ વ્યાખ્યાતાઓની સભાઓ ભરતા અને પોતે પણ વખતોવખત આવેશથી લાલચોળ બનીને ગરમાગરમ ભાષામાં જિલ્લાભરની સભાઓ ગજાવતા. તેમનું ઘર અને નાની બંગલી હોમરૂલની ખરી કચેરી બની ગયાં. ત્યાં જ મુંબઈના અને બીજા મિત્રોની મિજલસ જામતી, અને ગામડાંના કાર્યકરો અને ખેડૂતો સલાહસૂચના લેવાને આવતા. તેમની જ બંગલીમાં ક્વચિત રાતવાસો કરતાં તેમના બગીચામાં મહેકતી રાતરાણીની સુવાસ મને સ્વર્ગીય સ્વપ્નોમાં લીન કરતી.

સુરતમાં એક બીજું રાજકીય કેન્દ્ર થોડા વખતમાં જામતું ગયું. થોડાં વરસથી શહેરને બીજે છેડે નાનપરામાં અનાવિલ અને પાટીદાર બન્ને કોમના વિદ્યાર્થીઓનાં છાત્રાલય સ્થપાયાં હતાં. તેના વ્યવસ્થાપકો દયાળજી દેસાઈ અને કલ્યાણજી મહેતા તેમની કોમની અને બીજી સાર્વજનિક પ્રવૃત્તિમાં ભાગ લેતા. આ બન્ને જોશીલા અને કુંવારા જુવાનો લગભગ એક સાથે જ હોમરૂલની ચળવળમાં જોડાયા. થોડા વખતમાં સુરતની અને ગામડાંની સભાઓમાં હૃષ્ટપુષ્ટ શરીરના દયાળજીની બુલંદ ગર્જનાઓ અને એકવડા બદનના કલ્યાણજીનાં તીખાં તમતમતાં વેણ સંભળાતાં ગયાં. આ બન્નેનાં વિદ્યાર્થીગૃહ એક છેડે આવેલા વિશાળ ખેતરમાં ચાલતાં હોવાથી તે બન્ને 'આશ્રમ'માં ખેડૂતવર્ગ વધુ ખેંચાતો ગયો અને બંધી રીતે તેમને આશ્રય મળતો ગયો. સાખપડોશમાં આવેલાં એ બન્ને સ્થાનકો રાજકીય પ્રવૃત્તિનું અને પછીથી ગાંધીજીની લડતોનું સંયુક્ત ધામ બની રહ્યાં.

દા૦ કરસુખ અને દલુ-કલુની[1] જોડીએ ચોર્યાસી ને જલાલપુરથી

---

1. દયાળજી દેસાઈ અને કલ્યાણજી મહેતાની જોડી તે કાળે રાજકીય મંડળોમાં પંકાયેલી. તેને 'દલુ–કલુ'ના ટૂંકા નામથી મિત્રો ઓળખતા અને સંબોધતા.

માંડીને વલસાડ ને પારડી તાલુકાને જાગૃત કર્યા. તેમના જ આમંત્રણથી વલસાડના ગામડાંના જ વતની ભુલાભાઈ દેસાઈ અને કનૈયાલાલ મુનશી વગેરે મુંબઈના મિત્રો વલસાડમાં પ્રચાર કરવા જતા, તો પરાગજી દેસાઈ પછાત પારડીને અને અનેક ગામડાંને હોમરૂલનો સંદેશ આપતા. ભરૂચના ૩૦૦૦ સભ્યોની સરખામણીમાં સુરતની સંખ્યા ઓછી હતી. છતાં સુરત મુંબઈની નજીક હોવાથી મુંબઈગરાનાં વ્યાખ્યાનોની વધારેમાં વધારે ઝડીઓ ત્યાં વરસતી.

અમદાવાદના કાર્યકરો ગાંધીજીની સીધી આગેવાની નીચે 'મોન્ટેગ્યૂ અરજી' પર સહીઓ લેતા અને બેસન્ટનો છુટકારો થયા પછી મહમદઅલી અને શૌકતઅલીની[1] મુક્તિની માગણી કરતા. આમ ગુજરાતના પાંચે જિલ્લામાં[2] સ્વરાજનું આંદોલન જામતું હતું, તે દરમ્યાન હોમરૂલ લીગના સર્વશ્રેષ્ઠ સંગઠનની યશકલગી ધરાવનાર ભરૂચમાં[3] લોકમાન્ય ટિળકની પધરામણી થઈ તેનો કંઈક ખ્યાલ આપવો જોઈએ.

સપ્ટેમ્બરની પંદરમી તારીખે—બેસન્ટના છુટકારાને આગલે જ દિવસે—લોકમાન્ય ટિળક ભરૂચમાં પધાર્યા ત્યારે તેમની સાથે દા૦ ચંદુલાલ

---

૧. મહમદઅલી અને શૌકતઅલીને તુર્કી-તરફી અને અંગ્રેજ-વિરોધી ચળવળ ચલાવવા માટે સન ૧૯૧૪નું મહાયુદ્ધ શરૂ થયા પછી સન ૧૮૧૮ના કાયદા મુજબ સરકારે મધ્યપ્રાંતમાં છીંદવાડા ગામે તે વખતે નજરકેદ કરેલા.

૨. વડોદરા રાજ્ય અને એજન્સીનો પ્રદેશ સીધી બ્રિટિશ હકુમત નીચે હોવાથી અમારું કાર્યક્ષેત્ર અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત—એ પાંચ જિલ્લામાં જ મર્યાદિત હતું.

૩. સપ્ટેમ્બરના આરંભમાં જ 'બોમ્બે ક્રોનિકલ' દૈનિકના અંગ્રેજ તંત્રી હોર્નિમેનના હસ્તે ભરૂચમાં હોમરૂલ પુસ્તકાલય શરૂ કરવામાં આવ્યું હતું. તે વખતે દશાલાડની વાડીમાં મળેલી જાહેર સભામાં આશરે ૩૦૦૦ માણસો હાજર થયાં હતાં.

દેસાઈ,[1] નૃસિંહદાસ વિભાકર વગેરે સાથીઓ મુંબઈથી ખાસ આવ્યા. હરખઘેલાં પ્રજાજનોએ તેમનું પ્રચંડ સરઘસ કાઢયું અને તેમની ગાડીના ઘોડા છોડીને તે આખા ગામમાં થઈને ખેંચી ગયા. તેમનો સંદેશ સાંભળવાને એકત્ર થયેલા પંદર હજાર માણસોની અપૂર્વ સભામાં હરિભાઈ અમીને ટિળકને ચાંદીની સુંદર દાબડીમાં રેશમી કાપડ પર છાપેલું માનપત્ર અર્પણ કર્યું. તેનો જવાબ આપતાં તે નરકેસરીએ પ્રેરક ભાષણ કરીને શ્રોતાઓને મંત્રમુગ્ધ કર્યા. તેમણે કહ્યું: 'ભરૂચની પ્રજાએ જે માન મને આપ્યું છે તેના ઉપર મારો હક્ક નથી; તેથી એ માન હું હોમરૂલ લીગને[2] અર્પણ કરીશ...એક યાત્રાળુ તરીકે અધિક માસનો લાભ લઈને દેશમાં સ્વરાજની ગંગા રેલાઈ રહી છે અને તેનું એક ઝરણું અહીં વહે છે તેમાં સ્નાન કરવા આવ્યો છું. આજે જે જુસ્સો તમારામાં છે તેવો જ હંમેશ જ્વલંત રાખજો. જો હમણાં એ ઢીલચાલ પડતી

---

૧. આ પુસ્તકના પહેલા ભાગમાં સ્વરાજ ગીતના લેખક તરીકે વસંત વિનોદીના નામે ઓળખાવેલા ચંદુભાઈ વચગાળામાં વિલાયત જઈ દાંતના દાક્તર થઈ આવેલા. સન ૧૯૧૭માં તે મુંબઈમાં રહી દાક્તરનો ધંધો કરતા અને વિલાયતી વેશ સજીને પૂરા ઠાઠમાં રહેતા છતાં તેમનું દિલ દેશાભિમાની જ રહેલું. લોકમાન્ય ટિળકના તે આરૂઢ ભક્ત હતા. ટિળકનો ભરૂચનો કાર્યક્રમ ચંદુભાઈની મારફત જ ગોઠવાયો હતો. ૧૯૧૮ની આખરેથી તે દેશસેવામાં જોડાયા. હાલ તે ભરૂચમાં સેવાશ્રમનું અને તેની મોટી હૉસ્પિતાલનું સંચાલન કરે છે અને ગુજરાત પ્રાંતિક સમિતિના ભૂતપૂર્વ ઉપપ્રમુખ તરીકે 'છોટે સરદાર'ના લાડીલા નામથી ઓળખાય છે.

૨. બેસન્ટ સાથે પૂરો મેળ ન પડવાથી ટિળકે પોતાની અલગ હોમરૂલ લીગની સ્થાપના પૂનામાં કરેલી. તેથી તે આ સંસ્થાને બેસન્ટની તેમજ પોતાની ગણતા. લડાઈથી સર્જાયેલી અંગ્રેજોની કફોડીભરી હાલતને અનુલક્ષીને જ ટિળક છેલ્લા બોલ બોલ્યા. 'ઈંગ્લેંડની મુસીબત એ જ હિંદીઓની ખરી તક છે'—એમ તે માનતા.

મૂકશો તો કદી પણ વખત આવવાનો નથી.'[1]

ભરૂચમાં ટિળક જેવા પ્રથમ પંક્તિના અગ્રેસરના આગમનથી બીજે મહિને ભરાવાની અમારી પરિષદ માટે યોગ્ય વાતાવરણ સર્જાયું. હવે ઘડીભર એ પરિષદના કાર્યને બાજુએ મૂકીને, બેસન્ટની પરહેજીથી ગુજરાતમાં ખીલેલી નવજાગૃતિ પર મીટ માંડીશું.

અતિવૃષ્ટિ માટે યાદગાર બનેલા આ ચોમાસામાં જ દેશભરનો તેમ 'ગાંડી ગુજરાત'નો પણ માનવમહેરામણ આટલો બધો કેમ ઊમટ્યો? બેસન્ટને કોઈકે જ જોયાં હશે અને તેથીય થોડાં જ તેમનાં અંગ્રેજી ભાષણ સાંભળીને સમજ્યા હશે. છતાં તેમની નજરકેદ પછી તેમના નામથી ગુજરાતના ઇતિહાસમાં કદી નહિ જોયેલી વિરાટ સભાઓ કેમ થઈ? 'હોમરૂલ' અને તેની 'લીગ'–આ બંને પરભાષાના શબ્દો પર શહેરેશહેરના તેમ ગામડેગામડાંના લોકો આટલા બધાં આફરીન કેમ થયા?

કોઈ સર્વોચ્ચ અગ્રેસરોની દોરવણી આ આંદોલનને મળી ન હતી. ગાંધીજીએ આ ચળવળની આગેવાની લીધી નહિ. ઘણી રીતે તે બેસન્ટ-પ્રણિત વિચારસરણી અને કાર્યપદ્ધતિના કડક ટીકાકાર અને વિરોધી હતા. મુંબઈના પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી ભુલાભાઈએ[2] થોડો વખત લીગનું પ્રમુખપદ સ્વીકારેલું. પણ તે રાજકારણમાં નવાસવા જ હતા. રાષ્ટ્રીય મુસ્લિમનેતા ઝીણાનો આ લીગને સાથ હતો. પણ તે ઘણુંખરું મુંબઈમાં જ ભાષણો કરીને સંતોષ માનતા. એકંદર આ પ્રચંડ આંદોલન મુંબઈ અને ગુજરાતના પ્રમાણમાં અજાણ્યા પણ જોશીલા અને બુદ્ધિશાળી

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૪, પાન ૨૭૭.

૨. બેસન્ટના છુટકારા પછી સન ૧૯૧૮માં સત્યાગ્રહની લડતના સૂર ચોપાસ સંભળાવા લાગ્યા, ત્યારે ભુલાભાઈ તેમાંથી છૂટા થયેલા. તેથી ગુજરાતમાં ઠામઠામ તેમના પર કટાક્ષ ગીત ગવાતું: 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો.'

કાર્યકરોએ જ પરાકાષ્ઠાએ પહોંચાડ્યું. પણ તેમના જ કોઈ જાદુઈ પ્રભાવથી વિરાટ જનતા જાગી ઊઠી એમ કોણ કહી શકે ?

શહેરના નવેનવા જ વકીલો અને વેપારીઓ, શિક્ષકો અને કારકુનો, કારીગરો અને કામદારો પહેલી જ વાર આ લીગની સભાઓમાં ખેંચાયા. વધારે ભાષણો સાંભળનાર અને છાપાં વધુ વાંચનાર શહેરીઓને મુકાબલે ખેડા જિલ્લાના પટેલો, સુરતના દેસાઈઓ, ભરૂચના તડવીઓ અને પંચમહાલના ભીલ પણ વધુ સંખ્યામાં લીગના શ્રદ્ધાળુ ભક્ત બન્યા–રોકડા નાણાં આપીને તેના બિલ્લા ધારણ કરતા થયા. આ ત્રણેક મહિનામાં પહેલી વાર ગામડાંની ખેડૂત જનતા જ જમાનાની સુષુપ્તિમાંથી સફાળી જાગીને મારા જેવા કાચા જુવાનિયાઓનાં ઉપર અજબ શ્રદ્ધાથી અને આશાથી ટગરટગર મીટ માંડી રહી તેનું શું કારણ ?

દેખીતી રીતે માત્ર અમારાં લાંબાલચ ભાષણોથી કોઈ જાગૃત થાય એમ નહોતું. અંગ્રેજ સરકારની અનેક દલીલોનું વકીલી રાહે અમે ખંડન કરતા અને દાદાભાઈ નવરોજી અને ટિળકની દલીલો આપી સ્વરાજ પક્ષનું મંડન કરતા. અમે ઘણી વાર ચાલુ રાજકારભારના દોષ વિષે અને કોંગ્રેસની સુધારાની યોજના વિષે મુદ્દાસર વ્યાખ્યાન આપતા. પણ આ બધું તો ઘણાખરા શ્રોતાઓના એક કાનમાંથી બીજામાં જ પસાર થઈ જતું. માત્ર અમારા પર માન અને પ્રેમને લીધે જ તે બધું શાંતિથી વરસતા વરસાદમાં સાંભળી રહેતા.

એક વાત બધી સભાઓમાં તરી આવતી. સરકારી જુલમની જેમ અમે વધારે કડક ટીકા કરતા તેમ લોકો વધારે ખુશ થતા. જ્યારે આ અંગ્રેજ હાકેમોને પદભ્રષ્ટ કરીને સાચું સ્વરાજ સ્થાપવાની અમે ઘોષણા કરતા અને યુરોપની લડાઈમાં અંગ્રેજોની થતી હારનું અમે વર્ણન કરતા ત્યારે લોકો કાખલીઓ કૂટતા અને હજારો લોકો હરખઘેલા થઈ તાળીઓના અવાજથી વધાવી લેતા.

વિરાટની નવજાગૃતિનું બીજ સરકારના જુલમની સણુસણુતી ટીકામાં રહેલું લાગે છે, તેને જરા વધારે તપાસવું જોઈએ. પહેલું તો યાદ રાખવું જોઈએ કે ગુજરાતમાં કોઈ ટિળક થયા નહોતા. 'નામદાર' સરકારની સાંગોપાંગ સખત ટીકા શહેરમાં કે ગામડે કદી સંભળાઈ નહોતી.[1] બંગભંગના કાળમાં સ્વરાજ ને સ્વદેશીની ઘોષણા સંભળાયેલી, પણ તે નાનાં નગરમાં કે ગામડે પહોંચેલી નહિ.

આ વખતે અંગ્રેજ સરકાર જર્મનો સામે ખૂનખાર યુદ્ધમાં સપડાયેલી હતી. તે જ વખતે સ્વરાજની અહાલેક જગાવવામાં ખરી આગેવાની એક વયોવૃદ્ધ ધર્મિષ્ઠ અંગ્રેજ બાઈએ લીધી. દેશના બીજા—ત્રીજા વર્ગના ગણાતા એકનિષ્ઠ પીઢ નેતાઓએ અને નવજુવાન કાર્યકરોએ તેના સંદેશને વધાવી લીધો. તેથી આજ સુધી ઈશ્વર ને નસીબને દોષ દઈને અને માથે હાથ દઈને જે દુખિયારા લોકો મૂંગે મોઢે અપાર દુઃખ સહેતા તેમણે તેમના કાળજૂના વીતકનો રણુકતો પડઘો નવાં ભાષણોમાં સાંભળ્યો. સરકારની સામે હિંમતભર્યા પડકાર સાંભળીને મુક્તિની નવી આશાથી તે જાગૃત થયા, તે કોઈ વિદ્વાનોની વાણી પર નહિ પણ સત્તાધીશ સરકારની સામે ઉઘાડેછોગ બાખડી બાંધનાર વીરો પર જ આફરીન થયા. આવા ભણેલા ભાષણકર્તાઓના પ્રોત્સાહનથી, પરદેશીઓના જુલમથી સમસમી રહેલી પ્રજાના અંતરમાં જમાનાઓથી દબાયેલા દુઃખનો અને રોષનો અગ્નિ ભભૂકી ઊઠયો.

લડાઈના કાળમાં તાજા થયેલા પણ આઝાદ દિલના એસ. આર.

---

૧. મારા અભ્યાસકાળ સુધી અંગ્રેજી રાજના અનુપમ લાભની દલપતરામની કવિતા શાળામાં શિખવાતી અને બહાર ગવાતી :

'ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર;
એ ઉપકાર ગણી ઈશ્વરનો, હરખ હવે તું હિંદુસ્તાન.'

અને આવી જ કંઈક નીતિ 'અંગ્રેજી શાસનને દૈવી સંકેત'રૂપ ગણવાની કોંગ્રેસની પણ તે વખત સુધી રહી હતી.

અમનજી[1] અને ઉમર સોબાની જેવા લખપતિઓએ પૈસા આપ્યા. લડાઈથી જાગૃત થયેલા મધ્યમવર્ગને ગોરા અધિકારીઓના દોર જોતાં હવે છાતીમાં શૂળ ભોંકાતું. ગરીબ ખેડૂતો, કારીગરો, અછૂતો અને આદિવાસીઓ તો રોજ અધિકારીઓની એડી નીચે રહેંસાતા અને છુંદાતા. આ સર્વે ધૂંધવાતા લોકો 'હોમરૂલ'ની વીરહાક, ગમે તેની જીભેથી વહેતી સાંભળીને જાગી ઊઠયા અને તેમને સાંભળવા અને તેમના બિલ્લા લેવા સભાઓમાં દોડતા આવ્યા. પહેલી જ વાર તેમની વહારે ધાનાર જે તેમને દેખાયા એ ભીડભંજન ભેરુને અપૂર્વ શ્રદ્ધાથી ભેટવા તેમણે દોટ મૂકી. વળી ગામગામના હજારો લોકો વખતોવખત ભેગા થતા ગયા તેમ પોતાનું વિરાટ સંઘબળ પારખીને જીવનભરના જુલમ અને કંગાલિયતનાં બંધન તોડવાની નવી લડતને તે પૂરજોમથી અપનાવતા ગયા.

આમ જનતાનાં દુઃખ અને દરિદ્રતાનાં બંધન કંઈ આજકાલનાં છે? અંગ્રેજોની પહેલાં મરાઠાઓના અને મુસલમાન બાદશાહોના, નવાબો અને ઠાકોરોના જુલમની કંઈ અવધિ હતી?

'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ,
કલેજાં ચીરતી કંપાવતી અમ ભયકથાઓ,
મરેલાંના રુધિર ને જીવતાનાં આંસુડાંઓ.'[2]

—આ જમાનાજૂના જીવતા મોતમાંથી મુક્તિની આશા પ્રજાના દિલમાં હોમરૂલના પ્રચારથી સ્ફુરી. તેથી જ મૂશળધાર વરસતા વરસાદમાં ઘર ને ખેતરને વિસારે મૂકીને ગુજરાતની ગરીબ પ્રજા હરખઘેલી બની સભાસરઘસમાં ધસતી ગઈ. મારા જેવા નવાસવા સેવક એ વિરાટનું પહેલું દર્શન કરીને ધન્ય થયા અને તેની મુક્તિ માટે લડવાને પ્રેરણા પામ્યા.

---

1. બેસન્ટ ઉટાકામંડમાં પરહેજ થયાં તે પછી તેમની હોમરૂલ લીગની વહારે ધાઈને મુંબઈના શાહ સોદાગર એસ. આર. બમનજીએ એક લાખ રૂપિયાનું દાન તે સંસ્થાને આપ્યું હતું તેથી અમને સર્વેને ઘણું પ્રોત્સાહન મળ્યું હતું.
2. રાષ્ટ્રીય શાયર ઝવેરચંદ મેઘાણીએ ધંધુકાની કોર્ટમાં ૧૯૩૦માં ગાયેલી કવિતામાંથી આ લીટીઓ ઉતારી છે. જુઓ તેમનું 'યુગવંદના' પાન ૨૭.

# ૨. બે પરિષદ

બેસન્ટની નજરકેદથી સત્યાગ્રહ કરવાની જે હવા દેશમાં ફેલાઈ હતી, તે તેના છુટકારા પછી ઓસરી ગઈ. ગરમાગરમ ભાષણો આપીને જાગૃત જનતાની પ્રચંડશક્તિથી સરકાર પાસેથી સ્વરાજ આંચકી લેવાની બેસન્ટની નીતિ ગાંધીજીને પસંદ નહોતી. છતાં અમારા તરફ મીઠી નજર રાખીને તેમણે ધીમેધીમે પ્રજા-જાગૃતિના[1] કાર્યની સાથે મોન્ટેગ્યૂ-અરજીના રૂપમાં પ્રજાશિક્ષણનું કામ અમને ચીંધ્યું. પછી ઑક્ટોબરની આખરથી ગાંધીજીના જ પ્રમુખપદ નીચે બે પરિષદ ભરવામાં અમે સર્વેએ ભાગ લીધો ત્યારથી કેળવણી અને રાજકારણમાં તેમની સંપૂર્ણ આગેવાની અમે અપનાવી લીધી.

ઑક્ટોબરની ૨૦-૨૧ તારીખે ભરૂચમાં બીજી કેળવણી પરિષદ ભરવાનું નક્કી થયેલું હોવાથી, તે માસના આરંભથી જ મેં ભરૂચ

---

૧. કોઈ પ્રજા કે વર્ગને તેના પર થતા જુલમ કે અન્યાયની સામે સતેજ કરનારને તેના પક્ષકારો પ્રજા-જાગૃતિનું યશસ્વી કાર્ય ગણે છે, ત્યારે તેના વિરોધીઓ તેને લોકોની ઉશ્કેરણીનું જોખમ ભરેલું અને કંઈક હિંસાવાદી કાર્ય ગણે છે. બેસન્ટની અને પછી ગાંધીજીની ચળવળને પ્રજા-ઉશ્કેરણીની ચળવળ તરીકે તેના વિરોધીઓ ઉતારી પાડતા.

જઈને હરિભાઈને ઘેર અડ્ડો જમાવ્યો. પરિષદ માટે સ્ટેશન પાસે એક જીનના વિશાળ ચોગાનમાં મંડપ બાંધવાની અને બહારગામના મહેમાનોની સરભરા કરવાની બધી કામગીરી સ્થાનિક મિત્રોને સોંપીને હું પરિષદના તાત્ત્વિક કાર્ય પર જ એકાગ્ર થયો.

ગાંધીજી જેવા કડક પ્રમુખ સમક્ષ પ્રથમ તો મારે, ગઈ સાલની પરિષદ પછી થયેલા કામનો હેવાલ રજૂ કરવાનો હતો. સદ્ભાગ્યે અમદાવાદની પરિષદનો આશરે ૪૦૦ પાનનો છાપેલો હેવાલ ક્યારનોયે પ્રકટ થઈ ગયો હતો. તેવી જ રીતે પરિષદમાં સ્થપાયેલા ગુજરાત કેળવણી મંડળમાં સારા પ્રમાણમાં સભાસદો નોંધાયા હતા અને તેના કાર્યની પૂરી નોંધ અને હિસાબ પણ અમદાવાદના સ્થાનિક મંત્રી ઈશ્વરલાલ દેસાઈએ તૈયાર કરી મને વખતસર મોકલી આપ્યા. મારી લાંબી ગેરહાજરી છતાં મંડળની યશકલગીરૂપ વાચનાલયો ગામલોકોના સહકારથી ૪૫ ગામડાંમાં શરૂ થયાં હતાં. પરિષદને ટાંકણે ઠક્કરબાપા મુંબઈથી આવી પહોંચ્યા એટલે તેમની મદદથી બધી છૂટક હકીકત એકત્ર કરીને મંડળનો હેવાલ હું સહેલાઈથી તૈયાર કરી શક્યો.

અમદાવાદની જેમ ભરૂચમાં પણ આ પરિષદ માટે યોગ્ય વાતાવરણ જમાવવાને કેળવણીના વિવિધ પ્રશ્નો વિષે ખાસ સંમેલનો અમે ભરવા માંડ્યાં. પલટાયેલા વાતાવરણને લીધે અને ગાંધીજીની નેતાગીરીને લીધે શિક્ષણના વિકાસમાં રાષ્ટ્રીય દૃષ્ટિ વધારે ઉગ્ર અને અણીદાર બની ગઈ. ઑક્ટોબરની સાતમી તારીખે રાષ્ટ્રીય શિક્ષણની પહેલી જ ચર્ચાસભાનું પ્રમુખસ્થાન સંભાળવા ઉદ્દામ નેતા જીવણલાલ બૅરિસ્ટર ખાસ અમદાવાદથી પધાર્યા. શ્રી નરહરિ પરીખે ગાંધીજીની રાષ્ટ્રીય શાળાની યોજના રજૂ કરી. મેં કવિવર ટાગોરના સ્વતંત્ર શાંતિનિકેતનનો દાખલો આપીને કહ્યું: 'સરકાર સાથે સંબંધ ધરાવતી કોઈ પણ સંસ્થા હાલ રાષ્ટ્રીય હોઈ શકતી નથી.' પછી વિઠ્ઠલભાઈ પટેલે પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવા વિષે જે ખરડો મુંબઈ ધારાસભામાં રજૂ કર્યો હતો, તેની ચર્ચા કરવાને બીજું સંમેલન ૧૪મીએ કેશવપ્રસાદ

દેસાઈના પ્રમુખપદે મળ્યું. તેમાં અંબાશંકર મલજી, હરિભાઈ અમીન વગેરે વક્તાઓએ તે ખરડો ઉત્સાહથી વધાવી લીધો. સ્ત્રીકેળવણી વિષે છેલ્લું સંમેલન ૧૫મીએ ઠાકોરલાલ મુનશીના પ્રમુખપદે મળ્યું. તેમાં કેશવપ્રસાદ વગેરે વક્તાઓએ અમદાવાદ અને સુરતમાં મહિલા વિદ્યાલયના ધોરણે સરકારથી સ્વતંત્ર કન્યાકેળવણીની સંસ્થાઓ ચલાવવાનો આગ્રહ કર્યો.

૧૯મીએ પરિષદના પ્રમુખ તરીકે ગાંધીજી પધાર્યા ત્યારથી બધી નજર તેમના પર કેન્દ્રિત થઈ અને આખું શહેર તેમના નામથી ગાજતું થયું. પહેલે જ દિવસે નગરજનોએ તેમનું ભાવિક સ્વાગત કરીને આખા શહેરમાં તેમનું સરઘસ ફેરવ્યું. તે દિવસે સાંજે શહેરના વેપારીઓ તરફથી તેમને માનપત્ર અપાયું ત્યારે સભા તો પ્રમાણમાં નાની હતી, પણ મારા દિલ પર તેની ઊંડી અસર થઈ. વક્તાઓએ સભાના પ્રમુખ કર્મવીર મહાત્મા ગાંધીજીની ભારોભાર પ્રશંસા કરવા માંડી ત્યારે મારી બાજુ પર બેઠેલા પ્રો. બળવંતરાય ઠાકોરે[1] મારા કાનમાં કહ્યું : 'ગાંધીજી કંઈ મહાત્મા નથી પણ મોહન છે. અમે સરખી વયના ને સાથે રાજકોટમાં ભણેલા. એ પણ આપણા જેવો જ માટીનો માનવી, તેના આવાં વખાણ શાં?' એ વિદ્વાન વડીલના આવા બોલ મને જરા ઇર્ષ્યાળુ અને અજુગતા લાગ્યા. પછી ગાંધીજીએ પોતે જ ધીરગંભીર વાણીમાં જવાબ આપતાં માનપત્રોનાં વચનોને અતિશયોક્તિ ભરેલાં ગણાવ્યાં. અદમ્ય આગ્રહથી તેમણે વેપારીઓને સ્વદેશી વ્રત પાળવા, પ્રામાણિક થવા અને સ્વરાજ માટે યોગ્ય બનવા બોધ આપ્યો ત્યારે પ્રો. ઠાકોર પણ શાંત બનીને સભામાં જામેલા ગાંધીજી તરફના ઊંડા માન અને પ્રેમના ભાવને વશ થતા લાગ્યા.

---

૧. ગાંધીજી પરિષદના પ્રમુખ તરીકે ભરૂચ પધારવાના હતા ત્યારે તેમને, જૂનામાં જૂના અને સમવયસ્ક મિત્ર તરીકે, પોતાને ઘેર ઉતારવાની ઇચ્છા પ્રો૦ ઠાકોરે અમને જણાવેલી પણ ગાંધીજીને પૂછતાં તેમણે સાર્વજનિક સ્થાનકમાં જ રહેવાની ઇચ્છા બતાવેલી તેથી તેમનો ઉતારો એક વાડીમાં રાખેલો.

તે જ દિવસે ગાંધીજીને મળીને મેં તેમની આગળ પરિષદ માટેનો વિગતવાર કાર્યક્રમ, કેળવણીમંડળનો હેવાલ, ઠરાવોનો ખરડો અને આગળ નિમાયેલી કમિટીઓની ભલામણો વગેરે બધું રજૂ કર્યું. બધી બાબતોમાં તે કંઈક કંઈક સવાલો પૂછતા ગયા—કંઈક સૂચના કરતા ગયા. પ્રમુખ તરીકે તેમણે આગળથી લખી મોકલેલું ભાષણ અમે છાપીને તૈયાર કર્યું હતું, તેની નકલ પણ મેં તેમને સોંપી દીધી. મોડી રાતે તેમની રજા લઈને હું પરિષદની છેલ્લી ઘડીની તૈયારીઓમાં હરિભાઈ સાથે રવાના થયો.

આ પરિષદ લોકજાગૃતિના નવા યુગમાં ગાંધીજી જેવા નવા નેતાના પીઠબળથી ભરાઈ. તેથી આગલી સાલની માફક દેશના વિદ્યાધિકારીઓ અને આચાર્યો તેમજ મુંબઈની ગુર્જર સભાના ઘણા મિત્રો તો આવી પહોંચ્યા. ઉપરાંત આ વખતે ખાસ પ્રો. આનંદશંકર ધ્રુવ અને રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા જેવા વિદ્વાનો અને અમૃતલાલ સુંદરજી પઢિયાર જેવા 'સ્વર્ગ'ની ગ્રંથમાળાના વેરાગી લેખક પણ ગાંધીજીથી ખેંચાઈને પધાર્યા.

આ પરિષદના મંગલ સ્તવનથી જ ગાંધીજીની રાષ્ટ્રીય ભાવના પરિષદમાં છવાઈ ગઈ. તેમના આશ્રમમાં પ્રાતઃકાળે ગવાતું પંડિત ઇન્દ્રનું[1] ગીત ભરૂચની બાળાઓએ ગાઈ સંભળાવ્યું :

'જય માતૃભૂમિ, તેરે ચરણોમેં શિર નમાઉં,
મૈં ભક્તિભેટ અપની, તેરી શરણમેં લાઉં,
તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝ પર, બલિદાન મૈં ચડાઉં.'

પછીથી કવિ નર્મદનું 'જય જય ગરવી ગુજરાત' ગવાયું તેથી રાષ્ટ્રભક્તિનું અનુસંધાન ગુજરાતની ભૂમિ સાથે સધાયું. આખીયે પરિ-

---

૧. સ્વામી શ્રદ્ધાનંદજીના પુત્ર પંડિત ઇન્દ્ર વિદ્યાવાચસ્પતિ હાલ દિલ્હીના 'વીર અર્જુન'પત્રના તંત્રી છે.

ષદમાં આરંભથી અંત સુધી દેશ માટે જાનમાલ કુરબાન કરવાની ભાવના ઝળકી રહી.

સ્વાગત પ્રમુખ ખા.બ. આદરજી મંચેરજી દલાલે પ્રાસ્તાવિક ભાષણ કરી ગાંધીજીનો, પ્રતિનિધિઓનો અને મહેમાનોનો ભાવિક સત્કાર કર્યો. શાળાઓમાં માતૃભાષાનું વાહન અપનાવવાની અને વિઠ્ઠલભાઈ પટેલના ફરજિયાત કેળવણીના ખરડાને ટેકો આપવાની તેમણે હિમાયત કરી. રા. સા. અંબાશંકર મલજીએ ગાંધીજીને પ્રમુખ ચૂંટવાની ઔપચારિક દરખાસ્ત મૂકી, તેને નંદનાથ દીક્ષિતે વધાવી લીધી. તરત જ તાળીઓના ગડગડાટ વચ્ચે ગાંધીજીએ પ્રમુખસ્થાન લીધું. આ પરિષદ માટે જ ગાંધીજીએ પહેલું કડીબદ્ધ ગુજરાતી વ્યાખ્યાન લખીને વાંચ્યું, તેનું ઐતિહાસિક મહત્ત્વ પિછાનીને તેમાંથી થોડા મહત્ત્વના ભાગ અત્રે ટાંકીશું.

આરંભમાં 'કેળવણી માતૃભાષા (ગુજરાતી) દ્વારા મળવી જોઈએ' એ મતનું સબળ સમર્થન કરતાં ગાંધીજીએ કહ્યું : 'સર રવીન્દ્રનાથ ટાગોરનું ચમત્કારિક બંગાળી તેમના અંગ્રેજીને આભારી નથી, તેમની ચમત્કૃતિ તેમની સ્વભાષાભિમાનમાં છે...હિમાલય જેવા પ્રૌઢ લાગતા મહાત્મા મુન્શીરામજી[1] જ્યારે હિંદીમાં ભાષણ કરે છે ત્યારે બાળક, બૈરાં ને મોટા સહુ તેમનું રસિક ભાષણ સાંભળે છે, ને સમજે છે... માનનીય મદનમોહન માલવીયજીનું અંગ્રેજી ચાંદી જેવું ચળકી ઊઠે છે એમ કહેવાય છે. તેઓ બોલે છે તે વાઇસરૉયને વિચારવું પડે છે. જો તેમના અંગ્રેજીનો ચળકાટ ચાંદી સમો છે તો તેમનો હિંદીબોધ તો ગંગાના પ્રવાહ જેવો છે; ને માનસસરોવરમાંથી નીકળતી ગંગા જેમ સૂર્યના કિરણથી સુવર્ણ સરખી ઝગી રહે છે તેમ તેમનાં હિંદી વ્યાખ્યાનનો પ્રવાહ શુદ્ધ કાંચન સમો ચળકે છે.

'આ ત્રણ વક્તાઓની શક્તિ તેમના અંગ્રેજી જ્ઞાનમાંથી નથી

---

૧. તેમણે પછીથી સંન્યાસ લઈને સ્વામી શ્રદ્ધાનંદજીનું નામ ધારણ કરેલું. તે વખતે તે હરદ્વાર કાંગડીના ગુરુકુળના સંચાલક હતા.

આવી પણ એમના સ્વભાષા પ્રતિના પ્રેમને લીધે આવી છે. સ્વામીશ્રી દયાનંદે હિંદી ભાષાની જે સેવા કરી છે તે કંઈ અંગ્રેજી જ્ઞાનને લીધે ન હતી. તુકારામ અને રામદાસે મરાઠી ભાષાને દીપાવી છે, તેમાં અંગ્રેજી ભાષાનો કશો હિસ્સો નથી. પ્રેમાનંદ અને શામળ ભટ્ટે ને છેક આધુનિક કાળમાં દલપતરામે ગુજરાતી સાહિત્ય વધાર્યું તેનો જશ અંગ્રેજી ભાષા લઈ શકે એમ નથી.'[1]

તાજેતરમાં પ્રો. આનંદશંકરે અંગ્રેજી ભાષા મારફત જ શાળાઓમાં કેળવણી આપવાને એક વિસ્તૃત લેખ લખેલો.[2] તેથી ગુજરાતી ભાષાની પ્રશસ્તિના અંગ્રેજ પાદરી ટેલરના કેટલાક શબ્દો ગાંધીજીએ ટાંક્યા: 'ગુજરાતી—આર્યકુળની—સંસ્કૃતની પુત્રી—ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદી અધમ કહે? પ્રભુ એને આશીર્વાદ દેશો! જુગજુગના અંત સુધી તેની વાણીમાં સદ્વિદ્યા, સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હજો!' વધુમાં ગાંધીજીએ કહ્યું: 'નરસિંહ મહેતાની જે ભાષા છે, જેમાં નંદશંકરે પોતાનો 'કરણઘેલો' લખ્યો, જેમાં નવલરામ, નર્મદાશંકર, મણિલાલ, મલબારી વગેરે લેખકો લખી ગયા છે, જે બોલીમાં મરહૂમ રાજચંદ્ર કવિએ અમૃતવાણી સંભળાવી છે, જે ભાષાની સેવા કરી શકે એવી હિંદુ—મુસલમાન અને પારસી જાતિઓ છે, જે બોલનારામાં ધનાઢ્યો છે, જેમાં પરદેશ ખેડનારા વહાણવટીઓ થઈ ગયા છે, જેમાં મૂળુ માણેક અને જોધા માણેકના શુરાતનના પડઘા આજ પણ બરડાના ડુંગરમાં સંભળાય છે, તે ભાષાના વિસ્તારની સીમા હોય નહિ. તે ભાષાની મારફતે કેળવણી ન લે તો તેઓ બીજું શું ઉજાળશે?'

---

૧. બીજી ગુજરાત કેળવણી પરિષદનો હેવાલ. પાન ૨૦–૨૧.

૨. પ્રો. આનંદશંકરે તે વિષે તેમના 'વસંત' માસિકમાં લખેલું તેની અંગ્રેજી તરફી દલીલોનું ખંડન કિશોરલાલ મશરૂવાળાએ 'નવજીવન અને સત્ય'માં (પૃ. ૩, અં. ૪, પાન ૨૮૯) કડીબંધ કર્યું હતું અને આ પરિષદમાં ગાંધીજીએ વળી તેની વિરુદ્ધ મત આપીને એ જુનવાણી વિદ્વાનને છેક ઝાંખા પાડી દીધા.

આ ચર્ચા કરતાં આંધ્રનો ઉલ્લેખ કરીને ભાષાવાર પ્રાંતરચના કરવાનો તેમણે ઇશારો કરેલો તે તેમની રૂઢ માન્યતા સૂચવે છે : 'તેલુગૂ વિભાગમાં કેવળ તેલુગૂ મારફતે શિક્ષણ આપવાનો પ્રયોગ ચાલે છે એટલું જ નહિ પણ તેલુગૂ ભાઈઓએ હિંદુસ્તાનના ભાષાવાર વિભાગ કરવાની હીલચાલ શરૂ કરી છે. આ વિચારનો પ્રચાર થોડા જ સમયમાં શરૂ થયો છે છતાં તેઓનો પ્રયત્ન એવો શૌર્યભર્યો છે કે ટૂંક મુદતમાં આપણે તેનો અમલ થયો જોવા પામીશું.'

તે જ પ્રમાણે 'ગુજરાતમાં માતૃભાષા દ્વારા કેળવણી આપવાની હીલચાલ શરૂ થઈ ચૂકી છે' એમ જણાવીને તેમણે ઉમેર્યું : 'અધ્યાપક ગજ્જર અને મરહૂમ દીવાન બહાદુર મણિભાઈ જશભાઈને તે વિચારના નેતા ગણી શકાય.' ગુજરાતીમાં કેળવાયેલા અને તેના અભ્યાસી યુવાનો આમપ્રજાનો સંગીન સંપર્ક સાધીને તેને નવું જ્ઞાન અને ચેતન આપી શકે, તેથી ગુજરાતીમાં બધી કેળવણી આપવાનો બોધ તેમણે પરિષદને આપ્યો. પછીથી રાષ્ટ્રીય ભાષાના પ્રશ્નની દલીલસર ચર્ચા કરીને તેમણે હિંદી ભાષાને જ રાષ્ટ્રભાષા તરીકે અપનાવવાનો પેગામ આપ્યો. સાથે તેમણે ચોખવટ કરી : 'હિંદી ભાષા હું એને કહું છું કે જે ઉત્તરમાં હિંદુ તથા મુસલમાન બોલે છે ને દેવનાગરી અથવા ઉર્દૂ લિપિમાં લખે છે.'

કેળવણીના વિષયો પર આવતાં ગાંધીજીએ ઇતિહાસના શિક્ષણ વિષે કહ્યું : 'ઇતિહાસ સ્વદેશાભિમાન શીખવવાનું સાધન હોય છે. આપણી શાળાની ઇતિહાસ શીખવવાની પદ્ધતિમાંથી મને આ દેશ વિષે અભિમાનનું કારણ નથી મળ્યું,' તે જ પ્રમાણે બધા વિષયોનાં પાઠ્યપુસ્તકો અને શિક્ષણપદ્ધતિની તેમણે ટીકા કરી.

વ્યાયામ વિષે ગાંધીજીએ કહ્યું : 'દેશી પદ્ધતિનો ત્યાગ થયો છે અને ટેનિસ, ક્રિકેટ ને ફૂટબોલનું સામ્રાજ્ય સ્થપાયું છે...જો આપણે પાશ્ચાત્ય વસ્તુઓથી મોહાઈ ન ગયા હોત તો આપણે એટલી જ રસિક

અને ખરચ વિનાની રમતો, જેવી કે ગેડીદડો, મોઈદાંડિયો, ખોખો, હુતૂતૂતૂ, ખારો પાટ, નવ નાગલીઓ, સાત તાળી વગેરેનો ત્યાગ ન કરત.'

સ્ત્રીકેળવણી વિષે બોલતાં, સ્ત્રીઓના જૂના કાર્યપ્રદેશનો ઉલ્લેખ કરીને તેમણે કહ્યું : 'સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે...તે બાળશિક્ષિકા છે. તેથી પ્રજાની માતા છે. પુરુષ પ્રજાનો પિતા નથી. અમુક મુદત પછી પિતાની અસર પુત્ર ઉપર થોડી રહે છે. માતા પોતાનો દરજ્જો કદી છોડતી નથી.' સ્ત્રીજીવનની આ ભાવનાને અનુરૂપ જુદી કેળવણી ઉદારપણે આપવાની તેમણે શિખામણ આપી.

ગાંધીજી પાકા વ્યવહારલક્ષી નેતા હતા. તેથી તેમણે સ્પર્શેલા દરેક વિષયમાં યોગ્ય આંદોલન ને પ્રવૃત્તિ કરવાની ફરજ પરિષદના કાયમી કેળવણી મંડળ પર નાખી. આરંભમાં મંડળની તારીફ કરતાં તેમણે કહ્યું : 'ગયા વર્ષનો અહેવાલ...ગમે તે સંસ્થાને શોભાવે એવો છે. મંત્રીઓ વેળાસર પરિષદનો કિંમતી અહેવાલ બહાર પાડી શક્યા છે, તેથી તેઓને ધન્યવાદ ઘટે છે.' છેવટે તેમણે મંડળના કાર્ય માટે તપશ્ચર્યાની જરૂર છે એમ જણાવીને ઉમેર્યું : 'તે તપશ્ચર્યાની પ્રતિમા ગુજરાત કેળવણી મંડળ છે એમ હું માની લઉં છું. તેના મંત્રીઓ અને સભાસદોમાં જ્યારે પરોપકારવૃત્તિ વાસ કરશે ને વિદ્વત્તા પણ તેવી જ હશે ત્યારે લક્ષ્મી પોતાની મેળે ત્યાં આવી પડશે.'

ભાષણના ઉપસંહારમાં તેમણે ગુરુવાક્ય ઉચ્ચાર્યું : 'કેળવણીમાં સ્વરાજ્યની ચાવી છે...શુદ્ધ કેળવણી વિના સર્વ પ્રયાસ મિથ્યા છે. કેળવણી એ આ પરિષદનું ખાસ ક્ષેત્ર છે. તેમાં જો આપણે વિજય મેળવશું તો સર્વત્ર વિજય જ છે.'

આ સમગ્ર ભાષણમાં ગાંધીજીની અણધારી વિદ્વત્તા, દેશભરની પ્રવૃત્તિઓનું ઊંડું જ્ઞાન અને ગુજરાતી ભાષાનો નિઃસીમ પ્રેમ, તેમની નવી જ શૈલીની અજબ હથોટી—આ બધું પિછાની સર્વે શ્રોતાઓ મુગ્ધ થયા. મેં તો તેમનું ભાષણ પહેલાં વાંચ્યું અને પછી તેમના સ્વમુખેથી

સાંભળ્યું ત્યારે રસના ઘૂંટડા પીધા. ફરજિયાત કેળવણી વિષે શંકાનાં થોડાં વચન બાદ કરતાં તેમનો લગભગ એકેએક શબ્દ મારા દિલમાં સોંસરો ઊતરી ગયો.

નવા રાજકીય આંદોલનની અસરથી અને ગાંધીજીના અંગત પ્રભાવથી બધી કેળવણી માતૃભાષા દ્વારા આપવાનો ઠરાવ પરિષદમાં સહેલાઇથી પસાર થયો. પરંતુ રાષ્ટ્રભાષા વિષે ગાંધીજીના મત મુજબ ઘડેલો ઠરાવ વિષયવિચારિણી સભામાં લાંબી ચર્ચાને અંતે પણ પસાર થયો નહિ.[1] છેવટે હિન્દી અને તેનું અંગ ઉર્દૂ એ જ હિન્દુસ્તાનની રાષ્ટ્રીય ભાષા થઈ શકે કે નહિ-તે વિષે આગામી પરિષદ આગળ રિપોર્ટ તૈયાર કરવાને કમિટી નીમીને જ પરિષદે સંતોષ માન્યો. કન્યાકેળવણીની સંસ્થાઓ સરકારથી સ્વતંત્ર ધોરણસર યોજવાનું પરિષદે ઠરાવ્યું અને તેના સિદ્ધાંતો અને શિક્ષણક્રમ સૂચવવાને એક કમિટી[2] નીમવામાં આવી.

અંત્યજોની કેળવણીને ખાસ ઉત્તેજન આપવા વિષે આગલી સાલના જેવો ઠરાવ આ પરિષદમાં અમૃતલાલ પઢિયારે ઠક્કરબાપાના ટેકાથી રજૂ કર્યો. આ ઠરાવની વિશેષતા એ નીવડી કે તે પસાર થયો તે જ દિવસે રાતે અંત્યજોની ખાસ સભામાં પરિષદના અગ્રણી કાર્યકરો ગયા અને ગાંધીજીએ તેમને જીવન સુધારવાનો અને ભંગીઓને હલકા ન ગણવાનો

---

૧. હિંદીને રાષ્ટ્રીય ભાષા તરીકે માન્ય કરવાના ગાંધીજીના મતનો પ્રબળ વિરોધ મુંબઈવાસી મનસુખલાલ માસ્તરે કર્યો તેથી તેમની સ્વાતંત્ર્યબુદ્ધિને માટે માન થયું છતાં તેમના અને બીજા મિત્રોના મુંબઈના ઘડતરની મર્યાદા મને વિશેષ કરીને ભરૂચની પરિષદથી સાલવા માંડી.

૨. થોડા માસ પછી આ કમિટી મુંબઈમાં મળી ત્યારે ગાંધીજી ખાસ હાજર રહ્યા. ચર્ચા દરમ્યાન તેમણે કહ્યું : 'સર જગદીશચંદ્ર બોઝ પોતાની પ્રયોગશાળામાં ખૂબ રોકાઈ રહે છે ત્યારે લેડી બોઝ તેમનું ભોજન લઈ તેમની પાસે કેવાં પહોંચી જાય છે ! એથી ઊલટું સદાય માંદાં સરોજિની નાયડુ દેશસેવામાં ઘણાં મશગૂલ રહે છે તેથી તેમના શરીરની સંભાળ લેવાને ડા૦ નાયડુ તેમની પાછળ ફરીને કેવી બરદાસ કરે છે !'

બોધ આપ્યો. ગાંધીજીએ પરિષદના ઠરાવનો સીધો અમલ કરવાનો જે નવો શિરસ્તો ગુજરાતના રૂઢિગ્રસ્ત વાતાવરણમાં શરૂ કર્યો તેથી સર્વે કાર્યકરોને નવી ચાનક લાગી.

ઉપરાંત આગલી પરિષદમાં અને વચગાળામાં નિમાયેલી કમિટી-ઓની ભલામણ મુજબ બીજા અનેક ઠરાવો અહીંયાં પસાર થયા. પરિષદનું કામ પૂરા બે દિવસમાં ગાંધીજીએ, ભાષણના સમય પર અંકુશ મૂકીને અને પૂરી શિસ્ત અને વ્યવસ્થા જાળવીને વખતસર, પાર પાડ્યું. તેમની ઘંટડી સાંભળીને ભલભલા વક્તાઓને ભાષણ ટૂંકાવવાં પડ્યાં—કેટલાકને બોલવાની કે ગાવાની પરવાનગી ન મળી. છેવટે મંત્રી હરિભાઈ અમીનના કોઈ ઉતાવળા બોલ વિષે કંઈક ફરિયાદ ગાંધીજીને કાને પહોંચી. તેથી પરિષદનું કામ સમેટતાં બે દિવસના કાર્યમાં પોતાને થયેલા આનંદનો નિર્દેશ કરીને તેમણે કહ્યું : 'આનંદ આપનારામાં કોઈનાં નામ ગણવાં હોય તો તેમાં મારા ભાઈ અને સૌના ભાઈ હરિભાઈ છે. એણે નથી રાત જાણી, નથી ભૂખ જાણી, નથી આરામ જાણ્યો. રાત-દિવસ તે તો સેવા જ કર્યા કરે છે...કેટલાએકને તેનાથી પૂરતી સગવડ-વાળી યોગ્ય બેઠક નથી અપાઈ. પણ તેની તરફથી હું તમારી ક્ષમા માગું છું. તે દૂઝણી ગાય છે. કોઈ વાર તેનું પાટુ સ્વીકારી પણ લેવું પડે...છેવટે આપ સર્વનો અત્યંત પ્રેમપૂર્વક ઉપકાર માનું છું. આ સર્વ માનને લાયક હું નીવડું એવી આશા રાખું છું. જો હિંદને માટે જ હું મરું—જો હિંદને માટે જ હું સેવા કર્યા કરું તો જ આ માનને હું લાયક નીવડું એમ હું ધારું છું.'

આ શબ્દો બોલીને ગાંધીજીએ આડોઆંક વાળ્યો. આવા બોલ પહેલાં મેં કદી સાંભળ્યા ન હતા. તેમના શાંત વદન અને અંતર્મુખ નેત્રોની પાછળ ભારોભાર અગ્નિ જલતો મને લાગ્યો. એ અગ્નિમાં પોતાનો દેહ ભસ્મ કરીને દેશનાં દુઃખ વિદારવાની—તેના આંતર અને બાહ્ય સર્વ બંધન તોડવાની ભીષ્મ પ્રતિજ્ઞા મને સંભળાઈ.

પછીના બે દિવસ દરમ્યાન એ જ સ્થાનક પર જમનાદાસ દ્વારકા-

દાસના પ્રમુખપદે ભરાયેલી રાજકીય પરિષદમાં શહેર અને ગામડાંના હજારોનો જંગી મેળો ભરાયો. તેમાં જમનાદાસે અને અનેક વક્તાઓએ જુસ્સાદાર ભાષણો કર્યાં. પણ ગાંધીજીનાં પ્રવચનો સાંભળ્યા પછી અને તેમનાં વ્યક્તિત્વની ઊંડી છાપ પડ્યા પછી જમનાદાસ વગેરે મુંબઈગરા મિત્રોનાં શૂરાં ભાષણો મને પ્રમાણમાં નિસ્તેજ લાગ્યાં. તેમાં ગાંધીજીના નવા કર્મબળની ઊણપ લાગી. તેથી મેં ભરૂચ છોડ્યું ત્યારે દેશની વિરાટ જનતાની મુક્તિ માટે જાન ફના કરવાને તૈયાર થયેલા ગાંધીજીની મૂર્તિ મારી આગળ તરતી રહી–તેમના છેવટના બોલ મારા કાનમાં વાગતા રહ્યા.

ભરૂચના કામમાંથી પરવારીને હું સીધો જ વડોદરે રામજી મંદિરમાં મોતીભાઈ અમીનને ઘેર ગયો. થોડા જ દિવસમાં ઑક્ટોબરની ૨૭–૨૮ તારીખે ઓડમાં[૧] ભરાનારા ચરોતર વિદ્યાર્થી સંમેલનના પ્રમુખ તરીકે મને ચૂંટેલો હોવાથી હું મારું ભાષણ લખવા ત્યાં જ બેઠો.

વડોદરાના કૅમ્પના રસ્તાને નાકે આવેલા રામજી મંદિરથી[૨] હું થોડા વખતથી સારી રીતે પરિચિત હતો. ગામડાંના શિક્ષણ, વિકાસ અને સેવાની જે અવનવી યોજનાઓ મોતીભાઈ રોજબરોજ[૩] ઘડતા, તેના

૧. આણંદ તાલુકાનું ઉમરેઠ પાસે આવેલું ગામ.

૨. એ મંદિરના વિશાળ મકાનના થોડાક ભાગમાં મોતીભાઈ વરસો સુધી રહેતા. બાકીના ભાગમાં કેટલાક ગરીબ વિદ્યાર્થીઓ અને થોડાક કાર્યકરો રહેતા.

૩. સર્વદેશીય ગ્રામોદ્ધારની કેવી લગની મોતીભાઈને લાગેલી તે તેમની યોજનાની વિવિધતાથી જણાશે : બાળકોની મોન્ટેસોરી શાળા અને કન્યાશાળા, કુમારોની, હાઈસ્કૂલો અને વસતિગૃહો, સાર્વજનિક પુસ્તકાલય અને મહિલા પુસ્તકાલય, પુસ્તકાલયો માટે સસ્તાં પુસ્તકોની ખરીદી અને પ્રકાશન, વિદ્યાર્થીઓ અને યુવાનોનું સંગઠન, ગરીબ વિદ્યાર્થીઓને સહાય અને દાન મેળવવાના માર્ગ, ગ્રામપંચાયતોનો સુધારો, ગામડાંની સહકારી બેંક, ગામડાંનાં દવાખાનાં, પ્રસૂતિગૃહ અને દાયણોની તાલીમ, સમાજ-

ઘડતરની કહાણીઓ અને તેના પ્રયોગોના અનુભવો તે મને કહેતા, તે કલાકો સુધી હું આતુર ચિત્તે સાંભળતો. અભ્યાસ અને ભાવનાથી, જે ગામડાંની પ્રગતિ અને જાગૃતિને હું સર્વોપરી મહત્ત્વ આપતો થયેલો તેનું સંપૂર્ણ અજ્ઞાન મને દિલમાં બહુ જ સાલતું. તેથી મારા—ચરોતરના—ગ્રામપ્રદેશના પૂરા અનુભવી મોતીભાઈ જે બોધદાયક વિવિધ વાતો કરતા તેથી મારી આંખ આગળ નવી અજાણી દુનિયા પર પ્રકાશ પથરાતો અને તે વિષે વધુ જાણવા અને ચર્ચા કરવા હું હંમેશ તલસતો. તેથી જ ગુજરાતમાં હરતોફરતો બને ત્યારે થોડા કલાક—ઘણુંખરું એક રાત—પહેલાં આણંદમાં અને પછી વસો કે વડોદરામાં હું ગાળતો અને તેમની વિવિધરંગી વાતો હું આનંદોત્સાહથી સાંભળતો.

મોતીભાઈ માત્ર સ્વપ્નદ્રષ્ટા ન હતા, તે નિઃસ્વાર્થી અને વ્યવહાર-કુશળ કાર્યકર હતા. તેમના પ્રેમળ સ્વભાવથી મોહિત થયેલા અનેકાનેક યુવકોનું જૂથ તેમની આસપાસ સર્વત્ર રચાતું—તેમની જ સહાયથી તે વડોદરા રાજ્યના અધિકારી હોવા છતાં અનેક ગામે કેળવણીની અને સમાજસેવાની અનેક સંસ્થાઓ ચલાવતા અને વિવિધ યોજનાઓ અમલમાં મૂકતા. હું મોતીભાઈને વારંવાર મળતો તેથી જ ચરોતર કેળ-વણી મંડળનાં અને બીજાં યુવક-રત્નોનો સહવાસ મને થતો ગયો અને તેમની સાથે પરસ્પર પ્રીત પણ જામતી ગઈ. મારો પુસ્તકિયા અભ્યાસ અને બાહ્ય દુનિયાનો અનુભવ તેમને બોધદાયક લાગતો, ત્યારે ગ્રામસેવાના અવતારરૂપ એ યુવકો તરફ હું કુદરતી ભાવથી ખેંચાતો. આવા જ કારણ-સર આગલી સાલના સંમેલનમાં રણજિતરામને પ્રમુખ તરીકે સત્કાર્યા પછી આ સાલ તેમની નજર મારા પર ઠરી. તેમના ભાવને વશ થઈને આ યુવક સંમેલનમાં મોતીભાઈ અને બીજા મિત્રોની સાથે હું બોડ પહોંચી ગયો.

---

સુધારો—ખાસ કરીને પહેરામણીની નાબૂદી—આવી અનેક બાબતો વિષે તે વિચારતા અને સંગીન કાર્ય કરતા.

રાજકીય આંદોલનના કામમાં હું રોકાયેલો હોવા છતાં અને ગુજરાતની પહેલી રાજકીય પરિષદને ટાંકણે આવા બિનરાજકીય વિદ્યાર્થી સંમેલનમાં હું કેમ રોકાઉં?—એ સવાલનો ખુલાસો મેં ઓડના ભાષણમાં[1] કર્યો: 'રાજકીય પ્રવૃત્તિ એટલે સરકાર પાસે માગણી કરવી—તે જરૂરની છે...પણ હોમરૂલ લીગ, અને અનેક કોંગ્રેસ કમિટીઓ જેમ રાજકીય પ્રવૃત્તિ ચલાવે છે તેમ યુવકમંડળો અને સમાજસેવા મંડળો વ્યાવહારિક કામ કર્યે જશે—એક પ્રકારનાં મંડળો સરકાર પાસે ઊંચા હકની માગણી કરે ત્યારે બીજાં મંડળો તે માટે લોકોની યોગ્યતા અને ચારિત્ર્યબળ વધારતાં જશે—ત્યારે સોનાનો સૂરજ ઊગશે.'

ગાંધીજીના ભરૂચના તાજા સંસ્કારથી પણ ઓડનું મારું વ્યાખ્યાન ખૂબ રંગાયેલું હતું: 'તપશ્ચર્યા એ ધર્મનું પહેલું અને છેલ્લું સાધન છે'—એ ગાંધીજીનું વચન ટાંકીને ચારિત્ર્ય, સેવાવૃત્તિ અને ખાસ કરીને નક્કર કાર્ય કરવાનો ગાંધીજીનો પેગામ મેં વિદ્યાર્થીઓ આગળ રજૂ કર્યો: 'હજાર શબ્દોથી જે વિચાર ફેલાવી ન શકાય તે એક ક્ષણ માત્રના કર્મથી પ્રવર્તાવી શકાય છે. વિચારોના અખૂટ દારૂગોળાને એક અણુમાત્રનું આચરણ સળગાવી મૂકે છે. આપણા જર્જરિત દેશમાં

---

૧. એ ભાષણના આરંભમાં જ મોતીભાઈને અને તેમના યુવક-રત્નોને અંજલિ આપતાં મેં કહ્યું: 'હું કોઈ સામાન્ય યુવકો સમક્ષ નથી ઊભો એ વાત મારા ખ્યાલમાં છે...ગુજરાતના તીર્થરૂપ એક વસતિગૃહની અને તેના ઉત્પાદક શ. મોતીભાઈ અમીન જેવા સાધુચરિત ગુરુની અમૂલ્ય છાપ તમને લાગેલી છે. આ મંડળની ચર્ચામાંથી નવનીતરૂપે 'ચરોતર કેળવણી મંડળ' જેવી એક અમૂલ્ય સંસ્થા ઉત્પન્ન થઈ છે અને તમારા અને મારા ચાર મિત્રોએ પોતાનું જીવન સમર્પ્યું છે...ઉપરાંત તમારામાંના અનેકે, જનસેવાના ઊભરાતા ભાવથી અખૂટ ખંતથી અને લાક્ષણિક વ્યાવહારિકતાથી પોતાનાં અનેક ગામોને પુસ્તકાલયો, રાત્રિશાળાઓ, બાલવાટિકાઓ જેવી રત્ન સમાન દીપતી સંસ્થાઓથી અલંકૃત કરી છે.' નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૬, પાન ૪૧૦.

પણ ભાવનાઓની અને લાગણીઓની મીઠી કૂંપળો ફૂટી રહી છે. પણ નિશ્ચયબળ અને કર્મબળ સિવાય આ બધું એળે જાય છે...અનેક પ્રકારની આંતર અને બાહ્ય સામગ્રી આપણી સાથે હોવા છતાં વિચારવંત નિશ્ચયબળ અને સાહસિક મરણિયું તપસ્વી કર્મબળ આપણામાં–પ્રજામાં–આવશે નહિ ત્યાં સુધી પુરાણું ભારતવર્ષ નવયૌવન ધારણ કરીને જગતમાં પ્રતિષ્ઠિત સ્થાન મેળવશે નહિ. એવી આશા પડે છે કે જે યુવાનો હાલ ખીલે છે...તેમની રગેરગ દેશભક્તિથી ધ્રૂજશે. પણ તેને નિરર્થક પ્રલાપોથી અથવા ધાંધલિયા પ્રવૃત્તિમાં ઊભરાઈ જવા ન દેતાં તેને ઊંડા શુદ્ધ આચરણના પ્રવાહમાં તેઓ ઉતારશે. તે શાંત, પ્રસન્ન, સંયમી સાધુ દેશભક્ત હશે—દેશસેવા માટે જીવશે અને દેશસેવામાં જ મરશે...એવા દેવ સમા જુવાનો આ દેશમાં પાકશે ત્યારે તેને સ્વરાજ મળી ચૂકયું હશે.'[1]

આ શબ્દોમાં ગાંધીજીનાં છેલ્લાં વચનોનો પડઘો સ્પષ્ટ હતો. બાકીના ભાષણમાં ગ્રામપ્રજાના શિક્ષણ અને સેવાના કેટલાક ચોક્કસ રાહ મેં સૂચવ્યા.

ઓડથી હું સીધો ગોધરા ગયો, ત્યારે નાના શાંત સરોવરમાંથી ઘૂઘવતા મહાસાગરમાં હું સંચર્યો હોઉં એમ મને લાગ્યું. મણિલાલ મહેતા અને વામનરાવ મુકાદમની આગેવાની નીચે અનેક મિત્રોએ મળીને વિરાટ જનમેદની માટે વિશાળ મંડપ બાંધવાની તૈયારીઓ કરી હતી. આવા મંડપ માટે કોઈ સખીજને ગોધરાની એક ભાગોળે પ્રભાવતી નદીના કિનારા પર સરસ જમીન આપી તો બીજા કોઈએ વિશાળ મંડપ બાંધવાને જરૂરી તમામ વાંસવળીઓ આપ્યાં હતાં. અનેક ગૃહસ્થોએ પરિષદના પ્રતિનિધિઓ અને મહેમાનોની સરભરા કરવાનું કામ ઉપાડી લીધું હતું. આખા જિલ્લામાંથી અને ગોધરામાંથી હજારો

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૬, પાન ૪૧૧–૧૩.

રૂપિયા પરિષદના ખરચ માટે ભેગા કરવામાં આવ્યા હતા. આઠ દરવાજાવાળા મંડપના મુખ્ય દ્વાર ઉપર હિંદદેવીનું ચિત્ર ઉતારવામાં આવ્યું હતુ અને તેની સામી બાજુએ અગ્રેસરો માટે ઊંચું વ્યાસપીઠ રચવામાં આવ્યું હતું. હાલનાં ધ્વનિયંત્ર તે વખતે ન હોવાથી મંડપની વચમાં વક્તાઓ માટે એક ઊંચો માંચડો ઊભો કરવામાં આવ્યો હતો અને મંડપ ચારેબાજુએ ધજાપતાકા અને તોરણો, 'વંદેમાતરમ્,' 'હોમરૂલ મારો જન્મસિદ્ધ હક્ક છે' વગેરે સૂત્રોથી શણગારવામાં આવ્યો હતો.

પરિષદને આગલે દિવસે બીજી નવેમ્બરની સવારે ગાંધીજી કસ્તૂરબા સાથે અમદાવાદ તરફથી ગોધરાના સ્ટેશને પધાર્યા ત્યારે આશરે ત્રણ હજાર માણસોએ 'મહાત્મા ગાંધીજીની જય'ના પોકારથી તેમને વધાવી લીધા. તેમને ગાડીમાં બેસાડીને તેમનું અપૂર્વ સરઘસ ધીમે ધીમે આખા શહેરમાંથી પસાર થતું ગયું, તેમ સ્થળે સ્થળે અનેક ઠેકાણે તેમની ગાડી ઊભી રાખીને તેમને ફૂલહાર અર્પણ થતાં ગયાં. બજારમાંથી સરઘસ ચાલ્યું ત્યારે અનેક મહાજનોએ[1] પોતપોતાની ધંધાદારી રીતે વિવિધરંગી તોરણોથી રસ્તાને શણગાર્યો હતો. છેવટે શેઠ દડીવાળાની વાડીએ ગાંધીજીનો ઉતારો રાખ્યો હતો, ત્યાં સરઘસ પહોંચ્યું ત્યારે તે વીખરાયું.

બીજા સર્વ કાર્યકરોની સાથે મેં તરત ગાંધીજીને મળીને પરિષદના કાર્યક્રમની અને અમારી તૈયારીઓની ખબર આપી. પછી આખો દિવસ બીજા કામમાં ધ્યાન આપીને છેક મોડી રાતે તેમને પરિષદના ઠરાવોનો ખરડો દેખાડવા ગયો. થોડા વર્ષના રાજકીય અભ્યાસ અને ખેડૂતોના

---

૧. 'કાપડિયા ભાઈઓએ સુંદર સાડીઓ અને સુશોભિત તાકાઓનાં જ તોરણો બનાવી ભવ્ય દેખાવ કરી મૂક્યો હતો...મોટા બજારમાં તંબોળીઓએ પાનનાં, સુતારોએ લાકડાનાં રમકડાંનાં, શાકવાળા ભાઈઓએ વિવિધ પ્રકારનાં શાકભાજીનાં ઇત્યાદિ વિવિધ પ્રકારનાં તોરણો અને મુદ્રાલેખો ટાંગી અનહદ શોભા કરી હતી...બારીઓ, ઝરૂખાઓ, અગાશીઓ વગેરે પ્રેક્ષકોથી ખીચોખીચ ભરાઈ ગયેલાં નજરે પડતાં હતાં.' પહેલી ગુજરાત રાજકીય પરિષદનો હેવાલ. પાન ૪.

ટૂંકા સંપર્કથી જે ફરિયાદો અને માગણીઓ મને મહત્ત્વની જણાઇ હતી તે વિષે મિત્રોની સલાહ લઈને મેં ઠરાવો તૈયાર કર્યાં હતા. આમાંના ઘણા વિષયો ગાંધીજી માટે નવા હતા. તેથી દરેક બાબતમાં ગાંધીજી ઝીણવટથી મને બધી હકીકત પૂછતા, શબ્દેશબ્દની ચકાસણી કરતા, મારી કડક ઊલટતપાસ કરતા અને પછી એક ડગલું આગળ વધતા. આવી રીતે મોટે ભાગે ગામડાંના ખેડૂતોને જ લગતા ઠરાવોના ખરડાની ચર્ચા તેમણે લગભગ મધરાતે પૂરી કરીને મને રજા આપી.

ત્યાંથી સીધો હું મંડપ પર ગયો ત્યારે તેમાં હજારો ખુરશીઓ કંઈક નવેસર ગોઠવવાની જરૂર લાગી. સદ્‌ભાગ્યે તે જ વખતે મુંબઈથી 'ભાટિયા વોલંટિયર કોર'ના ખાખી સાફા, જોધપુરી બ્રિચિઝ અને કોટમાં સજ્જ થયેલા તાલીમબદ્ધ સ્વયંસેવકો અમારી મદદે આવી પહોંચ્યા. તેથી તે કામ સવાર સુધીમાં પતી ગયું. હું ત્રણચાર વાગે મંડપમાં ત્રણેક ખુરશીઓ ભેગી કરીને જ સૂઈ ગયો અને સવાર પડતાં જ ગામમાં મિત્રોને મળવા દોડી ગયો. તે જ દિવસે લો૦ ટિળક અને ખાપરડે મુંબઈથી આવી પહોંચ્યા; તેમનું સ્વાગત કરવામાં હું સામેલ થયો. ગાંધીજીએ પણ સ્ટેશને આવીને ટિળકને વધાવી લીધા. તેમના માનમાં એવું જ ભવ્ય સરઘસ કાઢવામાં આવ્યું. તે સરઘસ મુકાદમના તારાબાગમાં રાખેલા તેમના મુકામ આગળ વીખરાયું.

પરિષદમાં મુંબઈના અને ગુજરાતભરના અગ્રગણ્ય વક્તાઓ અને કાર્યકરો આવ્યા. ઉપરાંત અમદાવાદથી શેઠ મંગળદાસ ગિરધરદાસ અને રમણભાઈ નીલકંઠ, વલ્લભભાઈ પટેલ અને માવળંકર; મુંબઈથી વિઠ્ઠલભાઈ પટેલ, ઠક્કરબાપા અને રમીબાઈ કામદાર;[1] વડોદરેથી

1. છેક જ તળપદાં ખમીરનાં ગંગાબહેન મઝમુદાર ભરૂચની પરિષદમાં ગાંધીજીને મળેલાં. તેમણે પછીથી ગાંધીજીને રેંટિયો શોધી આપ્યો. તેમ ગોધરામાં છેક નવા જમાનાનાં મુંબઈગરાં સન્નારી રમીબહેન આવેલાં. ગોધરાનિવાસી સ્ત્રીઓએ અને પારસી સ્ત્રીઓએ પણ પરિષદમાં ભાગ લીધેલો. પછીના કાળનાં રાજકારણમાં તો ઘણી જ વધારે સ્ત્રીઓ ભાગ લેતી થઈ.

દા૦ સુમન્ત, શારદાબહેન અને અબ્બાસ તૈયબજી વગેરે અનેક અગ્રેસરો પધાર્યા. પરિષદના ઠરાવેલા વખત પહેલાં પાંચે તાલુકાનાં ગામડેથી આવેલા હજારો માણસોએ આખો મંડપ ચિક્કાર ભરી દીધો. જ્યારે ગાંધીજી અને પછી ટિળક મંડપમાં આવી પહોંચ્યા, ત્યારે આ મોટી મેદનીએ જે ગગનભેદી ગર્જના કરીને સ્વાગત કર્યું તેમાં મને નવ-ગુજરાતનું દર્શન થયું.

પ્રારંભમાં 'ગુણવંતી ગુજરાત,' 'વંદેમાતરમ્' અને ગાંધીજીના સ્વાગતનાં ગીત ગવાયાં બાદ મણિલાલ મહેતાએ સર્વેનું સ્વાગત કર્યું. તેમના ભાષણમાં હિંદના દાદા દાદાભાઈનાં દુઃખદ અવસાનની નોંધ લઈને તેમજ દેશની પરિસ્થિતિ પર નજર નાખીને તેમણે ખાસ કરીને પંચમહાલના ખેડૂતોનાં વિતકનું વિગતવાર વર્ણન કર્યું. પછી અબ્બાસ તૈયબજીની દરખાસ્તથી અને શેઠ મંગળદાસના ટેકાથી ગાંધીજીએ સભા-જનોના હર્ષનાદ વચ્ચે પરિષદનું પ્રમુખસ્થાન લીધું. બેસન્ટ તરફથી શુભેચ્છાનો સંદેશો વંચાયો તે સર્વેએ તેમના જયનાદ પોકારી વધાવી લીધો. આ પરિષદને માટે પણ ગાંધીજીએ ભાષણ આગળથી લખીને જ મોકલેલું અને તે છાપીને પરિષદમાં વહેંચાયું. તે વાંચતા પહેલાં પરિષદ કંઈક કારણસર ઠરાવેલા વખતથી જરા મોડી શરૂ થઈ તે વિષે ટકોર કરતાં તેમણે ગંભીર સ્વરે કહ્યું: 'વખત અને વચન નહિ સાચવે તેને સ્વતંત્રતા નહિ મળે...આપણે તે (કામ) પોણો કલાક મોડું શરૂ કર્યું છે...(તેથી) આપણને સ્વરાજ્ય જ્યારે મળવાનું હશે તે કરતાં પોણો કલાક તો મોડું જ મળશે.' આ માર્મિક શબ્દો ઉચ્ચારીને ગાંધીજીએ નિયત સમય સાચવવાનો અડગ નિશ્ચય સર્વેને સંભળાવી દીધો.

ભાષણના આરંભમાં જ 'અહીં રાજકીય ક્ષેત્રમાં હું અઢી વરસનું બાળક છું'—એમ કહ્યા પછી ગાંધીજીએ જે વિધાનો કર્યાં તે ચાલુ પ્રવાહથી કંઈક જુદાં ને વિરોધી હતાં. 'રાજકીય' શબ્દની વ્યાખ્યામાં રાજાપ્રજાના સંબંધ અને પ્રજાના હક ઉપરાંત પ્રજાના રચનાત્મક કાર્યનો પણ તેમણે સમાવેશ કર્યો. પછી તેમણે કહ્યું: 'આપણે જે ચળવળ

ચલાવીએ છીએ તે પાશ્ચાત્ય પદ્ધતિ છે...તેને પરિણામે હિંદુસ્તાનને પાશ્ચાત્ય દેશોની સાથે હરીફાઈમાં ઊતરવું પડશે...પણ હિંદુસ્તાન યુરોપ નથી...હિંદુસ્તાન જ કર્મભૂમિ છે, બાકીની ભોગભૂમિ છે.' તે જ પ્રમાણે હિંદુસ્તાનના સિપાઈઓએ અંગ્રેજ સરકાર સામે લડતાં જે બલિદાન આપ્યાં તેના પર હોમરૂલનો મદાર બાંધવાની તેમણે સાફ ના પાડી.

આમ બેસન્ટના મતથી પોતાનો મતભેદ સૂચવીને પછી તેમને ગાંધીજીએ ભવ્ય અંજલી આપી: 'વિદુષી બાઈ એની બેસન્ટે લાખો સ્ત્રી-પુરુષોને સ્વરાજ્યનો જપ જપાવતાં કરી મૂક્યાં છે. જે વસ્તુ બે વર્ષ પહેલાં ઘણાં સ્ત્રી-પુરુષો નહોતાં જાણતાં તે વસ્તુને તે બાઈએ પોતાની ચાતુરી ને અથાગ પ્રયત્નથી પ્રચલિત કરી મૂકી છે. સ્વરાજ થોડા જ વખતમાં મળશે એવી આશા બંધાવવામાં આ બાઈનું નામ ઇતિહાસમાં પ્રથમ પંક્તિમાં મુકાશે, એ વિષે શંકા હોય જ નહિ...ને તે સારુ તેનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.'

તેમણે જે બીજાં વચનો કહ્યાં તે ઘણાં જ પ્રેરક હતાં. સ્વરાજ વિષે તેમણે કહ્યું: 'હિંદુસ્તાનમાં ગરીબાઈ વધતી ચાલી છે... હિંદુસ્તાનમાં (ઇંગ્લૅંડના જેવી) પાર્લામેન્ટ હશે ત્યારે...આપણા ભૂખમરાનો ઇલાજ સહેજે હાથ આવશે...પાર્લામેન્ટ આજે જ જોઈએ...તે લેવા આપણે આજે જ લાયક છીએ...આજે જ ક્યારે આવશે, તેનો આધાર આપણા ઉપર રહેલો છે...આપણી લાયકાત આપણને હવે સ્વરાજ્ય મેળવવાની તીવ્ર ઇચ્છા થઈ રહી છે તેમાં રહી છે... સ્વરાજ્ય વિના હવે હિંદુસ્તાનમાં શાંતિ સંભવતી નથી.'

સ્વરાજ્યની માગણી આવા નિશ્ચિત શબ્દોમાં રજૂ કર્યા પછી, તે વિષે માત્ર ચળવળ કરીને સંતોષ ન માનતાં, તે દિશામાં કંઈક સ્વાશ્રયી કાર્ય કરવાનો તેમણે આદેશ આપ્યો: 'માત્ર મેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી...જે પ્રજામાં સ્વરાજ્યના તરંગો ઊછળી રહ્યા હોય

તેમાં સર્વ દિશામાં જાગૃતિ હોય...વસંતની બહાર ખીલે છે ત્યારે દરેક ઝાડમાં તેની છાયા પડે છે...આપણે જ્યારે સ્વરાજ્યરૂપી વસંતઋતુમાં પ્રવેશ કરતાં હોઇશું ત્યારે...અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિમાં પ્રજાના સેવકો પોતાની શક્તિ અનુસાર અનેક કાર્યોમાં રોકાયેલા જોવામાં આવશે.'

પછી તેમણે નીચેનાં વ્યાવહારિક સૂચનો સર્વ આગળ રજૂ કર્યાં :

'આપણે હિંદની પ્રજા પાસે સ્વરાજ્ય માગવું રહ્યું છે...હિંદુસ્તાનના ખેડૂત જાણશે કે સ્વરાજ્ય શું છે ત્યારે કોઈ સ્વરાજ્ય રોકી શકનાર નથી...'

પછી ઈંદ્રિયો પર સંયમમાં, કુટુંબના સંપમાં અને જ્ઞાતિની સુવ્યવસ્થામાં સ્વરાજ રહેલું છે, એમ જણાવીને તેમણે આગળ કહ્યું : 'આપણાં શહેરોનો કારભાર આપણે ન ચલાવી શકીએ...તો આપણને વિશેષ સત્તા લેવાનો શો અધિકાર છે ? શહેરના કારભારમાં સ્વરાજ્યની ચાવી છે...

'પોતાના અંગત સાહસથી સેંકડોને કેળવણી આપવાની ચોખ્ખી ફરજ છે...

'દારૂનું વ્યસન વધે છે. તેનો ઉપાય આપણે ન કરી શકીએ તો આપણે સ્વરાજ્ય કેમ લઈએ ?

'આપણે સ્વરાજ્ય લઈ શકીએ તે પહેલાં સ્વદેશી પ્રત્યે પ્રેમ તો ખરો પણ રાગ સુદ્ધાં થવો જોઈએ...સ્વરાજ્યની રચના જ આપણું એકંદર ઘણું સારું છે એવી કલ્પના પર બંધાઈ શકે...સ્વદેશી ચળવળ આ દેશમાં મોટા પાયા પર થવી જોઈએ.'

છેવટે દુરાગ્રહથી નહિ પણ સત્યાગ્રહથી રાજકીય લડત ચલાવવા અને સત્યાગ્રહથી સમાજસુધારો પણ સાધવા તેમણે શ્રોતાઓને આદેશ આપીને પોતાનું આખ્યાન પૂરું કર્યું.

તે જ દિવસે સાંજે વિષયવિચારિણી સભા મળી તેમાં એક રમૂજી

કિસ્સો બન્યો. આ પરિષદના એક પ્રતિનિધિ તરીકે તેમજ સંસાર-સુધારા પરિષદના પ્રમુખ તરીકે શારદાબહેન ગોધરે આવ્યાં હતાં. તેઓ તો આ કમિટીમાં સહેજે ચૂંટાયાં. પણ દા૦ સુમંત વડોદરા રાજ્યના અધિકારી હોવાથી પ્રતિનિધિ નહોતા. તો તે આ કમિટીની રસભરી ચર્ચામાં શી રીતે હાજર થઈ શકે ? ગાંધીજીએ એવો તોડ કાઢ્યો કે કમિટીનું કામ મોડી રાતે પૂરું થાય તેથી શારદાબહેનના માર્ગદર્શક તરીકે ડૉક્ટર કમિટીમાં હાજર રહી શકે.

કમિટીમાં લાંબી ચર્ચાઓની રમઝટ ચાલ્યા પછી જે ઠરાવો પસાર થયા તે બીજે અને ત્રીજે દિવસે પરિષદમાં રજૂ થયા. ખરું જોતાં બીજો દિવસ તો મુંબઈથી હોમરૂલ લીગના ઉદ્દામ નેતા મહમદઅલી ઝીણાની વિશિષ્ટ હાજરી અને ભવ્ય સત્કારને લીધે યાદગાર બન્યો. એક જ વ્યાસપીઠ પર ગાંધીજીની આગેવાની નીચે ટિળક અને ઝીણા બંને પરિષદમાં વિરાજે એ અનુપમ દૃશ્ય લખનૌની કોંગ્રેસ પછી ગુજરાતે જ દેશ સમક્ષ રજૂ કર્યું.

બીજે દિવસે પરિષદના આરંભમાં કવિ નર્મદના ‘જયજય ગરવી ગુજરાત’ની સાથે ‘ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે’—એ રાષ્ટ્રગીત પણ ગવાયું. એક જુવાન ભરૂચી બ્રહ્મચારી જનાર્દન શર્માએ પોતે રચેલું ‘હાંરે આવો જિન્ના પધારો પ્રિય જિન્ના’—એ ગીત બહુ જ બુલંદ અવાજે ગાઈને નવા મહેમાનનું અદ્ભુત સ્વાગત કર્યું.

પરિષદનું કામકાજ શરૂ કરતાં ગાંધીજીએ એક મહત્ત્વની જાહેરાત કરી : ‘વીરમગામની જકાત[1] વિષે મુંબઈ સરકારને (મેં) લખ્યું હતું અને તાર પણ કર્યો હતો. મને તેનો જવાબ મુંબઈ સરકાર તરફથી તાર દ્વારા મળ્યો છે. તેમાં જણાવ્યું છે કે આવતી કાલે ગેઝેટ બહાર પડશે

---

૧. તે જમાનામાં સૌરાષ્ટ્રમાંથી ગુજરાતમાં આવનાર પ્રવાસીઓ પાસે તેમના ખાસ માલ પર જકાત લેવાતી. તેને લીધે પ્રજાને ઘણો ત્રાસ વેઠવો પડતો. એ જકાતબારી નર્કબારી કહેવાતી.

તેમાં એ જકાત દૂર કરવાનો ઠરાવ બહાર પડશે.' આ જાહેરાતને પરિષદમાં મળેલા હજારો લોકોએ હર્ષનાદથી વધાવી લીધી. ગાંધીજીના નવા વિજયથી પરિષદ યાદગાર બની ગઇ.

પરિષદમાં જે ઠરાવો પસાર થયા તે બે જાતના હતા : પહેલા વર્ગમાં દેશભાવનાઓ અને માગણીઓ રજૂ કરવામાં આવી. દેશભક્ત દાદાભાઈ તે જ સાલમાં અવસાન પામેલા હોવાથી તેમના અવસાન વિષે ખેદનો ઠરાવ પરિષદે ઊભા થઈને પસાર કર્યો. મહંમદઅલી અને શૌકતઅલીના છુટકારાની માગનો, કૉંગ્રેસ–લીગની સુધારાની યોજનાને ટેકો આપવાનો, તે સંબંધી અરજી પર બને તેટલી સહીઓ લેવાનો અને એકંદર સ્વરાજ્યની ચળવળ આગળ ધપાવવાનો, ન્યાયનાં અને મહેસૂલી ખાતાં અલગ કરવાનો—વગેરે ઠરાવો પણ આ પ્રકારના હતા.

આ રાજકીય ઠરાવો પર મુંબઈના મારા વિદ્વાન મિત્રોની વિવિધરંગી વાગ્ધારા પૂરબહારમાં વહી રહી અને તેનું રસપાન કરતાં હજારો શ્રોતાજનો તાળીઓના ગડગડાટથી મંડપ ગજાવતા ગયા. પણ મને ભરૂચમાં જમનાદાસના ભાષણમાં જે ખામી લાગી હતી તે આ પ્રવચનોમાં વધારે સાલી. ગાંધીજીનો નક્કર કર્મયોગ આ ભાઈઓના દિલમાં વસેલો નહિ. તે બધા ગરમાગરમ વરાળના ગોટા જ કાઢતા જણાયા પણ તેમાં મને સાચી અગનની ચિનગારી પણ દેખાઈ નહિ. નક્કર કામ કરવાની ધગશથી વાણીમાં જે શાણો સંયમ અને નિશ્ચયબળની ઉગ્રતા દેખાય છે તેનો અભાવ મને તેમનાં ભાષણોમાં દેખાયો. નીચે દેખાતી ધરતી અને પ્રજાને બદલે ઊંચા આકાશ પર તેમની નજર ઠરેલી હોવાથી તેમના ટીખળી કે જુસ્સાદાર બોલમાં દિલની નબળાઈ અને કૃત્રિમ કલ્પનાના સૂર મને વધારે સંભળાયા. તેથી તે સર્વેના સર્વોત્કૃષ્ટ પ્રતિનિધિરૂપ ચંદ્રશંકર પંડ્યાએ હોમરૂલ અને સ્વરાજની તેમની લગનને બહેલાવતાં કહ્યું : 'જો અમારા માર્ગદર્શક પથ્થરમાં હોમરૂલ લખાયું હશે તો અમે ખુશીથી પથ્થર બનવા તૈયાર થઈશું; જો પાંદડે પાંદડે હોમરૂલ

લખાયું હશે તો હું ખુશીથી વૃક્ષ થવા ચાહું; જો પશુઓમાંથી પણ હોમરૂલની વાસ નીકળતી હશે તો ખુશીથી પશુ થઈશું[1]—જો કૂતરાનો અવતાર મળશે તો હું 'હોમરૂલ' 'હોમરૂલ ભસીશ.'—ત્યારે તેમના વાણીવિહારની વિકૃતિની મને ચોખ્ખી પ્રતીતિ થઈ.

બીજા ઠરાવો ગુજરાતની અને પંચમહાલની આમપ્રજાના—વિશેષ કરીને ખેડૂત વર્ગના હક્ક હાંસલ કરવાને અને દુઃખનું નિવારણ કરવાને ઘડાયા હતા. મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડમાં સ્વરાજનું તત્ત્વ દાખલ કરવાને, તેના સર્વે સભાસદો અને પ્રમુખ, પ્રજાથી ચુંટાવા જોઈએ—એ ઠરાવ વલ્લભભાઈએ રજૂ કર્યો અને રમણભાઈના ટેકાથી પસાર થયો. પછી ગોચરની તંગી, જંગલખાતાનો ત્રાસ, વેઠનો જુલમ, એક હપ્તે મહેસૂલની વસૂલાત, દૂધના સંચાના અનર્થ, જમીનની નવી શરતની પ્રથાની[2] નાબૂદી—વગેરે ખેડૂતોને લગતા દશ ઠરાવો પરિષદે પસાર કર્યા.

ગાંધીજી જેવા દારૂબંધીના ચુસ્ત હિમાયતીના પ્રમુખપણા નીચે મળેલી પરિષદે મહુડાના કાયદાને, ગરીબ લોકોને નાહક નુકસાનકારક ગણીને રદ કરવાની માગણી કરી એ ખાસ નોંધપાત્ર છે.[3] એ કાયદાનો

---

૧. પહેલી ગુજરાત રાજકીય પરિષદનો હેવાલ. પાન ૩૪.

૨. નવી શરતની જમીન : એ જમીન વેચી કે ગીરો મૂકી ન શકાય અને કોઈને ખેડવા પણ ન આપી શકાય એવી ખાસ શરતે જમીન પછાત અને ગરીબ ખેડૂતોને આપી શકાય તે માટે સરકારે આ કાયદો સન ૧૯૦૧માં કર્યો હતો. તે વખતની માન્યતા પ્રમાણે જમીનના માલિકી હકમાં આ શરતોથી કાપ મુકાતો તેથી તે અનિષ્ટ ગણાતી. પરંતુ હવે શરતો ગરીબ ખેડૂતોના લાભમાં છે એ વાત સામાન્ય રીતે સ્વીકારાય છે.

૩. ઠરાવના શબ્દો આ રહ્યા : 'આબકારી ઍક્ટનો મહુડા સંબંધી કાયદો ગયે વર્ષે ખેડા જિલ્લાને લાગુ પાડવામાં આવ્યો છે. તેથી જે ગરીબ લોકો મહુડાને પોતાના તેમજ ઢોરના ખોરાક તરીકે વાપરે છે તેમને ઘણું નુકસાન અને હાડમારી પહોંચે છે. તેથી તે કાયદો સત્વર રદ કરવા

વિરોધ મુંબઈની ધારાસભામાં ગોકુળદાસ કહાનદાસ પારેખે તથા બહાર વિઠ્ઠલભાઈ પટેલે અને દાદુભાઈ દેસાઈએ[1] કર્યો હતો. તેથી પરિષદમાં સામેલ થયેલા જૂના અને નવા કાર્યકરોએ સર્વાનુમતે આ ઠરાવ પસાર કર્યો.

વળી ગાંધીજીના ખાસ આદેશને અનુસરી સ્વદેશી વિષે મહત્ત્વનો ઠરાવ અનસૂયાબહેને રજૂ કર્યો : 'સ્વદેશી હીલચાલની અંદર સ્વરાજ્યનું મૂળ છે અને એ હીલચાલમાં જ હિંદુસ્તાનની આબાદીનો સંભવ છે એવી આ પરિષદની માન્યતા છે અને તેથી આગેવાનોને અને જનસમાજને આ પરિષદ ભલામણ કરે છે કે ગમે તેટલી અગવડો સહન કરીને પણ પોતે અમલમાં મૂકીને અને બીજી રીતે સ્વદેશીનો પ્રચાર કરવો.'

ભરૂચની જેમ આ પરિષદમાં પણ ગાંધીજીએ ભાષામાં સ્વદેશીનો કડક અમલ કર્યો—બધાય વક્તાને ગુજરાતીમાં જ બોલવાનું શાસન આપ્યું. તે વિષે વિઠ્ઠલભાઈએ ટીખળ કરીને કહ્યું : 'ગઈ કાલે ઝીણાની પરીક્ષા લેવાઈ હતી. આજે ગાંધીજીએ ગુજરાતી બોલતાં મને આવડે છે કે હું ભૂલી ગયો છું તે વિષે મારી પરીક્ષા લેવાનું ઠરાવ્યું છે.' અલબત્ત વિઠ્ઠલભાઈ આ કસોટી યશસ્વી રીતે પાર કરી ગયા.

છેવટે ઉપસંહાર કરતાં ગાંધીજીએ સાચું જ કહ્યું : 'આપણી

---

આ પરિષદ સરકારને વિનંતિ કરે છે. (આ) પંચમહાલ જિલ્લામાં ખાસ કરીને મહુડાનાં ફળાઉ ઝાડ નહિ કાપવાં એવી બંધી નહિ હોવાથી અને આ ક્રમ થોડાં વર્ષ ચાલુ રહે તો ખેડા જિલ્લાના જેવી હાડમારી આ જિલ્લાની ગરીબ રૈયત પર થવાનો સંભવ રહે છે માટે આ પરિષદ સરકારને વિનંતિ કરે છે કે તે ઝાડ કપાતાં બંધ કરવાં.'
પહેલી ગુજરાત રાજકીય પરિષદનો હેવાલ. પાન ૪૫–૬.

૧. નડિયાદના વિહારીદાસ દેસાઈના પૌત્ર. તે ખેડા જિલ્લા લોકલબોર્ડના ઉપપ્રમુખ હતા.

માતૃભાષા ગુજરાતીમાં કેટલું બધું બળ છે તે મેં જોયું...ગુજરાતી ભાષામાં બોલીને ખાપરડેએ બતાવી આપ્યું છે કે તેઓ દક્ષિણી હોવા છતાં કેટલો રસ રેડી શકે છે?...પરદેશની સુવર્ણમય ભાષા પણ ઉપકારી થઈ શકે નહિ; દેશની કથીર સરખી ભાષાને તમે કાંચનરૂપે બનાવજો.'[1]

છેવટે 'પરિષદે કરેલા ઠરાવો પ્રજા તરફથી તેમજ સરકાર તરફથી અમલમાં મુકાય અને આ પરિષદ ભરવાના ઉદ્દેશ સિદ્ધ થાય તેવા હેતુથી' સર્વે જિલ્લાના પ્રતિનિધિરૂપ એક કાયમી કાર્યકર મંડળ–જેને પછીથી 'ગુજરાત રાજકીય મંડળ' કહેવામાં આવ્યું–તે ચૂંટવામાં આવ્યું. સ્વાભાવિક રીતે ગાંધીજીને તેના પ્રમુખ તરીકે અને વલ્લભભાઈને, હરિભાઈ અમીનને અને મને તેના મંત્રી તરીકે નીમવામાં આવ્યા. આ નવા મંડળને પણ ગાંધીજીએ છેલ્લા બોલમાં કડક આદેશ આપ્યો. ખેડૂતો વિષે પસાર કરેલા સંખ્યાબંધ ઠરાવો તરફ ધ્યાન દોરીને તેમણે કહ્યું: 'આપણે ખેડૂતોને કોઈ રીતે ભૂલવા માગતા નથી કેટલાક ઠરાવો એવા છે કે જેનો બોજો કાર્યકારી મંડળે ઉઠાવવો પડશે...દાખલા તરીકે વેઠનો જે ઠરાવ છે તેમાં કંઈ કાયદાનો ફેરફાર કરાવવાનો નથી. જો એ વેઠનો જુલમ કાર્યકારી મંડળ દૂર નહિ કરી શકે તો બહેતર છે કે તેઓ આજે જ રાજીનામું આપે અને તેમણે ચૂડીઓ પહેરવી પડશે.'[2]

ગાંધીજીનો આભાર માનતાં પરિષદના ધૂરંધર કાર્યકર મુકાદમે અમારી સર્વનાં હૈયાની વાત સંભળાવી: 'ગોધરા શહેરને આજ સુધી કોઈ ઓળખતું ન હતું, પરંતુ તેને હિંદુસ્તાનના ઇતિહાસમાં સ્થાન મળ્યું છે. આ દિવસ તવારીખમાં સોનેરી અક્ષરે લખાઈ રહેશે. આજથી ગુજરાતમાં નવું ચેતન આવ્યું છે.'[3]

---

૧. પહેલી ગુજરાત રાજકીય પરિષદનો હેવાલ. પાન ૬૧.

૨. પહેલી ગુજરાત રાજકીય પરિષદનો હેવાલ. પાન ૬૧.

૩. પહેલી ગુજરાત રાજકીય પરિષદનો હેવાલ. પાન ૬૩.

આ પરિષદની સાથે ગુજરાત સંસારસુધારા પરિષદ પ્રાણુલાલ કીરપારામ દેસાઈના[1] અથાગ પ્રયાસથી રાજકીય પરિષદની સાથે જ ભરાઈ. પરિષદમાં ગાંધીજીની જ દરખાસ્તથી શારદાબહેનને તેનું પ્રમુખ-સ્થાન આપવામાં આવ્યું. સ્વાભાવિક રીતે તેમની સાથે રમણભાઈ, વિદ્યા-બહેન, ગટુભાઈ વગેરે જીવનભરના સુધારકોએ પરિષદમાં હાજરી આપી.

શારદાબહેને પ્રમુખ તરીકે જે ભાષણ કર્યું તેમાં સ્ત્રીઓની પરાધીન અને હીનદશા માટે કેળવાયેલા પુરુષોની સામે તેમણે તહોમતનામું પોકાર્યું. તેમના જુસ્સાદાર બોલ જેટલા ખરાવાદી હતા તેટલા જ સર્વને ચાનકરૂપ હતા : 'સ્ત્રીઓને તો માત્ર પ્રજા ઉત્પન્ન કરવાનું સાધન, લાગણીવાન નોકર અથવા નવરાશનું રમકડું ગણવામાં આવે છે...પુરુષો ભાષણમાં, આર્યાવર્તની સ્ત્રીઓ વિષે શાસ્ત્રકારોના શ્લોક બોલે છે, લોકો તાળીઓ પાડે છે. હવે મનુ અને નેપોલિયનના શબ્દો સાંભળી થાકી ગયા. પણ જ્યારે એ આદર્શ ગૃહસંસારમાં મૂકવાનો વખત આવે છે ત્યારે વાત બદલાઈ જાય છે. સ્ત્રીઓ કંઈક જાણવા માત્ર માથું ઊંચું કરે તો તેને પુરુષો દાબી દે છે...સ્ત્રીઓ પણ મનુષ્ય છે એ વાત તેમને યાદ રહેતી નથી. એટલે તેને તો રહેંસી નાખવામાં, કચડી નાખવામાં જ પુરુષો મોટાઈ માને છે. સત્તાનો મદ એવો વસમો છે કે એક વાર સત્તા હાથમાં આવી તે કોઈને છોડવી ન ગમે.'

આવાં કડવાં સત્ય કહીને પ્રમુખે સંસારસુધારા માટે સત્યાગ્રહનો સોનેરી માર્ગ લેવાની સૂચના કરી તેથી આ પરિષદ દીપી ઊઠી.

પ્રજાની સૌથી વધુ કચડાયેલી અછૂત જાતિના ઉદ્ધાર વિષે રાજકીય

---

૧. અમદાવાદના વતની પ્રાણુલાલ દેસાઈ તે વખતે ગોધરામાં સરકારી કેળ-વણી ખાતામાં નોકરી કરતા.

પરિષદે ખાસ ઠરાવ ન કર્યો. પણ તેનો સાક્ષાત સંપર્ક સાધવા છેલ્લા દિવસની રાતે, મામા ફડકેના અને ઠક્કરબાપાના પ્રયાસથી એક ઐતિહાસિક સભા ગોધરાના ભંગીવાસમાં ભરવામાં આવી. મસાણના રસ્તા પર આવેલા એ વાસમાં ગાંધીજીનું અને બીજા સવર્ણ મહેમાનોનું સ્વાગત કરવાને ભંગીભાઈઓએ તોરણો બાંધીને અને અનેક કમાનોથી દરવાજા રચીને આખો રસ્તો ખૂબ શણગારથી સજાવી દીધો. જોતજોતામાં ત્યાં હજારો લોકોની ઠઠ જામી. 'આવું દૃશ્ય તો ગુજરાતમાં પહેલી જ વાર જોવામાં આવ્યું કે જ્યાં શેઠિયાઓ, વકીલો, વેપારીઓ અને એવા બીજા ગૃહસ્થો ઢેડ અને ભંગી લોકોની સાથે એક સભામાં હળીમળીને ભેગા થયા.'[1] જેમને સમાજનો ડર હતો તે ખાસ દરવાજા આગળ ઊભા રહ્યા, બીજા ચોગાનમાં ભેગા થઈ ગયા.

પછીથી સૌથી ખરી મૂંઝવણ તો સર્વેના યજમાન બનેલા ભંગીઓને થઈ. મોટા માણસ તેમના વાસમાં પધારે, તેમના માનમાં તેમણે પોતાનાં ઝૂંપડાં અને આંગણાં વાળીઝૂડીને સાફ કરેલાં અને આખો વાસ ધજા-તોરણોથી શણગારેલો. મહેમાનોને આવવાનો વખત થયો તેમ તેમના દિલમાં ગભરામણ થવા લાગી : 'આવા બ્રાહ્મણ–વાણિયા આપણે ઘેર ભલે આવે પણ આપણાથી કંઈ તેમને અડકાય ?' પહેલાં કોઈ વાર શહેર ને બજારમાં ભૂલથી કોઈને અડકાઈ ગયેલું ત્યારે તેમનાં ચામડાં રંગાયેલાં તે કેમ ભુલાય ? અંદર અંદર ચર્ચા કર્યા પછી એ હજારો વરસના ગુલામોએ ઠરાવ્યું કે સારી વરણ આવે તે પહેલાં બધાએ પોતપોતાના છાપરે ચડી જવું અને ગાંધી મહાત્માનું ભાષણ ત્યાં બેસીને આપણે સાંભળવું.

ઠક્કરબાપા પહેલા આવીને વાસમાં ફરવા લાગ્યા ત્યારે ચોપાસ બધી શોભા જોઈને અને બધા સવર્ણ ભાઈઓને નિહાળીને તે હરખાયા. પણ જે ભંગી આગેવાનને આગળ મળી ગયેલા તેની ગેરહાજરી તેમને તરત સાલી. સહેજ વારમાં તેમણે ઊંચે નજર કરી તો બધા

1. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૩, પાન ૩૮૪–૫.

ભંગીઓને સ્ત્રી-બાળકો સમેત છાપરાં પર ચડેલા જોઈને તે ચકિત થયા. તેમના પેટમાં તેલ રેડાયું. આમ તો આ સભાનો હેતુ જ માર્યો જાય, તે તેમને અસહ્ય લાગ્યું. ઉપર દોડીને તેમનાથી બધાના હાથ કેમ પકડીને ખેંચાય ?

પણ બાપા એમ કંઈ હારે એવા નહોતા. તેમની આંખમાં અમી હતાં. તેમના બોલમાં મીઠાશ હતી. તેમણે પ્રેમનો જાદુ અજમાવ્યો—દર્દભરી વાણીમાં તેમણે ભંગીભાઈઓને નીચે ઊતરવા અરજ કરી. ભંગીભાઈઓ બાપાના પ્રેમ અને સવર્ણોના કાળજૂના ભયની વચ્ચે થોડી વાર ઝોલાં ખાતા મૂઢ બની રહ્યા. તેમને જરા ડગતા જોઈને ઠક્કરબાપાએ તેમના પ્રેમાળ ક્રોધનો ઓર જાદુ અજમાવ્યો. મહાપ્રયાસે ઘણાં ભંગી કુટુંબોને છાપરેથી નીચે ઉતારવામાં તે સફળ થયા.

ગાંધીજી તેમના સાથીઓ સાથે સભાસ્થાને આવી પહોંચ્યા ત્યારે સફેદ દાઢી ઝુલાવતા વિઠ્ઠલભાઈ પટેલ સાધુની લાંબી ગેરુરંગની કફની અને કાનટોપી પહેરીને એક ખૂણામાં બેઠા હતા. તેમને જોતાંવેંત ઠક્કરબાપાએ તેમને ખાસ આગ્રહ કરીને ગાંધીજીની પાસે બેસાડ્યા. તેમનો વિચિત્ર વેશ જોઈ ગાંધીજી સુદ્ધાંત સર્વે હસી પડ્યા. આ અંત્યજ પરિષદના મહત્ત્વ વિષે અને તેના કારણરૂપ ગાંધીજીના જાદુઈ પ્રભાવ વિષે અનેક ભાષણો થયાં. છેવટે વિઠ્ઠલભાઈને ખભે હાથ મૂકીને ગાંધીજી ઊભા થયા. તેમણે કહ્યું : ' નરસિંહ મહેતાએ ગાયું છે કે ' પક્ષાપક્ષી ત્યાં નહિ વસે પરમેશ્વર ! ' એટલે અહીં પરમ દિવસથી જે રાજકીય પરિષદ થઈ તેમાં પરમેશ્વર હતા કે નહિ એ કહી શકાય નહિ. પણ આ પરિષદમાં ચોક્કસ એની હાજરી છે જ.'

પછી વિઠ્ઠલભાઈની કફની પર હાથ ફેરવીને તેમણે કહ્યું : ' વિઠ્ઠલભાઈ આજે આ પોષાકમાં આવીને બેઠા છે એટલે હું એમની છાતી તપાસી જોઉં છું કે અંત્યજ-પ્રેમ એમના દિલમાં છે કે શું ? જો હશે તો આ કામમાં આપણે ચોક્કસ ફતેહ પામીશું. આવી પરિષદો ઘેર ઘેર

થાય, તેમાં ભાષણો થાય અને વીખરાઈ જાય એ મને નથી ગમતું. આજે આપણે આટલા બધા કામ કરનારા ભેગા થયા છીએ તો આજે અંત્યજ લોકોનું કંઈ કાયમી કામ શરૂ કરવું જોઈએ.'

આ સાંભળીને ઠક્કરબાપાએ ઊભા થઈને કહ્યું: 'ગાંધીજી, આ ગામમાં એક લો-કાસ્ટ સ્કૂલ (અંત્યજશાળા) મ્યુનિસિપાલિટી તરફથી ચાલે છે, પણ તેમાંયે ભંગીઓને દાખલ થવા દેતા નથી. તેમને માટે એક શાળા ચાલુ કરવી જોઈએ.' ગાંધીજીને આ વાત ગમી. સભામાં હાજર રહેલા મિલમાલિક અંબાલાલ સારાભાઈના રૂપિયા પાંચસોના ઉઘરાણાથી કામ શરૂ થયું અને તે રૂપિયા અઢારસો સુધી પહોંચ્યું. પછી ગાંધીજીના અંતેવાસી મામા ફડકેએ આ રકમમાં ગોધરામાં નવી અંત્યજ-શાળા[1] ચલાવવાનું કામ ઉપાડી લીધું.

વિઠ્ઠલભાઈએ ભાષણ કરતાં કહ્યું: 'અહીંના માણસોને મારો પોષાક જોઈને નવાઈ લાગી હશે. પણ મુંબઈ શહેરમાં હું ઘણી વાર આ પોષાકમાં ફરું છું. એનું કારણ એ છે કે હું સાધુ છું—મારે નથી ઉલાળ કે ધરાળ. પણ ગાંધીજીને એટલી હું ખાતરી આપું છું કે આ પોષાક ઉપર જે દેખાય છે તે જ મારા દિલની અંદર પણ છે.'

ગાંધીજીએ અને શ્રોતાઓએ વિઠ્ઠલભાઈને તાળીઓથી વધાવી લીધા અને 'સેંકડો નહિ બલ્કે હજારો વર્ષમાં દેવોનેય દુર્લભ એવો, હિન્દુસ્તાનમાં કોઈએ નહિ જોયેલો એવો આ વિરાટ મેળાવડો સમાપ્ત થયો.'[2]

---

૧. આ શાળાના સંચાલન માટે એક સ્થાનિક કમિટી નિમાઈ. તેમાં પ્રાણલાલ દેસાઈ અને મ્યુનિસિપાલિટીના મંત્રી કૃષ્ણલાલ દેસાઈ સામેલ હતા. મામા ફડકેની તપસ્યાથી આ શાળાનું કાર્ય જામતાં તેમાંથી ગાંધી હરિજન આશ્રમ, ભંગીઓના નવા વાસ વગેરે પ્રવૃત્તિઓનું મોટું વટવૃક્ષ આજ સુધીમાં જામ્યું છે.

૨. તે દિવસથી આજ સુધી ગોધરાની સમગ્ર હરિજન પ્રવૃત્તિનું સંચાલન કરનાર મામા ફડકેની નોંધને આધારે આ હેવાલ ઉતાર્યો છે. ઉપસંહારના શબ્દો તેમના છે.

ગુજરાતની રાષ્ટ્રીય તવારીખમાં ગોધરાની રાજકીય પરિષદ સીમાચિહ્નરૂપી બની. બંગભંગના કાળમાં સ્વરાજની જે ચળવળ થોડાં શહેરોમાં કેન્દ્રિત થઈ હતી, તે બેસન્ટની હોમરૂલ લીગની મારફત શહેર અને ગામડામાં ફેલાઈ હતી. હવે જાગૃત થયેલી પ્રજાએ અને તેના નવા નાયકોએ ગોધરામાં મળીને ગાંધીજીને કુમકુમ તિલક કરીને ગુજરાતની આગેવાની અર્પણ કરી. નવા નેતાને માત્ર લાગણીના ઊભરા ન ખપે—તેમને ઊંડા સ્થિરભાવ જોઈએ. તેમને બુદ્ધિનો વિલાસ કે કલ્પનાનો વિહાર ન ચાલે, પણ વાસ્તવિક જ્ઞાન જોઈએ. તેમણે ચંપારણમાં સત્યાગ્રહ કરીને, આફ્રિકાની ગિરમીટિયા પ્રથા રદ કરાવીને અને વીરમગામની જકાત બંધ કરાવીને ચમત્કાર કર્યા. આવા ત્રિવિધ વિજયથી તેમણે સિદ્ધ કરેલા કર્મયોગનો મંત્ર જ તેમણે ગોધરામાં સાદી બોલીમાં ફરીફરીને આપ્યો. તેમના ખાંડીબંધ શબ્દો કરતાં રતીપૂર કાર્ય વધારે પ્રભાવશાળી નીવડ્યું. પોચટ લાગણી અને ઉપલકિયા જ્ઞાનની જૂની મનોભૂમિમાં નિઃસીમ અને નિર્ભય નિશ્ચયબળ અને જાનફેસાનીની તમન્નાનાં નવાં બીજ વાવીને ગાંધીજીએ ગુજરાતનું ઘડતર નવેસર કરવા માંડ્યું.[1]

---

૧. આ પરિષદ પૂરી થતાં જ ગાંધીજીને મહાદેવભાઈ મળી ગયા. તે પહેલાં હોમરૂલ લીગની મુંબઈની કચેરીમાં તેમને કાયમી મંત્રી નીમવા તજવીજ ચાલતી હતી. પણ તે સંસ્થાના સંચાલકોના અનન્ય નેતા પાસે જ તે પહોંચી ગયા અને ગાંધીજીએ તેમને એક ક્ષણમાં જ અપનાવી લીધા. ત્યારથી તે અંતકાળ સુધી મહાદેવભાઈ ગાંધીજીના મંત્રી રહ્યા. તેમની ડાયરી ગોધરાની પરિષદ પછી શરૂ થાય છે.

## ૩. અમદાવાદનું મિત્રમંડળ

ગાંધીજીની નેતાગીરી નીચે ગુજરાતનાં કેળવણી તેમજ રાજકીય મંડળનો હું મંત્રી નિમાયો, તેથી મુંબઈ છોડી કાયમને માટે અમદાવાદ રહેવા જવાનું અનિવાર્ય બન્યું. છતાં સન ૧૯૧૭ના નવેમ્બર માસમાં મારું રાજકીય કેન્દ્ર મુંબઈમાં જ રહ્યું હતું. મારું માસિક પણ ત્યાંથી પ્રગટ થતું અને મારું મિત્રમંડળ પણ લગભગ એક દાયકાથી ત્યાં જ જામેલું હતું. તેથી ગોધરાની પરિષદમાંથી પરવારીને હું મુંબઈ ગયો.

ડા૦ સુમંત અને શારદાબહેન પણ અનેક કામ પતાવવાને સહપરિવાર મુંબઈ આવ્યાને મારી સાથે શંકરલાલના જ મહેમાન થયાં. તેમનો બંનેનો તો બેએક વરસથી મને સારો પરિચય થયો હતો. હવે તેમનાં બાળકો સાથે હું હળતો ગયો. તેમના નિર્દોષ કિલકિલાટ અને મસ્તીતોફાનમાં ભળતાં મારી ગંભીરતા અને થાક ઊતરી જતાં.

ડા૦ સુમંત મારી સાથે કેળવણી પરિષદના અને સમાજસેવાના કાર્યમાં સંકળાયેલા હતા. છોટુભાઈ પુરાણી તે વખતે વડોદરાની ટ્રેઇનિંગ કોલેજમાં વિજ્ઞાનશિક્ષક તરીકે કામ કરતા. જાતે વ્યાયામ વિશારદ બનીને વિદ્યાર્થીઓને વ્યાયામની પદ્ધતિસર તાલીમ આપવાને એક નવી

ઢબની રાષ્ટ્રીય વ્યાયામશાળા[1] તે ચલાવતા. દા૦ સુમંત પણ વડોદરામાં રહેતાં છોટુભાઈ પુરાણીના મિત્ર અને વ્યાયામપ્રચારના રસિયા બનેલા. આવા અંગત સંપર્કને લીધે દાક્તરની ભલામણથી તેમની, છોટુભાઈ પુરાણીની અને અંબાલાલ મૌલાની એક કમિટી વ્યાયામપ્રચારની યોજના ઘડવાને કેળવણી મંડળ તરફથી નિમાયેલી. તે કમિટીએ ભરૂચમાં જે હેવાલ રજૂ કર્યો તેમાં જૂના અખાડામાં ફેલાયેલાં ગુંડાગીરીનાં તત્ત્વની સખત ટીકા કરીને આદર્શ વ્યાયામશાળાઓની હારમાળા ગુજરાતમાં સ્થાપવાની અને તે માટે એક અખાડાનો તાલીમબાજ ને કાર્યદક્ષ પ્રચારક રોકવાની ભલામણ કરેલી.

સદ્ભાગ્યે એવો પ્રચારક શોધવાને અમારે દૂર જવું પડે એમ ન હતું. છોટુભાઈએ તેમના નાનાભાઈ અંબુભાઈને ઉચ્ચ શિક્ષણની સાથે અખાડાની સર્વાંગી તાલીમ આપેલી હોવાથી તે નવજુવાન સર્વ રીતે તે કામ માટે લાયક હતા. દેશભક્તિથી અને વ્યાયામપ્રેમથી તેમનું દિલ થનગનતું હોવાથી તે નિર્વાહજોગું વેતન લઈ આ કાર્ય કરવા તૈયાર હતા. તેથી અમારે તેમના જૂજ વેતનના અને સાધનોના ખરચ માટે સારી રકમ જ ભેગી કરવાની હતી.

આ હેતુસર દાક્તરની જ સૂચનાથી અમે બંને તે વખતે મુંબઈમાં રહેતા સંસ્કારી શ્રીમંત અંબાલાલ સારાભાઈને હ્યુજ રોડ પર મળવા ગયા. મને તો તે ભણેલા દેશસેવક તરીકે ને રાજકીય પ્રચારક તરીકે ઓળખતા. દાક્તરને પ્રૌઢ વયના દેશ પરદેશના અનુભવી અને ઠરેલ સેવાભાવી સદ્ગૃહસ્થ તરીકે તે પિછાનતા. અમે બન્નેએ ટૂંકમાં ગુજરાતમાં વ્યાયામપ્રચારની તાકીદની જરૂરિયાત તેમની આગળ રજૂ કરી. તે વાત તેમણે વિચક્ષણ બુદ્ધિથી અને પૂરા સદ્ભાવથી સ્વીકારી લીધી.

---

૧. આ વ્યાયામશાળાનો આરંભ છોટુભાઈ પુરાણીએ અરવિંદ ઘોષની પ્રેરણાથી સન ૧૯૦૭માં કરેલો. લક્ષ્મીનાથ નામના એક શિક્ષકે આ સંસ્થાને ઉદારપણે સહાય કરી તેથી સન ૧૯૦૯થી તેને લક્ષ્મીનાથ વ્યાયામમંદિરનું નામ આપવામાં આવ્યું.

તેમણે તે માટે જરૂરી રકમ વિષે પૂછ્યું ત્યારે ઓછામાં ઓછા પાંચેક વરસમાં આ પ્રવૃત્તિને પગભર કરવા માટે અમે પાંચ હજાર રૂપિયાની માગણી કરી. તરત જ તેમણે તે રકમ અમીરી ઉદારતાથી મંજૂર કરી અને જોઈએ તેમ પૈસા લઈ જવા સૂચવ્યું, તેથી અમે બહુ ખુશી થયા ને તેમનો આભાર માનીને તેમની રજા લીધી.

તરત જ અમે બંનેએ બીજી યોજના માટે પણ દાન મેળવવાનું વિચાર્યું. મોતીભાઈ અમીનને પગલે ચાલીને અમારા કેળવણી મંડળે માત્ર પચાસેક ગ્રામવાચનાલયો સ્થાપીને તેને સામયિક પત્રો પહોંચાડવાની વ્યવસ્થા કરેલી. પણ મોતીભાઈ વડોદરા રાજ્યમાં ભરપૂર પુસ્તકોથી સજ્જ પુસ્તકાલયો ગામડે ગામડે ખોલી રહ્યા હતા. તેમ તેને માટે મોટાં મકાનો પણ બાંધતા હતા. વર્તમાનપત્રોથી તો લોકોને રોજિંદા બનાવોની માહિતી મળે. પણ તેમને નવું જ્ઞાન અને સંસ્કાર આપવાને, નવું માનસ ખીલવવાને અને નવું જીવન સર્જવાને તો સંગીન પુસ્તકોનું વાચન જ આવશ્યક ગણાય. દા૦ સુમંત વડોદરા રાજ્યમાં ફરતાં, ગામડાંના અંધકારને પુસ્તકાલયોના જ્ઞાનની જ્યોત અજવાળી શકે, તે સારી રીતે જાણતા. તેથી હવે ગુજરાતનાં ગામડાંમાં, વાચનાલયો પછી પુસ્તકાલયો સ્થાપવાનું નક્કી કરીને તેને માટે જરૂરી નાણાં મેળવવાનું અમે ઠરાવેલું.

તે સારુ ગામદેવીની વિક્ટોરિયા મિલમાં રહેતા મંગળદાસ ગિરધરદાસને અમે મળવા ગયા. તેમણે પણ આ કામ માટે ખરચનો અંદાજ પૂછ્યો ત્યારે પચાસેક પુસ્તકાલયો કાઢવા માટે પાંચ હજારની માગણી અમે કરી. તેમણે આ યોજના થોડી જ વારમાં પસંદ કરી અને તેમનાં માતુશ્રીના સ્મરણાર્થે સંપૂર્ણ શ્રદ્ધાથી તે રકમ અમને આપવાનું કબૂલ કર્યું.

આમ અમને એક જ દિવસમાં—લગભગ અડધા કલાકને અંતરે—અમદાવાદના બે અગ્રગણ્ય શ્રીમંતો તરફથી રૂપિયા પાંચ પાંચ હજારનાં દાન જનસેવા માટે મળ્યાં. એ બંનેના સ્વભાવ અને રહેણીકરણી તદ્દન

વિભિન્ન હતાં. મંગળદાસ મિલમાલિકોની જૂની પેઢીના લગભગ છેલ્લા ઉત્કૃષ્ટ વયોવૃદ્ધ પ્રતિનિધિ હતા. અંબાલાલ નવી પેઢીના તેજસ્વી નબીરો હતા. મંગળદાસ જુનવાણી ધર્મિષ્ઠ ગૃહસ્થ હતા, અંબાલાલ સ્વતંત્ર બુદ્ધિના જુવાન હતા. મંગળદાસ સ્વચ્છ ધોતિયું અને પહેરણ પહેરીને તેમના દીવાનખાનામાં મિત્રો અને વેપારીઓની મિજલસ ભરીને મોટા ગાદી-તકિયાપર બેસતા. ત્યારે પાટલુન-કોલર–ટાઈ–હેટમાં સજ્જ થતા અંબાલાલ છેલ્લી વિલાયતી ઢબે સજાવેલા શાહીબાગના બંગલામાં પહેલેથી નિશ્ચિત ક્રમે વ્યક્તિગત મુલાકાત આપતા. સદ્‌ભાગ્યે બંનેના દિલમાં પ્રજાકલ્યાણનાં કાર્ય માટે ઊંડો સદ્‌ભાવ હતો. તેથી બંનેએ મુંબઈના ગુલાબી વાતાવરણમાં અમને દિવાળીને ટાંકણે સારા દાનથી નવાજ્યા અને બંને યોજના સિદ્ધ કરવામાં તેમણે સરખી સંગીન સહાય કરી.

આમ એક જ શુભ દિવસે વ્યાયામશાળાની અને પુસ્તકાલયની નવી પ્રવૃત્તિ જમાવવા માટે અમદાવાદના જ બે સખીજન તરફથી અમને જરૂરી રકમ મળી ગઈ, તેથી અમારા આનંદનો પાર ન રહ્યો. રાજકીય વાતાવરણ પણ હળવું થયું હતું તેથી અમે હવે કંઈક નિશ્ચિંત બનીને દિવાળીનો આનંદ અને ચોપાટીના નીરસમીરની મોજ માણવા લાગ્યા.

શંકરલાલનાં વૃદ્ધ માતુશ્રી શારદાબહેન ને તેમનાં બાળકો પર ખૂબ વહાલ વરસાવતાં. અમારા સર્વેનાં તે સાચાં અન્નપૂર્ણા બની રહ્યાં. શંકરલાલે પણ અમારી સાથે અલકમલકની રમૂજી અને ગંભીર વાતો કરીને આનંદની છોળો ઉડાડી અને બાળકો સાથે બાળક બનીને રસ-રંગની લહાણ કરી. અમારી દિવાળી આવા અનેકરંગી આનંદથી ઉજમાળી બની. નવા વરસના સુપ્રભાતે નવાં કામ નવાં જોમથી કરવાનો શુભ માર્ગ સ્વચ્છ અને સરળ દેખાયો.

થોડા જ દિવસમાં મારા રંગમાં ભંગ પડ્યો. નડિયાદથી કાકા સાકરલાલે રમણભાઈના ગંભીર મંદવાડના ખબર તારથી આપ્યા ને ઘેર

બોલાવ્યો. તરત નડિયાદ જઈ હું તેમની સારવારમાં રોકાઈ ગયો. થોડાંક અઠવાડિયા પછી તેમની તબિયત સુધરવા લાગી. પણ બીજો દોઢેક મહિનો તેમને પૂરો આરામ થાય ત્યાં સુધી વતનમાં જ રહેવાની મને ફરજ પડી.

નડિયાદના આવા આકસ્મિક વસવાટનો લાભ લઈને મેં ડિસેમ્બરની છટ્ઠીએ ગુજરાત રાજકીય મંડળનો તેમજ કેળવણી મંડળની સભા બોલાવી. ગાંધીજીએ ખાસ નડિયાદ આવીને બંને સભાનું પ્રમુખપદ લીધું. કેળવણીના કાર્ય માટે મળનારાં નાણાંનો હેવાલ મેં રજૂ કર્યો. તે ઉપરથી કેળવણી મંડળે મુખ્ય બે ઠરાવ કર્યા: '(૧) ૨૦૦૦થી વધારે વસ્તીવાળાં ગામ રૂા. ૩૦ની રકમ કાઢે તો તેમાં રૂપિયા ૬૦ ઉમેરી કુલ રૂા. ૯૦ની કિંમતનાં પુસ્તકો અને કબાટ આપવાં—આવાં ૫૦ પુસ્તકાલયો માટે ૩૦૦૦ ખર્ચવા; ૧૦૦૦ થી ૨૦૦૦ની વસ્તીવાળાં ગામ રૂા. ૨૦ આપે તો તેમાં રૂા. ૪૦ ઉમેરી રૂા. ૬૦નાં પુસ્તકો અને કબાટ આપવાં—આવાં ૫૦ પુસ્તકાલયો માટે રૂા. ૨૦૦૦ ખર્ચવા. (૨) ગુજરાતમાં શારીરિક કસરતના અખાડા કાઢવા, અને કઢાવવા અને તેમાં તાલીમ આપી બધી વ્યવસ્થા કરવા રૂા. ૫૦ના માસિક વેતનથી રા૦ અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીને રોકવા.'[1]

આ પૈકી પુસ્તકાલયની વિગતવાર યોજના વિષે મંગળદાસ સાથે મસલત કર્યા પછી કામ શરૂ કરવાનું હતું. પણ અખાડાની પ્રવૃત્તિ તો ગુજરાતમાં ગમે ત્યાં શરૂ થઈ શકે. તેથી મેં અંબુભાઈ પુરાણીને અમારા ઠરાવની ખબર કરીને નડિયાદ આવવા સૂચવ્યું. તરત જ તે સ્વીકારીને તે નડિયાદમાં મારા જ મહેમાન થયા.

નડિયાદમાં અખાડો શરૂ કરવા સારુ યોગ્ય સગવડ મેળવવાને હું ગોકળદાસ તલાટીને મળ્યો ત્યારે તેમના હસ્તક ચાલતા અનાથાશ્રમમાં ખાલી પડેલા એક આગલા ખંડમાં અખાડો કાઢવાની રજા તેમણે

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૭, પાન ૫૨૮–૯.

તરત જ આપી. તા. ૧૮મીના રોજ કંડ તળાવ પાસે ટાવરવાળા મહાદેવમાં વિદ્યાર્થીઓને અખાડા વિષે સમજૂત આપવાને સ્થાનિક વિદ્યાર્થી મંડળ તરફથી અંબુભાઈએ એક ભાષણ આપ્યું, અને અખાડામાં તાલીમ લેવાને શ્રોતાઓને પ્રેરણા આપી. તરત જ ૪૬ વિદ્યાર્થીઓએ પોતાનાં નામ તાલીમ લેવાને નોંધાવ્યાં. બીજે જ દિવસે આ ભાઈઓ સાથે અંબુભાઈ અનાથાશ્રમના સોંપેલા ખંડમાં પહોંચી ગયા. સર્વે કોદાળી ને પાવડા લઈ તેમાં કુસ્તી માટે ખાડો ખોદવા મંડી પડ્યા. જોતજોતામાં અંબુભાઈએ વિદ્યાર્થીઓને અખાડાનો અજબ રંગ લગાડ્યો, તેથી તેનો ભાવિ વિકાસ નિશ્ચિત થયો. આમ અંબુભાઈએ તેમના અપ્રતિમ વિદ્યાર્થીપ્રેમ અને વ્યાયામની નિપૂણતાથી નડિયાદમાં પહેલી વ્યાયામ-શાળાની સ્થાપના કરી.

મોતીભાઈ અમીન અને ચરોતર કેળવણી મંડળ સાથે મારા ગાઢ સંબંધને લીધે તેમની હાઈસ્કૂલ સાથે અંબુભાઈનો સંબંધ તરત સધાયો. તેમણે અઠવાડિયામાં બેત્રણ દિવસ આણંદની દાદાભાઈ હાઈસ્કૂલમાં અખાડાની તાલીમ આપવા જવા માંડ્યું. નડિયાદ અને આણંદમાં અખાડાની જ્યોત જલતી થઈ. પછી તો ધીમે ધીમે અંબુભાઈએ આખા ચરોતર પ્રદેશમાં વ્યાયામવીર બનીને ઘૂમવા માંડ્યું. તેમનું જાદુઈ આકર્ષણ યુવકોની સારી આલમ પર વધતું જ ગયું. થોડાં વરસમાં ચરોતરમાં ને સારા ગુજરાતમાં તે વ્યાયામપ્રવૃત્તિના પ્રવર્તક બની ગયા.

નડિયાદમાં છઠ્ઠીએ રાજકીય મંડળની સભા મળી તેમાં મહત્ત્વના બે ઠરાવ પસાર થયા : ‘(૧) વેઠ ગેરકાયદેસર છે માટે તેને તાબે ન થવા લોકોને સલાહ આપવાનો વિચાર છે એવા મુદ્દાનો પત્ર કમિશનરને લખવો. (૨) પરિષદના ઠરાવો સંબંધી નાની મુદ્દાસર પત્રિકાઓ પ્રકટ કરી વહેંચવી. મહુડાં સંબંધી પત્રિકા લખવાનું શંકરલાલ પરીખ અને મોહનલાલ પંડ્યાએ અને મ્યુનિસિપાલિટી તથા લોકલબોર્ડ વિષે પત્રિકા

લખવાનું રા. બ. રમણભાઈએ માથે લીધું. મંડળનું મુખ્ય ધામ હાલ નડિયાદ જ રાખવામાં આવ્યું છે.'[૧]

ખરું જોતાં વેઠના જુલમ સામે લડત તો ગોધરાની પરિષદના બીજા જ દિવસથી શરૂ થઈ હતી. ગોધરા પાસેના બેડિયા ગામે મોન્ટેગ્યૂની અરજી પર સહી લેતા લલ્લુ બાપુ નામના એક ખેડૂતને તલાટીએ ચોરામાં થોડી વાર બેસાડી રાખેલો તેથી ગોધરાની હોમરૂલ લીગના કાર્યકરોએ તે અધિકારીની સખત જડતી લીધી હતી. તે જ પ્રમાણે તે જિલ્લામાં મહેસૂલ ખાતાના સિપાઈઓ થોડાં ગાડાં વેઠે લઈ ગયેલા તે વિષે ધારાસભામાં સવાલો પુછાયા હતા. ખરેખર વામનરાવ મુકાદમે ગોધરાની પરિષદને અંગે આગાહી કરી હતી તેમ, તે દિવસથી જ વેઠ કરનારની બીક ઓછી થઈ અને તેમની હામ વધતી ગઈ.

કમિશનરને કાગળ તરત લખાયો. તેના જવાબની થોડો સમય રાહ જોયા પછી મંડળ તરફથી એક પત્રિકા તૈયાર કરવામાં આવી. તેમાં અમે ટૂંકમાં જણાવ્યું: ફોજદારી કાયદાની કલમ મુજબ કોઈની પાસે બળજબરી કે ધાકધમકીથી કોઈ પણ કામ કરાવવું એ ગુનો છે; એ ગુનો કરનાર દરેક માણસ, પછી તે અમલદાર કે બીજો હોય, તે સજાને પાત્ર છે; માટે કોઈએ કોઈ પણ જાતની વેઠ કરવી નહિ ને જો કોઈને વેઠ કરાવે કે તે માટે ધાકધમકી આપે તો તે વિષે કોર્ટમાં ને રાજકીય મંડળની ઑફિસે તરત ફરિયાદ કરવી. આ પત્રિકાની હજારો નકલ છાપીને બધા જિલ્લામાં વહેંચવામાં આવી અને વેઠની યાદગાર લડતનાં ઠેરઠેર મંડાણ થયાં.

આ કમિટી નડિયાદમાં મળતી હતી તે જ વખતે વેઠથી ઘણી જ વધારે ગંભીર લડતનો પવન કપડવંજ તાલુકાના કઠલાલ ગામથી સારા જિલ્લામાં ફુંકાવા લાગ્યો. જિલ્લામાં અતિવૃષ્ટિને લીધે બધો ચોમાસુ

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૭, પાન ૫૨૮.

પાક નિષ્ફળ થયો હતો અને શિયાળુ પાક ઉંદરના ઉપદ્રવથી નાશ પામ્યો હતો. પરિસ્થિતિ ઉગ્ર બની ત્યારે સરકાર સામે વરસોથી સમસમી રહેલા કઠલાલવાસી મોહનલાલ પંડ્યાએ શંકરલાલ પરીખનો સાથ સાધીને મહેસૂલ મુલતવી રાખવાને એક અરજી ઘડી કાઢી અને તેના પર ગામલોકની સહીઓ લેવા માંડી. તેની ખબર નડિયાદમાં પડતાં સ્થાનિક હોમરૂલ લીગે એવી અરજી પર આખા જિલ્લાના ખેડૂતોની સહીઓ લેવા માંડી. એ અરજી પર આશરે ૧૨,૦૦૦ ખેડૂતોની સહીઓ થયા પછી, તે મુંબઈ સરકારને ૨૦મી નવેમ્બરના રોજ મોકલવામાં આવી. ૨૫મીએ ગોપાળદાસ વિહારીદાસના પ્રમુખપણા નીચે નડિયાદના ખેડૂતોએ જાહેર સભા ભરીને ચાલુ સાલનું મહેસૂલ માફ કરવાની સરકારને વિનંતી કરી. વળી મહેસૂલનો પહેલો હપ્તો ડિસેમ્બરની પાંચમીએ શરૂ થયા પછી નવમીએ સંતરામ મહારાજના મંદિરમાં મળેલી જંગી સભાએ તેવા જ ઠરાવ કરી સરકારને મોકલ્યા.

કઠલાલના અગ્રેસરોની ખાસ વિનંતીને માન આપીને ગોકળદાસ કહાનદાસ પારેખ[1] અને વિઠ્ઠલભાઈ પટેલ તા. ૧૨મીના રોજ સ્થાનિક તપાસ કરવા નડિયાદ આવ્યા. કઠલાલ વગેરે અનેક સ્થળે તપાસ કરીને ૧૩મીના રોજ જંગી સભામાં તેમણે મહેસૂલ મોકૂફ રાખવાની ખેડૂતોની માગને ટેકો આપ્યો. બીજાં ગામોમાં તપાસ કરીને ૧૫મીએ જિલ્લાના પ્રતિનિધિઓ સાથે તે કલેક્ટરને મળ્યા ત્યારે તે અધિકારીએ ચોકસાઈથી મહેસૂલની આનાવારીનો આંક નક્કી કરવાની ખાતરી આપી પણ મહેસૂલ મોકૂફ રાખવાની માગ સ્વીકારી નહિ. માત્ર હપ્તાની મુદત ગયા છતાં

1. ગોકળદાસ ધારાસભામાં અને બહાર ખેડૂતો પર થતા અમલદારોના જુલમની ઝાટકણી કાઢતા. કોઈ ખેડૂતો પાસેથી બળજબરીથી વિઘોટી વસૂલ કરવાને તેમને તડકામાં ઊભા રાખી અંગૂઠા પકડાવવામાં આવતા અને તેમની પીઠ પર પથ્થર મૂકતા. આવા સિતમ તેમણે ગઈ સદીમાં રોશન કરેલા અને તે બંધ કરાવેલા; તેથી જૂના વખતમાં તે ગુજરાતના ખેડૂતોના પિતા તરીકે પંકાતા.

પણ મહેસૂલ નહિ ભરનારની સામે સખતાઈનાં કોઈ પગલાં તરત નહિ લેવાનું તેમણે કહ્યું. નડિયાદની અનેક સભાઓમાં અને કલેક્ટરની મુલાકાત દરમ્યાન હું હાજર હતો. અને જ્યારે તેનું પરિણામ નડિયાદમાં જાહેર કરીને બંને આગેવાનો મુંબઈ તરફ રવાના થયા, ત્યારે ખેડૂતોનાં તેમ મારા દિલમાં નિરાશા વ્યાપી ગઈ.

દરમ્યાન ગાંધીજીની સલાહથી અમદાવાદની ગુજરાત સભાએ[1] ખેડા જિલ્લાની તપાસ હાથ ધરી. તેના પ્રતિનિધિ તરીકે માવળંકર ગોકળદાસ અને વિઠ્ઠલભાઈની સાથે જિલ્લામાં તપાસ કરવા ફર્યા. તેમણે ઉત્તર વિભાગના કમિશનરને પત્ર લખીને ખેડા જિલ્લા માટે રાહત માગી. અને પછી ગાંધીજીની સલાહ મુજબ એ પત્રવહેવાર આગળ ચલાવતા ગયા.

ડિસેમ્બરની ૨૪-૨૬ તારીખે કોંગ્રેસની વાર્ષિક બેઠક બેસન્ટના પ્રમુખપદે કલકત્તામાં મળવાની હતી. આ વરસમાં તેમણે જ સ્વરાજ માટે સર્વોત્તમ આંદોલન જગાવેલું અને ત્રણ માસની નજરકેદ હસતે મુખે સહન કરીને દેશમાં નવજાગૃતિનાં મંડાણ કરેલાં. કોંગ્રેસના ઇતિહાસમાં કદાચ પહેલી જ વાર એક પ્રતાપી વ્યક્તિએ દેશમાં નવો ઇતિહાસ સર્જીને તેના પ્રમુખનો તાજ મેળવવાની સાચી યોગ્યતા પ્રાપ્ત કરેલી. હવે તેમની પ્રેરણાથી એવી યોજના ઘડાઈ કે તેમનું ભાષણ કલકત્તામાં વંચાય તે જ વખતે દેશના જાગૃત થયેલાં શહેર અને ગામડાંમાં તે જ ભાષણ સ્થાનિક ભાષામાં વંચાય–તેમનો સ્વરાજનો પ્રેરક પેગામ એકી વખતે કરોડો માણસોને પહોંચી જાય.

દુર્ભાગ્યે નડિયાદના આવા સમારંભમાં મારાથી ભાગ લઈ શકાયો નહિ. ડિસેમ્બરની ૨૦મીના અરસામાં રમણભાઈને હવાફેર કરાવવાને

૧. ગુજરાત સભા સામાન્ય રીતે અમદાવાદમાં કામ કરતી. પણ તેના બંધારણ મુજબ સમગ્ર ગુજરાત તેનું કાર્યક્ષેત્ર હતું. ૧૯૧૭ની આખરે ગાંધીજી તે સભાના પ્રમુખ ચૂંટાયા હતા.

પેટલાદ લઈ જવાનું નક્કી થયું. તેથી નડિયાદનો અખાડો અંબુભાઈને સોંપીને, હું રમણભાઈની સારવાર કરવા પેટલાદ ઊપડયો.

પેટલાદ જતાં એક ગ્રંથરત્નનું ભાથું હું બાંધી ગયો. નડિયાદની ડાહીલક્ષ્મી લાઈબ્રેરીમાંથી ટોલ્સ્ટોયની ' War and Peace[1] ' ( યુદ્ધ અને શાંતિ ) નામની ભવ્ય નવલકથાના ચારે ભાગ હું મારી સાથે લઈ ગયો. આખો એક મહિનો ફુરસદે તે પેટલાદમાં હું વાંચતો ગયો. તેમાં સને ૧૮૧૨માં નેપોલિયનની સાહસિક સેનાએ રશિયાની ભીતરમાં ઘૂસી જઈ ને મોસ્કો પર જે ભયંકર હુમલો કર્યો અને તેની સામે રશિયન સૈનિકો અને નાગરિકોએ મરણિયા ઝનૂની શક્તિથી લડીને અને છેવટે મોસ્કોને આગ લગાડીને ફ્રેંચ ધાડાંને પાછાં ધકેલી મૂકયાં, તેનું ઘેરા રંગે અને મર્મભેદક શૈલીમાં ચીતરેલું વર્ણન વાંચતાં હું હેરત પામ્યો. તેના કરતાંયે મને કોઈ ઘાયલ થયેલા સૈનિકની બીમારીની અર્ધસુષુપ્તિમાં પલટાતી મનોદશાનું જે ભાવિક આલેખન એ મહાન કલાકારે કર્યું છે તેમાં વધારે રસ પડયો. થોડા જ મહિના પર હું પોતે જ દૂર ઇરાકની ઇસ્પિતાલમાં જીવન અને મરણની વચ્ચે ઝોલાં ખાતો બિછાનામાં અઠવાડિયા સુધી રહેલો તેથી મારાથીયે વધારે દર્દી માણસોના મનોવ્યાપારમાં મને ઊંડો રસ પડયો.

મારા રોજિંદા કામથી પરવારતો અને ચોપડીમાંથી ડોકું ઊંચું કરતો ત્યારે હું છેક જુદી જ દુનિયાથી ઘેરાયેલો રહેતો. નાગરોના જે રૂઢિચુસ્ત સંસારથી થોડા વરસથી હું છેક જ અલિપ્ત રહ્યો હતો તેના ચોપાસ જામેલાં જુનવાણી માનસ અને રહેણીકરણી મને બહુ જ ખૂંચતાં. નવા યુગમાં અર્થહીન બનેલાં વ્રત અને પર્વ, નાનામોટાના મરણ પ્રસંગે કાલ્પનિક પ્રેતની તર્પણવિધિ અને રાક્ષસી ભોજન, લગ્ન ને સીમંત ઊજવવાના ચાલુ રીતરિવાજ અને જમણવાર, દશ વરસના

---

૧. હાલ તે પુસ્તકનું ભાષાંતર જયન્તિ દલાલ કરી રહ્યા છે. અને તેના ત્રણ ભાગ આજ સુધીમાં રવાણી પ્રકાશન ગૃહ તરફથી પ્રગટ થયા છે.

છોકરાનાં અર્થહીન જનોઈ અને નાનાં બાળકોના વેવલા વિવાહ, રોજિંદાં જ્ઞાતિભોજનો અને મહાદેવ મંદિરનાં ધર્મકર્મ—આ બધું નિહાળીને જાણે વિશાળ સરિતામાંથી સરકીને હું બંધિયાર પાણીના ગંધાતા ખાબોચિયામાં પડ્યો હોઉં એમ મને લાગતું.

પેટલાદના જીવનમાં કંઈક ઊજળી બાજુ પણ હતી. અનેક જૂના મિત્રોથી વરસોથી હું અળગો થયેલો તેમને મળવાની મને મજા પડતી. ગામબહાર કુદરતની બહારમાં હરવાફરવાની અને રામનાથના તળાવમાં નાહવાની મને ગમ્મત પડતી. વળી કાકા સાકરલાલે, કાકી નૌતમબાએ અને તેમનાં બાળકોએ અમો બન્ને ભાઈઓ પર જે વહાલ વરસાવ્યું તેથી મારા જીવને ઘણી શાંતિ થઈ.

પેટલાદમાં પણ 'નવજીવન' માસિકનું કામ તો ચાલુ જ હતું, ને તે મને મારી આઝાદ દુનિયામાં વિહરવાની તક આપતું. આવા નાના ગામમાં પુરાઈ રહ્યો હતો, તે જ ડિસેમ્બર-જાન્યુઆરીના મહિનામાં ઠક્કરબાપાનો એક પત્ર અને ભોગીન્દ્રરાવ દિવેટિયાનો[1] જવાબ માસિક-

---

૧. અમદાવાદના બંધુસમાજના સભ્ય દિવેટિયા મારા કૉલેજકાળમાં 'સુબંધુ' નામથી સામાજિક નવલકથાકાર તરીકે મશહૂર થયેલા. તેમની છેલ્લી માંદગીના કાળનું માનસ રંગીલદાસે સરસ ચીતર્યું છે. 'પોતાની માંદગી દરમ્યાન પથારીવશ હોવા છતાં પણ એક દિવસ એવો નહોતો ગયો કે જ્યારે એમણે ગુજરાતની ઉન્નતિ કેમ થાય, ગુજરાતી સાહિત્ય કેમ સમૃદ્ધ થાય, ગુજરાતમાં સંસારસુધારો કરવાને ઉત્તમ માર્ગો કયા ...એ બાબત વિચાર ન કર્યો હોય. સ્વ૦ મલબારી અને રા૦ દયારામભાઈ (ગીડુમલ)ના સહવાસમાં (સેવાસદનમાં) વર્ષો સુધી કામ કરનારને બીજા વિચારો સૂઝે જ કેમ ?' 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૭, પાન ૫૧૫–૧૬.

દિવેટિયાની નવલકથા 'મોહિની'નો ખ્યાલ ઠક્કરબાપાના શબ્દોમાં જ આપીશું: 'મુંબઈ શહેરના જીવનનો...ખાસ કરીને કામાટીપુરાની અનેક નાનીનાની ગલીઓમાં તથા કીડિયારાની માફક ચાલીઓમાં રહેતી દરિદ્ર પણ મહેનતુ ઘાટી કોમનાં જીવનનો તથા પલાંઠી વાળીને પોતાની

માં પ્રકટ કરવાને મને મળ્યા. દ્વિવેટિયા ૨૬મી નવેમ્બરે લાંબી માંદગી ભોગવીને અકાળે અવસાન પામ્યા. એટલે તરત તેમની અંતિમ પ્રસાદી તરીકે તેમનો પત્ર ઠક્કરબાપાએ પહેલો પ્રકટ કર્યો. તે વાંચતાં જ ગણુ-દેવીના દ્વિવેટિયાના જજમાન રંગીલદાસ કાપડિયાએ ઠક્કરબાપાનો અસલ પત્ર પ્રકટ કર્યો. ઠક્કરબાપાએ વીરમગામ તાલુકાના રામપુરા ગામે કંઈ કામે જતાં ત્યાં જામેલા કાલાં ફોલવાના અને જીનમાં કપાસ પીલવાના ધીકતા ધંધાનો ઉલ્લેખ કરી દ્વિવેટિયાને (૨૨–૫–'૧૭) ગરીબ મજૂરોની સ્થિતિ વિષે લખ્યું :

'જીનમાં કાયદા પ્રમાણે ૧૨ કલાકને બદલે ૧૬ કલાક કામ સાધારણ છે. કામ કરનારને ઘરનાં માણસો–(તેમની) સ્ત્રી અથવા મોટાં બાળકો વખતોવખત આવીને રીલીવ (છૂટા) કરે છે. છતાં કાર-ખાનાવાળાઓ તો ૧૬ કલાકનો દિવસ ગણીને જ પગાર આપે છે.

'કાલાં ફોલવાની મોસમનો તમને અનુભવ છે કે નહિ તે મને ખબર નથી...દરેક ઘરનાં સ્ત્રીઓ, છોકરાઓ, છોકરીઓ કાલાં ફોલીને તેના પૈસા સંઘરવાનો પૂરો પ્રયત્ન કરે છે. એકાદી સારી રીતે ઉચ્ચ વર્ણનાં સરખાં જ કપડાં પહેરેલી ઢેઢની સ્ત્રી રસ્તે આવતી નજરે પડે છે; પણ તે ક્વચિત જ. ઢેઢ લોકોને અત્રે લીફ્ટ (આવકમાં વધારો) મળેલી દેખાય છે...બધું કામ એઓને કરવા દેવામાં આવે છે...વણિક-બુદ્ધિથી શીંદેના મિશનનું[1] કામ તેટલે દરજ્જે સહેલું થઈ ગયું છે.

---

ગાદી પર બેઠેલા તથા દારૂના પીપની ચળકતી ચકલી ખોલીને દારૂ વેચનાર પારસી દુકાનદારનાં ચિત્રો છે. તેની મારા મગજ ઉપર ન ભૂસાય એવી છાપ પડી.' 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૬, પાન ૪૦૭. આ ઉપરથી જ વીરમગામ તાલુકાના રામપુરા ગામે જતાં ગામડાંના કાલાં ફોલનારની અને જીનમાં કામ કરનારની કંગાલિયત જોતાં પહેલો કાગળ ઠક્કરબાપાએ દ્વિવેટિયાને લખ્યો હતો.

૧. શીંદે નામના અછૂત દક્ષિણી ગૃહસ્થે તે જમાનામાં અછૂતોદ્ધાર માટે 'ડિપ્રેસ્ડ ક્લાસ મિશન' નામની સંસ્થા સ્થાપી હતી. તેના તરફથી

'મહાજન તળાવમાંનાં માછલાંઓ જિવાડવાને હજારો રૂપિયા ખર્ચે, પક્ષીઓને દાણા ખવડાવવા તથા ઘરડાં ઢોરને જિવાડવાને હજારો રૂપિયા ખર્ચે, પરંતુ ઊતરતી ગણાતી છોકરીઓને...કેળવવાને કશીએ દરકાર ન રાખે. ગામડાના ભાઈઓના આત્મા જગાડનાર ભોગીન્દ્રરાવ કે પઢિયારની જરૂર છે. પણ ભોગીન્દ્રરાવ તથા પઢિયારને આજીવિકા માટે મોહમયીમાં (મુંબઈમાં) જ જીવન ગાળવું પડે એ કોનો દોષ?[1]...'

આ બધું લખીને 'મોહિની'ના લેખકને ગામડાંના આ વાસ્તવિક જીવનનો ચિતાર આપવા કંઈક લખવા ઠક્કરબાપાએ સૂચવેલું. મંદવાડના બિછાનેથી દિવેટિયાએ હૃદયસ્પર્શી (૨૮–૫–'૧૭) જવાબ આપતાં ગામડાંના અનર્થોના કેટલાએ પોપડા ઉખાડ્યા. એક જેલમાં તેમણે સ્ત્રીઓને હીન દશામાં બંધ કોટડીઓમાં પુરાયેલી જોયેલી તેનો નિર્દેશ કરીને તેમણે લખ્યું:

'રામપુરા–વીરમગામનો મને પૂરો અનુભવ છે...પાંચ છ વરસ રહ્યો છું. (કાલાં ફોલવાનાં) ડેલામાં થતી મારામારી, વ્યાપારી અને ફેક્ટરીવાળાની થોડું આપી વધારે કામ કરાવવાની ટેવ, ગરીબ બિચારાં ધાવતાં ભૂખ્યાં બાળક, વૃદ્ધ માબાપ અને પોતાની અશક્તિ તરફ બેદરકાર રહેતા (મજૂરોને) મેં જોયા છે. ફેક્ટરીનો કાયદો તૂટ્યો કહેવાય નહિ... (ઇન્સ્પેક્ટરોને) દિવાળીના મેવા અને વીરમગામની નાની ગોદડીઓ–રજાઈઓ મળતાં તપાસવાનો કોણ શ્રમ લે છે...ફેક્ટરીના સાહેબોમાં અને મોટાં ટીલાં તાણનાર દરેક મંદિરે ભટકનાર વ્યાપારીમાં હું, પ્રાણી–મનુષ્યપ્રેમ કે પ્રભુપ્રેમ જ જોતો નથી. ટોલ્સ્ટોય ક્યાંથી લાવવો?

'તમારા મોસાળ ધોલેરામાં માસિક રૂા. ૧૫માં મેં નોકરી ત્રણ વર્ષ કરી છે...વીરડામાં વાટકે વ ટકે પાણી મળતું અને સ્વામીનારાયણ

---

અછૂતોને ભણાવવામાં આવતા અને અસ્પૃશ્યતાનિવારણ માટે પ્રચાર કરવામાં આવતો.

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૩–૬, પાન ૫૧૬–૧૮.

મંદિર, રાહા તળાવ કે ભીમ તળાવના ગરાસિયાની દંતકથા સાંભળી જીવન નભાવતાં. બંદર ઉપર નાળિયેર છોલવામાં, અસ્પૃશ્ય વર્ગની ભાવના નથી રહેતી, એ જોયું છે. પરંતુ...અજ્ઞાન ટાળનાર નથી. મુંબઈની સભા ગજાવનારામાં, પત્રોમાં જોમ બતાવનારામાં, શ્રી. અમૃતલાલ પઢિયાર કે ભોગીન્દ્રરાવનાં હૃદય, ભૂતદયા-મનુષ્યપ્રેમ-નથી...'મોહિની'ના લેખકે અનુભવ લીધો છે, લે છે અને એનું હૃદય બળે છે. પરંતુ દુર્ભાગ્યે, પ્રથમ શરીર બહુ જ નબળું છે.

'અમૃતલાલભાઈ! મોહમયી મુંબઈનો મોહ નથી એ તમે જાણો છો...નહિ કે હૃદયમાં દાઝ નથી, ઇચ્છા નથી. પણ બાળકો કેળવવાં, ભવિષ્યમાં શાંત જીવન ગાળવા એટલું તો જોઈએ.'[1] તે વખતે ઠક્કર-બાપાને તેમજ દ્વિવેટિયાને[2] હું સારી રીતે પિછાનતો. પણ ઉત્તર ગુજરાત ને ભાલની ગામડાંની દુનિયાથી હું છેક જ અપરિચિત હતો. તેથી આ પત્રો વાંચતાં કોઈ અજાણી ઘોર ગહન દુનિયામાં હું ડુબકી મારતો હોઉં એમ મને લાગેલું. દ્વિવેટિયા તાજેતરમાં જ અવસાન પામેલા તેથી આ પત્રોના પ્રકાશનથી તેમની માનવતાને અંજલિ આપીને મેં મિત્રધર્મ બજાવ્યો.

૧૯૧૮નું નવું વરસ શરૂ થતામાં રમણભાઈની તબિયત સુધરતી ગઈ. આગલા મહિનામાં અમદાવાદમાં તાણાવાળાની હડતાલ[3] પડેલી

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૬, પાન ૪૩૭-૩૯.

૨. ભોગીન્દ્રરાવ દ્વિવેટિયા ગુર્જરસભામાં ઘણી વાર આવતા. સાંતાક્રુઝમાં 'વીલર વીલા' નામના જાણીતા મકાનમાં ભોંયતળીએ તે એક બાજુએ રહેતા અને સામી બાજુએ હરસિદ્ધભાઈ દ્વિવેટિયા રહેતા. તે મકાનમાં તેમને મળવા હું ઘણી વાર જતો. એ મકાનમાં ઘણી સભાઓ અને જલસા થતા. ગાંધીજીને પહેલું માનપત્ર તે જ મકાનના માળ પર અપાયેલું.

૩. અનસૂયાબહેનની આગેવાની નીચે ૪-૧૨-'૧૭ના રોજ અમદાવાદની મિલોના તાણાવાળાએ પહેલી હડતાલ પાડેલી. તેમાં મદદ કરવા શંકરલાલ

ત્યારથી શંકરલાલ અમદાવાદ આવી વસ્યા હતા. ગાંધીજીએ હવે સાબરમતીને કિનારે તેમનો કાયમનો આશ્રમ સ્થાપ્યો હતો. તેથી મારે હવે અભ્યાસકાળનાં સુખદ સ્મરણોથી રસાયેલા અને મારા બધા કાર્યના કેન્દ્ર બનેલા ગુજરાતના પાટનગરમાં થાણું નાખવાની ઘડી આવી પહોંચી.

હિન્દ સેવક સમાજ છોડીને ગુજરાતની તેવી જ સંસ્થામાં જોડાવાને હું તલસતો. પણ તેવો સમાજ સ્થપાઈ શક્યો નહોતો. છતાં દા૦ સુમંત અને શંકરલાલ સાથે એક સેવાધામમાં રહેવાનો મેં નિર્ણય કરેલો. પણ તેને માટે જરૂરી વ્યવસ્થા હજી થઈ નહોતી. તેથી નછૂટકે રાયપુરમાં એક નાનકડું ઘર લઈને બામા,[1] કુમુદ અને રમણભાઈ સાથે હું રહેવા ગયો.

લગભગ એક વરસથી ઘરબાર વિના હું રખડતો હતો. તેથી ઘરનાં વાસણકૂસણ કે રાચરચીલાનો મને કંઈ ખ્યાલ નહોતો. મોરારજીની ચાલીમાં છોડેલો કેટલો સામાન કોની મારફત હવેલીની પોળના ઘરમાં આવ્યો તેનો કંઈ ખ્યાલ નથી. જીવનની ફેરબદલી થોડા થોડા વખતમાં થયાં કરે ત્યાં આમાંનું શું યાદ રહે! ને કંઈ ગયું કે રહ્યું લાગે તો તેનો હર્ષ-શોક પણ શો હોય?

આ ઘરમાં સવારે વહેલો લુશલુશ ખાઈને હું રોજિંદા કામે ચાલ્યો જતો અને રાતે ગમે ત્યારે આવીને આરામ કરતો. કુટુંબજીવનમાં નહોતો મારો જીવ કે નહોતો કંઈ આનંદ. મારો જીવ તો મારા નવા કેન્દ્રમાં નવા સાથીઓ સાથે નવું કાર્ય વિકસાવવામાં હતો. તેથી તેમની પિછાન કરીશું.

---

ત્યાં પહોંચી ગયા, અને ત્યારથી અમદાવાદની મજૂર પ્રવૃત્તિમાં સામેલ રહ્યા છે. કામદારોની આ પહેલી હડતાલના સ્મારક તરીકે ડિસેમ્બરની ચોથી તારીખે દર સાલ મજૂર દિન ઊજવાય છે.

૧. લેખકનાં માનાં માજી.

ગુજરાત કેળવણી મંડળને ગુજરાતમાં પુસ્તકાલયો અને અખાડા કાઢવાને સારાં દાન મળેલાં, તેથી તે મંડળ માટે જરૂરી કાયમનું કાર્યાલય સ્થાપવાની મારી પહેલી ફરજ હતી. ત્યાં સુધી ગટુભાઈ દેસાઈના સહકારથી એ મંડળની કચેરી ચાર રસ્તા પર દાદાભાઈ લાઈબ્રેરીમાં જ રહેલી. પણ ગુજરાત સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી વગેરે મંડળોનો નિત્ય સહવાસ સાચવવાને ભદ્રના લત્તામાં જ કાર્યાલય રાખવાની ફરજ પડી. શારદાબહેન પણ તે વખતે લાલ દરવાજે રહેતાં. ભિક્ષુ અખંડાનંદનાં કાર્ય અને સોબતનો હું રસિયો હોવાથી તેમનો સંપર્ક રાખવાનું મને બહુ ગમતું. સદ્‌ભાગ્યે તેમના જ મકાનની ઉપરનો સંસાર-સુધારા હોલનો માળ તે વખતે ભાગ્યે જ વપરાતો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ મેડે બાજુ પર એક નાની ઓરડી જૂજ ભાડાથી તરત મળી શકે એમ છે. એ તક તરત જ મેં ઝડપી લીધી—એ ઓરડીમાં જામેલા ધૂળના એકએક ઇંચ જાડા થર મેં ઝાડુ મારીને સાફ કર્યા. ત્યાં અગાઉ ચાલતા કોઈ દફ્તરનાં ખોખાં અને કાગળો મેં ઠેકાણે કર્યા. પછી ત્યાં એક ચટાઈ પર બેસી અને ઢાળિયાનું ટેબલ જમાવી કેળવણી મંડળની તેમજ રાજકીય મંડળની, નવજીવન માસિકની અને તમામ સાર્વજનિક પ્રવૃત્તિ હું ત્યાં બેસીને કરવા લાગ્યો.

કેળવણી મંડળનું પહેલું કામ તો અંબાલાલ સારાભાઈ પાસેથી પહેલા હપ્તાના હજારેક રૂપિયા લઈને અંબુભાઈને તેમની રકમ મોકલવાનું હતું. પહેલી વાર તો તેમને ટેલીફોન કરીને હું કેલિકો મિલમાં મળવા ગયો. તે વખતે એ મિલના આજના આલીશાન દરવાજા નહોતા. અને મારી સાયકલને કોઈ પહેરેગીર રોકતો નહિ. એક નાનકડા મકાનમાં નાના ટેબલ આગળ બેઠેલા અંબાલાલે ઊભા થઈને ઘણા ભાવથી મને ખુરશી પર બેસાડ્યો. તેમણે તેમનાં ચશ્માંમાંથી ચમકતા નયનતેજથી અને મુક્ત હાસ્યથી મને નવાજ્યો. વિવિધરંગી વાતો કરતાં ચા-નાસ્તો આપીને મારું સ્વાગત કર્યું. છેવટે મારા કાર્ય તરફ સહાનુભૂતિ દાખવીને

મને રૂપિયા હજારનો ચેક આપ્યો. આમ અંગત પરિચય વધતાં તે મને શાહીબાગને ઘેર જમવા બોલાવતા અને તેમનાં પત્ની સરલાદેવી અને કુટુંબીઓ સાથે હું ભળી જતો. તેમના આલીશાન દીવાનખાનામાં મારી સાથે છૂટથી ચર્ચાઓ કરીને તે મને મોટરમાં મારે ઘેર પહોંચાડતા. તે વખતે તે એક જ કરોડપતિ ગણાતા અને હું છેક અકિંચન સમાજસેવક હતો. છતાં તે કાળમાં મને એક સમોવડિયા મિત્ર તરીકે જ અપનાવીને તે બનતી સહાય આપતા.

તે જેવા ઉદાર હતા તેવા વિચક્ષણ અને વિવેકી હતા. તે કદી મારા મંડળના હિસાબની કે તેના છાપેલા હેવાલની માગણી કરતા નહિ. તેમ મારા રાજકીય કાર્ય કે અભિપ્રાય વિષે કંઈ ઊલટતપાસ કરતા નહિ. વ્યાયામપ્રવૃત્તિ વિષે જે હકીકત હું તેમની આગળ રજૂ કરતો તેથી તે સંતોષ માનતા. મારા ઉપર પૂરો ઇતબાર રાખીને મને ભારે રકમના ચેક આપતા.

શેઠ મંગળદાસ ગિરધરદાસ ગોધરાની પરિષદમાં આવેલા હોવાથી મારા રાજકીય કાર્યથી ઠીક ઠીક પરિચિત હતા. પણ દાન આપવાની તેમની રીતરસમ જુદી હતી. તેમની સૂચના મુજબ ગ્રામ પુસ્તકાલયોની યોજના લઈને હું તેમને મળવા ગયો ત્યારે તેમણે તે ઘણી ઝીણવટથી તપાસી. કંઈ નવી સૂચનાઓ કરી અને યોજનામાં જરૂરી સુધારા કરીને મને તેમણે ફરીથી મળવા જણાવ્યું. આમ અનેક વાર તેમને લાલ-દરવાજાને બંગલે મળવા જતો, ત્યારે દરેક વખતે એ વયોવૃદ્ધ શ્રીમંત મને તેમના ખંડમાં દાખલ થતો જોઈ ને મમતાળુ હાસ્યથી મને વધાવતા અને મારું સ્વાગત કરવાને ઊભા થઈ આગળ આવતા. હું કુદરતી સંકોચથી તેમનાથી જરા દૂર બેસવા જતો ત્યારે મારો હાથ પકડીને મને સાથે લઈ જતા અને સારાભાઈ ડાહ્યાભાઈ જેવા તેમના લખપતિ દલાલોને દૂર બેસાડીને મને દરેક વખતે પોતાની પાસે મોટા તકિયાને અઢેલીને બેસાડવાનો આગ્રહ રાખતા. અનેક ઝીણી ચર્ચાઓ કર્યા પછી તેમણે પુસ્તકાલયની યોજના મંજૂર કરી. ત્યાર પછી તેને માટે હજાર

હજાર રૂપિયા મને જોઈએ તેમ તે આપતા. યોજના મુજબ કામકાજ શરૂ થયા પછી તેના વહીવટની કચકચમાં મંગળદાસ પણ પડતા નહિ, કે મારા હિસાબના ચોપડા જોવા માગતા નહિ. જૂની અને નવી પેઢીના આ બન્ને સખીજનોએ અમદાવાદમાં પગ મૂકતાં જ ગામડાંના કામ માટે મને સંગીન સહાય કરી, તેથી પ્રોત્સાહિત થઈને નવા નગરમાં નવી પ્રવૃત્તિ મેં પૂરપાટ આગળ ધપાવી.

હંમેશ મુજબ તે વખતે શાંત જનસેવાના કાર્યને તેમ જોશીલી રાજકીય ચળવળને હું વરેલો હતો. ગાંધીજીના આદેશ પ્રમાણે સરકાર પાસેથી નાની રાહત કે સાચું સ્વરાજ મેળવવાને માત્ર ભાષણો કરીને જ સંતોષ માનવાનો નહોતો. હવે નાનીમોટી નક્કર લોકલડત લેવાની અને તે સારુ ગમે તે દુઃખ સહેવાની અને જાન કુરબાન કરવાની તાલીમ લેવાની હતી. તેથી ગાંધીજીના આદેશ મુજબ રાજકીય મંડળે જે કામ અમને સોંપ્યું હતું તે હવે ભરપૂર હોંશ અને જોશથી મેં ઉપાડી લીધું.

રાજકીય મંડળના મુખ્ય મંત્રી વલ્લભભાઈ હતા. તેથી હવે તેમને ઘેર મેં વખતોવખત મસલત કરવા જવા માંડ્યું, ત્યારે જ પહેલી વાર તેમનો અંગત સંબંધ મને થતો ગયો. સાથે બોરસદ જતાં તેમણે જે અકડાઈ દાખવેલી તે હવે ઓસરતી ગઈ. હું ઘણી વાતો કરી જતો ત્યારે જવાબમાં ઘણી વારે દીવાનખાનાના વચલા ટેબલની આસપાસ ફરતાં ફરતાં થોડા ટૂંકા મુદ્દાનાં વચનો જ તેઓ બોલતા. તેમનાં ઢળેલાં નયનની પાછળ ભારેલો અગ્નિ ધૂંધવાતો લાગતો. પરિચય વધતાં મને માલૂમ પડ્યું કે આગલી સાલ સુધી તો તે ઉસ્તાદ વકીલ તરીકે સારું કમાતા અને બાકીનો વખત ગુજરાત કલબમાં બ્રીજ રમવામાં જ ગાળતા. અમદાવાદમાં ૧૯૧૬માં રાજકીય પરિષદ મળી તે વખતે તેમાં સામાન્ય રસ તેમણે લીધેલો. ગુજરાત સભામાં તે સામેલ હતા છતાં બધી રાજકીય

પ્રવૃત્તિ તેમની વેધક બુદ્ધિને એકંદર અર્થહીન લાગતી. પણ ગાંધીજીએ તેમના સત્યાગ્રહનો ચમકારો ચંપારણમાં બતાવ્યો[1] ત્યારથી તેમણે એક સાચો આગેવાન પારખ્યો, ને રાજકારણમાં નિશ્ચયપૂર્વક સક્રિય ભાગ તેઓ લેતા ગયા. અને તેમને ઘેર રાજકીય ચર્ચા ને પ્રવૃત્તિનો અખાડો જામવા માંડ્યો.

અહીંયાં જ દાદા માવળંકરનો પણ મને પહેલો અંગત પરિચય થયો. બી. એ. માં ઊંચે નંબરે પાસ થઈ તે ગુજરાત કૉલેજના ફેલો નિમાયેલા અને એલએલ. બી. માં પહેલા વર્ગમાં પાસ થયેલા. તે પછી આ ઉત્કૃષ્ટ સેવાભાવી જુવાનને પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં ને પછી હિન્દ સેવક સમાજમાં જીવન સમર્પણ કરવાના કોડ હતા. સંયોગ-વશાત્ તેમ ન થઈ શક્યું ત્યારે સન ૧૯૧૩થી વકીલાત કરતે કરતે પણ અંબાલાલ સાકરલાલે સ્થાપેલા ગુજરાત કેળવણી મંડળીના તે મંત્રી થયેલા. સન ૧૯૧૬માં નરમ અને ગરમ પક્ષની પહેલી સંયુક્ત પરિષદનું[2]

---

૧. 'એક દિવસ ગુજરાત ક્લબમાં વલ્લભભાઈ અને માવળંકર સાથે શ. સા. હરિલાલ દેસાઈ બેઠા હતા. એટલામાં સમાચાર આવ્યા : ગાંધીજીએ તો મોતિહારીના (બિહારના) મૅજિસ્ટ્રેટનો મનાઈ હુકમ પાળવાની ના પાડી અને તેમના ઉપર કેસ કરી સરકારે ફેંકેલો પડકાર તેમણે ઝીલ્યો છે. આ વાત સાંભળતાંની સાથે જ સ્વ. હરિલાલભાઈ ખુરશીમાં બેઠા હતા તે એકદમ કૂદકો મારીને ઊભા થયા. અને તેમણે મને જોશભેર કહ્યું : 'મર્દ છે આ માણસ, દાદા, આને જ આપણી ગુજરાત સભાના પ્રમુખ તરીકે રાખવા જોઈએ.' આ વાતને સરદારનો (વલ્લભભાઈનો) પણ સો ટકા ટેકો હતો. ત્યારથી તેઓ ગુજરાત સભાના પ્રમુખ થયા.' ગ૦ વા૦ માવળંકર કૃત. 'સંસ્મરણો,' પાનં ૪.

૨. બે પક્ષની સંયુક્ત કોંગ્રેસ ૧૯૧૬ની આખરે લખનૌમાં મળી તે પહેલાં તે વિષે સમાધાન બંને પક્ષ વચ્ચે થઈ ગયેલું. તે પછી અમદાવાદમાં તે સાલની ઑક્ટોબરની ૨૦–૨૧ તારીખે મુંબઈ રાજકીય પરિષદ મળી ત્યારે ખાસ લોકમાન્ય ટિળક પધારેલા. તે વખતે તેમનું સ્વાગત કરતાં સ્વાગત સમિતિને જરા ડર લાગેલો તેથી ગાંધીજીએ ખાસ પત્રિકા કાઢી તેમનું ભવ્ય સરઘસ શહેરમાં કાઢેલું.

કાર્ય બહુ જ પદ્ધતિસર પાર પાડીને તેમણે ગુજરાત સભાનું મંત્રીપદ મેળવેલું. આગલી સાલ ગાંધીજી ગુજરાત સભાના પ્રમુખ ચૂંટાયા અને હવે ખેડાનો મામલો ઉગ્ર બન્યો ત્યારે તે નવી શ્રદ્ધા અને જોમથી મંત્રી તરીકે કામ કરતા. ચંપારણમાં રોકાયેલા ગાંધીજી સાથે પત્રવહેવાર ચલાવતા, તેમની દરેક સૂચનાનું ચોકસાઈથી પાલન કરતા અને ભવિષ્યમાં જો કોઈ લડતમાં ઝુકાવવું પડે તો તે માટે તૈયારી રાખતા.

ગુજરાત સભાના બીજા મંત્રી કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ–જેમને સર્વે બચુભાઈના નામથી ઓળખતા–તે મધ્યમ વયના ગર્ભશ્રીમંત ગૃહસ્થ હતા. તે ધંધાદારી રીતે વકીલ હતા, છતાં થોડી જ વકીલાત કરતા. તેમના જેવો પુસ્તકનો ભંડાર શહેરમાં ભાગ્યે કોઈકની જ પાસે હશે. છતાં તેમના મગજમાં જ્ઞાનની બહુ ગરમી નહોતી. સ્વભાવ અને જીવનમાં તે મધ્યમમાર્ગી હતા. કોઈ વિચારના આગ્રહી થવાને બદલે સામસામા વિચારોનો સમન્વય કરવાનો તે પ્રયાસ કરતા. ભિન્નભિન્ન વિચાર ને વલણનાં માણસોને એક કામમાં સાથે દોરવાની તેમની આવડત અજોડ હતી. કોઈ કામમાં તે બધો વખત આપતા નહિ પણ સારા કામમાં ના પાડતા નહિ. અનેક સંસ્થા અને મંડળોમાં તે ચાર ચોખા મૂકતા તેથી લોકો તેમને 'શોભા'નું બિરુદ આપી તેમની મશ્કરી કરતા. છતાં બચુભાઈ આવા નામથી ચિડાતા નહિ તેમ કંઈ કામ છોડતા નહિ–બને તેટલા કામમાં બનતી સેવા આપવા હંમેશ તત્પર રહેતા.

આ મંડળમાં ક્વચિત કાળિદાસ જસકરણ અને તુલસીદાસ જસરાજ જેવા વકીલો ઝળકતા. તો ક્વચિત ખેડામાં લડત જગાવવાને કૃતનિશ્ચયી બનેલા મોહનલાલ પંડ્યા અને શંકરલાલ પરીખ પણ નજરે પડતા. વલ્લભભાઈ વચલા ટેબલની આસપાસ મૂંગામૂંગા ફરતા જાય કે ક્વચિત કોઈના પર તીરછાં વાગ્બાણ છોડતા જાય. બીજા બધા મિત્રો ભાતભાતની ચર્ચા કરતા જાય. તેનો છેવટનો ફેંસલો એક ટૂંકા વાક્યમાં વલ્લભભાઈ આપતા. ખેડાના પાકની તપાસ અને ચર્ચાઓ

આગળ ધપતાં ગયાં તેમ આ મંડળમાં ગરમી વધતી ગઈ અને અમે બધાં ગાંધીજીના આગમનની અને નવા લેવાનાં પગલાંની આતુરપણે રાહ જોઈ રહ્યા.

પછી ગોખલે સોસાયટી અને પૈસાફંડના મારા જૂના મિત્રોને મળતાં માલમ પડ્યું કે ભદ્રમાં તેમ સારંગપુરમાં[1] ગાંધીજીની નેતાગીરીનો પૂરો પ્રભાવ પડ્યો હતો. વરસોથી આ બે મંડળો એકબીજાથી અલગ રહેતાં. ગોખલે સોસાયટીવાળા ગુજરાત સભાને ફુરસદિયા લોકોની નામની જ રાજકીય સભા ગણતા, ત્યારે ગુજરાત સભાના આગેવાનો પૈસાફંડવાળાને ગરમ સ્વભાવના બિનજવાબદાર અને કંઈક તોફાની ગણતા. ગાંધીજીએ ઉદ્દામોને રોજિંદા ચોક્કસ કામમાં પલોટવા માંડ્યા ત્યારે નરમ દળને પણ રોજિંદા રાજકાજમાં જોડીને તેમને જાગૃત કર્યાં. ગાંધીજીની આગેવાની નીચે તે વખતે આખા દેશમાં તેમ અમદાવાદમાં બંને વિચારના કાર્યકરો એકત્ર થઈને તેમણે દાખવેલ માર્ગે એકસાથ કૂચકદમ કરવાને તૈયાર થયા.

રાજકીય પરિષદના વેઠના ઠરાવનો તરત અમલ કરવાને ગાંધીજીએ જેલના બારણામાં અમને ચીમકી આપેલી. ગોધરાની આસપાસ તો તરત જ વેઠની લડત શરૂ થયેલી. જાનેવારીના નવજીવનમાં[2] 'વેઠ—વારા' વિષે ઠક્કરબાપાએ જ એક લેખ લખીને સરકારી માણસો તરફથી

---

૧. સારંગપુરમાં અને આસપાસ જીવણલાલ દેસાઈ બૅરિસ્ટર, દા૦ હરિપ્રસાદ, કૃપાશંકર પંડિત વગેરે જહાલ દળના ટિળકપંથી ભાઈઓ વરસોથી સ્વદેશી મિત્રમંડળ, પૈસાફંડ વગેરે પ્રવૃત્તિમાં અને પછી હોમરૂલ લીગમાં પરેલા. ભદ્ર તરફ રહેતા રમણભાઈ નીલકંઠ, હરિલાલ દેસાઈભાઈ પાટિલ વકીલ, માવળંકર વગેરે ગુજરાત સભાના કૉંગ્રેસી ભાઈઓ તે બધી પ્રવૃત્તિઓથી સાધારણ રીતે અલગ રહેતા. ગાંધીજી બંને દળને એકત્ર કરતા ગયા.

૨. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૭, પાન ૫૧૧–૧૫.

ગામડાંના લોકો પર થતા રોજિંદા જુલમનું વર્ણન કર્યું : 'વેઠ ! આ બે અક્ષરી શબ્દ કેટલો નઠારો છે ! કેટલી માનહાનિ કરાવનારો, કેટલો ત્રાસ ઉપજાવનારો અને જુલમ કરાવનારો છે ! વેઠ કરનાર પોતાની રાજીખુશીથી કરે છે કે અમલદારના ધાકથી, તેના મારની બીકથી કે સરકારના દંડના અથવા જેલયાત્રાના ભયથી ?'

પછી ગામડાંના જુદાજુદા વર્ગ પર થતા જુલમનું વર્ણન કરીને અને તેમાં થતા છડેચોક કાયદાભંગ વિષે હાઈકોર્ટના ચુકાદા ટાંકીને તેમણે લખ્યું : 'આ ઠરાવ પસાર કરીને કર્મવીર ગાંધી બેસી રહે એમ નથી. સરકાર સાથે તે બાબતનો પત્રવહેવાર પરિષદે નીમેલી કારોબારી કમિટી કરે છે. અને તે સંબંધી...જાહેરખબર થોડા વખતમાં ગામેગામ વહેંચાશે. વેઠ નાબૂદ થવી જ જોઈએ. વારા બંધ થવા જ જોઈએ... દક્ષિણ આફ્રિકાની અને બિહારની સરકારને મહાત કરનાર આવી નાની બાબતમાં જય મેળવશે તેની લેખકને જરાયે શંકા નથી.'[1]

પણ આ કામમાં ગાંધીજી જેવા મહાપુરુષને સીધી લડત લેવાની જરૂર પડી નહિ. તેમના પીઠબળથી કૉંગ્રેસના અને હોમરૂલ લીગના કાર્યકરોએ વેઠની ગુલામીનો હિંમતભેર ઇન્કાર કરવાની લોકોને હાકલ કરવા માંડી અને તે વિષે પરિષદની પત્રિકાની હજારો નકલો ગામગામડે

---

૧. થોડા માસ પછી શંકરલાલ પરીખે 'વેઠ–વારા–ન્યાય અને સ્વતંત્રતાનો દાવો કરનાર બ્રિટિશ રાજ્યમાં પડદા પાછળ ચાલતી ગુલામી'–એ મથાળા નીચે ગામડાની દરેક કોમને માથે લાદેલી વેઠની પૂરી વિગતો આપી લખ્યું : 'પ્રજાને અમલનું ભાન કરાવનાર આ અમલદારોને તેમનું પોતાનું જ ભાન કરાવનાર મહાત્મા ગાંધીજી જ્યારે આ વિષય હાથમાં લેશે ત્યારે જ તેમનો ઉદ્ધાર થશે.' 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૧૨, પાન ૮૫૬–૫૯. તે જ અંકમાં એ લેખકે મોહનલાલ પંડ્યા સાથે મળીને 'મહુડાના કાયદા વિષે' એક લેખ પ્રકટ કર્યો. એ જ અંક પાન ૮૬૦–૪. આ બન્ને લેખ ગુજરાત રાજકીય મંડળ તરફથી પત્રિકા તરીકે પ્રકટ કરવામાં આવ્યા હતા.

પહોંચવા માંડી ત્યારે વેઠનું ભૂત મૂઠીઓ વાળીને નાસવા લાગ્યું.

વેઠની લડત આગળ ધપતી ગઈ. તે દરમ્યાન ફેબ્રુઆરી શરૂ થતામાં તેનાથી ઘણી જ વધારે ક્રાંતિકારી બે લડતના ડંકા એકીસાથે વાગી રહ્યા. પ્રથમ તો ખેડાની જમીન મહેસૂલનો સવાલ સરકારની જોહુકમી અને અવળચંડાઈથી સળગતો થઈ ગયો. ઠાસરાના કલેકટરે ખેડાના પ્રતિનિધિમંડળને આપેલા જવાબ મુજબ :સરકારી તપાસનું છેલ્લું પરિણામ આવે તે પહેલાં જ કઠલાલ પાસે દૈયપ ગામના તલાટીએ ખેડૂતો પાસેથી પૂરી મહેસૂલ એક હપતે વસૂલ કરવાને કાળો કેર વરતાવ્યો. એક ખેડૂતે ફરિયાદ કરી : 'તલાટી મા–બહેન સિવાય બોલતો નથી, સ્ત્રીવર્ગની રૂબરૂમાં નઠારી ગાળોનો વરસાદ વરસી રહ્યો છે. ઘર વેચી, ઘરેણું વેચી, જમીન વેચી, ઢોર વેચી–છેવટે બૈરી–છોકરાં વેચીને પણ સરકારના પૈસા ભરો. માબાપ! આવો જુલમ વરતી રહ્યો છે.'[1]

ઠક્કરબાપાએ તે ગામે તપાસ કરીને લખ્યું : 'આનાવારીના આંકડા તાલુકા અમલદારના દબાણથી વધારવામાં આવ્યા છે...(તલાટીના ત્રાસથી એક ખેડૂતને) સનંદીઆ જમીન વેચવી પડી. ૭ ઢેડ ખેડૂતોને બે કલાક અંગૂઠા પકડાવ્યા...એક મુસલમાન ખેડૂતને...પોતાની દશ વર્ષની કન્યાનું સમ કરી જમાઈ પાસેથી પંદર રૂપિયા લેવા પડ્યા.'

આ જુલમના સમાચાર છાપામાં પ્રગટ થયા તેવામાં જ કપડવંજના મામલતદારે એક હુકમમાં 'મતાદારી કાયદા મુજબ મુલકી પોલીસ પટેલ તથા મતદાર પટેલો સરકારધારો મુદતસર ન ભરે અને દાંડાઈ કરે તો નોકરી કરવા માટે નાલાયક ઠરાવી શકાય છે,' એમ લખ્યું તેથી બળતામાં ઘી હોમાયું.

---

૧. જુઓ શંકરલાલ પરીખ કૃત 'ખેડા સત્યાગ્રહ,' પાન ૧૨. વધુમાં ઠક્કરબાપાએ, જેમણે જમીન મહેસૂલ ભરવા ખાતર જમીન અને ઢોર વેચ્યાં હતાં તથા આવા સંકટના સમયમાં વોર લોનમાં પૈસા ભરવાની જેમને ફરજ પડી હતી, તેમની જુબાનીઓ લીધેલી.

એવામાં ખેડાના કલેકટરે છેવટે થોડા ગામોનું અડધું [1]મહેસૂલ મોકૂફ રાખવાનો હુકમ જાહેર કર્યો. પણ ગુજરાત સભાના કાગળનો મુંબઈ સરકારે કંઈ જવાબ ન આપ્યો. હવે તુમાખી અમલદારોએ મહેસૂલની વસૂલાત માટે ચોથાઈ દંડ, જપ્તી અને જમીન ખાલસા કરવાની રોજ રોજ ધમકીઓ આપવા માંડી, તેથી ગુજરાત સભાએ (૧૦-૧-'૧૮) ગાંધીજીની સૂચના મુજબ ખેડા જિલ્લાની પ્રજાને એવી જાહેર સૂચના આપી કે 'જ્યાં સુધી મુંબઈ સરકારનો છેવટનો ઠરાવ માલૂમ નથી પડ્યો ત્યાં સુધી જેઓને પાક મુદ્દલ ન થયો હોય તેમણે વિઘોટી ભરવાનું મુલતવી રાખવું.[1]' પછી સભાના મંત્રીઓ કમિશનર આગળ વસૂલાતના જુલમ સામે ફરિયાદ કરવા ગયા, ત્યારે તેણે ઘણો મીજાજ કર્યો. છેવટે ફેબ્રુઆરી માસમાં ગાંધીજીના અને પટેલ-પરીખના સમાધાનના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા ત્યારે ગુજરાત સભાને માટે આગળ પગલાં ભરવાનો અને હજાર હાથવાળા સરકારી લોખંડી તંત્રનો સીધો સામનો કરવાનો સવાલ રજૂ થયો.

તે જ મહિનામાં અમદાવાદની મિલોના કામદારોમાં ભારે અસંતોષ ફાટી નીકળ્યો અને તેમની વિરાટ હડતાલના ભણકારા વાગી રહ્યા. તે લડતનાં અસલ અગ્રેસર અનસૂયાબહેનને ઘેર મજૂરોની હાલત અને હડતાલના સવાલોની ચર્ચાઓ રોજ થતી. તેમના સાથી શંકરલાલને મળવા હું વખતોવખત જતો તેથી એ બહેનનો મને નિકટનો પરિચય થયો. ગરીબ કામદારો તરફ મારી કુદરતી સહાનુભૂતિને લીધે તેમને માટે ઝૂઝનાર એ બહેનને મારાં મોટાં બહેન તરીકે સન્માનતો થયો.

અંબાલાલ સારાભાઈનાં આ મોટાં બહેન વરસોથી તેમના કુટુંબના મીરજાપુર આવેલા એક બંગલામાં જુદાં રહેતાં. અગાઉ વિલાયતમાં પ્રવાસ કરતાં, આઝાદ મગજનાં એ બહેન તે વખતે ઇંગ્લેંડમાં ચાલતી

---

૧ જુઓ શંકરલાલ પરીખકૃત 'ખેડા સત્યાગ્રહ,' પાન ૪૩.

સ્ત્રીઓની સમાન હકની લડતનાં રસિયાં અને અભ્યાસી બનેલાં. સાથે ત્યાંના કામદારોની હાલત અને તેમની ચળવળનો ઇતિહાસ, મૂડીપતિઓ અને સરકાર સામે તેમણે ચલાવેલી લડતો અને મેળવેલા વિજય—આ બધા વિષે અનેકવિધ સાહિત્ય રસથી વાંચતાં ને વિચારતાં. કામદારોની સંગઠિત શક્તિના પાયારૂપ તેમનાં ધંધાદારી 'યુનિયનો'—મંડળો અને લત્તે લત્તે જામેલી તેમની કલબો અને સંસ્થાઓથી તે સારી રીતે પરિચિત થયાં. પછી દેશમાં પાછા ફરતાં વિલાયતના કામદારોથી ઘણી જ બદતર હાલતમાં સબડતા અમદાવાદના મિલ મજૂરોની કંગાલિયત અને હાલાકીનો વિચાર કરતાં તેમનું દિલ જલતું ગયું. કોઈ સગાં કે સ્નેહીઓની શેહ કે શરમ રાખ્યા વિના કેવળ માનવી દૃષ્ટિથી ગરીબ કામદારોનો સર્વદેશીય ઉદ્ધાર કરવાને બનતું કરવાનો તેમણે નિશ્ચય કર્યો.

અમદાવાદમાં આ કામની શરૂઆત તેમણે બહુ જ નમ્રપણે કરી. સન ૧૯૧૪માં તેમના ભાઈની જ જ્યુબિલી મિલ પાસે અમરપુરામાં કામદારોનાં બાળકોના શિક્ષણ માટે તેમણે એક નાની શાળા[1] શરૂ કરીને કામદારોનાં સુખદુઃખની હકીકત ભેગી કરવા માંડી. જેમ જેમ તે કામદારોની બેહાલીની કહાણીઓ સાંભળતાં ગયાં તેમ તેમને થતા અન્યાય સામે લડવાનો તેમનો નિશ્ચય જામતો ગયો. આવી રીતે તેમનું દિલ અને માનસ ઘડાવાથી જ તેમણે અગાઉ અમદાવાદમાં મળેલી સંસારસુધારા પરિષદ આગળ મજૂરો વિષે લેખ વાંચેલો. તેમના ઉદ્દામ સ્વભાવને લીધે જ તે મુંબઈમાં ગાંધીજીને ઘેર શંકરલાલને મળતાં હોમરૂલ લીગમાં દાખલ થયેલાં ને તેમને કામદારોની પ્રવૃત્તિનો રસ લગાડેલો. આ બધોય વખત મિલમાલિકોના રોજિંદા શોષણની સામે કામદારોની કંઈ લડત જગાવવાની તે વાટ જોતાં. તે તક તેમને ૧૯૧૭માં સાંપડી. અમ-

૧ અનસૂયાબહેનનાં આમંત્રણથી એક વાર હું એ શાળાના મેળાવડામાં ગયેલો. ત્યાં કામદારોનાં મેલાંઘેલાં છોકરાંને સાફસૂફ કરાવીને ને સારાં કપડાં પહેરાવીને તેમના પર કેવો માતૃપ્રેમ તે વરસાવતાં તે સગી આંખે જોઈને હું તાજુબ થયેલો.

લવાદની તવારીખમાં પહેલી વાર ચોથી ડિસેમ્બરના ઐતિહાસિક દિને તેમની જ આગેવાની નીચે કામદારોના એક વર્ગની—તાણાવાળાની—હડતાલ પડેલી. પછી શંકરલાલે તેમાં સાથ આપીને કેટલાક મહિના સુધી તે સફળ રીતે ચલાવેલી.

ફેબ્રુઆરીમાં હું તેમને મળવા જતો ત્યારે તેમનાં પ્રભાવશાળી વ્યક્તિત્વની, મિલના કામદારો પ્રત્યે અપાર વાત્સલ્યની અને માલિકોના અન્યાય સામે તેમના પુણ્યપ્રકોપની ઊંડી છાપ મારા દિલ પર પડી. ખાસ કરીને કામદાર સ્ત્રીઓ અને બાળકો તરફ તેમનું હૈયું ખૂબ દ્રવતું. સરકારી કાયદાની વિરુદ્ધ નાનાં બાળકોને મિલમાં કેવી રીતે કામે લગાડવામાં આવે છે, રાતે કોઈ ઇન્સ્પેક્ટર આવવાની ખબર પડતાં બત્તીઓ કેવી રીતે બુઝાવીને છોકરાંને પાછલે બારણેથી કાઢી મૂકવામાં આવે છે, એકના એક કામદારોને ને બાળકોને જુદાંજુદાં નામે અનેક મિલોમાં કેવી રીતે રોકવામાં આવે છે—આવી અનેક કહાણીઓ મને સંભળાવીને તે ચકિત કરતાં. પછી હૂંફાળા ભગિનીભાવથી તે મિત્રમંડળનું સ્વાગત કરતાં અને ચાની સાથે તેમની મનપસંદ વાનીઓ પીરસીને પોતે બહુ જ પ્રસન્ન થતાં.

૧૯૧૮ના ફેબ્રુઆરી માસમાં બધી મિલોના વણકરોની રોજીનો સવાલ ગરમ થતો ગયો. આગલા વરસમાં શહેરમાં પ્લેગ ચાલેલો અને મોંઘવારી પણ ઘણી જ વધી હતી, ત્યારે માલિકોએ કામદારોને કામે રાખવાને જૂની રોજીમાં ૭૦–૮૦ ટકાનો વધારો આપેલો. હવે પ્લેગ ગયો ને મોંઘવારી રહી ત્યારે માલિકોએ માત્ર વીસ ટકા જેટલો જ વધારો આપવાનો નિર્ણય કર્યાની ખબર ચોપાસ ફેલાઈ. જો આ નિર્ણય અમલમાં મુકાય તો વણકરોની ને સર્વ કામદારોની હડતાલ અનિવાર્ય બને. મિલમાલિક મંડળના પ્રમુખ અંબાલાલે આ ઝઘડામાં ગાંધીજીની મદદ માગી. તેથી કલેક્ટરના પ્રમુખપણા નીચે એક લવાદીપંચ નિમાયું.

પણ માલિકોના ખાનગી નિર્ણયની ખબર પડતાં જ કામદારોએ ઓચિંતી હડતાલ પાડી. તે બંધ કરવાની સલાહ મળતાં કામદારો કામે ચડવા ગયા ત્યારે ૨૧મી ફેબ્રુઆરીથી માલિકોએ મિલોની તાળાબંદી કરી. ત્યારથી ગાંધીએ સમગ્ર આંદોલનની આગેવાની લઈને દેશભરમાં હજારો કામદારોની પહેલી લડતનો નવો ઇતિહાસ રચવા માંડ્યો.

તે વખતે ગાંધીજીની જ દોરવણી નીચે બીજા મિત્રોની સાથે હું ખેડા જિલ્લામાં આનાવારીની જાતતપાસ કરવામાં રોકાયો હતો. છતાં વખતોવખત અમદાવાદ આવતાં અને અનસૂયાબહેનને ઘેર જતાં હડતાલના સમાચારથી માહિતગાર થતો. શાહપુર દરવાજા બહાર અમર આવળિયા આગળ કામદારોની વિરાટ સભા રોજ મળતી. તેમાં ૩૫ ટકાનો વધારો મેળવવાની લીધેલી પ્રતિજ્ઞા પાળવાને ગાંધીજી રોજ અવનવી રીતે કામદારોને બોધ આપતા ને તે માટે ગમે તે દુઃખ સહેવાને પ્રેરણા આપતા. રોજ રોજ કામદારોનો જુસ્સો અને પ્રતિજ્ઞા ટકાવી રાખવાને તે એક પત્રિકા પ્રગટ કરતા અને તેમના લત્તામાં ઘેર ઘેર વહેંચાવતા.

દિવસ પર દિવસ જતાં કામદારોને ભૂખના વાખા પડવા માંડ્યા ત્યારે ગાંધીજીએ કામદારોને તેમના આશ્રમમાં કોદાળી–પાવડાનું કામ ચીંધીને આબરૂભેર જીવનનિર્વાહ કરવાનો પેગામ આપ્યો. આ કામ મજૂરોને ફાવ્યું નહિ અને તેમનો ભૂખમરો ને અસંતોષ વધતાં ગયાં. આમ હડતાલ જોખમમાં આવતાં તેનું સમાધાન થાય નહિ ત્યાં સુધી ઉપવાસ કરવાની અને મોટરમાં ન બેસવાની પ્રતિજ્ઞા ગાંધીજીએ લીધી. છેવટે ગાંધીજીની સૂચના મુજબ પગારવધારાનો સવાલ પ્રો૰ આનંદશંકર ધ્રુવની લવાદી પર છોડવાને બંને પક્ષે કબૂલ કરીને ૨૧મી માર્ચને દિવસે સમાધાન કર્યું, ને મિલો ફરીથી ચાલુ થઈ. આ બોધદાયક લડત કામદારોના ધર્મયુદ્ધ તરીકે ઇતિહાસને પાને ચડી ચૂકી છે.[1]

---

૧. પૂરી હકીકત માટે ગાંધીજીની આત્મકથા ઉપરાંત મહાદેવ દેસાઈનું 'એક ધર્મયુદ્ધ' જોવું.

આ બધુંયે થોડું થોડું મેં જોયેલું ને જાણેલું. માત્ર હડતાલના અંતિમ દિવસોમાં ખેડાની તપાસ પૂરી થયેલી હોવાથી ગાંધીજીના ઉપવાસના યાદગાર દિવસોમાં હું હાજર હતો. આવા તપસ્વી નેતાના ઉપવાસથી જો કામદારોની આંખોમાંથી આંસુની નદીઓ વહી તો અમારા જીવ પણ પડીકે બંધાઈ ગયા. તે વખતે થાકીને લોથપોથ થયેલાં અનસૂયાબહેન અને શંકરલાલનું કલ્પાંત તો જોયું જાય એમ નહોતું. વલ્લભભાઈ, માવળંકર વગેરે દુઃખી દુઃખી થયા, સર્વની બુદ્ધિ કુંઠિત થઈ, જીભ સિવાઈ ગઈ. અમે નાને મોંએ ગાંધીજીને કહીએ પણ શું? ગુજરાત સભાના મિત્રો લગભગ ચોવીસ કલાક મીરઝાપુરને બંગલે હાજર રહેતા. આ ઉપવાસની જાદુઈ અસર કામદારોમાં તેમ દેશભરમાં થઈ. બેસન્ટે અંબાલાલને તાર કર્યો: 'હડતાલનું સમાધાન કરો અને ગાંધીજીની જિંદગી બચાવો.'

આવા તાર ચોપાસથી વરસી રહ્યા.

છેલ્લાં પીગળ્યાં દિલ માલિકોનાં. અંબાલાલના કૂંળાં હૃદયનાં પત્ની સરલાદેવીએ ચોધાર આંસુ વરસાવીને તેમના પતિનું હૃદય પલટાવવાનું શરૂ કર્યું. પણ અંબાલાલને જીદ છોડતાં અને જોડીદારોને સમજાવતાં થોડા દિવસ લાગ્યા. મિલો અમારી ખાનગી મિલકત છે, કામદારો સાથે અમારો ઝઘડો પણ ખાનગી છે, તેમાં ગાંધીજી જેવા ગમેતેવા મોટા માણસને પણ શી લેવાદેવા?—એવો સવાલ તે કરતા જ રહ્યા. નગર અને દેશની લોકલાગણી આગળ છેવટે તે નમ્યા અને પ્રો૦ ધ્રુવની લવાદી તેમણે સ્વીકારી. ગાંધીજીએ પારણાં કર્યાં, અને કામદારો કારખાનાંમાં જોડાયા. બંને પક્ષની આબરૂ સાચવવાને ગાંધીજીએ હડતાલ સમેટતાં 'બંનેની જીત' જાહેર કરી, અને માલિકો સાથે કામદારોના ભાવિ સહકારનો માર્ગ મોકળો કર્યો. તરત જ અમે બધા ગાંધીજીની આગેવાની નીચે ખેડાની લડત પોકારવાને નડિયાદ ગયા. તેથી તેની પાછલી બીના રજૂ કરવી જોઈએ.

ફેબ્રુઆરીના આરંભમાં ખેડાના સવાલનું માનભર્યું સમાધાન લાવવાને ગાંધીજીએ છેક ગર્વનર સુધી વિષ્ટિ ચલાવી. સરકાર અને ખેડૂતો વચ્ચે મુખ્ય સવાલ પાકની આનાવારીનો[1] હતો. જો પાક ૭ આનીથી વધારે હોય તો પૂરી મહેસૂલ લેવી, ચાર આનીથી બે આની સુધીનો હોય તો અડધી વસૂલ કરી બાકીની મુલતવી રાખવી અને બે આનીથી ઓછો હોય તો તે સદંતર માફ કરવી—એવો સરકારી નિયમ હતો. જૂજ ગામના અપવાદ સિવાય જિલ્લાનો પાક ૭ આનીથી ઓછો છે એવો ખેડૂતોનો દાવો હતો. ત્યારે સરકારના હેવાલ પ્રમાણે મોટે ભાગે પાક ૭ આનીથી વધુ હતો. આ મતભેદનો નિકાલ કરવાને બન્ને પક્ષને માન્ય થાય એવું નિષ્પક્ષ પંચ નીમવાની ગાંધીજીએ માગણી કરી. પણ સરકારે પોતાનો જ કક્કો ખરો કરીને તેમની માગણી નામંજૂર કરી. તેથી ભવિષ્યનાં પગલાંનો નિર્ણય કરવાને ૧૫મી ફેબ્રુઆરીના રોજ ગુજરાત સભાની કારોબારીની ખાસ સભા ગાંધીજીના પ્રમુખપદે વલ્લભભાઈને ઘેર બોલાવવામાં આવી. તેમાં ખાસ હાજરી આપવાને ગોકળદાસ અને વિઠ્ઠલભાઈ પટેલ અમદાવાદ આવ્યા.

આગલી સાલથી ગુજરાત સભાની કમિટીનો હું સભ્ય ચૂંટાયો હતો, તેથી આ યાદગાર સભામાં હાજર રહ્યો. શરૂઆતમાં માવળંકરે સરકારી પત્રવ્યવહાર રજૂ કર્યો, તે પછી મુદ્દાના સવાલની ચર્ચા શરૂ થઈ. વયોવૃદ્ધ ગોકળદાસ પારેખે પોતાની અને વિઠ્ઠલભાઈની તપાસ પરથી વિસ્તૃત નિવેદન કર્યું. એ બન્ને અગ્રણીઓ ધારાસભ્યોને છાજે એવી બંધારણીય—અર્થાત્ અરજી વિનવણીના જૂના માર્ગના હિમાયતી હતા. ગુજરાત સભાએ ગાંધીજીની સલાહ મુજબ મહેસૂલ ભરવાનું મુલતવી

---

૧. પાક પૂરો—૧૦૦ ટકા હોય તે ૧૬ આની ગણાય. 'પ્રત્યેક ગામમાં ખરીફ (ચોમાસુ) અને રવિ (શિયાળુ) પાકની આની કાઢી દરેક પાકની આની સાથે ક્ષેત્રફળનો ગુણાકાર કરો. આખા ગામના તમામ પાકની સરેરાશ કાઢી ગામના પાકની આની ગણવાનું સરકારી ધોરણ છે.' શંકરલાલ પરીખ કૃત 'ખેડા સત્યાગ્રહ,'—પાન ૬૧.

રાખવાની પત્રિકા કાઢેલી તેનાથી તે પૂરા વાકેફ હતા. છતાં તેમણે તો ફરી વાર સભાઓ ભરી ખેડૂતને ન્યાય આપવાની ચળવળ છેક દિલ્હી સરકાર સુધી પહોંચાડવાની જ સૂચના કરી. તેથી આગળ વધી કોઈ પણ જાતની ના–કરની સીધી લડત, ખેડા જિલ્લાના સંયોગોમાં તેમને અનિષ્ટ અને જોખમભરેલી લાગી.

આ બધું સાંભળ્યા પછી ગાંધીજીએ અત્યંત ગંભીર સ્વરે કહ્યું: 'રાજકારણનો મારો અનુભવ તમારાથી જુદો છે.' માત્ર ભાષણો કે સભાઓથી વધુ સક્રિય પગલાં ભરવાની તેમણે જરૂર જણાવી. ના–કરની લડતને તેમણે કાયદેસર માની. કર ન ભરનાર કાયદાભંગનાં બધાં પરિણામ જો રાજીખુશીથી ભોગવી લે તો તે પ્રજાને લાભદાયક જ થાય એમ તેમણે કહ્યું. વળી તેમના મત મુજબ તાકીદનો સવાલ તો ખેડૂતોની સચ્ચાઈનો હતો. સરકારે વધુ આનાવારી ઠરાવીને ખેડૂતને જુઠ્ઠો અને દાંડ ગણ્યો છે. ખેડૂતો સરકારી અધિકારીઓની આનાવારી ખોટી માને છે. આપણે ખેડૂતોની પડખે ઊભા છીએ તો ગામેગામ ફરી વિગતવાર જાતતપાસ કરીને આપણે બંનેને સાચી સલાહ આપવી જ જોઈએ. તેથી તેમણે જે કોઈ આ કાર્યમાં ભાગ લેવા ખુશી હોય તેમને, બીજે દિવસે નડિયાદ આવી અનાથાશ્રમમાં તેમની સાથે જોડાવાની સૂચના આપી.

આ કમિટીની ચર્ચામાં મને પહેલી વાર નરમ અને ગરમ—જૂના અને નવા રાજકારણ વચ્ચે ગંભીર મતભેદનું પ્રત્યક્ષ પારખું મળ્યું. ત્યાં સુધી કોંગ્રેસના સમગ્ર ઇતિહાસમાં 'ચળવળ કરો, ચળવળ કરો, ચળવળ કરો,'[1]—એ દાદાભાઈ નવરોજીનું વાક્ય જ સર્વત્ર છેલ્લું સોનેરી સૂત્ર ગણાતું. અંગ્રેજ સરકાર ઈશ્વરી સંકેતથી અને દેશના કલ્યાણ માટે સ્થપાઈ છે અને પ્રજાના સુખસંતોષમાં જ રાજનું છેવટનું કલ્યાણ છે; તેથી કંઈ જુલમ કે ગેરવહીવટ થાય તો તે સ્પષ્ટ રીતે સર્વોપરી સરકાર આગળ પૂરવાર કરીને જ તેનું નિરાકરણ કરવું જોઈએ. નવા ગરમ દળની

---

૧. તે અંગ્રેજીમાં કહેતા: Agitate, agitate and agitate.

વિચારધારા બંગભંગના કાળથી જુદી હતી. અંગ્રેજો દેશનો નહિ પણ પોતાનો જ સ્વાર્થ સાધવા અહીં આવ્યા છે અને તેથી તેમનો ગેર-વહીવટ અને છેવટે તેમનું રાજ નાબૂદ કરવાને પ્રજાએ સશક્ત, સ્વશ્રદ્ધાળુ અને સ્વાશ્રયી જ થવું જોઈએ. તેથી જ સ્વરાજ અને સ્વદેશી, પરદેશી માલનો બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણનો નવો કાર્યક્રમ જહાલ મંડળોએ અપનાવેલો હતો. તે પછી દેશમાં બોમ્બ અને પિસ્તોલના પ્રયોગથી ખૂનામરકી ફાટી નીકળી. તેથી સરકારે દમનનીતિ ચલાવીને નવા દળને વિખેરી નાખ્યું.

ગાંધીજીએ નવા દળના સ્વદેશી અને સ્વાશ્રયના સિદ્ધાંતમાં અહિંસાનું નવું તત્ત્વ વણીને અહિંસક પ્રતિકાર કે સત્યાગ્રહનું નવું શસ્ત્ર અમારી આગળ રજૂ કર્યું. ગોકળદાસ અને ગાંધીજી વચ્ચે એક જમાનાનું અંતર અમને દેખાયું. તેમની વચ્ચે ચર્ચા ચાલી ત્યારે છેલ્લાં ત્રીસેક વરસના રાજકારણના રંગ અમારી આંખ આગળ પલટાતા દેખાયા. છેવટે ગાંધીજીનું રામબાણ જ અંગ્રેજી રાવણરાજને શિકસ્ત આપવાને સરજાયેલું લાગ્યું. પારેખ અને પટેલ તેના તેજથી ગભરાઈને રસ્તે પડ્યા, ત્યારે અમે બધાએ નવા શસ્ત્ર પર મુગ્ધ થઈને તેને ઉત્સાહભેર વધાવી લીધું. તે મુજબ કમિટીએ ઠરાવ કર્યો અને બીજે દિવસે ગાંધીજી સાથે જ નડિયાદ જવાનો નિર્ણય કરીને અમે છૂટા પડ્યા.

તે દિવસે હું ઘર તરફ જવા નીકળ્યો ત્યારે મારું મગજ હિલોળે ચડ્યું. આગલી સાલ ગાંધીજીના સત્યાગ્રહના રાહને અનુસરવાને જ મેં હિન્દ સેવક-સમાજ છોડેલો. છતાં પહેલાં ગામેગામ ફરીને મેં બેસન્ટની લીગનો શંખનાદ કર્યો. પછીથી બન્ને પરિષદમાં ગાંધીજીએ શાંત કે લડાયક નક્કર કાર્ય કરવાનો જ આદેશ સર્વને આપેલો. વેઠની ચળવળ કરતાં અમે નિર્ભય બની આપખુદ અધિકારીઓનો સામનો કરવા લાગેલા. હવે આગળ વધીને મદાન્મત્ત સર્વોપરી સરકારનો સીધો સામનો

કરવાના વિચારથી મારા અંતરમાં ઝણુઝણુાટી વ્યાપી ગઈ. જે સત્યાગ્રહને હું વરસોથી ઝંખતો હતો તે કરવાની ઘડી નજીક આવેલી જોઈને હું જાણે કોઈ સાહસિક જંગમાં ઝુકાવતો હોઉં એમ લાગ્યું.

આનું શું પરિણામ આવશે? ગામડે પાકની તપાસ કરવા જઈશું ને ના–કરનું આંદોલન જગાડીશું ત્યારે શું થશે? સરકાર ગાંધીજીને અને અમને પકડશે ખરી? કે માત્ર ખેડૂતોને જ હેરાન કરશે? આવું કંઈ પહેલાં કોઈએ કરેલું નહિ એટલે ભવિષ્ય કોણ ભાખી શકે? પણ મારા જ વતનમાં જઈ ચોપાસ ખેડૂતોને મહેસૂલ ન આપવાનું કહેવાને અને પરદેશી રાજકર્તાઓની સત્તાને પહેલો પડકાર કરવાને થનગની રહ્યો. છેવટે બાજે દિવસે બપોરની ગાડીમાં બેસીને ગાંધીજી અને બીજા સાથીઓ સાથે હું નડિયાદ જવા નીકળ્યો, ત્યારે જાલીમ સરકારને માત કરવાના ઉમળકાથી મારું હૈયું નાચી રહ્યું.

## ૪. ખેડાની લડત

ગાંધીજી અમદાવાદના સાથીઓ સાથે (૧૯૧૮) ફેબ્રુઆરીની ૧૬મીએ બપોરે નડિયાદ સ્ટેશને પહોંચ્યા ત્યારે તેમનો સત્કાર કરવાને ગોકળદાસ તલાટી અને બીજા સ્થાનિક કાર્યકરો હાજર હતા. તેમણે ગાંધીજીનું અને સર્વ કાર્યકરોનું સ્વાગત કરીને હિંદુ અનાથાશ્રમના પૂરા હવાઉજાસવાળા વિશાળ મકાનમાં ઉતારો આપ્યો. અનાથાશ્રમનો વહીવટ ગોકળદાસ કરતા હોવાથી તેમના જ સદ્ભાવથી ખેડાની સારીયે લડત દરમ્યાન તેના કાર્યકરોનો મુકામ ત્યાં જ રહ્યો, તેથી તેને 'સત્યાગ્રહ મંદિર'નું નામ અપાયું. ગુજરાત સભા તરફથી આ બધી પ્રવૃત્તિ ચલાવવામાં આવી તેથી તે સભાનું કેન્દ્ર પણ ત્યાં જ સ્થપાયું. ગાંધીજીના પત્રવ્યવહારનું અને આમસંપર્કનું, ખેડૂતો માટે સલાહ અને સહાયનું તે જ ધામ બની ગયું.

આ સ્થાનકમાં અમે બધા ગોઠવાયા કે તરત ગાંધીજીએ સાચા સેનાધિપતિની અદાથી કામનો દોર હાથમાં લીધો. તરત અમને ભેગા કરીને તેમણે પંદરેક દિવસમાં જ જિલ્લાનાં બધાં—આશરે ૬૦૦ ગામ જાતે ફરીને ને તેના પાકની હકીકત ચોકસાઈથી મેળવીને, વિગતવાર હેવાલ રજૂ કરવાના હુકમ આપ્યા. સ્થાનિક કાર્યકરો સુદ્ધાં અમે આશરે ત્રીસેક કાર્યકરો હતા. તેમની ત્રણત્રણની દશેક ટુકડી પડી ગઈ અને દરેકને આશરે પચાસેક ગામની તપાસ કરવાને રોજ ૩–૪ ગામ ફરવું

જ પડે. દરેક ટુકડીને તપાસવાનાં ગામની યાદી તરત ઉતરાવવામાં આવી, કોઈ ગામેથી વાહન માગવાની બંધી કરવામાં આવી, ઝડપથી ફરવાને લીધે ખાવાનો સમય ન રહે તે માટે દરેકને શીંગ—ચણાનું ભાથું બંધાવવામાં આવ્યું. પછી આનાવારી કાઢવા વિષે સામાન્ય સમજૂત આપીને સર્વને નિયત કરેલ ગામે રવાના કરવામાં આવ્યાં.

આ રીતે મને પણ નડિયાદ તાલુકાનાં પચાસેક ગામની તપાસ સોંપવામાં આવી. ગામડાંના રસ્તાનો છેક જ અજાણ્યો હોવા છતાં મેં હરિપ્રસાદ કંથારીઆ વગેરે સાથીઓ સાથે પહેલો ડભાણ ગામનો રસ્તો લીધો. છેક બાળપણમાં સિગરામમાં બેસીને ડભાણના સ્વામી નારાયણના મંદિરમાં ગયેલો. પણ તેથી આજે શું વળે? બીજાં ઘણાં ગામનાં તો નામ જ પહેલી વાર સાંભળ્યાં. ખરું જોતાં આવાં કોઈ ગામડાં અમે ભાગ્યે જ જોયેલાં. જ્યાં જઈએ ત્યાં ભાગ્યે જ કોઈ ઓળખે. પાકની આનાવારીનું અટપટું કામ પણ કદી કોઈએ કરેલું નહિ. ચોમાસુ પાકમાં તો તુવેરો, કપાસ કે તમાકુ સિવાયનાં બીજાં કંઈ તૂલ ફેબ્રુઆરી મહિનામાં ઊભાં હોય નહિ. આવા સંયોગોમાં અમારી અક્કલ-હોશિયારી અને સેવાભાવ, ખેડૂતો તરફ દિલસોજી અને મહેસૂલની લડતની થયેલી જાહેરાત, કંઈક ગાંધીજીનું નામ અને પાકની ખરેખરી નિષ્ફળતા—આટલી મૂડી પર જ અમારે કામ ચલાવવાનું હતું.

ડભાણના ચાર આગેવાનોને મળીને કામ પતાવ્યા પછી ભારે દડથી છવાયેલા રસ્તા જ ખૂંદવાના આવ્યા. ગામે જતાં આગેવાનોને ભેગા કરતાં વાર થાય. પછી જરૂરી હકીકત ટપકાવીએ. એટલામાં લોકો જમવાને રોકે. તેવામાં દિવસ ચડે અને તાપ પડે. પણ દિવસના ૩-૪ ગામ કરવાં જ હોય તો તરત ચાલ્યા વિના કંઈ છૂટકો? થાક્યાપાક્યા બપોરે ગરમાગરમ ખીચડી ખાઈને જ્યારે આંખો ઘેરાય ત્યારે મારા સાથીઓ આરામ લેવાનો ઇશારો કરે એટલે તેમને જરા સમજાવી—તતડાવી ખરા તાપમાં દડમજલ કરવા હું પ્રેરતો. માર્ચ મહિનો આવતાં ભરબપોરે કેટલાયે રસ્તા વેરાન અને વિકરાળ લાગતા. સોડપુર જેવા

કોઈ ગામે તાજી લૂંટ અને ખૂનના કમકમાટી ભરેલા કિસ્સા સાંભળતા. છતાં ગાંધીજીને આપેલો બોલ પાળવાને અમે પેટ ઉપર પથ્થર મૂકીને સવાર, બપોર અને સાંજ ચાલ્યા કરતા અને અમારી શક્તિ અનુસાર અમારા આંકડા દશમી માર્ચ પહેલાં અમે ગાંધીજી આગળ રજૂ કર્યા.

આવા હેવાલ આવતા ગયા તે દરમ્યાન ગાંધીજીએ પોતે વડથલ વગેરે અનેક ગામની જાતતપાસ કરી. તે પરથી પાકની સદંતર નિષ્ફળતાની તેમની પૂરી ખાતરી થઈ. પછી તેમણે એવડા જોરથી, બાકી રહેલી મહેસૂલ મુલતવી રાખવાની કે આનાવારીનો સાચો ક્યાસ કાઢવાને પંચ નીમવાની સરકારને વિનંતી કરી, અને તેમ ન કરે તો ના–કરની લડત જાહેર કરવાનો નિશ્ચય જણાવ્યો. પણ સરકારે જરાયે નમતું ન જ મૂક્યું. તેથી અમદાવાદની હડતાલ માર્ચની ૨૦મીએ પૂરી થતાં જ ગાંધીજીએ ૨૧મીના રોજ નડિયાદ આવીને ખેડા જિલ્લાના ખેડૂતોને સત્યાગ્રહની નવી લડતનું એલાન કર્યું.

દરમ્યાન એક વિઘ્ન આવી ગયું. ગાંધીજીએ નડિયાદ આવીને સરકાર સામે લડત આપવાની તૈયારી કરવા માંડી ત્યારે એક ઉદ્દામ અગ્રેસરે–મગનભાઈ ચતુરભાઈ પટેલે–કડક વિરોધ કર્યો. દેસાઈ નાનાસાહેબની સાથે મળીને તે ગાંધીજી સાથે લંબાણ ચર્ચા કરતા, તેમને મહેસૂલી કાયદાની કલમો બતાવતા અને ગાંધીજીએ કલ્પેલી લડતથી ખેડૂતોને પારાવાર નુકસાન થવાની આગાહી કરતા.

મગનભાઈ જેવા બુલંદ વક્તા અને ઉદ્દામ અગ્રેસર આમ ઘરઆંગણે ખરી લડત આવતાં કેમ ઢીલા પડી ગયા તે સમજવું ઘણાને મુશ્કેલ લાગ્યું. મેં તો આગળ શાસ્ત્રીજી જેવા વાણીમાં શૂરા અને પહેલી કસોટીએ પાણીમાં બેસનારા આગેવાન જોયેલા, તેથી મને ઓછી નવાઈ લાગી. કેવળ સ્થૂળ દૃષ્ટિથી તેમની દલીલમાં કંઈક તથ્ય હતું. તે વખતે ઘણા ભાગની મહેસૂલ ભરાઈ ગઈ હતી. કોઈ નબળા માફી માગીને મહેસૂલ ન ભરે તેને રાહત પણ મળે. પણ જે કોઈ ગાંધીજીનો સત્યાગ્રહી

બનીને સરકારની સામે થાય તેને તો કચડી નાખવાને તે બધું જ કરે. મહેસૂલી કાયદાથી એક રૂપિયાની બાકી માટે હજારો રૂપિયાની જમીન ખાલસા કરવાની રાક્ષસી કલમો મગનભાઈની આંખે ચડે અને તેથી તે સત્યાગ્રહની લડતમાં શરા ખેડૂતોની પાયમાલી જુએ એમાં શી નવાઈ?

પણ ગાંધીજીની નેમ જુદી હતી. ગરીબ ખેડૂતોને થોડાં નાણાંની રાહત મેળવી આપવાનો કંઈક ખ્યાલ હતો. એથી વધારે તો સરકારના જમાનાજૂના જુલમ સામે ખેડૂતોને નિર્ભયપણે શાંતિથી લડવાની તાલીમ આપવાનો હતો. આટલું એ મગનભાઈ જેવા વાણીશૂરા વકતા ન જ સમજી શકયા, અને જુનવાણી જમીનદારો સાથે મળીને સત્યાગ્રહના વિરોધી બન્યા તેથી બંગભંગથી તે હોમરૂલ લીગના કાળ સુધી વીરગર્જના કરનાર વિદ્વાન વ્યાખ્યાનવીરને બાજુએ મૂકીને ગાંધીજીએ આગેકૂચ શરૂ કરી.

માર્ચની ૨૨મીના રોજ ગાંધીજીએ ના-કરની લડત શરૂ કરી તે દિવસે તેમણે જિલ્લાના ખેડૂતોની નડિયાદની જાહેર સભામાં, અંગ્રેજી-રાજના ઇતિહાસમાં પહેલી જ વાર તેની સામે પડકાર કર્યો : ‘ આપણે સરકારને કહેવું જોઈએ કે અમે મહેસૂલ ભરવાના નથી, અને તે માટે અમારે જે સહન કરવું પડશે તે ભોગવવા તૈયાર છીએ...સત્યની ખાતર દૃઢતાપૂર્વક ના પાડવી એનું નામ સત્યાગ્રહ.’[1] વળી ખેડૂતોની સહીઓ લેવા ગાંધીજીએ ઘડેલું પ્રતિજ્ઞાપત્ર સભામાં રજૂ થયું. તેમાં પાક નિષ્ફળ થયાનું જણાવી લખેલું કે : ‘ અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે આ સરકારની મહેસૂલ પૂરી, કે આ વર્ષની જે બાકી રહી હશે તે, નહિ ભરીએ. પણ તે વસૂલ કરવા સરકારને જે કાયદેસર પગલાં ભરવાં હશે તે ભરવા દઈશું અને તેથી થતાં બધાં દુઃખ સહન કરીશું...જો સરકાર બીજો હપ્તો મુલતવી રાખે તો અમારામાં જે શક્તિવાન હોઈશું તે પૂરી અગર બાકી રહેલી મહેસૂલ ભરવા તૈયાર છીએ.’

---

૧. આ અને પછીનાં આવાં અનેક અવતરણો શંકરલાલ પરીખકૃત ‘ ખેડા સત્યાગ્રહ ’ની નવી આવૃત્તિમાંથી ઉતાર્યાં છે.




**ઉપલી હારમાં ઉભેલા** (ડાબેથી) ૮. કલ્યાણજી પહેલા ૧૦. નાગજીનાઈ પટેલ

**ઉપલી હારમાં બેઠેલા :** ૨. ડા૦ હરિપ્રસાદ ૩. વામનરામ મુકાદમ ૪. લેખક ૫. ગ. વ. માવલંકર ૬. બચુભાઈ ૭. વલ્લભભાઈ ૮. મોહનલાલ ૯. કાળિદાસ ઝવેરી ૧૧. ફુલચંદ શાહ. **ત્રીજી હાર :** (બેઠેલા) ૪. શંકરલાલ પરીખ

સભામાં જ આશરે ૧૦૦૦ વીંઘા ધારણ કરનાર ૨૦૦ ખેડુતોએ પ્રતિજ્ઞાપત્ર પર સહી કરી. પછી આ પ્રતિજ્ઞાપત્રની નકલો બધા કાર્યકરોને અપાઈ. તેમને જુદા જુદા તાલુકામાં આ પત્રો પર ખેડુતોની સહીઓ લેવાને અને ગાંધીજીની સૂચના મુજબ સત્યાગ્રહની લડત જમાવવાને ઠામઠામ રવાના કરવામાં આવ્યા.

લડતના સેનાપતિ ગાંધીજી નડિયાદની છાવણીમાં રહીને આખા જિલ્લાની લડતને દોરવણી આપતા અને જરૂર પડે ત્યાં દોડી જતા. તેમના મુખ્ય સલાહકાર અને ઉપનાયક તરીકે વલ્લભભાઈ નડિયાદ રહેતા અને ઘણુંખરું તેમની સાથે ફરતા. તેમની મદદમાં મોહનલાલ પંડ્યા અને શંકરલાલ પરીખ નડિયાદ રહેતા અને કપડવંજ તાલુકા પર ખાસ ધ્યાન આપતા. ગુજરાત સભાનું દફતર સંભાળવા માવળંકર નડિયાદ આવી જતા. બચુભાઈ, કાળિદાસ વકીલ, દા૦ હરિપ્રસાદ વગેરે મિત્રો અમદાવાદ છેક જ છોડી શકતા નહિ. તેથી પાસે આવેલા મહેમદાવાદ તાલુકામાં ઘણુંખરું ઘોડા-ગાડીમાં ગામડે પ્રચાર કરવા જતા. વામનરાવ મુકાદમ, કલ્યાણજી મહેતા વગેરે બીજા જિલ્લાના કાર્યકરો થોડા થોડા વખત આવતા. તેમને જરૂર પ્રમાણે કોઈ વિભાગની કામગીરી સોંપાતી.

આ લડત શરૂ થઈ તેવી જ તેને દાબી દેવાને સરકારે તલવાર ખખડાવી. કપડવંજ તાલુકાના એક સ્વયંસેવક ભૂલાભાઈ રૂપજી પર મામલતદારે 'વસૂલાતના કામમાં લોકોને ખોટું સમજાવી ઉશ્કેરણી કરવા બદલ' હાજર થવા નોટિસ બજાવી. થોડા જ દિવસમાં વલ્લભભાઈની સાથે જઈ તેમણે મામલતદારને રોકડું પરખાવ્યું: 'હું લોકોને તદ્દન વાજબી અને સાચી સલાહ આપું છું...પાક ચાર આનીથી ઓછો થયો છે અને તેથી સરકારના નિયમને આધારે લોકો જમીન મહેસૂલ નહિ ભરવાને હકદાર છે.' આ જવાબ મળતાં મામલતદાર ટાઢા પડી ગયા.

મને સમગ્ર માતર તાલુકાનું કાર્ય સોંપવામાં આવ્યું. તે વિભાગમાં કોઈ રેલવેનું સ્ટેશન નહિ ને વાહનની કોઈ સગવડ નહોતી. તેથી માત-

રમાં જ વાસો કરીને તેના ત્રણે વિભાગમાં[1] મેં સપાટાબંધ ફરવા માંડ્યું. માતર ગામમાં મને કોઈ નો સાથ નહોતો. તેથી દેવશંકર ત્રિવેદી નામના કાર્યકરને મારી મદદમાં રોકીને અમે માતર ઘર રાખ્યું અને તેમાં રોજ હાથે રાંધીને જમીપરવારીને જુદીજુદી દિશામાં ફરવા માંડ્યું. બનતાં સુધી અમે રાતે માતર આવતા અને જરૂર પડે ત્યારે કોઈ ગામે રાત રહી જતા. ધીમેધીમે માતરના કેટલાક શાહુકારો સાથે પરિચય થયો. પણ તાલુકાના નાના મથકમાં 'રાવસાહેબ' મામલતદાર ને તેમના અધિકારીઓ, તેમની કચેરી, ફોજદાર અને તેમની 'કાળી ડગલી'– બધા ચિક્કાર ભરાયેલા. તે અધિકારીઓનો જ અમારે રોજબરોજ સામનો કરવાનો ને તે જ અમારા 'પરાક્રમ'ની વાતો ગામના મહાજન આગળ કરતા. આ સંજોગોમાં મારા ઘરની નજીક રહેતા દૂધની દુકાનવાળા એક સોમાલાલ સુખડિયા અમારી સાથે ઘરોબો રાખતા ને બીજા બધા ઊજળા ગૃહસ્થો હાથતાળી આપીને દૂર રહેતા.

અમે બધા સ્થાનિક પ્રવૃત્તિના સમાચાર નડિયાદની છાવણી પર મોકલતા. અને ત્યાંથી લડતના પૂરા સમાચાર મુંબઈના દૈનિક ગુજરાતી પત્ર 'હિન્દુસ્તાન' પર મોકલાતા. તેથી તે છાપું અને લડતની પત્રિકાઓ અમને રોજ નડિયાદથી મળતાં એટલે અમે જિલ્લાની સમગ્ર લડતના દૈનિક સંપર્કમાં રહેતા. આ સાધનોથી માતરમાં કામ શરૂ થતાંમાં જ જણાયું કે સામાન્ય રીતે લડત શરૂ થયા પછી સરકારી અમલદારો બધાય તાલુકામાં ખેડૂતોની બાકી વસૂલ કરવાને ચોથાઈની નોટિસો અને જપ્તીઓની ઝડીઓ વરસાવી રહ્યા હતા. વળી નડિયાદ તાલુકાના વડથલ ગામના આગેવાન ખેડૂતોની જમીનો ખાલસા કરવાની નોટિસો કાઢવામાં આવી. દરેકનો સરકારધારો સો રૂપિયાથી વધારે નહોતો ત્યારે ખેતરો

---

૧. તે વખતે ખેડાથી ત્રણ માઈલ પગે ચાલીને માતર જવાતું. તેના ત્રણ વિભાગ પૈકી (૧) નવાગામ નાયકા વગેરે વિભાગમાં સારી ડાંગર પાકતી (૨) લીંબાશીનો ભાલ વિભાગ ઘઉંના પાક માટે મશહૂર હતો અને (૩) અલીંદ્રાના ચરોતર વિભાગમાં બધાં તુલ ને તમાકુ પાકતાં.

બહુ જ કીમતી હતાં. આ વિષે ખબર પડતાં જ ગાંધીજી બોલી ઊઠચા : 'પચાસ કે પોણોસોની વિઘોટી ખાતર જ્યારે સરકાર દશદશ હજારની જમીનો ખાલસા કરશે ત્યારે તો હું ખેડા જિલ્લામાં બહારવટું લઈશ.'

માતર તાલુકામાં પહેલાં લીંબાશી વિભાગમાં અમે અનેક ગામે ફરીને સત્યાગ્રહની લડત જમાવવા માંડી એટલે સરકારે પણ સખતાઈથી સામાં પગલાં ભરવા માંડ્યાં. શેખુપુરના તલાટીએ અને સાગલાના મુખીએ અમારા તરફ સહાનુભૂતિ દાખવી તેથી તેમને માર્ચની ૨૯મીએ સરકારે રુખસદ આપી.

શેખુપુરના આ તલાટી છગનલાલે તેના તાબાનાં ત્રણ ગામનો પાક ૭ આનીથી ઓછો આકારેલો. મામલતદારે તેમને ધમકાવીને તે ૭ આનીથી ઉપર મૂકવાની ફરજ પાડેલી. આ હકીકત તેમણે હિંદ સેવક સમાજના સભાસદોને અને અમારા જેવા સ્વયંસેવકોને કરી દીધી. તે વાતની મામલતદારને ખબર પડતાં તે ધૂંવાંપૂંવાં થઈ ગયા. જાતે કહેલી વાતનો ઇન્કાર કરવા તેમને ખૂબ સમજાવ્યા. છતાં તે છેવટ સુધી સત્યને વળગી રહ્યા, તેથી તેમને રજા મળી. તે જ પ્રમાણે સાયલાના મુખીએ પોતે લડતના પ્રતિજ્ઞાપત્ર પર સહી કરી એટલું જ નહિ પણ બીજા ખેડૂતોને સમજાવીને તેમની સહીઓ લેવામાં મદદ કરી. તેમને મામલતદારે ધમકાવ્યા છતાં તે અડગ રહ્યા એટલે તેમનો મુખીનો હોદ્દો ખૂંચવી લેવામાં આવ્યો. અમલદારોએ બીજા ખેડૂતોને પણ ધમકાવવામાં બાકી રાખી નહિ. જપ્તીઓ, હરાજી અને ખાલસાના હુકમોની બીક બતાવવા ઉપરાંત કેટલાકને અંગૂઠા પકડાવી તડકામાં ઊભા રાખવામાં આવ્યા. અમલદારોના આવા અત્યાચારોની સામે લોકોને ટકાવી રાખવાને અમે ચોપાસ ઘૂમી રહ્યા. અને ગામમાં વર્તેલા જુલમ વિષે ખેડૂતોની સહીવાળી જુબાનીઓ લઈને નડિયાદ ખાતે તે મોકલતા ગયા.

આવાં ગામઠી દમનના મને અહીં પહેલા જ અનુભવ થયા. તેથી હું ક્વચિત લાલપીળો થઈ જતો. ગામના મુખીને મળવાને ચોરામાં

જવાની મને ટેવ પડેલી—ત્યાં જ ઘણા ખેડૂતોની પ્રતિજ્ઞા પર સહીઓ લેતો. તેથી કોઈ સરકારી અધિકારી કોઈ ચોરામાં આવેલા ત્યારે હું અંદર દાખલ થયો. મને જોતાં જ તે મારી સામે ઊકળી ઊઠયા. મેં સામું સંભળાવી દીધું કે ચોરો તો સાર્વજનિક સ્થળ છે અને સર્વને માટે તે ખુલ્લો જ રહેવો જોઈએ!

શેખુપુરના તલાટી અને સાયલાના મુખી પર સરકારની તડી પડી તે જ દિવસે લીંબાશીના ખેડૂતો પર તો જાણે વીજળી પડી! હજારોની વસ્તીવાળા એ સદ્ધર ગામના ઘણાખરા ખેડૂતો, બાબરભાઈ, ઈશ્વરભાઈ અને વલ્લભભાઈની આગેવાની નીચે પહેલે જ તડાકે લડતમાં જોડાયા હતા. તેથી સારાયે ગામને નમાવવાને સરકારે આબાદ પેંતરો કર્યો. ગામના રિવાજ મુજબ બધાય ખેડૂતોનો સેંકડો મણ ઘઉંનો કુલ પાક ગામના તળાવના કોરાટ ખળાવાડમાં નાખેલો હતો. સરકારે એક કારમો ખરીતો ચોરા ને તળાવ પર ચોડીને, ગામ સમસ્તના ઘઉં જપ્ત કરવાનો હુકમ કર્યો અને તળાવના વિશાળ ચોગાન પર પોલીસની ચોકી બેસાડી.

આ નવો નુસખો જોઈને સર્વ ખેડૂતો આભા જ બની ગયા. છતાં સર્વ પ્રતિજ્ઞામાં પૂરા મક્કમ રહ્યા. મેં નડિયાદ આ બનાવની ખબર આપીને ખેડૂતોને હિંમત આપવા ગાંધીજીને ત્યાં પધારવા વિનંતી કરી!

તેવામાં ગાંધીજી હિંદી સાહિત્ય સંમેલનનું પ્રમુખપદ લેવા ઈંદોર ગયા હતા ત્યાંથી એપ્રિલની પહેલીએ[1] આવીને કપડવંજ તાલુકાના કઠાણા

---

૧. દરમ્યાનમાં માર્ચની આખરે મુંબઈથી હોમરૂલ લીગના આગેવાનો જમનાદાસ દ્વારકાદાસ અને રતનશી ધરમશી નડિયાદ આવીને તોરણા વગેરે ગામે જઈ લડતનો રંગ જોઈ આવ્યા. ૩૦મી તારીખે નડિયાદમાં વલ્લભભાઈના પ્રમુખપણા નીચે ખેડૂતોની વિરાટ સભા ભરાઈ તેમાં તે ભાઈઓએ જુસ્સાદાર ભાષણો કર્યાં અને મુંબઈની પ્રજાની વતી લડતને ટેકો આપતાં કહ્યું: ‘આ લડત તમે ઉપાડી છે તે છેવટ સુધી ચલાવશો તો જિલ્લા કે દેશ ઉપર જ નહિ પણ આખી દુનિયા પર ઉપકાર થશે.’ વલ્લભભાઈએ કહ્યું: ‘જે વીર પુરુષે આ લડત ઉપાડી છે તે નામર્દને મર્દ બનાવે એવા છે. ખેડા જિલ્લો હિંદમાં વીર પુરુષોની ભૂમિ છે.’

ગામે ગયેલા. ત્યાં ત્રીસ આગેવાન ખેડૂતો ઉપર ચોથાઈ દંડની નોટિસો કાઢીને તરત જપ્તીઓ કરી ઢોર, વાસણ, દાગીના વગેરે મામલતદારે કબજે કરેલાં. તેમને લડતનો મર્મ સમજાવીને બીજે જ દિવસે, લીંબાશી-ના તળાવની પાળે ત્રણ હજાર ખેડૂતોની મેદની સમક્ષ ગાંધીજી હાજર થયા. તેમણે પહેલું જાણી લીધું કે આશરે ૨૦૦ ખેડૂતોએ પૂરી મહેસૂલ ભરી નથી. પછી તેમણે ખેડૂતોને સત્યાગ્રહનો સંદેશ આપતાં કહ્યું :

'આમાં માત્ર મહેસૂલનો જ સવાલ નથી. સરકારનો કક્કો સદા સાચો થાય અને રૈયતનો કક્કો હંમેશાં જૂઠો થાય એ જોઈ મને દુઃખ થાય છે. આ ગુલામીદશા છે. હવે આપણે તે નથી ભોગવવી…આપણે ગુલામ નથી, પણ સ્વતંત્ર છીએ…લીંબાશીના ખેડુતો પોતાના સત્યની ખાતર ખુવાર થાય તો એમ કહેવાય કે નળરાજાની વાત સાચી. લીંબાશીમાં આજે સેંકડો નળરાજા છે એમ કહેવાય. ખળા પર જપ્તી મૂકી તે ભલે મૂકી. જમીનો ભલે ખાલસા થાય…

'જ્યાં તલાટી, મુખી અને રાવણિયાનો ત્રાસ છે ત્યાં મામલત-દારનું તો પૂછવું જ શું? અને કલેકટર સામે તો જોવાય જ કેમ? તમારામાં આ ખોટો ભ્રમ પેસી ગયો છે. અમલદારોથી ડરવું એવું કાયદામાં ક્યાંય નથી. આપણે ડરીએ નહિ તો કાયદો પણ દંડે નહિ…

'સરકારની સામે ઝૂઝવાનો આ નવેનવો પ્રસંગ છે. આ સત્યની લડત છે. ભાઈ ઇન્દુલાલ અને ભાઈ હરિપ્રસાદ[1] આ તાલુકામાં રહેશે. તેમને તમારાં દુઃખની ખબર આપશો…દરરોજ હસ્તપત્રિકા કાઢીશું… ધીમેધીમે આખો હિન્દુસ્તાન જાગૃત થશે. તેનો જશ તમને છે. ખેડા જિલ્લાએ માર્ગ બતાવ્યો તેથી આખા હિન્દુસ્તાનની પ્રજાનું કલ્યાણ થશે.'

પછીથી ગાંધીજીએ આખા ગામનો પાક જપ્ત કરવાના નિર્દય

---

૧. હરિપ્રસાદ મહેતા—જે પછી અમદાવાદની કોંગ્રેસના બુઝર્ગ અગ્રેસર બનતાં 'ચાચા' કહેવાતા, તે અમદાવાદમાં જ રહેતા પણ ત્યાંથી વખતોવખત માતર તાલુકામાં આવીને અમને મદદ કરતા.

હુકમ વિષે કલેક્ટરને લખ્યું અને મળ્યા. છેવટે ૧૦મી તારીખ સુધીમાં મહેસૂલની રકમના બદલામાં ઘઉં કે બીજું અનાજ આપવામાં આવશે, એવી ખેડૂતો વતી તેમણે ખાતરી આપી. આ સમાધાનનો અમલ કરવાને મદદનીશ કલેક્ટર લીંબાશી આવ્યા ત્યારે હું તેમને મળ્યો. તે દિવસે ખેડૂતોની બધી જ બાકી ગામના શાહુકારે ભરી દીધી, અને તે રકમ જેટલા ખેડૂતોના ઘઉં ખળામાંથી તોળી લીધા.

આમ સરકારની રમત જરૂર પાર પડી. પણ સરકારી સાણસામાં ઓચિંતા સપડાયેલા ખેડૂતોએ પ્રતિકારનો જુસ્સો કાયમ રાખીને નામના મેળવી. એવામાં ત્રાજના વફાદાર મુખી છોટાભાઈએ ખેડૂતો પર ત્રાસ ગુજારવા માંડ્યો, ત્યારે તેમનો સખત સામનો થયો. તેવામાં એક સભામાં અમારા વિભાગની લડતનો હેવાલ આપીને મેં કહ્યું: 'હવે ખરી લડત શરૂ થઈ છે અને માતર તાલુકાને તેનું રણક્ષેત્ર બનાવવામાં આવ્યું છે તેથી ખેડા જિલ્લાનું બલકે સમસ્ત ગુજરાતનું ધ્યાન તમારા તરફ ખેંચાશે. ત્રાજ અને લીંબાશીના લોકો જે હિંમત દાખવી સરકારના હુકમોને સાંખી રહ્યા છે તેવી જ હિંમતથી બીજા ગામના લોકો સહન કરી ટકી રહેશો તો સત્યાગ્રહ સફળ થશે.'

માતર તાલુકાની લડત વિષે આ શબ્દો માત્ર આવેશના નહોતા. અમારી લડત લીંબાશીમાં પહેલી જામ્યા પછી અલીંદ્રાના ચરોતરિયા ગામોમાં અને નવાગામના કલમબંદી પ્રદેશમાં ફેલાતી ગઈ. તેથી આખા જિલ્લામાં આ તાલુકાનું મહેસૂલ વધારેમાં વધારે અટકી ગઈ. આવા જલદ વિરોધને પહોંચી વળવા સરકારે ત્રણ વિભાગમાં ત્રણ ખાસ મામલતદારોની નિમણૂક કરી અને ત્રણે એકી સાથે પોતપોતાનાં ગામોમાં ઘોડા અને ગાડીઓ દોડાવવા લાગ્યા.

આવી સ્થિતિમાં તાલુકાની ઊજળી લડત આગળ ધપાવવાને જે ખર્ચાળ સાધન જોઈએ તે અમને મળે એમ નહોતું. પણ એક ખેડૂતે મને ગામઠી ઘોડું આપ્યું અને થોડેક સુધી તેને દોરીને મને બીજે

ગામ જવા વિદાય કર્યો. હું પહેલાં કદી ઘોડા પર બેઠેલો નહિ તેથી ઘોડાને હું ડફણું મારીને સીધે રસ્તે ચલાવવા જાઉં ત્યારે મારી સામે જ સત્યાગ્રહ કરીને તે આડું જ ચાલે. પછી મારી ઘણીયે ખેંચતાણ છતાં મને એકબે વખત તો તે કાંટાળા થોરની વાડ નજીક લઈ ગયું ત્યારે હું ગભરાઈને નીચે ઊતરી ગયો. આમ ચડઊતર કરતો હું જેમતેમ નજીકના ગામે પહોંચી ગયો.

મારા વીતકની કહાણી સાંભળતાં સાથીઓને ઘણી રમૂજ પડી. લીંબાશી વગેરે ગામના બે શૂરા સાથીઓ હવે અમલદારોની સાથે શરતમાં ઘોડા દોડાવીને અને તેમની અગાઉ ધારેલે ગામે પહોંચીને તેમને ટક્કર ખવડાવતા. લીંબાશીના સમાધાન પછી એક વાર ખાંધલી વિભાગમાં અમલદારો સાથે અમારી પહેલી ચકમક ઝરી ત્યારે, એક નવા નિમાયેલા મામલતદાર માતરથી ઊંઢેલા અને હેરંજ થઈ ખાંધલી જવાના છે એવી ખબર મળતાં અમારા એક ભાઈ ઘોડા ઉપર તેમની પાછળ નીકળી પડ્યા. બંને હેરંજના ચોરામાં ભેગા થઈ ગયા. બંનેએ લોકોને પોતપોતાની દૃષ્ટિથી સમજૂતી આપી તેથી મામલતદારને વસૂલાતમાં એક પાઈ પણ ન મળી. ત્યાંના લોકોની દૃઢતાની ખાતરી થતાં સ્વયંસેવક મલાતજ થઈ તરત ખાંધલી પહોંચ્યો. તેથી મામલતદાર ખાંધલી પહોંચ્યા ત્યારે વસૂલાતમાં ફરી મીંડુ વળ્યું. બીજે દિવસે ગામમાં આમથી તેમ આંટા માર્યા, પણ શું વળે ?

તે જ વખતે નવાગામના ગાળામાં નવા નિમાયેલા મામલતદારનો મુકાબલો કરવાને મેં તે તરફ સભાઓ ભરી ખેડૂતોને સતેજ કરવા માંડ્યા. તેમનો ડાંગરનો જેવોતેવો પાક તો ઘરભેગો થઈ ગયો હતો અને ખેતરમાં કંઈ મળે એમ નહોતું. તેથી અહીં સરકારી કામ વધારેમાં વધારે મુશ્કેલ હતું. વળી કલમબંદી[1] ગામો જમાનાઓથી તેમના

---

1. નવાગામ નાયકા વગેરે ૧૧ ગામના ડાંગરના પાકને ખારી નદીની નહેરનું પાણી આપવાના લેખિત કરારો અંગ્રેજ સરકારે કરેલા. તે પરથી તે ગામને કલમબંદી ગામ કહેવાય છે.

પાણીના હક માટે લડતાં સંગઠિત થયેલાં હોવાથી તેમનો સંપ પણ અદ્ભુત હતો. વળી ઢીમાભાઈ પટેલ જેવા લડાયક નવજુવાનનો સાથ મળતાં મેં તેમની સાથે ગામેગામ ઘૂમીને સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્ર પર સેંકડો ખેડુતોની સહીઓ મેળવી. તેમનું લડાયક માનસ ખીલવીને અમે અધિકારીઓના હાથ હેઠા પાડ્યા.

ત્યાંસુધીમાં જ સરકારી જપ્તીનો પ્રતિકાર કરવાને ખેડૂતોએ જાતજાતનાં પગલાં ભરવાં માંડ્યાં હતાં. ગાંધીજીએ ઘડેલી પ્રતિજ્ઞામાં મહેસૂલની બાકી 'વસૂલ કરવા સરકારને જે કાયદેસર પગલાં ભરવાં હશે તે ભરવા દઈશું અને તેથી થતાં બધાં દુઃખ સહન કરીશું'—એમ લખ્યું હતું. પણ જ્યારે બાકી વસૂલ કરવાને સરકારે ચોથાઈની નોટિસોનો વરસાદ ગામેગામ વરસાવીને ખેડૂતોની માલમિલકત, ઘરવખરી અને કિંમતી ભેંસો જપ્ત કરવા માંડી ત્યારે ખેડૂતોએ સીધો સામનો કરવા માંડ્યો. કોઈ ઠેકાણે તો અણમોલ દૂધાળાં ઢોર, રાવણિયા કે બીજા નોકરો ડબ્બામાં પૂરતા હોય ત્યારે ઉશ્કેરાયેલા ખેડુતો અને તેમની સ્ત્રીઓ તેમના પર છાપો મારીને તેને છોડાવી લાવતાં. આવાં તોફાનની ખબર ગાંધીજીને પડતાં તેમણે તેની સખત મનાઈ ફરમાવી અને સરકારે ફોજદારી કેસ કર્યા.

બીજા ખેડૂતોએ નવી યુક્તિ અજમાવવા માંડી. જપ્તી અમલદારના આવવાની ખબર ગામલોકોને પડતી કે તરત ઘર પર સાંકળ ચડાવીને કે તાળું મારીને, સર્વે સ્ત્રી—પુરુષ—બાળકો ઘરબહાર નીકળી જતાં અને બધી ભેંસો ખીલેથી છોડીને બહાર હાંકી કાઢતા. પછી અમલદાર ગામમાં ફરતાં કઈ કોની ભેંસ તે જાણી શકતા નહિ, અને ઘર ઉઘાડીને જપ્તી કરવાને જરૂરી પંચનાં માણસો મળતાં નહિ. છતાં ભૂલેચૂકે કંઈ ચીજ કે ઢોર જપ્તીમાં પકડાઈ જાય તો તેની હરાજીમાં કોઈ ખરીદ કરતું નહિ. કોઈ નજીવી કિંમતે લઈને તે પાછી તેના માલિકને સોંપતા. આવી લડાયક નીતિ અખત્યાર કરવા વલ્લભભાઈ ખાનગીમાં સર્વને પૂરું ઉત્તેજન આપતા અને કોઈ ગાંધીજીની પ્રતિજ્ઞાના શબ્દો સામે ધરતા

તો તેમને ખડખડાટ હસીને કે કટાક્ષનાં વેણ સંભળાવીને મૂંગા કરતા.

નવાગામના નર્યા ડાંગરિયા પાદર પ્રદેશમાં અને તેના સંપીલા ગામલોકોમાં આવી લડત ખીલવવાની અણમોલ તક મને સાંપડી. તેનો પહેલો જલદ પ્રયોગ મેં નાયકામાં કર્યો. હું ત્યાં પહોંચ્યો ત્યારે ગામની વચ્ચે બાંધેલી લોકલબોર્ડની ધર્મશાળામાં એક અધિકારી હંમેશ મુજબ ઊતરેલા. તરત મેં તેમને લેખિત નોટિસ આપી કે એ સાર્વજનિક ધર્મશાળા વટેમાર્ગુઓ માટે બાંધેલી હોવાથી તેમણે તે તરત ખાલી કરવી—નહિ તો અમે અંદર આવીશું. મારી ન્યાયી માગણી અને કડક ભાષા પારખીને તેમણે તે જગ્યા થોડા કલાકમાં ખાલી કરી. મારા સાથીઓ અને બીજા ખેડૂતો સાથે ધર્મશાળામાં દાખલ થઈને મેં વિજયોત્સવ માણ્યો અને ગામ લોકો પર ઊંડી છાપ પાડી. પછી અમલદાર જપ્તીઓ કરવાને નીકળે છે એમ જાણતાં અમે એક મોટું નગારું રસ્તા વચ્ચોવચ મૂકીને ટીપવા માંડ્યું. સર્વને ઢોર છોડી મૂકવા અને ઘેરે ઘેરે સાંકળ ચડાવી બહાર નીકળી જવા મેં ફરમાવ્યું. આથી અધિકારી ઘણાય લાલપીળા થઈને તડૂકવા લાગ્યા. પણ શું કરે? કોઈ ઘરમાં તે ઘૂસવા ગયા ત્યારે પંચને બોલાવી જપ્તી કરવાનો કાયદો મેં બતાવ્યો અને તેમના થોડા પક્ષકારોને ખેરવી નાખ્યા. છેવટે છેક હતાશ થઈને તેમને ભાંગેલા સરકારી ચોરામાં જ ભરાઈ જવું પડ્યું.

આ અખતરો સફળ થયા પછી નવાગામ જઈને આ યુદ્ધનીતિ પરિપૂર્ણ કરી અને તેનો અણિશુદ્ધ અમલ આદર્યો. ગામના આગેવાનો સાથે પૂરી ચર્ચા કરીને મેં પાદરે આવેલી ધર્મશાળામાં સર્વને નવી યોજના સમજાવી. હું, હીમાભાઈ કે કોઈ સ્વયંસેવક ધર્મશાળામાં રાતદિન વાસો કરતા; કોઈ પણ માર્ગે અમલદારની જપ્તીસેના આવતી દેખાતી કે તરત ધર્મશાળાનું નગારું અમે ધણુંવણાટ પીટતા. તે સાંભળતાં જ સર્વ ઘરકામ સંકેલી, ઘર પર સાંકળ ચડાવી સ્ત્રી-બાળક સહિત બહાર નીકળી જતા અને ખીલેથી ઢોર છોડી મૂકતા. કોઈનું ઢોર ઓળખવામાં કે જપ્તી કરવામાં કોઈ મદદ મળતી નહિ. તેથી અમલદાર બીજે ગામ

જતા જણાતા તો તેનો પીછો પકડીને અમે તેની પહેલાં ત્યાં પહોંચી જતા અને એ જ રીતે હંફાવતા.

થોડા દિવસમાં એક અમલદારે નવાગામના સંગઠનથી હારીને નાથકા તરફ જતાં ઓચિંતી ચલીંદ્રા તરફ ગાડી હંકારી. સદ્ભાગ્યે હીમાભાઈએ પણ એક ડમણિયાને દૂબળો પાતળો ઘોડો[1] જોડીને લડતનું વાહન તયાર કર્યું. અમારી અને અમલદારની ગાડી વચ્ચે સખત હરીફાઈ જામી. થોડીવારમાં જ અમે તેને વટાવીને આગળ ચલીંદ્રામાં પહોંચી ગયા અને ત્યાં ઢોલ ગજાવીને તેમને ભગાડી મૂક્યા.

અમારાં આવાં રોજિંદાં પરાક્રમોથી ચોપાસનાં ગામોમાં ખૂબ ઉત્સાહ પ્રકટ્યો અને મહેસૂલની વસૂલાત છેક જ બંધ પડી ગઈ. આ બધી ખબર કલેકટરે ગાંધીજીને પહોંચાડી. તેથી કપડવંજ તાલુકાના તોરણા[2] ગામ પર થયેલા અમલદારી હલ્લાને હઠાવીને ગાંધીજી એપ્રિલની સાતમીએ નવાગામ આવી પહોંચ્યા. તેમની સભામાં હાજરી આપવા ગામેગામથી ખેડૂતોનાં ટોળાં ઊભરાયાં. આ પ્રેમ અને શૌર્યનું આંદોલન જોવા ગાંધીજી સાથે કસ્તૂરબા, અનસૂયાબહેન, વલ્લભભાઈ, શંકરલાલ અને મહાદેવભાઈ નડિયાદથી જોડાયાં હતાં.

ગાંધીજીએ ભાષણ આપતાં કહ્યું : ' જેટલો ટકાવ નવાગામ અને દશક્રોશીનાં ગામો કરી રહ્યાં છે તેવો જ સામનો તોરણાના ખેડૂતો કરી રહ્યા છે...પ્રજામતને માન આપી સરકાર આપણા હક્ક સ્વીકારે તેને માટેની આ લડત છે...આપણા તરફથી અમલદારોને થતી પજવણી...

---

૧. આ બધાંયે ગામોમાં હોમરૂલ લીગના આગલા પ્રચારથી જ સારી જાગૃતિ આવેલી. તેથી આ ઘોડાને ' હોમરૂલ હોર્સ ' કહેવામાં આવતો. અમારી ગાડી પણ ' હોમરૂલ ગાડી 'ના નામથી ઓળખાતી.

૨. તોરણામાં તે વખતે મોહનલાલ પંડ્યાએ પલાંઠી મારેલી ને સરસ લડત જમેલી. તેથી તોરણાનો ' ગઢ ' કિલ્લો કહેવાતો. ત્યાં જપ્તીનો હલ્લો થવાની ખબર સાંભળીને તેમણે ગાંધીજીને તેડાવ્યા ત્યારે તેમણે લોકોને ધીરજ આપી મક્કમ બનાવ્યા.

આપણને ન શોભે...ભાટચારણો તમારા પુરુષાર્થની ગાથાઓ ગાશે. તમે લીધેલી પ્રતિજ્ઞા પાળવા વીરની માફક ઝૂઝશો. એમાં જ હિન્દ સ્વરાજ્યની ચાવી રહેલી છે.'

ઉપરનાં વાક્યોમાં અમારી નીતિરીતિની કંઈક ગર્ભિત ટીકા હશે. પણ અમને ગાંધીજીએ ખાસ કંઈ કહ્યું નહિ. વલ્લભભાઈએ બધું પૂછી જાણીને પસંદ કર્યું. તેથી અમે તો અમારી લડતનો રથ ધમધોકાર આગળ ધપાવી મૂક્યો.

ત્યાં સુધીમાં વસૂલાત માટે જમીન ખાલસા કરવાની થોડીઘણી નોટિસો ધમકી તરીકે અનેક તાલુકાઓમાં અપાતી. પણ તે નિષ્ફળ જતાં જપ્તીથી જ બાકી વસૂલ કરવાના હુકમો થતા. પણ એપ્રિલ માસની અધવચમાં બાકીનો મોટો આંકડો જોઈને સરકારે છેવટનાં પગલાં ભરવાનો નિશ્ચય કર્યો. તે માટે નડિયાદની કચેરીમાં કમિશનર પ્રેટની સભા ૧૨મી તારીખે યોજાઈ. તેમાં સ્વયંસેવકોને ને ખેડૂતોને હાજર રહેવાની અને પછી ગાંધીજીનો વળતો જવાબ સાંભળવાની અમને સૂચના મળી. તેથી અનેક સાથીઓની સાથે હું પણ નડિયાદ ગયો અને ત્યાં જિલ્લાભરમાં જંગ જગાવતા મિત્રોને મળીને હરખાયો.

સરકારી સભામાં પ્રેટે કહ્યું : 'મારા શબ્દો સાચા છે એટલું જ નહિ. પણ છેવટના હુકમરૂપ છે...હું કહું છું કે (કર ન ભરનારની) જમીનો ખાલસા થશે...તમે જોશો કે મારા શબ્દો હું સાચા કરી બતાવીશ.' તેનો જવાબ આપતાં ગાંધીજીએ જિલ્લાભરના ખેડૂતો સમક્ષ કહ્યું કે 'સરકાર જમીન ભલે લે પણ પચાવી શકવાની નથી અને તમે જમીન ખોઈને તમારા આત્માનું બલિદાન આપશો તો તમારી નામના ખેડા જિલ્લામાં જ નહિ પણ હિન્દુસ્તાનમાં થશે...દુઃખ વેઠીને પ્રતિજ્ઞા પાળશો તો જય છે—જય છે.'

ગાંધીજીનાં વચનથી અમે ખૂબ પ્રોત્સાહિત થયા. પણ તેથી સરકારનો કારમો પંજો રોકાયો નહિ. ૧૭મી તારીખે જ માતર તાલુકાના

અડકડ રહેલાં હેરંજ, ખાંધલી અને અશામલી ગામોના મુખીઓને સરકાર વિરોધી ચળવળ ચલાવવા માટે જવાબદાર ગણીને નોકરીમાંથી દૂર કરવાની સરકારી નોટિસ મળી. આથી આ મુખીઓનું રૂંવાડું તો ફરક્યું નહિ. પણ તે જ દિવસે નાયકા અને નવાગામના આગેવાન ખેડૂતોની જમીનો ખાલસા કરવાની નોટિસો અપાઈ તેથી વ્યગ્ર થઈને તે ખેડૂતો તરત નડિયાદ દોડ્યા.

છાવણીનાં પગથિયાં નજીક તેઓ પહોંચ્યા, તે જ વખતે ગાંધીજી પણ બહારથી આવી ગયા. તેમને મળેલી નોટિસો વાંચીને ગાંધીજી ઘડીક વિચારમાં પડી ગયા. પછી તરત જ તેમણે ચિંતાતુર ખેડૂતોને પ્રેરક વચન કહ્યાં : 'તમને આ નોટિસ આપીને સરકારે તમારી બહાદુરીને પિછાની છે; સરકાર તમારી જમીન છીનવી લેવાની ધમકી આપે છે; ભલે તે આજે લે પણ તે સરકાર પાસે રહેવાની નથી. તમારા સિવાય કોઈ તે ખેડવાના નથી; એ જમીન તમને જ પૂછતી આવશે એવી સોએ સો ટકા ખાતરી રાખશો.'

નાયકાના ૨૫ ખાતેદારોએ ૩૫૦ એકર જમીન સામી છાતીએ ખાલસા થવા દીધી. તે નિમિત્તે તેમને લેખિત સંદેશો આપતાં ગાંધીજીએ જણાવ્યું: 'આ લડતના વીર થવા માટે હું તમને ધન્યવાદ આપું છું. મારી સંપૂર્ણ ખાતરી છે કે ખાલસા કરવાની નોટિસોની કશી અસર થવાની નથી.'

આવા બોલ સાંભળતાં અને વાંચતા ગાંધીજીનું ત્રીજું લોચન સરકારની સામે ખૂલતું લાગ્યું. આવો હડહડતો અન્યાય જોઈને તેમનું દિલ હાડોહાડ સળગી ગયું. તેમની વાણીમાં મરણિયો નિશ્ચય દેખાયો અને આખા દેશની ગુલામીનાં બંધન તોડવાની ભીષ્મપ્રતિજ્ઞા સંભળાઈ.

પછી ગાંધીજી આણંદ અને બોરસદ તાલુકાને સત્યાગ્રહનો મર્મ સમજાવવા ફર્યા. સુણાવમાં પરદેશી બેન્ડના સૂર સાંભળી ગાંધીજીએ કહ્યું : 'બેન્ડ અને ઝાંઝ-પખાજમાં જે ભેદ રહેલો છે તે હાલનાં અને પ્રાચીન જીવનમાં રહેલો છે...પંચ કહે તે પરમેશ્વર : પ્રજામત સર્વોપરી છે...એમ

આપણે કબૂલ કરાવીએ, ત્યારે આપણો વિજય...આપણે તો આત્મબળથી જીતવાનું છે. જે મોતને હંમેશાં મૂઠીમાં લઈ ફરે છે તે ખરો વીરલો છે. એ ખરેખરું ક્ષત્રિયપણું છે.'

વલ્લભભાઈએ અકલાચા, સીંહૂજ, રીંછોલ, વડથલ વગેરે ચાર ગામોના પાટીદારોના પંચને ભેગું કરી જમીનમહેસૂલ નહિ ભરવાના ઠરાવો પસાર કરાવ્યા. વામનરાવ મુકાદમ અને ડા૦ હરિપ્રસાદ દેસાઈ કપડવંજ તાલુકાના કઠલાલ, તોરણા વગેરે ગામે જઈને વેઠવારાનું જડમૂળ કાઢતા ગયા. આ સભાઓમાં મુકાદમ પોતાનું ગીત ગાઈને ખેડૂતોમાં ઉત્સાહ પ્રેરતા :

'ખેડા તણા ખેડૂત વીરા, વચન આપ્યું પાળજો,
ખોળે તમારે આબરૂ છે, હિન્દની સંભાળજો,
લીધી પ્રતિજ્ઞા ગાંધીજી, નેતા ગણી પૂરઆશથી.
મારે ભલે, કાપે ભલે, ડામે ભલે, તો સાંખજો,
પણ ઝોળીમાં અધિકારીની, મહેસૂલ તમે ના આપજો.'

આ લડતને ચલાવતાં મુકાદમની જેમ મોહનલાલ પંડ્યા અને બીજા કાર્યકરો કુંભાર, ચમાર વગેરે કોમને માથે જમાનાથી લાદેલી સરકારી વેઠ બંધ કરવાને પ્રચાર કરતા. તેમના દાખલાથી ઉત્તેજિત થઈને હું પણ માતર તાલુકામાં પાછો આવ્યો, ત્યારે ચોરામાં બેસી ખેડૂતોની દુશ્મની કરનાર અમલદારોની વેઠ અટકાવવાને સર્વ ખેડુત–મજૂરોને ખાસ આગ્રહ કરતો.

એપ્રિલની ૨૨મીએ તારીખે ગાંધીજીને દિલ્હીની યુદ્ધપરિષદમાં જવાનું આમંત્રણ મળ્યું. ત્યાં જતાં ૨૩મીએ મુંબઈની જાહેર સભામાં તેમણે ખેડાની લડતનું રહસ્ય સમજાવતાં કહ્યું : 'આ લડત રાજપ્રકરણી નથી...આ લડતનું મૂળ હોમરૂલરો પણ નથી, તેમ બેરિસ્ટરો કે વકીલો પણ નથી. એ લડત ઉપાડનારા હળ ચલાવનારા ખેડૂતો જ છે.' તે

સભામાં ટિળક, જયકર વગેરે અગ્રેસરોએ ખેડાની લડતને પૂરું પીઠબળ આપ્યું. તે જ વખતે ગાંધીજીએ કમિશનર પ્રેટને યુદ્ધપરિષદને ટાંકણે સમાધાનનું કહેણ મોકલ્યું તે નિષ્ફળ ગયું.

૨૭મીએ ગાંધીજી સરકારી યુદ્ધપરિષદમાં હાજરી આપવા દિલ્હી પહોંચ્યા. ત્યાં તેમણે, વાઈસિરોયને મળીને મહમદઅલી ને શૌકતઅલીની ચાલુ પરહેજી, ખિલાફત વિષે અંગ્રેજ સરકારની રાજનીતિ, ટિળક જેવા રાષ્ટ્રીય અગ્રેસરોની ઉપેક્ષા—વગેરે વિષે ખાનગીમાં વિરોધ નોંધાવ્યો. આ બધાં કારણુસર ગાંધીજીએ પરિષદમાંથી પાછા હઠી જવાનું પહેલું ધાર્યું. છેવટે વાઈસિરોયની સાથે મસલત કર્યા પછી યુદ્ધના કાર્યમાં મદદ આપવાના ઠરાવને ટેકો આપવાને એ શબ્દ હિન્દીમાં બોલીને તેમણે સંતોષ માન્યો.

દિલ્હીની યુદ્ધપરિષદમાં ગાંધીજીએ વાઈસિરોય સાથે પહેલી જ વાર ખિલાફતના સવાલની ચર્ચા કરી. દિલ્હી જતાં પહેલાં હિન્દના ને દુનિયાના મુસલમાનોના ખલીફ ને તુર્કીના સુલતાન તરફ અંગ્રેજોની રાજનીતિના ચાલુ વલણુ જોઈને ગાંધીજીએ ખલીફનું વર્ચસ્—ખિલાફત કાયમ રાખવાને વિષે આ પરિષદ આગળ પોતાનો મત રજૂ કરવા ધાર્યું હતું. દિલ્હીમાં દીનબંધુ એન્ડ્રુસે, અંગ્રેજોએ ઇટલી સાથે કરેલી ખાનગી સંધિની વાત ગાંધીજીને કરી. તે પરથી ખિલાફતના ભાવિ વિષે ગાંધીજી વધારે ચિંતાતુર બન્યા. આ વિષે વાઈસિરોય સાથે ચર્ચા કરતાં, તેમણે છાપાંના હેવાલ તરફ ધ્યાન ન આપવા અને યુદ્ધના કામમાં પૂરી નેકીથી ઇંગ્લૅંડને મદદ આપવા ગાંધીજીને સૂચવ્યું. આ સૂચના માન્ય રાખીને ગાંધીજીએ યુદ્ધપરિષદમાં સરકારી ઠરાવને એક જ વાક્ય બોલીને ટેકો આપ્યો. પણુ તરત જ તેમણે એક કાગળ લખીને, સરકારી વચનો મુજબ તુર્કીના રાજ્યને અખંડ રાખવા અને મુસ્લિમોના મક્કા—મદીના, જેરૂસલેમ વગેરે પાક પ્રદેશો પર ખલીફની સત્તા કાયમ રાખવા અંગ્રેજ સરકારને ખાસ આગ્રહ કર્યો. આ કાગળમાં ગાંધીજીની ભવિષ્યની ખિલાફતની પ્રવૃત્તિનું બીજ વરતાય છે.

દિલ્હીપરિષદમાં હાજરી આપીને ગાંધીજી મે માસની ૧૨મીએ ખેડા જિલ્લામાં આવ્યા અને પાછા થોડા જ દિવસમાં તે બિહાર ગયા. દરમ્યાન વલ્લભભાઈએ તળપદી ભાષામાં પ્રજાજોગ સંદેશો આપતાં લખ્યું: 'ગામેગામ જપ્તીઓનું કામ પૂરજોશથી ચાલે છે છતાં પ્રજાએ હિંમત છોડી નથી. જપ્તીની મુદત દરમ્યાન ભેંસની કિંમત અડધી થઈ જાય છે. છતાં ધર્મ પાળનાર ખેડૂત ધીરજથી પ્રતિજ્ઞાનું પાલન કરે છે... કેટલીક જગ્યાએ સ્ત્રીઓ પણ આવે પ્રસંગે હિંમત બતાવે છે...[1] આપણે દેશભરમાં કીર્તિ મેળવી છે...આવે પ્રસંગે જરા પણ ચૂક કરીશું તો જીતેલી બાજી હારીશું...માટે મારી સર્વ ભાઈઓને વિનંતી છે કે અકળાયેલા અમલદારો મર્યાદા છોડે અને કંઈ પણ અયોગ્ય કામ કરે તો પણ આપણે તેમની ઉપર ક્રોધ કે દ્વેષ નહિ કરતાં પ્રેમથી વશ કરવા પ્રયત્ન કરવો.'

૨૭મીએ ગાંધીજી પાછા આવ્યા ત્યાં સુધીમાં મારા તાલુકામાં ખાંધલી ગામના સત્યાગ્રહી ખેડૂતોને તોડવાને સરકારે અનેક યુક્તિ રચી. પણ તેમના બધા હલ્લા તેમણે બહાદુરીથી પાછા હઠાવ્યા. તેમને ધન્ય-વાદ અને પીઠબળ આપવા ગાંધીજી વલ્લભભાઈ સાથે તરત ત્યાં આવી પહોંચ્યા. ગાંધીજીએ ગામની સભામાં કહ્યું: 'ખાંધલી બહુ બહાદુર ગામ છે...જ્યારે આપણે મારપીટ ઉપર ચડીએ છીએ ત્યારે રાંક બનીએ છીએ. સત્યાગ્રહની લડતમાં...કેદનું વોરંટ આવે તો સત્યાગ્રહી તેને વધાવી લેશે...ક્રોધ, રોષ અને દ્વેષને દબાવશો તો આ સત્યની લડતમાં યશકીર્તિ મેળવશો.'

આમ મે માસની આખરે લડત પૂરવેગમાં ચાલી રહી હતી. સત્યા-ગ્રહીઓનો આંકડો લગભગ ૩૨૦૦ સુધી પહોંચ્યો હતો. કમિશનર પ્રૅટે જમીનો ખાલસા કરી ખેડૂતોને પાયમાલ કરવાની આપેલી ધમકી,

---

૧ ઉત્તરસંડાની એક ખેડૂત વીરાંગનાએ તો તેના ધણીને કહેલું: 'જો તમે સરકારધારો ભરી આવશો તો ઘરમાં તમને પેસવા નહિ દઉં.'

તે દિવસની સભામાં જ ઓસરી ગયેલી. આખો મહિનો અમલદારોએ જપ્તીઓનો ઝપાટો મારેલો પણ તે બહુ સફળ થયેલા નહિ.

ઠાસરા તાલુકા સિવાય બાકીના છ તાલુકામાં સ્વયંસેવકો બે મહિનાના સખત તાપમાં દડમજલ કરી ગામેગામ ઘૂમી રહ્યા હતા. વલ્લભભાઈના સાથમાં મેં નાયકા અને નવાગામમાં સભાઓ ભરી સત્તાવીસ ગામના બારૈયા (ક્ષત્રિય) કોમના પંચને સત્યાગ્રહની લડતનો મંત્ર સમજાવ્યો. સભાને અંતે પંચસમસ્તે ઠરાવ કર્યો કે કોઈએ દારૂ પીવો નહિ ને મહેસૂલ ભરવી નહિ. તે અરસામાં ફૂલચંદભાઈએ નડિયાદ તાલુકાના વીણા ગામમાં બેતાળીશ ગામના વાળંદોનાં રાવણાનો લાભ લઈને વેઠના જુલમ વિષે કાયદાની સમજૂત આપી. એ ઉપરથી પંચમાં હાજર રહેલા ઘણા માણસોએ વેઠ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી.

વસવાયાંની વેઠ બંધ થતાં, કેટલાક અમલદારો અકળાઈને મારઝૂડ કરતા. દૂઝણી ભેંસો જપ્તીમાં પકડી લેવામાં આવતી. કેટલીક ભેંસો ઉચી જતી. પોતાનાં ઢોર બચાવવાને કોઈ ગામલોકો ઢોલ પીટતા તો કોઈ અમલદારોની નજર ચૂકવી સરકારી ડબ્બામાંથી પોતાનાં ઢોર છોડી લાવતા. અમલદારો આવા બનાવોને ચોરીનું રૂપ આપીને ખેડૂતો પર ફરિયાદો માંડતા.

જપ્તીઓ કરવામાં નિયમનાં ધોરણ નેવે મુકાતાં. બંધ ઘરનાં તાળાં ઉઘાડીને અમલદારો ઘરવખરી કે માલસામાન કાઢી જતા અને રસ્તામાં જતી-આવતી ભેંસો કે બળદને કબજે કરતા.

છેલ્લી યાદગાર લડત મારા કેન્દ્ર બનેલા નવાગામમાં થઇ એ ગામના પટેલ કાશીભાઈ દેસાઈભાઈનાં ખેતરો સરકારે ખાલસા કર્યાં. તેમના જે ખેતરનો નોટિસમાં ઉલ્લેખ નહોતો, તેમાં ડુંગળીનો પાક હતો. તેમાંથી ડુંગળી ઉપાડી લેવાની ગાંધીજીએ સલાહ આપી. તેથી મોહનલાલ પંડ્યાની આગેવાની નીચે ગામના આશરે બસો ખેડૂતો ચોથી

જૂનના રોજ પરોઢમાં તે ખેતરમાંથી ડુંગળી ખોદવા જઈ પહોંચ્યા. તેમના પર ચોરીનો આરોપ મૂકીને સરકારે કેસ કર્યો અને ૮મીના રોજ કલેક્ટરે પંડ્યા અને બીજા પાંચ ખેડૂતોને દસથી વીસ દિવસની સાદી કેદની સજા કરી. ગાંધીજીએ કોર્ટમાં હાજર રહી ‘ડુંગળી ચોર’ પંડ્યાજી વગેરે વીરોને તેમજ નવાગામના લોકોને ધન્યવાદ આપ્યા.

દરમ્યાન લડત અચાનક સંકેલાઈ ગઈ. જૂનની ૩જીના રોજ નડિયાદના મામલતદારે ગાંધીજીને જણાવ્યું કે જો સારી સ્થિતિના ખેડૂતો મહેસૂલ ભરી દે તો ગરીબની મહેસૂલ મુલતવી રાખવામાં આવશે. આ સંદેશાનું તથ્ય ચકાસવાને ગાંધીજીએ કલેક્ટરને પુછાવ્યું તેથી તેમણે એ ધોરણસર રીતસરનો હુકમ બહાર પાડ્યો. છઠ્ઠીના રોજ સરકાર સાથે સમાધાનની ખબર જિલ્લાની પ્રજાને આપવાને એક નિવેદન ગાંધીજી અને વલ્લભભાઈની સહીથી પ્રકટ થયું. તેમાં છેલ્લી હકીકત રજૂ કરીને તેમણે જણાવ્યું: ‘લડતનો અંત તો આવ્યો પણ તે માધુર્યરહિત છે. ઉપરનો હુકમ ઉદાર દૃષ્ટિથી રાજીખુશીથી કાઢવામાં નથી આવ્યો, પણ કલેક્ટરને નાઇલાજે તેમ કરવું પડ્યું છે એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. કલેક્ટર જણાવે છે કે ઉપર પ્રમાણે છૂટ આપવાનો હુકમ તા. ૨૫મી એપ્રિલે મામલતદારો ઉપર મોકલવામાં આવ્યો હતો. તેનો અમલ બરાબર થાય એવા હેતુથી તા. ૨૨મી મેના રોજ બીજી યાદી લખવામાં આવી હતી.’

છતાં નાનામોટા સરકારી અધિકારીઓને રોજ લખનાર ગાંધીજીને પણ સવા મહિના પછી જ તેની ખબર અપાઈ! દેખીતી રીતે અમલદારો છેક જ થાક્યા અને ખેડૂતોનું માનસ કાયમને માટે બંડખોર થવાની તેમને દહેશત લાગી ત્યારે જ ગાંધીજીની અસલી સૂચના મુજબ ઘડાયેલા હુકમ તેમણે રોશન કર્યા! સાથે ખેડૂતો અને કાર્યકરો પણ ઉનાળાના સખત તાપમાં લગભગ ત્રણ માસ સુધી અથડાતાં થાકી ગયા હતા. લડત પૂરી થતાં અમે સર્વેએ વિજયનો આનંદ માણ્યો અને રાહતનો

દમ ખેંચ્યો. હું પણ માતરની છાવણી વિખેરીને પંડયાજીના છુટકારાને દિવસે–જૂનની ૨૭મીએ સવારે ગાંધીજી અને બીજા કાર્યકરો સાથે ખેડામાં હાજર થયો. સર્વ સત્યાગ્રહીઓનું સરઘસ ખેડાથી છેક નવાગામ સુધી અને પછી કઠલાલમાં વાજતે ગાજતે કાઢવામાં આવ્યું. દરેક ઠેકાણે ભારે આનંદોત્સાહથી તેમનું સન્માન કરવામાં આવ્યું, અને ગાંધીજીએ બોધપ્રદ વ્યાખ્યાનો આપ્યાં.

આ લડતની પૂર્ણાહુતિનો સમારંભ નડિયાદમાં ૨૯મીના રોજ ઊજવવામાં આવ્યો. અનાથાશ્રમમાંથી સત્યાગ્રહીઓનું સરઘસ ગામમાં થઈને મોગલના કોટ પાસે ખડાયતાની વાડીમાં પહોંચ્યું અને ગોકળદાસ તલાટીના પ્રમુખપણા નીચે સભામાં ફેરવાઈ ગયું. તેમાં ખેડુતો તરફથી ગાંધીજીને માનપત્ર આપવામાં આવ્યું. તેનો જવાબ વાળતાં તેમણે સર્વનો આભાર માનીને કહ્યું: ‘વલ્લભભાઈની પહેલી મુલાકાત લીધી ત્યારે મને એમ થયેલું કે આ અક્કડ પુરુષ કોણ હશે?...પણ જ્યારે હું તેમના પ્રસંગમાં આવ્યો ત્યારે મને લાગ્યું કે મારે વલ્લભભાઇ તો (ઉપસેનાપતિ તરીકે) જોઈએ જ...વલ્લભભાઈને માન આપવાથી બીજા ભાઈઓને માન મળી જાય છે.’

પછી વલ્લભભાઈએ કહ્યું: ‘હું મારા અને મારા સાથીઓ તરફથી કહેવા ઇચ્છું છું કે ખેડા જિલ્લાની પ્રજાએ પોતે હિંમત અને સહનશક્તિ દાખવી ન હોત તો આ લડતમાં અમે કંઈ પણ કરી શક્યા ન હોત.’

આ સમારંભની ઉજવણી પહેલાં જ મહાયુદ્ધમાં સરકારને સહાય કરવાને ખેડા જિલ્લામાંથી સ્વયંસેવકોની ભરતી કરવાનું નવું કામ ગાંધીજીએ શરૂ કર્યું હતું અને નડિયાદમાં ભેગા થયેલા મુખ્ય સત્યાગ્રહી સાથીઓની સાથે મેં તેમાં ઝુકાવ્યું હતું.

સરકાર સામે બંડ સમેટીને તરત જ અમે બધાએ સરકારના રક્ષણ માટે જાન ફના કરવાની પ્રવૃત્તિ કેમ આદરી તે હવે પછી જોઈશું.

## ૫. પલટાતું માનસ

૧૯૧૮ના આરંભમાં હું અમદાવાદ રહેવા આવ્યો ત્યારે નવા કેન્દ્રમાં સ્થાયી કાર્યાલય જમાવી કેળવણીનું ને રાજકીય કાર્ય ખીલવવાના અને નવજીવન માસિક નિયમિત ચલાવવાના મારા મનોરથ હતા. મુંબઈમાં શંકરલાલને ઘેર દા૦ સુમન્ત સાથે હું થોડો વખત રહેલો ત્યારે અમે ત્રણેએ નિકટના મિત્રોની સહાયથી ગુજરાતના સેવકોની પ્રયોગરૂપ નાની સંસ્થા અમદાવાદમાં સ્થાપવાનું ઠરાવ્યું હતું. હું અને શંકરલાલ તો પોતપોતાને કામે અમદાવાદ આવી ગયા. પછી સને ૧૯૧૮ના આરંભમાં દાક્તર ખાસ રજા લઈને ફરી વાર, અમદાવાદમાં સ્થાયી થયેલા કુટુંબ સાથે રહેવા આવ્યા. અમો ત્રણેના વિભિન્ન સ્વભાવ અને કાર્યપ્રદેશ એકબીજાના પૂરક નીવડશે એવી ગુલાબી આશાથી અમે નવું વરસ શરૂ કર્યું.

અમારી ગોઠવણ મુજબ દાક્તરે લાલ દરવાજા પર અમારા અભિનવ પ્રયોગ માટે તેમના જૂના ઘરની બાજુનું જ એક ઘર રાખી લીધું.[1] હું રાયપુરને ઘેરથી જ ગાંધીજી સાથે નડિયાદ જવા ઊપડી ગયેલો. પછી માર્ચ મહિનામાં રીતસર લડત શરૂ થતાં પહેલાં, મારું ઘર સમેટીને અને કુટુંબને વિખેરીને હું દાક્તરની સાથે રહેવા આવી ગયો.

---

૧. એ બન્ને ઘર લાલ દરવાજાના રસ્તાના વીજળી ઘરની બાજુમાં છે. તે બન્નેમાં હાલ ઇરાનીની હોટેલ ચાલે છે.

માતરમાં થાણું નાખ્યા પછી પણ માસિક વગેરેના કામસર ૧૦–૧૫ દિવસે થોડા દિવસ ત્યાં આવી જતો. શંકરલાલ એકાએક મિલના વણકરોની હડતાળમાં, લવાદીના કામમાં અને ખેડાની લડતમાં એવા ગળાબૂડ રોકાઈ ગયા કે તે અમારી સાથે નવો અખતરો કરવાને રહેવા આવી ન જ શકયા—ક્વચિત અમને નવે ઘેર મળીને જ સંતોષ માનતા.

અમારા નવા તંત્રની વ્યવસ્થાનું કામ શારદાબહેને પૂરા ઉત્સાહથી ઉપાડી લીધું. નવા ઘરની ખડકી મિત્રોને મળવાને માટે અમે રાખી. આગલા મેડાના ખંડની વચ્ચે ભૂરા રંગેલા કપડાનો પડદો જડાવીને તેની બે બાજુએ મારે અને દાક્તરને માટે ઇલાયદા વાસની સગવડ થઈ. નવા અનામી સમાજના સભ્ય તરીકે હું તેમનો બેચાર દિનનો અતિથિ બનતો ત્યારે એ પ્રેમાળ દંપતીનાં અને તેમનાં બાળકોનાં સુખી જીવન અને મીઠી સોબતની મોજ માણતો.

માતરના કોઈ ગામડામાંથી હું ઓચિંતો દાક્તર સુમન્તના ઘરમાં દાખલ થતો ત્યારે તાપથી ઓર પાકા બનેલા મારા વર્ણનું અને મારાં મેલાઘેલાં કપડાંનું મને ભાન થતું. છતાં દાક્તર ઘણા જ મીઠા હાસ્યથી મને સત્કારતા. અમલદારી જૂઠાણાં અને જુલમની, ખેડૂતોનાં દુઃખ અને વીતકોની વાતોનો ધોધ હું તેમના પર એક શ્વાસે વરસાવતો ત્યારે ઘણી જ ઉદાર સહાનુભૂતિથી તે મને સાંભળતા. તેમ વડોદરા રાજ્યના ખેડૂતોની અને ગામડાંની કંઈક બોધદાયક કહાણીઓ તે મને સામી સુણાવતા. અમારી લડતનું ઐતિહાસિક મહત્ત્વ તે બરાબર સમજતા. જો નોકરીમાંથી ફારેગ થયા હોત તો જાતે અનુભવ લેવા પણ મારી સાથે આવત. છતાં તેમનું વિશાળ દિલ મારી બધીયે ધમાલિયા વાતો અંતરમાં સમાવી લઈને તેમના નિયત કાર્યમાં મગ્ન રહેતું. સાથે સાથે મારું માસિક છેક મોડું પ્રકટ ન થાય ને કેળવણીના કામમાં કંઈ ખામી ન પડે તે માટે મને મીઠી ચીમકી આપીને તે વડીલ બંધુની ફરજ બજાવતા.

શારદાબહેન તો સવારે ઘરકામમાં રોકાતાં અને બપોરે મહિલા

વિદ્યાલયમાં જતાં તેથી સાંજે કે રાતે જ તે વાતો કરતાં. તેમની આગળ ખેડૂતોની લડત સાથે ગામડાંની સ્ત્રીઓની હાલત વિષે ઘણી વાતો હું કરતો. નજીવા કારણસર સારા ઘરની સ્ત્રીઓને સાસરીમાં કેવી ગાળો અને ઠફણાં ખાવાં પડતાં, અમારા જેવા મહેમાનના સત્કારમાં કંઈ ચૂક થાય તો ગમે તેવી મહેનતુ બાઈનું કેવું ઝાકળ નીકળતું, સાસુ, જેઠાણી અને નણંદો, વહુઓ પર મહેણાંનો કેવો વરસાદ વરસાવતાં, અને છતાં વહેલી સવારથી તે મોડી રાત સુધી તેમને ઘરની, નોકરોની અને ઢોરની કેટલી ભારે વેઠ કરવી પડતી—એ બધા ગામડાના તાજા અનુભવો તેમની આગળ હું વર્ણવતો ત્યારે તે ઊંડી દિલસોજી ને સમજથી બધું સાંભળતાં. હું વાત કરતો હોઉં ત્યારે ક્વચિત તેમની નાની દીકરીઓ—પ્રેમલીલા અને સરલા તેમની સોડમાં લપાઈને કંઈક સાંભળતી કે કંઈક વાર આશ્ચર્યના તરેહવાર ઉદ્ગારો કાઢીને મને ચમકાવતી, તો કોઈ વાર ખડખડાટ હસીને મને દિગ્મૂઢ બનાવતી. બીજાં નાનાં છોકરાં સાથે હસી-રમીને હું નિર્બંધ આનંદ લૂંટતો અને તાજો થઈને મારે કામે વળગતો.

આવા આનંદના શીળા દિવસ પૂરા થતાં પાછો ઉનાળાના બળતા તાપમાં જ્યારે હું ગામઠી રસ્તે ચાલવા માંડતો ત્યારે એકએ દિવસ મારી આંખો લાલપીળી થતી અને કાનની બૂટો સળગી જતી. નિયમિત આહાર-વિહારની ખોટ પણ થોડો વખત સાલતી. પણ વળી રોજ નવી જાતની લડતના રંગથી હું રંગાઈ જતો, ખેડૂતોની સભાઓ ગજાવતો કે સ્વયં-સેવકોને સૂચના આપતો, કોઈ અમલદારને હંફાવવા પગ કે ગાડી દોડાવતો, નવા બનાવોના હેવાલ છાવણી પર કે છાપાંમાં મોકલતો, અને માતરના ચૂલા આગળ બેસીને કોરો રોટલો કે ખીચડી શોખથી આરોગતો.

ખેડાની લડતને અંગે ગામડે ફરતાં મને ગ્રામપ્રજાનો નવો સાક્ષાત્કાર થયો.

ગામડામાં જ ગુજરાતની તળપદી જનતાને મળવાની લગની તો

વરસોથી મને લાગેલી. આગલી સાલમાં શહેર કરતાં નાના ગામ–કસબાની જ સભામાં જઈને હોમરૂલનો પ્રચાર કરવાનું હું પસંદ કરતો. ગ્રામજનો જુગજૂના કારમા ત્રાસને પહેલી જ વાર પડકારનાર વીર તરીકે અમને આવકારતા. પણ અમે તો એમનાં દુઃખની કે દિલની ઝાઝી વાત પૂછ્યા-જાણ્યા વિના અમારાં જ ભાષણોના નશામાં મસ્ત રહેતા. આવો અધૂરો રહેલો સંપર્ક પણ બંનેને લાભદાયી થયો. વેઠ અને મહુડાંના ત્રાસ જેવી ગામડાંની કંઈક નક્કર મુસીબતો અમને સમજાઈ અને તેથી ગોધરાની પરિષદમાં ગામડાંને સ્પર્શતા વાસ્તવિક ઠરાવ થયા. છતાં તેટલાથી મારા દિલને જંપ વળ્યો નહિ. તેથી ગાંધીજીએ પંદર દિવસમાં પચાસ ગામડે ફરી વળવાનો આદેશ આપ્યો ત્યારે શહેરનાં સુખસગવડ છોડીને હું ગામડાંની વાટે દોડી ગયો.

શરૂઆતમાં તો આ નવો પંથ દોહ્યલો લાગ્યો. બપોરે અમદાવાદના શીળા મકાનમાં બેસી કાગળો ચીતરવાને બદલે ધોમ ધીખતા તાપમાં દડમજલ કાપતાં પસીનો છૂટતો. વળી ખેડૂતોની બેદરકારીથી કંટાળીને અમે પાકની ગણતરી બને તેટલી ટૂંકમાં પતાવીને બીજે ગામ નાસી જતા. પણ અમે કોઈ ગામે રાતવાસો કરતા અને ખેડૂતો સાથે નિરાંતે વાતો કરતા ત્યારે પહેલી વાર તેમના રોજિંદા જીવનની અને ખરા દુઃખની ખબર પડવા લાગી.

ધીમેધીમે અતિવૃષ્ટિથી પાકને થયેલી નુકસાનીની અને મહુડાંના કાયદાના ત્રાસની, સરકારની મહેસૂલ ન ભરવાની અને સરકારી વેઠ બંધ કરવાની–તેમના રોજિંદા જીવનને સ્પર્શતી વાતો કરતા થયા ત્યારે તરત ખેડૂતોના કાન ઊંચા થતા અને તેમનાં દિલ હાલી ઊઠતાં. આવા નિઃસ્વાર્થી, પરગજુ ભણેલા જુવાનિયાને ગામડામાં પહેલી વાર આવતા જોઈને અને તેમને ગાંધીજી જેવા મહાત્માના ચેલા ગણીને તે રાચવા લાગ્યા.

પછી જ્યારે ગાંધીજીએ મહેસૂલની લડત જાહેર કરી અને અનેક વકીલો, દાક્તરો અને ભણેલા સેવકો ગામેગામ પહોંચીને કર ન ભરવાનો

પેગામ આપતા ગયા અને સરકાર સામે બાથ ભીડવાને ખેડૂતોની પડખે, ખડે પગે રોજબરોજ ઊભા રહ્યા ત્યારે ખડતલ ખેડૂતોની હિંમત અને સમજણમાં નવો પલટો આવ્યો. ગાંધીજી અને તેમના માણસો પર હવે તેમને પાકી શ્રદ્ધા બેસવા લાગી.

અલબત્ત સરકારના ખાંધિયા, ખંધા ચૌદસિયા અને માલેતુજાર જમીનદારોએ તો વિચાર કરી લીધેલો કે ગાંધીજીની સૂચના મુજબ ગરીબને રાહત આપવાને, આપણે કંઈ સરકારની ઇતરાજી કે જપ્તી-ખાલસાનાં જોખમ વહોરવાં નથી. નફાતોટાની સ્થૂળ દૃષ્ટિથી તેમની ગણતરી ખોટી નહોતી. પણ ગામડાંના ગરીબો અને ઘણાયે ખાતેદારો કાળજૂના અમલદારી જુલમ સામે સમસમી રહ્યા હતા. રબારી ને ભોઈ, કુંભાર ને ચમાર, ઢેડ ને ભંગી—વગેરે વસવાયા કોમ વેઠના રોજિંદા અસહ્ય ત્રાસથી ત્રાહ્ય પોકારી રહી હતી. નાનામોટા વેપારીઓ પણ અમલદારોને મફતનાં સીધાં આપીને કાયર થઈ ગયા હતા. મધ્યમ વર્ગના ખેડૂતો પણ અમલદારોને અને તેમના માલસામાન ખેંચી જવાને ગાડાં જોડીને કંટાળી ગયા હતા. આઝાદ ખોપરીના કોઈ મુખી-મતાદારો પણ ચોરામાં રોજ આવતા સિપાઈ-સપરાંની ગોદથી વાકર્યા હતા. ગામમાં કંઈ ગુનો થાય ત્યારે ફોજદાર અને ટોપીવાળા સાહેબો છાશવારે ગરીબ લોકોને ગુનેગાર ગણીને ચોરામાં મુશ્કેટાટ બાંધીને ફટકારતા, તેથી તેમનો મિજાજ વીફર્યો હતો. અને ફસલ પાકે કે ન પાકે પણ મુખી-તલાટી ભલભલા ખેડૂતોને બોલાવીને મહેસૂલ ભરવાને ગમે તેવી ગાળો દેતા ને કોઈ વખત અંગૂઠા પકડાવી ને બરડા પર પથરા મૂકી તાપમાં ઊભા રાખતા. આ બધું હૈડે ધરીને, ગામડાંના અનેક જૂનાં ગીત અને ગરબીઓમાં[1] વર્ણવેલા જુલમથી ત્રાસેલા ખેડૂતોએ સરકારની સામે રણે ચડેલા

---

૧. આવું એક ગીત હજુ ગુજરાતનાં ગામડાંમાં જાણીતું છે.

સાંભળ રે શ્રી કૃષ્ણ ! અમારી વિનતિ,
કણબી કેરાં દુઃખની કહું કથાય જો.

મહાત્માના ભણેલા માણસોને, ઊભરાતા ભક્તિભાવથી પોંખ્યા અને

હે દુ:ખ ટાળી અવનીના આધાર તું,
અમથી રાખો તેમ રામ! રહેવાય જો. સાંભળ રે૦ ૧

ચડે વાદળાં માસ અષાડો આવતાં,
મેઘ તણું તો પડવા માંડે નીર જો;
રાશ પરોણો કણબી કેરા હાથમાં,
ભીંજી જાયે છે કણબી કેરું શરીર જો. સાંભળ રે૦ ૨

શ્રાવણ માસે મેહુલો વરસે સરવડે,
લદબદ પલળી જાયે નર ને નાર જો;
છોકરાની વહુ સાસરા પાસે જઈ કહે,
સસરાજી કંઈ વાવો ડાંગર જાર જો. સાંભળ રે૦ ૩

ભલે આવિયો ભાદરવો મહિનો હવે,
કણબી કેરી નારી લદબદ થાય જો;
ચાર તણો ભારો માથે તો નીગળે,
છૈયાં કેડે રડતાં પલળી જાય જો. સાંભળ રે૦ ૪

આસોમાં તો આશા રાખી અતિ ઘણી,
વાટ જોયલો મેઘ વરસવા કાજ જો;
જાર બાજરી ડૂંડે આવી બેસતાં,
ડાંગર પાણી વણ સુકાયે આજ જો. સાંભળ રે૦ ૫

કાર્તિકમાં ઉઘરાતદાર તે આવિયો,
કરે આંકડો સીમમાં તૈયાર જો;
'એક સિંગ કે કણ ન ઉપાડશો;'
એવી રાય તણી આજ્ઞાનો સાર જો. સાંભળ રે૦ ૬

માગશર મહિનો આવ્યો રૂડી રીતથી,
પહેલો હપ્તો ઉઘરાવા મંડાય જો;
મુખી તલાટી ચોરે બેસે જઈ ચડી,
દુખીયો કણબી બહુ રીતે કૂટાય જો. સાંભળ રે૦ ૭

પોષે બીજો પાક રવિનો થાય છે,
રૂનાં કાલાં ફાટી થાય સમાં જ જો;

તેમના બોલ મુજબ, જૂજ લાભની આશાએ ભારે ભોગ આપવા તૈયાર થયા.

---

જૂની બંધી દૂર કરી છે આ સમે,
    પણ તે માત્ર જ નવી ચલાવવા કાજ જો. સાંભળ રે૦ ૮

આવ્યો માઘ મહિનો રૂડી રીતથી,
    લીલાં કચ સૌ ખેતર તો દેખાય જો;
રાજાનો જે કર તે સઘળો આપિયો,
    પણ માથા પર હીમ તણું ભય થાય જો. સાંભળ રે૦ ૯

ફાગણ મહિનો આવ્યો રૂડી રીતથી,
    હીમે ઘહુંનો કીધો પૂરો નાશ જો;
'ચાલો આપણ લુટિયે' પણ શા કામનું,
    મુખીએ મૂકી ચોકી ચારેપાસ જો. સાંભળ રે૦ ૧૦

ચોરે તો સૌ થાય એકઠા ચૈત્રમાં,
    માગે 'લાવો કર જે તમ પર થાય જો;'
કાંતનારી વિધવાની મજૂરી લે લૂંટી,
    સર્વે જોરજુલમથી લૂંટી જાય જો. સાંભળ રે૦ ૧૧

જમીનદાર વૈશાખે આવીને લૂંટે,
    ગાયભેંસનાં દૂધ દહીંનું જે કાંય જો;
છાશ વિના છૈયાં સૌ ટળવળ બહુ કરે,
    પણ પાપિયો ચાલુ રહે લૂંટમાંય જો. સાંભળ રે૦ ૧૨

જેઠ મહિનો આવ્યો રૂડી રીતથી,
    ચિડાઈ ગયલો કણબી ઠંડો થાય જો;
સમ ખાતા ને આશા તેને આપતાં,
    ખેતરમાં ખાતર તે પૂરવા જાય જો. સાંભળ રે૦ ૧૩

બારે મહિના રૂપામાં પૂરા થયા,
    તેમાં કણબી કેરી કથી કથાય જો;
જે કોઈ ગાય અને શીખે ને સાંભળે,
    વાસ સ્વર્ગમાં તેનો ઝટ થઈ જાય જો.
        સાંભળ રે શ્રી કૃષ્ણ! અમારી વિનતિ. ૧૪

ફૉર્બસ કૃત રાસમાળા (ગુજરાતી) ત્રીજી આવૃત્તિ, ભાગ ૨, પાન ૨૩૧–૩.

ગામગામના જે જોશીલા ખેડૂતોએ લડતની આગેવાની લીધી તે બધા કંઈ ગાંધીજીના સત્યાગ્રહનું તત્ત્વજ્ઞાન કે પ્રતિજ્ઞાની પવિત્રતા પૂરી સમજતા નહોતા. ગાંધીજીને સર્વ ત્યાગી મહાત્મા તરીકે અને પરદુઃખ-ભંજન કર્મયોગી તરીકે પૂજતા. પણ વરસોવરસ સરકારની ભારે જમીન-મહેસૂલ બળજબરીથી ઉઘરાવનાર કચેરીના મામલતદાર અને ચોરાના મુખી–તલાટી સામે ખેડૂતો સમસમી રહેતા. તેમની સામે ચૂં કે ચાં કરવાની હિંમત કે તાકાત હજી સુધી કોઈની નહોતી. કોઈ એકલદોકલ સામે થતા તેને સરકારે મસળી નાખેલા. તેથી આ લીલાકાળના વરસમાં ગાંધી મહાત્મા અને તેમના જુવાનિયા, ગરીબના બેલી થઈને કચેરીના કાળજૂના જુલમની સામે બેહું બંડ કરવા બહાર પડયા, એ અમૃત ચોઘડિયું ખેડૂતોએ વધાવી લીધું.

વળી જોતજોતામાં તેમની અસરે કેવી થઈ ! ભલભલા અધિકારીઓ હવે કચેરી કે ચોરામાં કોઈને બોલાવીને રગરગાવવાને બદલે ખેડૂતોને ઘેર-ઘેર કેવા રઝળતા અને જમા ભરવાને કેવા શાણપણથી ખેડૂતોને સમજાવતા ? કેટલાયને ખાલસાની નોટિસો આપીને પછી જમીન લેવાને બદલે પાછા રાવસાહેબ જપ્તીઓ કરવા કેવા ફરતા ? વળી ગામમાં તેમનાં પગલાં પડતાં જ જુવાનિયા ઢોલ વગાડીને ઢોર છોડાવી મુકાવતા ત્યારે તેમની રેવડી કેવી દાણાદાણ થતી અને નાનાં છોકરાં પણ કેવી કાખલીઓ કૂટતાં ? ખરેખર ! ભલભલા સરકારને ગાંધી મહાત્માએ હલાવી તો ખરી ! અને એવા મોટા ટેકા આપે ત્યારે ગામના ભલાને માટે થોડું આપણે વેઠીએ તોય શો ધા વાગવાનો હતો ? ગામેગામ ધાડ-પાડુઓની સામે થઈ માથાં મૂકનારના પાળિયા નથી પુજાતા ?

આવી લડાયક વૃત્તિથી સતેજ થતા ખેડૂતોએ જુલમી અને મદો-ન્મત્ત સરકારને ખોખરી કરવાને આ લડતને બનતો સાથ આપ્યો.

જૂનની છઠ્ઠીએ ગાંધીજીએ ખેડાના સમાધાનની જાહેરાત કરી તે

પછી તરત જ દસમીએ પ્રાંતની યુદ્ધપરિષદમાં હાજરી આપવાને તે મુંબઈ ગયા. દિલ્હીની પરિષદ વખતે ગાંધીજીએ વાઈસરોયને સૂચના કરેલી તે મુજબ આ પરિષદમાં લોકમાન્ય ટિળક ને તેમના સાથી કેળકરને પણ આમંત્રણ અપાયાં હતાં. તેથી આ પરિષદની રંગત જોવા હું પણ મુંબઈ ઊપડ્યો.

પરિષદ પહેલાં ગાંધીજીને અને કેળકરને ગવર્નર વિલિંગડનના જે ખુલાસા મળ્યા તે પરથી સાફ જણાયું કે દિલ્હીના જેવી ખેલદિલી દાખવવામાં નહિ આવે, ઠરાવ ઘડવામાં કોઈ પ્રજાકીય અગ્રેસરની સલાહ લેવામાં નહિ આવે. માત્ર તેના પર બોલવાની જ સર્વને છૂટ રહેશે. આવી બધી ખબરની સાથે ગાંધીજીને પરિષદના એક ઠરાવ પર બોલવાનું સરકારે સૂચન કર્યું. તે વિષે વિચાર કરવાને મુંબઈમાં એક યાદગાર ખાનગી સભા જમનાદાસ દ્વારકાદાસની ઑફિસમાં મળી.

તેમાં જમનાદાસ ઉપરાંત ટિળક, કેળકર, હોર્નિમેન વગેરે મુંબઈના ઘણા અગ્રેસરો હાજર હતા. ટિળકે પોતાની વ્યૂહ–નીતિ સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરી. તેમણે કહ્યું કે તેઓ યુદ્ધમાં પ્રજાનો હાર્દિક સાથ લેવાને ઉદાર રીતે સ્વરાજ આપવાની હિમાયત કરશે. જો તેમ કરતાં તેમને રોકવામાં આવશે તો તેઓ ટપાટપી કરીને સભાનો ત્યાગ કરશે. આથી ગાંધીજી માટે ધર્મસંકટ ઊભું થયું. તેમણે પણ સરકાર સાથે અસહકાર કરવો, સભામાં જઈને તેમણે પણ ગવર્નરની આપખુદ નીતિ સામે વિરોધ ઉઠાવવો, તેમણે પણ ટિળકને પગલે સભાત્યાગ કરવો–આવી અનેક સૂચનાઓ જોરદાર દલીલો સાથે તેમની આગળ રજૂ થઈ. ગાંધીજી પૂરું મૌન જાળવીને ઊંડા વિચારમાં નિમગ્ન રહ્યા. બધું સાંભળ્યા–વિચાર્યા પછી તેમણે નિર્ણય જાહેર કર્યો: 'આ સભામાં મારે કંઈ જ ન કરવું એ જ ખરેખરું કરવા બરાબર છે.' આવા શબ્દો સાંભળીને બધા પહેલાં તો ચકિત થયા, પણ તેમાં ગવર્નરના ઠરાવને ટેકો આપવાનો તેમનો નન્નો પરખાયો તેથી સર્વ હરખાયા.

પરિષદમાં તો મામલો ધાર્યા કરતાં પણ વધારે વીફરી ગયો. ગવર્નરે 'મુખ્ય વિષયથી આડા ઊતરી જઈને જણાવ્યું કે હોમરૂલ લીગ નામની સંસ્થાના સભાસદોના પ્રામાણિક ટેકા વિષે મને વિશ્વાસ નથી; તેમાંના કેટલાકની વર્તણૂક લડાઈના કામમાં હરકત આપે એવી થઈ છે અને તેમનાં તાજાં ભાષણોથી પણ મારા મન પર એવી જ અસર થઈ છે... (આવી રીતે) લીગના સભાસદોનું ગવર્નરે અપમાન કર્યું...છતાં આગેવાનો ત્યાં રોકાયા. પહેલા ઠરાવ વિષે ચર્ચા કરવાને લોકમાન્ય ટિળક ઊભા થયા અને તેમણે પહેલાં બે વાક્યમાં શહેનશાહ તરફ પોતાની વફાદારી જાહેર કરીને ત્રીજા વાક્યમાં સ્વરાજ વિષે ઇશારો કર્યો કે તરત જ ગવર્નર સાહેબે જણાવ્યું કે તેઓ રાજકીય ચર્ચા કરવા દેશે નહિ!...લોકમાન્ય ટિળકે ફરીથી બોલવાનો પ્રયત્ન કર્યો પણ જ્યારે તે નિષ્ફળ થયા ત્યારે એક આત્મમાનવાળા આગેવાન તરીકે...તેઓ સભામાંથી શાંતિથી ચાલ્યા ગયા...પછી શ્રી કેળકરે...અને તેમની સાથે શ્રી જમનાદાસ દ્વારકાદાસ, મિ. બમનજી અને મિ. હોર્નિમેને પણ સભાસ્થાન છોડ્યું.'[1]

૧૬મીના રોજ ગવર્નરના આવા આપખુદ વર્તન સામે વિરોધ જાહેર કરવાને માટે શહેરીઓની એક વિરાટ સભા મળી. તેમાં 'સામ્રાજ્યને સહાય આપવાની હોમરૂલ લીગના સભાસદોની પ્રામાણિકતા માટે...મુંબઈના ગવર્નરે શંકા ઉઠાવી તેઓનું જે જાહેર અપમાન કર્યું તે સામે સખત વાંધો' ઉઠાવવામાં આવ્યો. વળી બીજા ઠરાવથી જાહેર કરવામાં આવ્યું કે 'જ્યાંસુધી હિન્દી સરકારની હાલની રાજનીતિ...બદલવામાં નહિ આવે ત્યાં સુધી નેતાઓને લોકો પાસેથી લશ્કરી સહાય સંપૂર્ણ સહૃદયતાથી મળવી મુશ્કેલ છે.'

મુંબઈના આ બનાવોથી મારું મન ઘણું જ ડહોળાઈ ગયું. આગલે મહિને ખેડાની લડત દરમ્યાન લડાઈની કટોકટીમાં બ્રિટિશ સામ્રાજ્યને

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૧૨, પાન ૮૬૯–૭૧.

મદદ કરવાને લશ્કરમાં ભરતી કરવાનો ઠરાવ ગુજરાત સભા આગળ રજૂ કરી ગાંધીજીએ પસાર કરાવેલો. તે વખતે ઇરાકના કાળનું મારું માનસ ઊછળી આવેલું ને મેં જાતે લશ્કરમાં જોડાવાની હાર્દિક આતુરતા બતાવેલી. પણ જ્યારે મુંબઈના મદોન્મત્ત હાકેમે લીગનું અને ટિળક જેવા અગ્રેસરનું આવું હડહડતું અપમાન કર્યું ત્યારે મારું મન છેક જ મોળું પડી ગયું. હિન્દના સંયોગસમસ્ત જોતાં અમારા જેવા રાજદ્વારી કાર્યકરોને માટે લશ્કરમાં ભરતીનું પગલું હવે છેક જ અનુચિત અને અવાસ્તવિક લાગ્યું. છતાં જ્યારે હું પાછો નડિયાદ આવી ગાંધીજીને મળ્યો ત્યારે તેમણે મને સમજાવ્યું કે જો ભરતીનું કામ સિદ્ધાંતની દૃષ્ટિથી સાચું હોય તો કોઈ ગવર્નરના અનિષ્ટ શબ્દો કે વર્તનથી આપણા સાચા માર્ગથી ચલિત થવું ન જ જોઈએ. તરત જ ગાંધીજી તરફ પૂજ્ય ભાવથી અમે બધા સાથીઓએ મનને વારીને અને શંકાઓને દબાવીને આ સલાહ સ્વીકારી લીધી. આમ સર્વ સાથીઓનાં દિલ જીતીને ગાંધીજીએ જૂનની ૨૨મીએ તે વિષે પહેલી પત્રિકા પ્રકટ કરીને આ નવી પ્રવૃત્તિ શરૂ કરી.[૧]

હોમરૂલ લીગના મુંબઈના ઠરાવોને ધ્યાનમાં લઈને ગાંધીજીએ આ પત્રિકામાં લખ્યું : 'હોમરૂલનો એક અર્થ એ છે કે સામ્રાજ્યમાં રહી આપણે સામ્રાજ્યમાં ભાગીદાર થવું...આવી સ્થિતિ (ભાગીદારી)

---

૧. તેને આગલે દિવસે ગાંધીજીના આ કાર્યની તૈયારીનો ઉલ્લેખ કરીને મહાદેવભાઈ તેમની ડાયરીમાં (પુ. ૪, પાન ૧૧૯) લખે છે : 'રાતે ઇન્દુલાલની વ્યાખ્યાનમય વાતો–શાસ્ત્રીજીના પ્રસંગો સંબંધે, બેંકર સંબંધે શાસ્ત્રીજીની વાકછટા માટે અતિશય ઊંચો અભિપ્રાય, શાસ્ત્રીની ભક્તિનમ્રતા, '૧૯માં (૧૨મી જૂનના વાર્ષિક) ઉત્સવ વખતે બોલતાં (તેમણે કહેલું કે) જનકરાજાએ કરેલા સ્વયંવર વખતે રામ શિવનું બાણ ઉપાડી શકેલા, તે પ્રસંગ લઈને કહેલું, હું ગોખલેની જગા ન લઈ શકું. (ઘણાં ઘણાં) વરસો વીતશે (તે પછી જ કદાચ) શિવનું બાણ ઉપાડવાને સમર્થ (બીજો) રામ આવે.'

મેળવવાને સારુ, આપણામાં આપણું રક્ષણ કરવાની એટલે શસ્ત્ર ધારણ કરી લડવાની શક્તિ આવવી જોઈએ...શસ્ત્રક્રિયા ઘણા ઝપાટાથી શીખવી હોય તો લશ્કરમાં જોડાવાની આપણી ફરજ છે...એટલે સ્વરાજ મેળવવાનો સહેલામાં સહેલો અને સીધામાં સીધો રસ્તો સામ્રાજ્યના બચાવમાં ભાગ લેવો એ છે...સરકાર કમિશન વગેરે (બીજા રાજકીય) હક ન આપી...આપણને લશ્કરમાં દાખલ થતાં...રોકવા ઇચ્છતી હોય તો પણ આપણે આગ્રહપૂર્વક લશ્કરમાં દાખલ થવાની જરૂર છે...'

આ વિચારો રજૂ કરી તેમણે ખેડા જિલ્લાના સાત લાખ માણસોમાંથી આશરે ૧૨,૦૦૦ માણસો ભરતી કરવાની આશા દર્શાવી. છેવટે તેમણે આ કાર્યમાં જોડાયેલા વલ્લભભાઈ વગેરે કાર્યકરોનાં નામ[૧] આપ્યાં અને દરેક ગામમાંથી બળવાનમાં બળવાન માણસો ચૂંટીને તેમનાં નામ મોકલવા તેમણે 'ખેડા જિલ્લાના ભાઈબહેનોને આગ્રહ કર્યો.'

આ પત્રિકા પ્રકટ થયા પછી થોડા જ દિવસમાં–૨૭મીએ મોહનલાલ પંડયા છૂટવાના હતા અને ૨૯મીએ ગાંધીજીને માનપત્ર આપવાનું હતું. તેથી એક અઠવાડિયા દરમ્યાન લડતના સર્વ સાથીઓ સાથે આરામથી હરવાફરવાની અને પેટ ભરીને વાતો કરવાની મને તક મળી. નડિયાદના ગોકળદાસને અને ફૂલચંદને જૂના રાજકીય લડવૈયા તરીકે હું સારી રીતે પિછાનતો. ખેડાના આંદોલનના આદ્ય પ્રવર્તક મોહનલાલ પંડયા એકલા જ જૂના ક્રાંતિકારી હતા—ને હવે ગાંધીજીના અને તેમના અહિંસક ક્રાંતિવાદના આરૂઢ ભક્ત બનેલા.

---

૧, ગાંધીજીએ નીચે મુજબનાં નામ યાદીમાં આપ્યાં : 'વલ્લભભાઈ પટેલ, કૃષ્ણલાલ દેસાઈ, ઇન્દુલાલ યાજ્ઞિક, હરિપ્રસાદ મહેતા, પરાગજી દેસાઈ, મોહનલાલ પંડયા, ગણેશ વા૦ માવળંકર, કાળિદાસ ઝવેરી, ફૂલચંદ શાહ, ગોકુળદાસ તલાટી, શિવાભાઈ પટેલ, રાવજીભાઈ મણિલાલ પટેલ...' 'નવજીવન અને સત્ય,' પુ. ૩, અં. ૧૨, પાન ૮૭૩–૬.

શંકરલાલ પરીખ અતિશય કાળજીથી અને ચોકસાઈથી છાવણીની વ્યવસ્થા અને ગાંધીજીની સેવા કરતા. તેમની સાથે જ રહીને રોજબરોજ અમારી લડતના હેવાલો છાપવાને મોકલનાર મુલાયમ સંસ્કારી નવજુવાન કંચનલાલ ખાંડવાલાએ પણ જે ભારે જહેમત ઉઠાવેલી તેને કેમ ભૂલી શકાય?

હોમરૂલના મારા સાથી પરાગજી પહેલાં હોમરૂલની સભાઓ ગજાવતા તેમ હવે ગામડાંને સત્યાગ્રહનો પેગામ આપવામાં સહેજે રોકાઈ ગયા. ત્યારે તેમના જ જિલ્લાના તેજસ્વી જુવાન કલ્યાણજી, ગાંધીજીના કંઈક લાક્ષણિક શબ્દપ્રયોગ[1] વાપરવામાં પરાગજી સાથે ઠીક હરીફાઈ કરતા. ગોધરાના મારા મિત્ર ને સાથી વામનરાવ મુકાદમ સાફ કહેતા કે ધર્મ તેમજ રાજકારણમાં મારા ગુરુ ટિળક છે, પણ ગાંધીજીને મહાત્મા તરીકે પૂજું છું અને ચોક્કસ રાજકીય લડતમાં હું નેતા તરીકે માનું છું. તેમણે ખેડા સત્યાગ્રહમાં વેઠની લડત ભેળવીને ખરેખર ઓર રંગત જમાવેલી.

બાકી અમદાવાદના દા૦ હરિપ્રસાદ દેસાઈ અને હરિપ્રસાદ મહેતા ફુરસદ મેળવીને જ્યારે અહીં આવતા ત્યારે પૂરા દિલથી ગામડાંની પ્રજા સાથે ભળી જતા. દાક્તર બધા સાથે જ્ઞાનગોષ્ઠિ કરતા અને ખૂબ ગમ્મત ઉડાવતા. તેમના નામરાશિ ગામડાંના વધારે અનુભવી હોવાથી કુનેહભરી વહેવારિક વાતો કરી સર્વને અનેક બોધપાઠ આપતા. ગુજરાત સભાના મંત્રી માવળંકરે પત્રવ્યવહાર અને દફતર સાચવીને અને ગાંધીજીની રોજિંદી સૂચનાનું અણીશુદ્ધ પાલન કરીને પોતાની પ્રતિષ્ઠા વધારી. નિત્ય હસમુખા કૃષ્ણલાલ (બચુભાઈ) નડિયાદમાં રહેતા કે ગામડે ફરતા, થોડું કામ કરીને તેને મોટું સ્વરૂપ આપતા ને 'શોભા'નું બિરુદ સાર્થક કરતા.

---

૧. ગાંધીજી દરેક વિષયમાં પોતાનો આગ્રહ વ્યક્ત કરવાને 'હું (આમ) નથી કરી શકતો' એવો નકારાત્મક શબ્દપ્રયોગ કરતા તે આ બંનેની વાતોમાં સહેજે તરી આવતો અને મને ખૂંચતો.

જેમને પૂરા ન કળી કે વર્તી શકાય એવા એક જ હતા—તે અમારા 'ઉપસેનાપતિ' વલ્લભભાઈ. તમે ગમે તેટલું પૂછ્યા કરો તોયે કંઈ જવાબ જ ન આપે. પછી પાંચ શેરી જેવું એક વાક્ય ઉચ્ચારીને બધાની જીભ બંધ કરે. કોઈવાર ખુશમિજાજમાં હોય ત્યારે ગમે તેની—ગાંધીજીની પણ—ઠંડી મજાક ઉડાવી બધાને ખડખડાટ હસાવી મૂકતા. કોઈ વેદીઓ બનીને સત્યાગ્રહના શાસ્ત્રનાં ચીંથરાં ફાડતો ને ગાંધીજીને કંઈ પૂછી જોવાનું કહેતો ત્યારે તે રોકડું પરખાવતા: 'બધું એમને પૂછશો ત્યારે તમે શું કરશો?' અટપટી ગૂંચને પ્રસંગે ખાસ્સો તળપદો રસ્તો બતાવીને ભલભલાને તે માત કરતા અને ગાંધીજીને પણ ચકિત કરતા. તે ભાષણ કરતા ત્યારે અવળચંડાને પ્રેમથી જીતવા સિવાય કંઈ બોલતા નહિ. પણ રોજિંદા કામમાં બીજા જ રસ્તા બતાવીને બધાને છક કરતા. ખરેખર, વલ્લભભાઈની છુપાયેલી હિંમત, હાજરજવાબી અને કાર્યદક્ષતા પિછાનીને જ ગાંધીજીએ તેમને આ લડતમાં નેતા બનાવ્યા અને ત્યારથી તે અમારા સર્વના અગ્રેસર બની રહ્યા.

ગાંધીજીની નેતાગીરી પર વારી જઈને જ હું જૂનો સમાજ છોડી દઈને તેમનો અનુયાયી બનેલો. છતાં તેમનું રોજિંદું જીવન અને કાર્ય જોવાનો પ્રસંગ તો મને નડિયાદમાં જ મળ્યો. સવારમાં બધાની સાથે છએક વાગે ઊઠીને તે મહાદેવભાઈ સાથે તેમના રોજિંદા કાગળો પતાવવા બેસતા. શાસ્ત્રીજીના જેવાં અવનવાં રાજકીય પુસ્તકો અને ઠક્કરબાપાના જેવા સરકારી હેવાલો તેમની પાસે અહીંયાં ન હોય એ સ્વાભાવિક હતું. તે દેશબંધુઓને કર્મમાર્ગનો કડક પેગામ આપવાને જ કૃતનિશ્ચયી બનેલા,[1] તે હું ધીમે ધીમે સમજતો થયો, અને રોજિંદા કાર્ય અને

---

૧. ગાંધીજી કેવળી વાચનવૃત્તિ નાપસંદ કરતા. તેથી આરંભમાં તે પુસ્તકોની બહુ જ ઓછી કિંમત આંકતા હોય એમ મને લાગતું. કોચરબના તેમના નિવાસમાં મેડા પર તેમનો આફ્રિકાનો અમૂલ્ય પુસ્તકભંડાર બિસ્માર હાલતમાં પડેલો જોઈને હું બહુ નિરાશ થયેલો. સાબરમતી આશ્રમમાં પણ પુસ્તકાલયના મકાનને ગૌણ સ્થાન આપેલું. અમારા મંડળમાંથી

વાતચીતમાં ઝળકતી તેમની આત્મશક્તિ ને વહેવાર બુદ્ધિ પર હું વારી જતો.

તેમના ખોરાકના અવનવા નિયમ મને ઘણા નવાઈભરેલા લાગતા. પહેલાં તે ફળાહાર જ કરતા. તેથી જૂના જમાનાના ઉપવાસી તરીકે તેમને માટે મને માન થતું. ત્યારે પણ તે દૂધને હિંસાત્મક ખોરાક ગણતા અને મીઠું વર્જ્ય ગણતા એ જરા વિચિત્ર લાગતું. પછી નડિયાદના વાસ દરમ્યાન ફળાહાર ઘણો મોંઘો લાગવાથી તેમણે ત્રણે વરસે દાળ-ભાત, રોટલી ને શાક ખાવાનો નવો અખતરો શરૂ કર્યો પણ પાંચ[૨] ચીજ જ આરોગવાના નિયમને લીધે તેલ કે ઘી, મસાલો કે વઘાર— વગેરે સિવાય જ માત્ર બધું અન્ન પકાવેલું કે બાફેલું જમતા. વળી મોસમનાં કેરી જેવાં સારાં ફળ કોઈ મુંબઈથી મંગાવતા ત્યારે તેના ભારે ખરચનો ખ્યાલ કરીને તે ભેટ કરનારની ઝાટકણી કાઢતા.

પણ ખેડામાં અમે જમવા કે વાંચવાને નહિ પણ દેશમાં ના-કરની પહેલી જ ઐતિહાસિક લડત જમાવવા આવ્યા હતા. તે માટે ગાંધીજી સમર્થ મહારથી નીવડ્યા. બિહારની જેમ અહીંયાં ગામડે ચાલવામાં કેટલાયે જુવાનિયાને તે પાછળ મૂકતા. જીવનની દરેક વિગત તેમણે પૂરી વિચારી નિશ્ચિત કરેલી, અને તેના નિયમ પાળવામાં પૂરા ઉદ્યમી અને ખંતીલા રહેતા. અહીંના ખેડૂતોની બોલી અને માનસ સહેજે પારખીને તેમને પોતાની વાત સમજાવવામાં તે એક્કા બન્યા. લડતમાં ચોથાઈ

---

પણ કોઈ ખેડા જિલ્લાના કે ગામવ્યવસ્થાના તપસીલવાર ઇતિહાસનો રસિયો ન બન્યો. છતાં અનુકૂળ વખતે ગાંધીજી પુસ્તકો કેવા રસથી વાંચતા તે સન ૧૯૨૩–૨૪માં યરોડા જેલમાં જોવાની તક મને પછીથી મળી હતી.

૨ ફળાહારનો નિયમ દેશમાં લઈને આવ્યા પછી ગાંધીજી કલકત્તામાં જૂના રાજકીય આગેવાન ભૂપેન્દ્રનાથ બસુના મહેમાન થયેલા ત્યારે તેમને માટે અસંખ્ય ફળ અને મેવાનો થાળ તૈયાર થયેલો. તેનાથી ચોંકી જઈને તેમણે નકરી પાંચ જ ચીજ ખાવાનું વ્રત લીધું હતું.

દંડ ને જપ્તી, ભેંસોની હરાજી ને ખાલસાના હુકમો આવ્યે જ જતા. તે દરેક વખતે શૂરા સેનાપતિની અદાથી સર્વને પ્રેરક—ક્વચિત કડવો સદ્બોધ આપતા. નડિયાદની છાવણીમાં શહેર અને ગામડાંના વિવિધ વૃત્તિના અને માનસવાળા સેવકોનાં મન મેળવીને તેમને એક રાશે હાંકવામાં તે પાવરધા નીવડ્યા. એ આધ્યાત્મિક સંત પુરુષને અવનવા મુશ્કેલ સંયોગોમાં અજબ કૌશલ્ય અને આકરો કર્મયોગ સિદ્ધ કરતા જોઈને હું આફરીન થતો.

ગાંધીજી તે વખતે અમદાવાદ શહેરમાં બહુ પંકાયેલા નહિ. ઘણી યે વાર રાતે સાડાદશેક વાગે અમદાવાદ સ્ટેશનેથી ઘેર જતા ત્યારે એલિસબ્રિજથી આશ્રમ સુધી સંપૂર્ણ અંધકાર જ છવાયેલો રહેતો. છતાં એ સાચા સત્યાગ્રહી આખો માર્ગ રમતમાં વટાવીને ઘેર પહોંચી જતા અને સવારે ચાર વાગ્યે પ્રાર્થનામાં હાજર રહી સર્વને હેરત પમાડતા.

મહાદેવભાઈ ગાંધીજીના કાર્યમાં એટલા બધા ઓતપ્રોત રહેતા કે તેમનો સંપર્ક મને થોડો જ થતો. પણ જ્યારે તે મળતા ત્યારે તેમની સાથે સાહિત્યરસિક ચર્ચાઓ કરવાની મને ખૂબ મજા પડતી. રાજકારણથી ગરમાગરમ બનેલા વાતાવરણમાં તે એકલા જ સાહિત્યની રસધાર પીતા અને પાતા. ક્વચિત તેમની સાથે મોડી રાતે વાત કરતાં ખેડાની લડતને વીસરીને અનેરા સ્વપ્નવિહારમાં હું રસલીન થતો.

જૂનની આખરે વિજયોત્સવ પત્યા પછી મહિનાઓથી રોકાયેલા અનેક સાથીઓ પોતાનાં અંગત કામ સંભાળવા ઘેર ગયા. જેમણે ભરતીના કામમાં નામ આપ્યાં હતાં તેઓ પણ થોડા દિવસ માટે રસ્તે પડ્યા. વાસ્તવવાદી વલ્લભભાઈના તીખા સ્વભાવને આ કામ બહુ માફક ન આવ્યું. તેથી લાંબી રજા લઈને તે અમદાવાદ—મુંબઈ ગયા. અનેક સાથીઓની ગેરહાજરીને લીધે હું, થોડા જ દિવસમાં 'નવજીવન' વગેરે તાકીદનાં કામ પતાવીને જુલાઈમાં નડિયાદ આવી ગયો અને ગાંધીજીની

સલાહ મુજબ ભરતીના મુશ્કેલ કામમાં પ્રવૃત્ત થયો.[1]

ગાંધીજી અને છાવણી તો એનાં એ જ રહ્યાં. પણ અમારા કાર્યકરોની સંખ્યા છેક જ ઘટી ગઈ. છાવણીમાં પહેલાં ખેડૂતોની અને મુલાકાતીઓની ગિરદી જામતી તે છેક ઘટી ગઈ. ગામડે પધારવાનું કે સભા ભરવાનું કંઈ નોતરું જ ન મળે. જેમણે ભરતીમાં નામ નોંધાવ્યાં હતાં તેમનો પણ રસ ઓછો થયો. છાવણી વેરાન બની ગઈ: ભરતીકામના સેનાપતિ એમને સ્થાને રહ્યા પણ તેમનું શાસન પાળનાર નાયકો ને સિપાઈઓ અદૃશ્ય થઈ ગયા.

આવા સંયોગોમાં ગાંધીજીની નજર સાચા સત્યાગ્રહના કેન્દ્ર સમા નવાગામ પર ઠરી. છેલ્લે મોહનલાલ પંડ્યાની સાથે ત્યાંના જ ખેડૂતો હસને ચહેરે જેલમાં ગયેલા, ને તેમની મુક્તિને દિને ત્યાં ભવ્ય સભા પણ ભરાયેલી. તેથી તે ગામ પર શ્રદ્ધા રાખીને જુલાઈની આઠમીએ સવારે, ગોળપાપડીનું ભાતું બાંધીને મહાદેવભાઈ સાથે બારેજડીથી દશ માઈલ ચાલીને તે ઐતિહાસિક ગામે ગયા. વિવેકની ખાતર જૂના સાથીઓ મળવા આવ્યા અને તેમણે ખૂબ ચર્ચા કરી. પણ કંઈ સભા ન થઈ અને ગાંધીજીને પુષ્કળ ફુરસદ મળતાં કાગળો લખીને બારેજડી સુધી પાછા ચાલીને નડિયાદ આવવું પડ્યું.[2]

---

૧. આ ચળવળ ચાલતી હતી તે દરમ્યાન બીજા અનેક મિત્રોની માફક દા૦ સુમન્ત ને શારદાબહેન લશ્કરમાં જોડાવાની મારી તૈયારી જોઈને કંઈક મારી મશ્કરી કરતાં ને કંઈક ચિંતા સેવતાં. આ વખતે હું તેમને ઘેર જતો ત્યારે દાક્તરની સૂચનાથી તેમની જ્યેષ્ઠ પુત્રી પ્રેમલીલા બહુ ભાવથી

'બાંકે મીરઝાને ધૂમ મચાઈ,
તલવારસે ખેલેંગે હોરી.'

વાળું રોમાંચક ગીત ગાતી. ક્વચિત સંગીતના ઉસ્તાદ મીરખાં પાસેથી મોટો કાળો તંબુરો લઈ પ્રેમલીલા ગીત ગાતી ત્યારે ઇશકનું સ્મરણ કરીને ઓર જુસ્સો મારા રોમરોમમાં વ્યાપી જતો.

૨. જુઓ મહાદેવભાઈની ડાયરી, પુ. ૪, પાન ૧૪૭–૫૦.

તે પહેલાં તેમણે બેસન્ટ અને ઝીણા જેવા હોમરૂલ લીગના અગ્રેસરોને લશ્કર ભરતીને બિનશરતે ટેકો આપવા વિનંતિ કરેલી પણ તે વ્યર્થ ગઈ!

વળી, ગાંધીજી રાજકારણથી અલિપ્ત તો કેમ રહી શકે? તે જ દિવસોમાં મોન્ટેગ્યૂ—ચેમ્સફર્ડની રાજકીય સુધારાની યોજના પ્રગટ થઈ. તે લઈને હું અમદાવાદથી નડિયાદ આવતો હતો ત્યારે ગાંધીજીને સ્ટેશન પર મળ્યો. મેં તે યોજનાનો સાર તેમને કહ્યો. પહેલી નજરે ગાંધીજી તેનાથી ખુશ થયા. પછી તેમાં અનુકૂળ સુધારા સરકાર પાસે કરાવવાને પણ ભરતીકામ આગળ ધપાવવાનો તેમણે સર્વને બોધ આપ્યો.

પણ સરકારી યોજના પ્રગટ થતાં જ દેશભરમાંથી તેના પર વિવિધ ટીકાની ઝડીઓ વરસી. બેસન્ટે તરત લખ્યું કે ઇંગ્લેન્ડ આવા સુધારા આપે અને હિન્દુસ્તાન તે સ્વીકારે એ બંને માટે હીચપતભર્યું છે. ટિળકે લખ્યું: 'સરકાર નવા પ્રભાતની આશા આપે છે, પણ સૂરજ જ ક્યાં છે?' બીજી પાસ સુરેન્દ્રનાથ બેનરજી જેવા જૂના આગેવાનો આ સુધારા પર એવા વારી ગયા કે તે માટે સરકારનો લળીલળીને આભાર માનવા લાગ્યા. આવો ઉગ્ર મતભેદ ફરી વાર કોંગ્રેસમાં જામતો જોઈને શાસ્ત્રીજી ગભરાયા અને ગાંધીજીને પોતાના મધ્યમમાર્ગ તરફ ખેંચવાને થોડા જ દિવસમાં નડિયાદ ઊતરી પડ્યા. છાવણીમાં હું એકલો જ તેમને સારી રીતે પિછાનતો. તેથી તેમનું સ્વાગત કરવા હું ગયો અને તેમના ભારે બિસ્ત્રા ખભા પર મૂકીને તેમને છાવણીમાં દોરી લાવ્યો.

તે આવ્યા તેવી જ તેમણે ગાંધીજી સાથે સુધારાની ચર્ચા શરૂ કરી. સુધારાના મુખ્ય મુદ્દા તેમણે સ્વચ્છ રૂપમાં સમજાવવા માંડ્યા. તેના સમર્થનમાં સરકારી હેવાલમાંથી કંઈક ફકરા તે વાંચવા લાગ્યા. તે જ દિવસે ગાંધીજીને કઠલાલની સભામાં જવાનું હતું તેથી ઝટપટ જમી—પરવારીને દશ વાગે ગાંધીજી શાસ્ત્રીજી સાથે નાની ગાડીમાં બેઠા. ગાડીમાં એ જ વાતો ચાલતાં ડગલે ને પગલે શાસ્ત્રીજી સરકારી હેવાલની

કંઈ ખૂબીદાર વાનગી રજૂ કરે ત્યારે જવાબમાં ગાંધીજી ટાપશી પૂરીને કહે: 'આવા હેવાલને કંઈ કચરાની ટોપલીમાં ફેંકો દેવાય?'

થોડીવારમાં વાતોનું વહેણ ગંભીર મટી હળવું થયું. શાસ્ત્રીજી કહે: 'જો બપોરે થોડું ઊંઘવાનું ન મળે તો આખો દિવસ આંખમાં ઊંઘ ભરેલી રહે ને હેરાન કરે!'

ગાંધીજીએ ટાપશી પૂરી: 'ખરું છે! હું વીસેક મિનિટ સૂઈ જાઉં છું તે પછી જ આંખો અને મગજ સ્વચ્છ થઈ જાય છે!'

કઠલાલમાં મોહનલાલ પંડ્યા અને શંકરલાલ પરીખે બંને નેતાનું સ્વાગત કર્યું, ત્યારે પણ તેમની વાતો ચાલુ રહી. બપોરની સભા છેક નાની અને નબળી નીવડી દશ-પંદર દિવસ પર આ જ ગામમાં જોયેલી મેદનીનું નામનિશાન ન મળે. ગાંધીજીએ ભરતીની નીતિ સમજાવી. તેને ટેકો આપીને શાસ્ત્રીએ કહ્યું: 'હું સાત જન્મ લઉં તો પણ ગાંધીજીના જેવું મારા બોલનું વજન ન જ પડે.' સાંજે નડિયાદ પાછા જઈને શાસ્ત્રીજીએ સ્થાનિક અગ્રેસરો સમક્ષ સુધારા વિષે એક વિદ્વત્તા-યુક્ત વાર્તાલાપ કર્યો. રાત્રે તે વિષે ગાંધીજીના અનુકૂળ પ્રત્યાઘાતની ખાતરી કરીને શાસ્ત્રીજી વિદાય થયા. તેથી જ તેમણે ગાંધીજીને થોડા દિવસમાં લખ્યું: 'મિસિસ બેસન્ટે અને ટિળકે પ્રેસમાં આટલું બધું લખ્યા પછી હવે (તેમણે) તમારા અને મારા પક્ષને લગભગ મળતી આવતી સ્થિતિ સ્વીકારી છે...તમે કોંગ્રેસમાંથી અલગ રહેશો એવી વાતો ચાલી રહી છે, એ મને ગમતી નથી.'[૧]

છતાં સુધારા વિષે નિર્ણય કરવાને ઑગસ્ટની આખરે મળનારી ખાસ કોંગ્રેસમાં નહિ જવાનો વિચાર ગાંધીજીના મનમાં સ્થિર થયો. ટિળક અને બેસન્ટ જેવા ઉદ્દામ અગ્રણીઓએ કંઈક દહીંદૂધિયા નીતિ ગ્રહણ કરી અને નરમ તેમજ ગરમ દળના સર્વ અગ્રેસરો ગાંધીજીની લશ્કર ભરતીની પ્રવૃત્તિથી અળગા રહ્યા તેથી તેમના દિલમાં નફરત પેદા

---

૧. મહાદેવભાઈની ડાયરી, પુ. ૪, પાન ૧૫૨.

થઈ. તે તો કૉંગ્રેસથી અલિપ્ત રહીને એકાગ્રપણે અચળ શ્રદ્ધાથી લશ્કરભરતીનો એકતારો જ બજાવતા રહ્યા.

જુલાઈની ૨૨મીએ ભરતીના કામને એક મહિનો પૂરો થયો ત્યારે તેમણે તે વિષે બીજી પત્રિકા પ્રગટ કરી. તેમાં ખેડા જિલ્લામાં ને બહારગામ કરેલા અનેક પ્રયાસને પરિણામે માત્ર સોએક ભાઈઓ ભરતીમાં નોંધાયાની તેમણે જાહેરાત કરી અને ફરીવાર જૂની રાજકીય શંકાઓ શમાવીને સ્વરાજ સત્વર મેળવવા સારુ લશ્કરમાં દાખલ થવાની સર્વ સશક્ત પુરુષોને હાકલ કરી. પણ તે કેટલી વ્યર્થ ગઈ તે નવાગામના નવા અનુભવ પરથી જ પ્રગટ થયું. ફરીવાર ગાંધીજી તે ગામે વલ્લભભાઈ અને મહાદેવ સાથે ગયા. હવે તો પહેલાંની જિજ્ઞાસા પણ લોકોમાં ન રહી. ધર્મશાળામાં ગાંધીજી જેવા મોટા માણસ આખો દિવસ બેસીને તેમના કાગળો લખ્યાં કરતા. પણ વફાદાર હીમાભાઈ અને બીજા ગણ્યાગાંઠ્યા માણસ સિવાય તેમને કોઈ મળવા પણ ભાગ્યે જ જતા. હીમાભાઈ ગામમાંથી સીધું લાવતા ને વલ્લભભાઈ રસોઈ કરતા અને ત્રણે સાથે બેસીને જમતા. આમ ત્રણચાર દિવસ ચાલ્યું. સરકાર સામે કેસરિયાં કરનાર ખેડૂતોને તેમની મદદમાં કૂચ કરવાનું ન જ ગમ્યું. છેવટે ગાંધીજીને આ ગામેથી ખાલી હાથે જવું પડયું. કાબે અર્જુન લૂંટિયો, વહી ધનુષ, વહી બાણ!

આવા કઠિન ભરતીકામમાં ગાંધીજી રોકાયા હતા, તેવામાં જ ઑગસ્ટની ૧૭મીએ તેમના પેટમાં સખત દુખાવો ઊપડ્યો. મરડાની લાંબી બીમારીથી તે પટકાયા. બેત્રણ અઠવાડિયાં સુધી વિશેષ કરીને શંકરલાલ પરીખે ઘણા ભક્તિભાવથી તેમની સારવાર કરી. ૩૧મીએ મુંબઈમાં કૉંગ્રેસ મળી તે દિવસે મોસમનો પહેલો સરસ વરસાદ પડ્યો. ત્યાર પછી ગાંધીજીની માંદગી ચાલુ જ રહી. એક દિવસ તેમની હાલત સર્વને કટોકટી ભરેલી લાગી. તેથી તાર કરીને અમદાવાદથી મિત્રોને બોલાવવામાં આવ્યા અને ગાંધીજીને અમદાવાદમાં અંબાલાલ સારાભાઈના મીરજાપુરના 'શાંતિસદન' બંગલામાં લઈ જવામાં આવ્યા. ત્યાં

થોડા દિવસ અનસૂયાબહેનની સારવાર નીચે રહ્યા પછી ગાંધીજી આશ્રમમાં રહેવા ગયા.[1]

આમ ભરતીની લડત અકાળે પૂરી થઈ. નડિયાદની છાવણી અવિધિસર વીખરાઈ ગઈ. એ જિલ્લાની મહેસૂલની લડતમાં ગાંધીજીને આવો જ્વલંત વિજય મળ્યા પછી તરત જ તેનાં ઊછળતાં મોજાંની ટોચ પરથી એ જ મહાત્માએ પ્રજાને નવો પેગામ આપ્યો. પણ તેનાથી એક પાન પણ હાલ્યું નહિ. આનું મૂળભૂત કારણ તેમણે જ ગર્ભિત રીતે સૂચવ્યું છે. મુંબઈની સભાને ગાંધીજીએ સાચું જ કહેલું કે આ લડત ચલાવનાર પોતે કે મોહનલાલ પંડ્યા નથી પણ ખેડાનો ખેડૂત છે. વલ્લભભાઈએ છેલ્લા સમારંભમાં ખેડૂતને જ લડતનો મુખ્ય કર્તા અને વિજેતા ગણીને બિરદાવેલો. તે ખેડૂત સરકારના જમાનાજૂના સિતમથી સમસમી રહેલો તેથી તેની સામે લડતાં જાનફેસાની કરવા તૈયાર થયો. પણ ઐતિહાસિક સંયોગોથી ઘડાયેલા એ જ ખેડૂતને ભરતીની ઊલટી જ દિશામાં કૂચ કરવાનો આદેશ મળ્યો ત્યારે તેનું રૂંવાડું પણ ન ફરક્યું. તેણે ગાંધીજી જેવા લાડીલા સંત પુરુષને પણ વિનયપૂર્વક નન્નો સુણાવીને પોતાની ખરી સરદારી પુરવાર કરી.

આમ આશરે ૭ મહિનાની ખેડા જિલ્લાની સતત કામગીરીમાંથી હું છૂટ્યો ત્યાંસુધીમાં મારો અમદાવાદનો વાસ બદલવાની ફરજ પડી. અમારી ગુજરાત સેવક સમાજની યોજનાની સરિયામ નિષ્ફળતા પુરવાર થઈ ગઈ. શંકરલાલ તો અમારી સાથે કદી રહી શક્યા જ નહિ. મેં

---

૧. આ કાળમાં કસ્તૂરબાએ એક વખત ટકોર કરી : 'બાપુ જ્યારે સરકારને મદદ કરવા નીકળે છે ત્યારે હમેશા માંદા પડે છે.' તે પછી આફ્રિકાની એવી જ માંદગીનો પ્રસંગ તેમણે વર્ણવેલો. અલબત્ત ગાંધીજીએ આ વાત સાંભળી ત્યારે હસી કાઢી.

અમદાવાદને મારા મુખ્ય કેન્દ્ર તરીકે જ ગણ્યું, પણ મોટે ભાગે ખેડા જિલ્લામાં ને ક્વચિત મુંબઈમાં ફરતો રહ્યો. એકલા દા૦ સુમન્ત પોતાનું નિયત કાર્ય અમારા કેન્દ્રમાં બેસીને કરતા. પણ સંગઠનને અભાવે તેમણે પાછા વડોદરે જ જવાનો નિર્ણય કર્યો. વળી સમાજ માટે મળેલાં નાણાં પણ ખૂટી ગયાં. તેથી સમાજનો આર્થિક પાયો બેસી ગયો. સમાજ માટે રાખેલું ઘર ખાલી થતાં, મારે બીજે વાસ શોધવો પડ્યો. આમાં શારદાબહેન મારી વહારે આવ્યાં. તેમના પિતા—ગોપીલાલના આસ્ટોડિયા રોડના ઘરમાં આગલી ખડકીનો વિશાળ ખંડ મને તરત જ રહેવા મળ્યો.

હવે જિંદગીમાં પહેલી જ વાર એકાકી અને સ્વાશ્રયી જીવન ગાળવાની મને ફરજ પડી. જૂના ઘરનો ભૂરો પડદો નવા ખંડની વચ્ચે લગાવીને મેં અંદરના ભાગમાં રસોઈની અને જમવાની વ્યવસ્થા કરી. કચકથી મને એક એકમી કૂકર—બધી વાનગીઓ એક વખતે બેઠા તાપે પકાવવાનો સંચો[1]—મળી ગયેલું, તે હવે મેં વાપરવા માંડ્યું. સવારે કૂકરની સગડી પર ચા બનાવીને તેમાં રસોઈનો સામાન ગોઠવતો ને પછી બહાર ચાલ્યો જતો. પછી ગમે ત્યારે પાછો આવું ત્યારે બધી વાની ગરમાગરમ તૈયાર હોય. તેમાં મીઠુંમરચું નાખીને દૂધની સાથે હું બપોરે જમી લેતો. સાંજે ઘણુંખરું સન્મિત્ર બચુભાઈને ઘેર મિત્રો સાથે વાતો કરતો, છોકરાં સાથે રમતો ને મારાં કંઈ છાપાં કે પુસ્તક વાંચતો. રાતે ચા—દૂધ સાથે કંઈ હળવો નાસ્તો આરોગીને હું ઘેર જતો.

---

૧. તેમાં નાની સગડી પર એક લાંબી પવાલી જેવું વાસણ રહેતું. તેમાં પાણી ભરાયા પછી તેમાં વચલા નાળચા વડે જોડેલા ચારેક 'ટિફિન' જેવા ડબ્બા ઉપરાઉપરી મુકાતા. પવાલીમાં ભરેલું પાણી સગડીના તાપથી ઊકળે—પછી તેના તાપથી છેક નીચેના વાસણમાં દાળ ચડે ને તેની ગરમીથી ચોખા, શાક વગેરે બફાય. બેઠા વઘારનું શાક પણ તૈયાર થાય. માત્ર ભાખરી તેના પર ન થાય તેથી તે જુદી કરવી પડે. હવે તો કૂકર આપણાં ઘરોમાં સામાન્ય થઈ ગયાં છે, ને તેમાં ઘણા સુધારા પણ થયા છે.

ઑગસ્ટમાં ગાંધીજી માંદા પડ્યા ત્યારે છૂટી મેળવીને હું અમદાવાદ આવી મારા રોજિંદા કાર્યમાં રોકાયો. તે વખતે સરકારી સુધારા વિષે નિર્ણય કરવાને મુંબઈમાં ખાસ કૉંગ્રેસ ભરવાની તૈયારીઓ પૂરજોશમાં ચાલતી. મેં પણ એ સુધારા વિષે ખૂબ ચર્ચા 'નવજીવન'માં ચલાવેલી. ઑગસ્ટની આખરે મુંબઈમાં એ કૉંગ્રેસ મળવાની હતી અને વિઠ્ઠલભાઈ તેની સ્વાગતસમિતિના પ્રમુખ ચૂંટાયા હતા. ત્યાં વિવિધ પક્ષના આગેવાનોએ પોતપોતાનો રાજકીય પ્રચાર શરૂ કરી દીધો હતો. તે માસની આખરે બેસન્ટ–ટિળકની કૉંગ્રેસના રાજરંગ નિહાળવાને હું મુંબઈ ઊપડ્યો.

તે વખતે મુંબઈમાં બેસન્ટ–ટિળકની આગેવાની નીચે હોમરૂલ લીગનું મોટું નગારું વાગતું. સુરેન્દ્રનાથ બેનરજીના છેક નરમ પક્ષની પિપૂડી ત્યાં ભાગ્યે જ સંભળાતી. શાસ્ત્રીજી અને ઝીણા તેમના મધ્યમ પક્ષની મીઠી સુરીલી શરણાઈ વગાડતા તે સાંભળવાની મજા આવતી. પણ તેની અસર નજીવી જ થતી.

સ્વાગતપ્રમુખ વિઠ્ઠલભાઈ અને પ્રમુખ હસન ઇમામનાં ભાષણ થયા પછી ગરમ–નરમ પક્ષ વચ્ચે સમાધાનરૂપ ઠરાવ પસાર થયો. એકંદર આ બેઠકની મારા મન પર સારી છાપ ન પડી. લખનૌ પછી પહેલી વાર કૉંગ્રેસમાં હાજરી આપતાં તેની કાર્યવાહી નિસ્તેજ લાગી. ખરેખર ગામડાંના છ માસના સતત સંસ્કારથી મારી આંખને નવાં ચશ્માં ચડ્યાં હતાં. કૉંગ્રેસના જ ચોગાનમાં યુરોપીય ઢાઢની હોટેલ ખૂલેલી તેમાં મોટમોટા આગેવાનોને ખાણાંપીણાં ઉડાવતા જોઈ તેમને માટે મારું માન ઘટી ગયું. તેથી જૂના મિત્રો સાથે મુક્ત ચર્ચાઓની જ મહેફિલ ઉડાવીને હું અમદાવાદ પાછો ફર્યો.

ગાંધીજીના સત્યાગ્રહના આદેશથી મેં હિન્દ સેવક સમાજ છોડેલો, તેને લગભગ એક વરસ વીતી ગયું હતું. ત્યાંસુધીમાં મારા નવા જીવનમાં જે નવા અનુભવ થયા તેને લીધે મારા માનસ સમસ્તમાં કંઈક ગંભીર

પલટો થઈ ગયો હતો. ગાંધીજીની લાંબી માંદગી દરમ્યાન તેમના રોજના સંપર્કથી હું અળગો થયો અને સતત ચાલતાં આંદોલનમાંથી પહેલી વાર મને શાંતિ મળી. તેથી અમદાવાદમાં સ્થિર જીવન ગાળતાં વચગાળામાં મારા માનસમાં થયેલો પલટો સ્પષ્ટ સમજાવા લાગ્યો.

અધ્યાત્મવાદના તેમજ રાજકારણના સંસ્કાર કુમારાવસ્થામાંથી મને થયા હતા. ગાંધીજી રાજકારણમાં અધ્યાત્મશક્તિ અજમાવીને સ્વરાજ-સંગ્રામના પીઢ સેનાપતિ બનતા હતા તેથી તેમના પર મારી પૂરી શ્રદ્ધા હતી. તેમના પ્રભાવથી નરમ દળમાંથી છૂટીને મેં બેસન્ટશાઈ હોમરૂલની ચળવળમાં ઝુકાવ્યું. પછી તેમના પ્રમુખપદ નીચે બે પરિષદ ભરાઈ અને તેના કાયમી મંડળનો હું મંત્રી બન્યો. તેમની સરદારી નીચે ખેડાની લડતનો અને લશ્કરની ભરતીનો હું સ્વયંસેવક બન્યો. તેમણે જ મને ખેડા જિલ્લાનાં ગામડાંનો સાક્ષાત્કાર કરાવ્યો, તેમણે જ ખેડુતોનાં સુખદુ:ખનો સાથી અને તેમની લડતનો યોદ્ધો બનાવ્યો. આ બધાય અનુભવથી રંગાતાં ધર્મ અને સમાજ, જીવન અને રાજકારણનું મારું સમગ્ર દર્શન થોડુંઘણું પલટાઈ ગયું.

વરસેક પર તેમની અસર મારા માનસ પર જામવા લાગી ત્યારે અસલી ધર્મભાવનાને વટાવીને હું પાકો બુદ્ધિવાદી બનેલો. સંસારત્યાગી વેદાંતીની ભાવનાને નેવે મૂકીને હું મિલ અને સ્પેન્સરના રાહે પાકો ભૌતિકવાદી અને બુદ્ધિવાદી હતો. ભૂતકાલીન અધ્યાત્મવાદનાં જાળાંને તોડીને હું સ્થૂળ ધરતી પર અને વાસ્તવિક સંસારમાં વિહરતો. મંદિર અને મઠનો, માટીનાં ઘર ને 'માડીની ઝૂંપડી'નો જૂનો પ્રેમ નવી જ્ઞાનવિજ્ઞાનની ભઠ્ઠીમાં ઓગળી ગયેલો. વૈજ્ઞાનિક લેખક વેલ્સની નવલકથાઓ વાંચતાં, ગામદેવી જેવા લત્તામાં સુંદર વૃક્ષરાજીથી શોભતા મજેદાર માર્ગ પર વીજળીથી પ્રકાશિત થતા અને અદ્યતન સુખસગવડવાળા નાના મધ્યમવર્ગીય વાસનો હું શોખીન બનેલો.

જે નવું સુખી જીવન મારે માટે હું ઝંખતો તે સર્વને માટે ઇષ્ટ

ગણુતો. હાલની અંધાર કોટડીનું જીવન છોડીને સર્વ આવા મધ્યમમાર્ગી જીવનની મોજ માણે એમ હું ઇચ્છતો. તે માટે નવા નવા ઉદ્યોગના વિકાસથી જ સર્વને પૂરતી સગવડ મળે એમ હું માનતો. પણુ તે વિકાસ ખાનગી મૂડીવાદના ધોરણે નહિ પણ સહકારી ધોરણુ પર થાય અને તે સારુ ઘરઘરમાં વીજળીની શક્તિ વડે નાના નાના ગૃહ-ઉદ્યોગો ગરીબ કારીગરો ને કામદારોને મળે એમ હું ચાહતો ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અભ્યાસથી હું કંઈક સમાજવાદી ને કંઈક સહકારવાદી બનેલો. તેથી મારું દિલ વહેમ, અજ્ઞાન અને ભૂતકાલીન કપોલકલ્પનાને બદલે અભિનવરંગી ઉજમાળા ભાવિ સમાજની નવરચના પર કેન્દ્રિત થયું હતું.

પણ જ્યારે હું નવમતવાદી સમાજસેવક મટીને ગાંધીજીના સંપર્કથી ઉદ્દામ રાજકીય પ્રચારક અને લડાયક સૈનિક બન્યો ત્યારે હું જુદી દુનિયામાં વિહરવા લાગ્યો. અંગ્રેજી રાજને હઠાવવાને મૂઠીભર અભ્યાસીઓનું જ નહિ પણ કરોડો ગ્રામવાસીઓનું પીઠબળ મેળવવું જ જોઈએ; તે માટે રોજબરોજ ગામડે ગામડે ફરીને તેમને સમજવા અને સંબોધવા જોઈએ; તેમ કરતાં તેમની ભૂમિકા પર ઊતરીને તે ભડકે કે વિફરે નહિ પણ તેમના મનને રુચે અને તેમના દુઃખને વિદારે એવો બોધ તેમને આપવો જોઈએ. વળી ગુજરાતની જનતાનો નિત્યનો સંપર્ક સાધવાને મુંબઈ છોડી ગુજરાતના કેન્દ્ર સમા અમદાવાદમાં રહેવું પડે. આવી રાજકીય અને ગ્રામીણ દૃષ્ટિથી આ બધુંય હું કરતો ગયો તેમ ગુજરાતનાં શહેર અને ગામડાંના નવા સંપર્કથી હું જાણેઅજાણે રંગાતો ગયો. મારા માનસના ભીતરમાં છુપાયેલા અનેક જૂના સંસ્કાર ફરીથી ફૂલીફાલીને જાગૃત થતા ગયા.

અમદાવાદની પ્રમાણમાં જુનવાણી સમાજ અને સોબત નિત્ય નવીનતાના શોખને લીધે પહેલાં તો મને ગમી ગયાં, તેથી નવા જ્ઞાન અને અભ્યાસનો વ્યાસંગ કમી થતો ગયો. વળી, શહેરમાં રહી

રોજબરોજ ગામડાંમાં વિચરતાં મુંબઈમાં દબાઈ ગયેલો કુદરતના સૌન્દર્યનો અને ખુલ્લાં ખેતર-ઝાડનો પ્રેમ ઊભરી આવ્યો; કુદરતના દર્શનની સાથે જ અંતર્માનસમાં બાળપણથી સંકળાયેલો અધ્યાત્મવાદ પણ ખીલી ઊઠ્યો. ગાંધીજીના નિત્ય-સંપર્કમાં રહેવા છતાં તેમની ઢબની ઈશ્વરપ્રાર્થનાનો રસિયો હું બન્યો નહિ. ફરી વાર વૈરાગી વેદાંતી ધીમેધીમે હું બની ગયો. ક્યાંકથી રામકૃષ્ણ-વિવેકાનંદની ગ્રંથાવલિ મને મળી ગઈ તેનો હું પૂરો શ્રદ્ધાળુ વાચક બન્યો. એ ગુરુ-શિષ્યની એક સુંદર છબી પણ મારા વાસમાં હું રાખતો થયો.[1] સારા દિવસની ગમે તેવી રાજકીય ધમાલમાંથી નિવૃત્ત થઈને રાતે હું મારા બિછાનામાં સૂતો ત્યારે બેલૂ-મઠમાં કે સુંદરગિરિની કોઈ ગુફામાં બીજા સંન્યાસીઓની પડખે વિરામ લેવાની નિત્ય કલ્પના મને પરમ શાંતિ આપતી.

વહેમ અને અજ્ઞાનમાં, કારમી ગરીબાઈમાં અને જૂના જુલમ નીચે સબડતાં ગામડાંનો હું શોખીન બનતો ગયો, તેમ ગામડાંના જેવા નવા જમાનાના આવાસની કલ્પના ઓસરતી ગઈ. આવા કરોડો પછાત ભાઈબહેનો જાગૃત થઈને જ્ઞાની અને આઝાદ બનતાં ઘણો વખત લાગે. એ ભાઈભાંડુની સાથે જ મારું પાનું પડ્યું છે—તેમના પીઠબળથી જ સ્વરાજ આપણે લેવાનું છે. તો તેમને પાછળ મૂકીને કોઈ પણ સહૃદય માણસ કેવી રીતે નવા જીવનની અપ્તરંગી કલ્પનાઓમાં રાચી શકે? જ્યાં સાદામાં સાદી સગવડો ન હોય ત્યાં વીજળીના પ્રકાશની કલ્પના કરવાનો શો અર્થ હોય?

આવી રીતે, ગામડાના પ્રેમથી મારું અંતર વિશાળ થયું પણ મારી બુદ્ધિ અને કલ્પના મર્યાદિત થયાં. અભણ પણ સુરેખ સ્ત્રીના પ્રેમી જેવી મારી હાલત થઈ. ખેડૂતોના અને ગામડાના પ્રેમરસમાં મારો

---

૧. એ છબી હું મારા ખંડમાં રાખતો, તેની અસર મારા પર થતી. ક્વચિત વિવેકાનંદની માફક ધ્યાન ધરવાની મને મજા પડતી. તે છબી પર હું ખૂબ જ આફરીન હતો કે તેવી બીજી એક છબી બજારમાંથી ખરીદીને ૦ સુમન્તની પુત્રીઓને ખાસ ભેટ તરીકે મેં આપેલી.

જૂનો શાસ્ત્રીય બુદ્ધિવિહાર વિસારે પડ્યો. એ કરોડો ગરીબ ભાઈબહેનની અને દેશની જંજીર તોડવાનો જ ખ્યાલ અને પુરુષાર્થ સર્વોત્કૃષ્ટ લાગ્યો. સામાજિક ઉત્કર્ષની વૈજ્ઞાનિક વિચારણા મારા ઉપમાનસના ઊંડાણમાં સરકી ગઈ.

આવી મનોદશામાં ગાંધીજીના લેખ અને ભાષણો 'નવજીવન'માં હું પ્રગટ કરતો. માત્ર પાર્લામેન્ટ ને આધુનિક રાજકારણ, રેલવે, યંત્રોદ્યોગ ને ઇસ્પિતાલો સંબંધી તેમના વિચારોથી હું અલિપ્ત રહ્યો. છતાં ગાંધીજી સાથે કામ કરતાં, પહેલાંની જેમ 'નવજીવન'માં તેમની સાદા જીવનની ભાવનાની વિરુદ્ધ લેખ પ્રગટ કરવાને હવે મારું જિગર ચાલતું નહિ.

સમાજસુધારાની મારી માન્યતા વિષે હું વધારે સજાગ રહ્યો. અમદાવાદમાં ડૉ૦ સુમન્ત અને શારદાબહેનના નિત્ય સંબંધને લીધે અને તેમના સુધારક મંડળના સંપર્કને લીધે તે વિચારો વિસારે પડે એમ નહોતું. સ્ત્રીઓની ઊંચી કેળવણી અને અંત્યજોની ઉન્નતિના નવા વ્યાવહારિક કાર્યમાં હું ગૂંથાતો ગયો તેથી તેમાં જ સુધારાનો મારો આવેશ એકાગ્ર થતો ગયો. ગાંધીજીની અસ્પૃશ્યતોદ્ધારની ઉત્કટ વૃત્તિની મારા માનસ પર ઊંડી અસર થઈ. સ્ત્રીઓની સંપૂર્ણ સમાનતા, વિધવાવિવાહ, જ્ઞાતિભેદ વગેરે વિષે મારી સમગ્ર સુધારક વિચારસરણી અખંડ રહી. પણ નવા વાતાવરણમાં તે વિષે પ્રચાર કરવાની વૃત્તિ ઓછી થઈ. માત્ર મારા અંગત જીવનમાં હું રૂઢિગત લગ્નપ્રસંગોનો અને જ્ઞાતિભોજનનો બહિષ્કાર કરીને મારો જુદો ચોતરો સાચવતો.

મુંબઈમાં કોઈ શ્રીમંતોને મળવાનું દિલ થયેલું નહિ અને કારણ સાંપડેલું નહિ. પણ તે વખતના અમદાવાદની હવામાં લખપતિ મિલમાલિકો મોટે ભાગે શહેરમાં રહેતા અને મધ્યમવર્ગનો વિશેષ સંપર્ક સાચવતા. તેથી જ એ શેઠિયાને મળવાને અમારો પગ સહેલાઈથી ઊપડેલો અને તેમણે પણ અમારો સુયોગ્ય સત્કાર કરેલો. અમદાવાદમાં જાહેર કાર્ય કરતાં બીજા અનેક ઉદ્યોગપતિઓનો અને વેપારીઓનો

સંબંધ વધતો ગયો. માત્ર હું આઝાદ સ્વભાવનો હોવાથી તેમની કંઈ શેહ–શરમમાં તણાતો નહિ. તેમની સાથે પૂરી સમાનતા અને છૂટથી હું હળતોમળતો અને ચર્ચાઓ કરતો. ક્વચિત તેમની સાથે હું ઝઘડતો પણ ઘણુંખરું સહકાર સાધી સેવાકાર્યને સફળ બનાવતો.

હવે ગાંધીજી મારા રાજકીય ગુરુ અને નેતા હતા. તેમના કૃશ શરીર અને તેજસ્વી પ્રતિભા પર તેમના પ્રતાપી આત્માનું અને પ્રચંડ નિશ્ચયબળનું અજોડ સામ્રાજ્ય જામેલું હતું તેથી મારું અસલી આધ્યાત્મિક માનસ તેમની આગળ નમ્રભાવે નમી પડતું છતાં છેક બાળપણથી વિકસેલી વિચારશક્તિની સ્વતંત્રતા મેં સંપૂર્ણપણે સાચવી રાખી.

નિરંતર ચિંતન કરવાનો મારો સ્વભાવ જ બંધાઈ ગયેલો. ઊઠતાં-બેસતાં અને ખાસ કરીને લાંબી મજલ કપતાં મને ચોક્કસ વિષય પર કડીબંધ વિચાર કરવાની ટેવ પડેલી. મારા મગજની ગતિ હંમેશ ધીરી જ રહી હતી. દરેક વિષય આમૂલાગ્ર સમજવાની ટેવ હોવાથી કંઈ નવી યોજના કે વિચારસરણી સમજતાં મને જરા વાર લાગતી[1] પણ એક વાર મારા મગજમાં નિશ્ચિત ક્રમે તે ઊતરી જતી તે પછી તેનાં મૂળ ઊંડા ચોંટી જતાં, ને તેને પૂરા નિશ્ચયબળથી હું વળગી રહેતો. વળી જે માનસિક પ્રામાણિકતાની ભાવના મારા અંતરમાં ખીલી હતી તે મને દરેક પ્રસંગે ગમે તેવા મહારથીના વિચારોથી નાના કે મોટા મતભેદ જાહેર કરવાને પડકાર કરતી. અંતરના અદમ્ય આદેશને[2] વશ થઈને

---

૧. મારી આ ખાસિયત મારા પિતાએ અને કોઈક શિક્ષકોએ પારખેલી તેથી Long Latent Period (ટૂંકમાં L. L. P.) એવું અંગ્રેજી ઉપનામ મને મળેલું.

૨. મારા આ સ્વભાવને પહેલું બુદ્ધિગમ્ય સ્વરૂપ જર્મન ફિલસૂફ કેન્ટના Categorical Imperative (નિશ્ચિત કાર્ય કરવાની પ્રખર ધર્મ-બુદ્ધિ)ના સિદ્ધાંતમાં મૂર્ત થયેલું મેં જોયેલું ત્યારથી તે બારે અંગ્રેજી શબ્દો મિત્રો સમક્ષ વાપરવાની મને ટેવ પડેલી. તેઓ મારી મીઠી મશ્કરી પણ તે કરતા.

જેમ મેં દેશસેવાનું વ્રત લીધું અને મુંબઈનો સમાજ છોડયો, તેમ વિરોધી કે વિભિન્ન મત રજૂ થતાં જ મારો મત હિંમતભેર પ્રકટ કરવાની હું મારી ફરજ સમજતો.

આમ કંઈક પલટાયેલી છતાં તાત્ત્વિક રીતે અખંડ રહેલી બુદ્ધિની સાથે મારા હૃદય અને સ્વભાવની વધેલી ગરમીનો પણ એકરાર કરવો જોઈએ. આગળના દૂર રહેતા નેતા શાસ્ત્રીજી શરીરે ઢીલાપોચા અને સ્વભાવે એશઆરામી હતા. ત્યારે રાજગુરુ ગાંધીજી તરફ મારી ભક્તિ ઘણી જ વધારે ઉત્કટ હતી. તે ચોવીસ કલાક કામ કરનાર ને લેનાર હતા. ગુજરાતનાં ભાઈબહેનોનો પ્રેમ અને નિત્ય સમાગમ મારા દિલને ખૂબ જાગૃત કરતા ગયા. નવા સંયોગોમાં જૂની ચિંતનશીલ બુદ્ધિ જરા ઠંડી થઈ તો મારો હૂંફાળો મનુષ્યપ્રેમ મારા કર્મબળને અને સ્વભાવને, મારી રોજિંદી ગતિને અને વ્યાવહારિક કાર્યને વધારે તેજ બનાવતો ગયો.

અમદાવાદમાં મારી બાઈસિકલ મારા નવા સ્વભાવના પ્રતીકરૂપ બની. મૂળ નાગપુરમાં તેના પર બેસતાં શીખેલો, પણ મુંબઈમાં તેની સવારી કદી કરેલી નહિ. અમદાવાદમાં આવતાં મને એ વાહન સાંપડયું. તેનો પહેલો બહોળો પ્રયોગ માતરની લડતમાં મેં કર્યો. પછી તો અમદાવાદ શહેરના અનેક લત્તામાં રોજ સાયકલ પર ફરતો અને તેટલી જ સરળતાથી શહેરના દરવાજા વટાવી અસલાલી અને બારેજાની યાત્રા કરતો[1] ખરેખર અમદાવાદના વસવાટથી જ હું ઝડપી ગતિનો દોસ્ત બન્યો અને તેને અનુરૂપ ગરમી મારા સ્વભાવમાં જામી ગઈ.

આવા આઝાદ મગજના અને ગરમ દિલવાળા માણસને જો અમદાવાદના હળવા વાતાવરણમાં વિવિધ સ્વભાવના સાથીઓ સાથે મળીને કામ કરવું હોય તો તેણે અત્યંત સમાધાનશીલ વૃત્તિ કેળવવી

---

૧. બેદરકારીથી સાયકલ ચલાવતાં મારી ઘૂંટી પેડલથી ઘણી વાર ઘવાતી તેથી પગનો પાટો મારો રોજનો સાથી બની ગયો. પાટો ન હોય તો જ મિત્રો નવાઈ પામતા!

પડે. મારી દૃષ્ટિથી હું પણ ત્યાં રહેતાં અનેક બાબતમાં બાંધછોડ કરતો થઈ ગયો. પણ જેમાં હું મહત્ત્વનો સિદ્ધાંત સમાયેલો માનતો તેમાં મારી પ્રકૃતિ અત્યંત અસમાધાનશીલ રહેતી. કોઈ સખી દિલના મિત્રો તેની કદર કરતા તો ઘણા વધારે તેને અવિચારી ગણતા.

મુંબઈ છોડયા પછી લગભગ એક વરસે હું અમદાવાદમાં સ્થિર થયો ત્યારે આવા પલટાયેલા માનસ અને સ્વભાવનું ભાથું મારા અંતરમાં બંધાઈ ગયું હતું. તે વખતે પ્રજાને અણધારી આફતમાંથી ઉગારવાને જે નવા કાર્યમાં ઝુકાવવાની મને ફરજ પડી તે હવે જોઈશું.

# ૬. દુકાળરાહત

**શંકરભરતીના** કામે ખેડા જિલ્લામાં અમે ફરતા હતા, એવામાં જ દુકાળના ઓળા એ જિલ્લામાં ઊતરતા જણાયા. છેક ઑગસ્ટની આખરે વરસાદ પડ્યો તે હાથતાળી આપીને નાસી ગયો. વખત જતાં પંચમહાલના પૂર્વ પ્રદેશમાં અને સારાયે ઉત્તર ગુજરાતમાં ચોમાસું છેક નિષ્ફળ થતું જણાતાં ખેડૂતની વહારે ધાવાની અમને ફરજ પડી.

સપ્ટેમ્બરમાં વરસાદ આળસી ગયો, તે જ વખતે ઇન્ફ્લ્યુએન્ઝાનો ચેપી તાવ મુંબઈ ને ગુજરાતમાં ગામડે ગામડે ફેલાતો ગયો. ઑક્ટોબરની બીજીએ ( ૧૯૧૮ ) ગુજરાત સભાની કાર્યવાહક કમિટીએ રોગનાં દર્દીઓની સારવાર કરવાને તાકીદનાં પગલાં લેવાનો ઠરાવ કર્યો. ૧૦મીની સભામાં દુકાળનો બીજો ગંભીર સવાલ વિચારવામાં આવ્યો. તેના હેવાલ મુજબ ' ચોમાસામાં વરસાદ નહિ થવાથી અનાજ તેમજ ઘાસ થયું નથી અને સખત મોંઘવારીથી ગુજરાતની પ્રજાની સ્થિતિ બહુ કફોડી થવાનો સંભવ જણાવાથી તે બાબત તપાસ કરવા માટે વલ્લભભાઈ પટેલ તથા ઇન્દુલાલ યાજ્ઞિકની એક સબ ( પેટા ) કમિટી નીમી.' બીજે જ દિવસે વલ્લભભાઇ સાથે મળીને મેં દુકાળની હકીકત મેળવવાને એક પ્રશ્નાવલિ તૈયાર કરી, ચોપાસ કાર્યકરોને તે મોકલી આપી અને પછી જાતે પાકની અને ખેડૂતોની હાલત તપાસવાને માટે ત્રણે દુકાળગ્રસ્ત જિલ્લામાં ફરવા માંડ્યું.

આગલા ૧૯૧૧ના દુકાળમાં હું મુંબઈમાં હતો ત્યારે હિન્દ સેવક

સમાજ તરફથી થયેલા દુકાળરાહતના કામથી કંઈક પરિચિત હતો. હવે ગ્રામવિસ્તારની માહિતી એકત્ર કરવાને પૂનાની જૂની ટેવ મુજબ છપ્પનિયાના દુકાળ કમિશનના સરકારી હેવાલ અને રાહતના નિયમો ભેગા કરી મેં વાંચવા માંડયા. વળી વડોદરા રાજ્યની દુકાળનીતિનો ખ્યાલ લેવાને હું વડોદરે જઈ નાયબ દીવાન ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈને મળ્યો, અને તેમના રાજ્યના દુકાળના હેવાલો મેં મેળવ્યા. આવા વજનદાર પુસ્તકોનો નાનોશો ભંડાર જમાવીને હું તેનો અભ્યાસ કરતો ગયો, તેમ તેમાં રજૂ કરેલાં ધોરણ મુજબ ખેડૂતોની પરિસ્થિતિ અને સરકારી ફરજના પાલન વિષે ઝીણી તપાસ કરતો ગયો.

ખેડા અને પંચમહાલના કાર્યકરો મને વધારે પરિચિત હતા તેથી તેની હકીકત સહેલાઈથી સાંપડી. અમદાવાદમાં રહેવા છતાં તેના તાલુકાના રસ્તા પહેલી જ વાર ખૂંદવાનું કામ મુશ્કેલ લાગ્યું. હવે, સાયકલ પર બેસીને અસલાલી, જેતલપુર ને બારેજા સુધી ફરવા જતાં, મેં રસ્તામાં ચંડોળાના સુંદર તળાવનાં અને ખારીની નહેરોનાં દર્શન કર્યાં. તેની સાથે તેનો વહીવટ કરનાર સરકારી ઇજનેરખાતાના સિતમની વાતો સાંભળીને હું ચોંકી ગયો. તે જ પ્રમાણે હોમરૂલ લીગના પ્રચારથી જાગૃત થયેલા પ્રાંતીજ ગામે જઈ બોખનું ભવ્ય તળાવ જોયું અને ખારીની નહેરો સાથે તેનો સંબંધ પિછાન્યો. સાણંદ, ધોળકા અને વીરમગામ પણ રેલવાટે જઈ કંઈક તપાસ કરી આવ્યો. ધંધુકાનો રેલમાર્ગ તે વખતે બંધાયેલો નહિ હોવાથી વઢવાણ વાટે રાણપુર થઈ ટપ્પામાં બેસી હું ધંધુકા પહોંચ્યો. દા૦ પોપટલાલ આણંજીવાલા સાથે છેક ધોલેરા સુધીના નપાણીયા પ્રદેશમાં હું ફર્યો. એ વેરાન પ્રદેશમાં બળબળતા તાપમાં માણસ અને ઢોરને પાણીના ટીપા માટે વલખાં મારતાં જોઈ હું ત્રાસી ગયો.

આમ ચોપાસ ફરીને હું બધી હકીકત મેળવતો ગયો અને આદર્શ સરકારી રાહતનીતિનાં પુસ્તક વાંચતો ગયો. ખેડૂતોનાં અને ઢોરનાં દુઃખ જોઈને હું વ્યગ્ર થયો, તેમ નિષ્ઠુર અમલદારોની બેપરવાઈ અને જુલમી વસૂલાતના કિસ્સા સાંભળીને હું ચમકી ગયો. ગુજરાત સભા

જેવી રાજકીય સંસ્થા તરફથી અમારે હેવાલ ઘડવાનો હતો. વલ્લભભાઈ સાથે મારા મનની બધી વાતો હું છૂટથી કરતો ગયો, તેથી તેમણે મારા ખ્યાલ મુજબ હેવાલ ઘડવાની મને પૂરી છૂટ આપી. તેથી એ હેવાલમાં ખેડૂતોના વીતકનો ચિતાર આપીને સરકારી લોખંડી તંત્રની સખત ઝાટકણી મેં કાઢી.

ઑક્ટોબર માસમાં તપાસ ચાલતી હતી તેવામાં જ બીજે મહિને રાજકીય પરિષદની બીજી બેઠક નડિયાદમાં ભરવાની જોરદાર તૈયારીઓ ચાલવા માંડી. તેના કાયમી મંડળના મંત્રી તરીકે મેં વખતોવખત ત્યાં જઈ સ્વાગત કમિટીના કાર્યમાં મદદ કરવા માંડી. એ કમિટીના પ્રમુખ તરીકે ગોપાળદાસ દેસાઈ (નાના સાહેબ) ચૂંટાયા. પરિષદના પ્રમુખ તરીકે વિઠ્ઠલભાઈ ચૂંટાયા. પછી ઠરાવો ઘડવાને ચૂંટાયેલી કમિટીમાં મગનભાઈ ચતુરભાઈ જેવા જૂના ઉદ્દામ અગ્રણીએ નાના સાહેબના પીઠબળથી સુધારાની યોજના વિષે છેક જ દહીંદૂધિયો ઠરાવ ઘડવાનો આગ્રહ કરવા માંડ્યો. તેથી તે કમિટીની સભાઓમાં મેં વખતોવખત જઈને મગનભાઈના પક્ષની સામે સ્થાનિક ઉદ્દામ તત્ત્વોનું સબળ સંગઠન સાધ્યું. કમિટીમાં ઘણી લાંબી અને જુસ્સાદાર ચર્ચા થયા પછી અમે મુંબઈની કોંગ્રેસના ધોરણે જ બધા ઠરાવો સંગીન વધુમતીથી પસાર કર્યા

ઑક્ટોબરની આખરે મેં દુકાળ વિષે હેવાલનો મુસદ્દો અંગ્રેજીમાં તૈયાર કરીને વલ્લભભાઈ આગળ રજૂ કર્યો. તેમની સંમતિ મળતાં મેં તે ટાઈપ કરાવ્યો. નવેમ્બરના આરંભમાં ગુજરાત સભાની કમિટી આગળ અમે તે પેશ કર્યો. તે છાપીને રાજકીય પરિષદમાં વહેંચવાને હું આતુર હતો તેથી તેની અંગ્રેજી અને ગુજરાતી નકલો છાપવાની પૂરી તૈયારી કરી–તેનાં છાપેલાં પ્રૂફ લઈને–હું બહુ જ હોંશથી કમિટીમાં ગયો.

વલ્લભભાઈને ઘેર કમિટી મળી. તેમાં ગાંધીજી સિવાય ઘણાખરા સભ્યો હાજર હતા. મારો હેવાલ હું ધીમે ધીમે વાંચી ગયો અને પછી કંઈ સવાલો પુછાયા તેના મેં વિગતસર ખુલાસા આપ્યા. સરકારની

ફરજો વિષે તેના જ નિયમો ટાંકીને મેં મારી વિગતવાર ભલામણો કમિટી આગળ રજૂ કરી. આ વિષે બીજા થોડું જ જાણતા તેથી હકીકત કે કાયદાના ધોરણુસર કોઈ વાંધો ઉઠાવી શકે એમ નહોતું. છતાં ધીમે-ધીમે એકબાજુએથી કંઈ ગણગણાટ શરૂ થયો. હેવાલ મંજૂર કરવાના ઠરાવનો કંઈ વિરોધ થયો નહિ. પણ અંબાલાલ સારાભાઈએ, કસ્તૂરભાઈ લાલભાઈની સંમતિથી એવી સૂચના કરી કે આ હેવાલમાં સરકારી નીતિની ટીકા કરવામાં આવેલી હોવાથી દુકાળનિવારણના કામમાં સરકારનો સહકાર મેળવવામાં અડચણ આવે એ દૃષ્ટિથી તે હાલ પ્રકટ કરવો નહિ, પણ તેનો વિચાર કરી જરૂરી સક્રિય પગલાં લેવાને એક પેટાકમિટી નીમવી. મેં બીજી કમિટીની વાત મંજૂર કરી પણ આ હેવાલને ખોરંભે નાખવાની દરખાસ્તનો સખત વિરોધ કર્યો.

હું અમદાવાદ આવ્યો તે પછી મારે અમારી કમિટીમાં પહેલી જ વાર આવી ટક્કર ઝીલવાનો વખત આવ્યો. મારા વિરોધીઓ રાજ-કારણ કે દુકાળનું ઓછું જાણતા. ઘણાખરા સભાસદો મારો હેવાલ પ્રગટ કરવામાં કંઈ જોખમ નહોતા જોતા. પણ મારા ટીકાકારો શ્રીમંત શેઠ હતા. તેમની આગળ નમીને ચાલવાની જૂની રીત હતી. વળી રાહ-તના કામમાં તેમના સાથની જરૂર હતી. તેથી ઘણાખરાએ તેમની આગળ નમતું આપ્યું. માત્ર વલ્લભભાઈએ થોડી વાર તેમને સમજાવવાને પ્રયાસ કર્યો તે વ્યર્થ ગયો. તેથી કમિટીએ મારો હેવાલ મંજૂર કર્યો પણ તે પ્રગટ કરવાની મને બંધી કરી.

અમદાવાદના શ્રીમંતોમાં આર્થિક સમૃદ્ધિની સાથે સરકારની બીકનો અને સર્વોપરી વર્ચસ્ના ગર્વનો જે અજબ સંયોગ થયો હતો તેનો મને પહેલો જ અનુભવ થયો. મુંબઈના વાડિયા અને પિટિટ જેવા મોટમોટા લખપતિઓ મોટી મિલો ચલાવતા. છતાં ચોક્કસ મુદ્દા પર સરકારી નીતિની સખત ઝડતી લેતા. ત્યારે મુંબઈનો રોજિંદો પરિચય ધરાવનાર અમદાવાદના શેઠિયાનું ખમીર ઘણું જુદું લાગ્યું. મારી મુંબઈગીરી કાર્યનીતિ પર અમદાવાદના બીકુ માનસનો અંકુશ મુકાયો

તેથી હું હાડોહાડ સળગી ગયો. વલ્લભભાઈએ મારું દિલ પારખીને મને આશ્વાસનનાં બે વચન કહ્યાં. તે તેમના વિશ્વાસના પ્રતીક તરીકે મેં વધાવ્યાં. છતાં જ્યારે મારા હાથમાં દુકાળના હેવાલનાં પ્રૂફ લઈને તે રાતે હું ઘરની બહાર નીકળ્યો ત્યારે સારી દુનિયા મને કાળી કાળી લાગી. મારું દિલ નિરાશાની ગર્તમાં ડૂબી ગયું, મારા મનના મનસૂબાનો ભાંગીને ભુક્કો થયો, અને છાતી પર પથ્થર મૂકીને હેવાલના બધા ટાઈપ છોડી નાખવા મેં છાપખાનાને સૂચના આપી.

છતાં મારું ધાર્યું મેં બે રીતે પાર પાડ્યું: 'નવજીવન'ના નવેમ્બરના અંકમાં જ દુકાળનો આખો હેવાલ 'નવજીવન–ઑફિસ'ને નામે મેં પ્રગટ કર્યો. પછીને મહિને હું મુંબઈ ગયો ત્યારે હોર્નિમેનને મેં આખો હેવાલ સોંપ્યો, તે તેણે મારા અંગત હેવાલ તરીકે અંગ્રેજી દૈનિક 'બૉમ્બે ક્રૉનિકલ'માં ભડકાવનારા મથાળા નીચે પ્રગટ કર્યો. વળી, રાજકીય પરિષદમાં મેં અને બીજા સાથીઓએ મારા હેવાલની ઘણી હકીકત રજૂ કરીને સરકારની સખત ઝડતી લીધી. છતાં સરકારના કોઈ અમલદારે મારા પર વૉરન્ટ કાઢ્યું નહિ, કે પછીથી દુકાળના મારા કામમાં કંઈ હરકત કરી નહિ!

નડિયાદની પરિષદ દુકાળરાહત વિષે તાકીદના નિર્ણય લેવાથી ઘણી રીતે યાદગાર નીવડી. સત્યાગ્રહની લડતથી ચોપાસ જાગૃત થયેલી ગ્રામપ્રજાને સમાવવાને સ્ટેશનની પશ્ચિમે વિશાળ ખેતરોમાં ભવ્ય મંડપ બાંધવામાં આવ્યો. પરિષદને ટાંકણે જ નવેમ્બરની ૧૧મી તારીખે ચાર વરસથી ચાલતા યુરોપના યુદ્ધની તહકૂબી જાહેર થઈ. છતાં આગલી સાલના લીલા કાળથી, મોંઘવારીની વરસોની યાતનાથી અને નવા દુકાળના તાંડવથી પીડાયેલી પ્રજા આનંદોત્સવ શી રીતે ઊજવે? માત્ર લડાઈનો હાઉ દૂર થવાથી સરકાર સામે ગમે તેવી ઉગ્ર લડત છૂટથી લઈ શકાશે એ વિચારથી અમે કંઈક રાહત અનુભવી.

નવેમ્બરની ૧૬મીએ રાજકીય પરિષદ નડિયાદમાં વિઠ્ઠલભાઈના પ્રમુખપણા નીચે મળી ત્યારે ગાંધીજી મુંબઈમાં પથારીવશ હોવાથી નહિ જ આવે એ જાહેર થયું હતું. તેમના આકર્ષણના અભાવે મુંબઈના થોડા જ આગેવાનો ને મિત્રો પરિષદમાં આવ્યા. વિઠ્ઠલભાઈ અને અમે સર્વ મુંબઈની કૉંગ્રેસની ઉદ્દામ નીતિને વરેલા હોવાથી હિન્દ સેવક સમાજના સભાસદ તરીકે ઠક્કરબાપા પણ નડિયાદ પધાર્યા નહિ. છતાં તેમાં વલ્લભભાઈ અને દાદુભાઈ[1] જેવા પીઢ અગ્રેસરોએ, ગુજરાતના નવજુવાન કાર્યકરોએ અને શહેર ને ગામડાંની પ્રજાએ અફાટ સંખ્યામાં હાજરી આપીને તેને સંપૂર્ણ રીતે સફળ બનાવી.

વિઠ્ઠલભાઈએ તો ત્રણ મહિના પર ભાષણ કર્યું હતું તેનાથી પણ અહીં તે આગળ વધ્યા. સરકારની જુલમી અને લોખંડી જમીન મહેસૂલ નીતિ પર તેમણે ભરપૂર પુરાવા અને દલીલો આપીને સખત પ્રહારો કર્યા. પછી ખાસ કરીને મુંબઈ ઇલાકામાં તો બધાંયે ખાતાંનો વહીવટ લોકોના ચૂંટાયેલા પ્રધાનોને જ સોંપવાની બુલંદ માગ તેમણે ઉઠાવી. અંતમાં જાણે ગોધરાનાં ગાંધીજીનાં વાક્યો યાદ કરીને, અંત્યજોના પ્રતિનિધિઓ માટે નવી ધારાસભામાં ખાસ બેઠકો નિયત કરવાની તેમણે સરકારને ભલામણ કરી.

દુકાળનો સાંગોપાંગ ઠરાવ રજૂ કરવાની જવાબદારી મેં ઉપાડી લીધી. દુકાળના ભીષણ ત્રાસનું હૂબહૂ વર્ણન ઠરાવમાં આપીને મારા હેવાલમાં કરેલી બધી જ ભલામણો લગભગ અક્ષરશઃ મેં રજૂ કરી. પછી ગુજરાત સભાના ધોરણસર દુકાળરાહતનું કામ ખેડા જિલ્લામાં પણ ઉપાડવા વિષે મેં સ્થાનિક કાર્યકરો સાથે વાતચીત કરી. થોડા વખત પછી જે પ્રજાકીય રાહત કમિટી ત્યાં નિમાઈ તેમાં પરિષદના

---

૧. દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ વરસો સુધી ખેડા જિલ્લા લોકલબોર્ડના પ્રમુખ હતા. આ પરિષદમાં તેમણે ગુજરાતનો જુદો પ્રાંત રચવાનો ઠરાવ રજૂ કરવાનો વિચાર કર્યો હતો. પણ વલ્લભભાઈએ તેમને સમજાવીને આવો ચર્ચાસ્પદ ઠરાવ રજૂ કરતા રોકયા હતા.

સ્થાનિક કાર્યકરોની સાથે મારું નામ પણ દાખલ કરવામાં આવ્યું.

અંત્યજો માટે નવા હકની માગણી કરીને જ પ્રમુખ અટક્યા નહિ. અહીં ગાંધીજી નહોતા તેથી વિઠ્ઠલભાઈએ અંત્યજ પરિષદ ભરવાની જવાબદારી ઉઠાવી લીધી. ગોધરામાં પરિષદના કાર્યકરોએ ભંગીવાસમાં જઈ સભા ભરી હતી. અહીં તો પ્રમુખે સેંકડો અંત્યજો માટે પરિષદનો સુશોભિત મંડપ જ ખુલ્લો કરી દીધો. આથી કેટલીક જ્ઞાતિના રૂઢિચૂસ્ત લોકોએ 'ઢેડાં ધાલ્યાં' અને 'મંડપ અભડાયો' એવી કાગારોળ કરી મૂકી. છતાં અહીંની અંત્યજ પરિષદ હજારો માણસોની હાજરીમાં સફળ રીતે ભરાઈ. વળી ગાંધીજીની વ્યવહારબુદ્ધિ યાદ કરીને અમે અહીં પણ અંત્યજો માટે ફાળો ઉઘરાવ્યો. મુંબઈના શ્રીમંત એસ. આર. બમનજીએ અને અંબાલાલ સારાભાઈએ તેમાં સંગીન ફાળો આપ્યો. કુલ આશરે હજારેક રૂપિયા ભેગા થયા તેમાંથી નડિયાદમાં અંત્યજ શાળા તરત સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું.

સદ્‌ભાગ્યે આ મુશ્કેલ કામ માટે જમનાદાસ ભક્ત જેવા અછૂતોના સાચા વીર સેવક અમને તરત મળી ગયા. નડિયાદના કંઈક વિરોધી વાતાવરણમાં તેમણે હિંમતભેર મરીડા ભાગોળે પહેલી શાળા શરૂ કરીને વિદ્યાર્થીઓની સંખ્યા સપાટાબંધ વધારી મૂકી. વર્ષોથી ચુસ્ત આર્યસમાજી તરીકે ધર્મ અને સમાજના સુધારા માટે ભાષણો અને ભજનો ગાવાની તેમને ટેવ હતી હવે અસ્પૃશ્યતા નિવારણના અને નવી શાળાના પ્રચાર માટે સાધુનો ઝભ્ભો પહેરીને તે લત્તે લત્તે હરિકથા અને હરિકીર્તન કરતા ને તેમાં અછૂતોની સાથે સવર્ણોની સારી મેદનીને ખેંચતા. આવી રીતે જમનાદાસના સહકારથી હરિજનપ્રવૃત્તિ સપાટાબંધ નવા ક્ષેત્રમાં જામી ગઈ.

પરિષદથી પરવારી હું અમદાવાદ પાછો ફર્યો ત્યારે ગુજરાતના તેમજ મુંબઈ પ્રાંતના અનેક ભાગમાં દુકાળની પરિસ્થિતિ વિકટ બની

હતી. તેથી મુંબઈમાં ૨૯મી નવેમ્બરના રોજ દુકાળનિવારણ માટે પગલાં લેવાને જાહેર સભા ટાઉનહોલમાં મળી. તેમાં વગદાર શહેરીઓની એક સ્થાયી કમિટી નિમાઈ. લક્ષ્મીદાસ રવજી તેરસી, ઉમર સોબાની, જમનાદાસ દ્વારકાદાસ, શંકરલાલ બેંકર વગેરે મિત્રોની ખાસ ભલામણથી ગુજરાતના ભોમિયા તરીકે મારું નામ મુંબઈની વગદાર કમિટીમાં અને પછી નાની કાર્યવાહક કમિટીમાં મુકાયું. ડિસેમ્બર માસથી તે કમિટીમાં સક્રિય ભાગ લેવાને દર શુક્રવારે મેં મુંબઈ જવા માંડ્યું અને બધા જિલ્લાના કાર્યકરોના રાહતકાર્યમાં બનતી મદદ અપાવવા માંડી.

અમદાવાદમાં ગુજરાત સભાની પેટા કમિટીના પ્રયાસથી ચોથી ડિસેમ્બરના રોજ એ જિલ્લામાં રાહતનાં પગલાં લેવાને સ્થાનિક નાગરિકોની જાહેર સભા પ્રેમાભાઈ હોલમાં મળી. તેમાં જે વિશાળ કમિટી અને કારોબારી કમિટી નિમાઈ તેના મંત્રી તરીકે વલ્લભભાઈ, માવળંકર, કસ્તૂરભાઈ અને કૃષ્ણલાલ દેસાઈની સાથે મારી ચૂંટણી થઈ. અંબાલાલ સારાભાઈ કારોબારીના એક સભ્ય હતા. તેમણે અને કસ્તૂરભાઈએ ગરીબનું દુઃખ હૈડે ધરીને અને અમારી સાથે રોજબરોજ મળીને, પૂરા ખંત ને હોશિયારીથી રાહતકાર્ય ઉપાડી લીધું. પ્રારંભમાં જ તેમણે અને કસ્તૂરભાઈએ સારો ફાળો આપીને તેમજ બીજા શ્રીમંતોને મળીને આશરે પોણાબે લાખ રૂપિયા ભેગા કર્યા તેથી અમારું કાર્ય સરળ બન્યું.[1]

અમે બધા મંત્રીઓએ સંસારસુધારા હોલને મેડે ખોલેલા રાહત

---

૧. આ દુકાળને પ્રસંગે કંઈ ફાળો મેળવવાનો મેં પ્રયાસ નહોતો કર્યો. પણ શારદાબહેનની સૂચનાથી શિશુમંડળે એક જલસો કરીને આશરે રૂ. ૧૮૦૦ અમારી કમિટીને આપેલા. 'ડો. સુમન્તનું કુટુંબ, શ્રી રમણભાઈ, સર ચીનુભાઈ બેરોનેટ, શેઠ હઠીસિંગનું કુટુંબ, શેઠ કસ્તૂરભાઈ લાલભાઈનું કુટુંબ...બધાંયે મળીને (શિશુ) મંડળનો આરંભ કર્યો હતો.' (પ્રેમ સૌરભ પાન ૧૧) આ મંડળના જલસાને માટે મેં એક નાટ્યસંવાદ લખીને તેમાં દુકાળનો ખ્યાલ આપેલો. નાટકઘર ચિક્કાર ભરાયેલું અને જલસો ખૂબ વખણાયો હતો.

કમિટીના કાર્યાલયમાં મળીને તરત કામની વહેંચણી કરી લીધી. કસ્તૂરભાઈ નાણાંના હિસાબ-કિતાબ સંભાળે અને તેમની પેઢી પર રોજ સાંજે નાણાંનું ભરણું ભરાય. માવળંકર અને હું કાર્યાલયનું રોજિંદુ કાર્ય અને પત્રવહેવાર ચલાવીએ. કૃષ્ણલાલ–બચુભાઈ જુદા જુદા લત્તાના કાર્યકરો, વેપારીઓ વગેરે સાથે સંપર્ક રાખે અને વલ્લભભાઈ અમને સર્વને જરૂરી માર્ગદર્શન આપે. કાર્યાલય માટે જરૂરી કારકુન અને પટાવાળા પણ રોકવામાં આવ્યા. ટેબલ, ખુરશી, ટાઈપરાઈટર વગેરે જરૂરી સામાન ખરીદવાનું પણ નક્કી થયું. રાહતકાર્યના વધતા જતા પત્રવહેવાર અને દફતરો રાખવાનું કાર્ય સંભાળવાને એક જવાબદાર અને સુશિક્ષિત વ્યવસ્થાપક તરીકે મારી ખાસ ભલામણથી જાણીતા લેખક ભરતરામ ભાનુસુખરામ મહેતાને અમે રોકવાનું ઠરાવ્યું. તરત તે વડોદરાની સરકારી નોકરી છોડી દઈને અમારા કામમાં સામેલ થયા. આવી બધી તૈયારીઓ કરીને અમે સર્વએ સપાટાબંધ પોતપોતાનું કામ પૂરા ખંત અને આનંદોત્સાહથી ઉપાડી લીધું અને મહિના માસમાં અમારું કાર્યાલય માણસોની અવરજવરથી અને જથ્થાબંધ અનાજ ને ઘાસના વહીવટથી ધમધમતું થયું.

ડિસેમ્બરની આખરે કોંગ્રેસની વાર્ષિક બેઠક દિલ્હીમાં મળવાની હતી તેમાં હાજરી આપવાને મિત્રોએ તૈયારીઓ કરવા માંડી. તેમની સાથે જવાને તેમણે મને ઘણો આગ્રહ કર્યો. પણ ત્યાંસુધીમાં તો રાહત માટે તાકીદની જરૂરિયાતો જણાવવાને મોકલેલા પરિપત્રોના જવાબો આવી રહ્યા. શહેર અને ગામડાંમાંથી અનેક ભાઈઓ અમને મળવા આવતા. અમારા કાર્યાલયમાં પૂરો વખત હું જ આપી શકતો. ગામડામાં રાહતનાં કેન્દ્ર ચલાવવા વિષે સૂચનાપત્રો અને બીજાં ખરીદ-વેચાણનાં પત્રકો અમારે છાપવાનાં હતાં. રાહત માટે સારાં નાણાં જમા થતાં હતાં, તેના ખરચની અનેકવિધ યોજનાઓ ઘડવાની હતી. તેથી મારું દિલ્હી મેં અમદાવાદમાં જ માન્યું ને રાહતના ભરપૂર કાર્યમાં જ આનંદ માનીને મેં નાતાલની ઉજવણી કરી.

૧૯૧૯ના ઐતિહાસિક વરસના આરંભથી જ પાછી મારે પગે પનોતી બેઠી. અમદાવાદ જિલ્લામાં અનાજ અને ઘાસ સસ્તે દરે વેચવાના નિયમો અમારી કમિટીએ ઘડ્યા. તે માટે સ્થાનિક કમિટીઓ સ્થાપવાની જરૂરિયાત જણાઈ, તેથી ધોઘો સિવાયના લગભગ બધા જ તાલુકામાં ફરીને મેં રાહત કમિટીઓ સ્થાપવા માંડી. વળી મુંબઈની રાહત કમિટીમાં હું દર અઠવાડિયે નિયમિત રીતે હાજર રહેતો અને કેટલાક દિવસ બીજા જિલ્લામાં ફરીને યોગ્ય રાહત માટે મુંબઈ અરજીઓ કરાવતો. અમદાવાદની કમિટીએ મુંબઈ મારફત રંગૂની ચોખા ભરપટ્ટે મંગાવવા માંડ્યા ત્યારે ખેડાની કમિટીએ નુકસાનીથી બધો માલ વેચવાને સંગીન મદદ ત્યાંથી મેળવવા માંડી.

જથ્થાબંધ અનાજ ને ઘાસ અમદાવાદની કમિટીએ સસ્તા દરે વેચવાને મંગાવવા માંડ્યું, ત્યારે અમારી સમક્ષ નવા સવાલો ઊભા થયા. વેગનબંધ માલ ભરવાને સ્ટેશન પાસે ગોદામ જોઈએ, તેની સગવડ અડધી રાતે અંબાલાલ સારાભાઈએ કરી આપી. પહેલી વાર તેમણે અમારી સાથે મધરાતે ઉજાગરો કરીને બધો માલ તોળાવીને ભરાવવામાં મદદ કરી. માલ શહેરમાં અને ગામડે વેચવાને નિયમો ઘડવાનું કામ જરા તકરારી નીવડ્યું. હંમેશ મુજબ વલ્લભભાઈને ઘેર મળીને અમે નિયમોના ખરડાની ખૂબ છણાવટ કરી. ખાસ કરીને મારી અને અંબાલાલની વચ્ચે ખૂબ ચર્ચા ચાલી. રાહતનું કામ લાંબે ગાળે ઓછા ખરચે કરવાનો તે આગ્રહ રાખતા ત્યારે હું ગામડાંની હાલતથી વધારે જાણકાર હોવાથી બને તેટલી મદદ સત્વર આપવાનો આગ્રહ રાખતો. રાહતકામમાં વ્યવહારદક્ષતા અને તાકીદની સહાય વચ્ચે વિરોધી દલીલોની સાઠમારી અમારી વચ્ચે કલાકો સુધી ચાલી. છેવટે બંનેએ એક-બીજાનું થોડું માનીને ખેલદિલીથી સમાધાન કર્યું અને મધ્યમમાર્ગી નિયમો મુજબ બધા માલનું વેચાણ કરવાના હુકમો અમે મંજૂર કર્યા.

જેમ અમદાવાદમાં દુકાળરાહત અંગે મારે મોટા મિલમાલિક સાથે વાદવિવાદ કરવો પડતો તેમ મુંબઈની કમિટીના મહામંત્રી શાહ-સોદાગર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ સાથે આરંભમાં કપરી ચર્ચામાં ઊતરવું પડતું. ત્યાંની કમિટીના માલેતુજાર મહાજનો મને ભાગ્યે જ ઓળખતા. તેમનાં ઊજળાં અસ્ત્રીબંધ કપડાં આગળ મારો મુફલિસ લેબાસ છેક હલકો લાગતો. પણ આવા ભેદથી જરાયે કચવાયા વિના કમિટીની શરૂઆતની જ બેઠકમાં ખેડા જિલ્લાની રાહતની અરજીઓ મંજૂર કરવાને જોશીલી અંગ્રેજીમાં મેં સખત જીદ કરી, અને ત્યાંની નક્કર પરિસ્થિતિની સચોટ રજૂઆત કરી. તેથી ઘણે અંશે મારી ભલામણ કમિટીએ મંજૂર કરી. પછીથી પુરુષોત્તમદાસ મને એક આગ્રહી કાર્યકર તરીકે ઓળખી ગયા અને કમિટીની સભાના અડધોએક કલાક પહેલાં મારી સાથે ચર્ચા કરીને મારા તરફની અરજીઓનો નિકાલ કરતા. કાળક્રમે મુંબઈની કમિટીના જવાબદાર સભ્ય તરીકે હું અનેક ઠેકાણે જતો, રાહતના વહીવટની તપાસ કરતો અને પછી ઘાસ અને અનાજની જરૂરિયાત વિષે જે હેવાલ હું રજૂ કરતો તે સહેલાઈથી મંજૂર થતો.

અમદાવાદની કમિટી તો મુંબઈની મારફત જે માલ મંગાવતી તેનાં પૂરાં નાણાં ચૂકવતી. શરૂઆતમાં પુરુષોત્તમદાસ મને ચોખા કે ઘાસની સસ્તી સગવડની ખબર આપતા એટલે તરત અમદાવાદની જરૂરિયાત પ્રમાણે જથ્થાબંધ માલ મોકલવા હું તેમને કહેતો. અમારી કમિટીને મોટા શેઠિયાનું પીઠબળ હોવાથી તે તરત માગેલો માલ મોકલતા.

આ વહેવાર એકબે મહિના ચાલ્યા પછી એક દિવસ પુરુષોત્તમ-દાસે મને કહ્યું: 'આજે જ મને કહો તો દિલ્હીથી ઘણા સસ્તા દરે રકમબંધ ઘઉં ને બાજરી અમદાવાદ મોકલાવવા તાર કરું.' તેમની સાથે મસલત કરી મેં ઠરાવ્યું કે આવતા ઉનાળા સુધીમાં એક હજાર ટન ઘઉં ને એટલી જ બાજરી અમારી બધી દુકાને મળીને જોઈશે.

તેથી તેટલા માલનો બંદોબસ્ત કરવા તેમને કહીને હું અમદાવાદ પહોંચ્યો. તરત પુરુષોત્તમદાસે હંમેશ મુજબ આ સોદાની ખબર અમદાવાદની કમિટીને રીતસર કાગળ લખીને આપી.

આ કાગળ આવતાં જ અમારા મિત્રમંડળમાં ઉલ્કાપાત મચી ગયો. વલ્લભભાઈને ઘેર સવારની રોજિંદી મસલત દરમ્યાન આ કાગળ વાંચીને અંબાલાલે સહેજ હસતે હસતે મને કહ્યું : ‘ તમે સમજો છો ઇન્દુલાલ ! તમે આ શું કર્યું છે? ઘઉં ને બાજરી હજાર હજાર ટન આવે એટલે તેની પાંચ લાખની હૂંડી મુંબઈથી આવે, તે અમે કેવી રીતે શીકારીએ ? ’

આ સવાલ મેં આવી રીતે વિચારેલો નહિ તેથી ઘડી વાર હું સ્તબ્ધ થઈ ગયો. જવાબમાં મેં તો મારા દિલની વાત કહી, કે હોળી સુધીમાં આટલા માલની જરૂર આપણને પડશે અને તે સસ્તા દરે મળતાં આપણે સંગીન રાહત પ્રજાને આપી શકીશું. બાકી પૈસાની બાબતમાં તો અમે બધા જાણતા હતા કે બધો માલ રેલવેના વેગનની સગવડ થાય તેમજ આવશે, તેની સામટી રકમની ભારે હૂંડી આવે નહિ અને તે એકી કલમે ભરવી પડે પણ નહિ. વળી મુંબઈની કમિટી અમારા સદ્ધર અગ્રેસરોને થોડા વખત માટે નાણાંની જરૂરી સગવડ પણ આપી શકે અને માલ વેચાય તેમ નાણાં ભરાય.

છેવટે બન્યું પણ એમ જ. મુંબઈથી કોઇ માલ સામટો આવ્યો નહિ, ને કોઈ ભારે હૂંડી આવી નહિ. નિયમ પ્રમાણે માલની રકમ સગવડ પ્રમાણે ચેકથી જ મોકલાતી ગઈ. છતાં મારા જેવા ગરીબ માણસને અમારા શ્રીમંત સભ્યોએ નાહકનો તંગ કર્યો તેથી ફરી વાર મારું દિલ ઘવાયું.

વાત આટલેથી પતી નહિ. અંબાલાલ, કસ્તૂરભાઈ અને બીજા સભ્યોએ મળીને આ વાત કમિટીમાં રજૂ કરી અને એવો મુદ્દામ ઠરાવ મૂક્યો કે કમિટીના ઠરાવ સિવાય કોઈ પણ મંત્રીએ કંઈ પણ માલ ક્યાંયથી પણ ખરીદવાનો સોદો કરવો નહિ. ઠરાવની ભાષા સામાન્ય

હતી પણ તેની અણી મારી સામે જ તાકેલી હતી. આ ઠરાવ પસાર થયો તેની પણ મારા દિલ પર ઊંડી ચોટ વાગી. મારી અને ટીકાકારોની વચ્ચે થોડો વખત અબોલા રહ્યા. તે વિષે અંબાલાલે વલ્લભભાઈને સહેજ પૂછયું ત્યારે તેમણે રોકડું પરખાવ્યું : 'શું તમે ઇન્દુલાલને તમારો પગારદાર નોકર સમજો છો ? તેણે વાજબી જ કર્યું હતું, અને સહેજ વધારે માલ મંગાવ્યો તેમાં આટલું બધું થાય ?'

ત્યારથી હું મુંબઈ જઈ ખેડા ને બીજા જિલ્લાને રાહત અપાવવાને જ બનતું કરતો. અમદાવાદ માલ મોકલવાનું પુરુષોત્તમદાસ પૂછતા ત્યારે અમારી કમિટીને કાગળ લખવાનું જ સૂચવતો. તેથી કોઈ વાર માલ અમારી કમિટીને મોડો મળતો અને ઉસ્તાદ પુરુષોત્તમદાસ અમારા આગેવાનોની મીઠી મજાક ઉડાવતા.

તે દિવસોમાં વારંવાર સફર કરતાં ચારપાંચ રાત રેલગાડીમાં ગાળવાનું મારે માટે આસાન થઈ ગયું હતું. એક વાર ધોળકા અને ધંધુકા સુધી ફરીને સરકારી ગેરવહીવટ વિષે અમદાવાદના કલેક્ટર પર મોકલવાને એક સખત કાગળ મેં તૈયાર કર્યો. કાગળ ટાઈપ થયા પછી તેમાં ખૂબ સુધારા કરીને હું કંઈ કામે બહાર ગયો. મેં કારકુનને કાગળ પર વલ્લભભાઈની સહી લઈ ને મોકલવા સૂચવ્યું. એ કાગળ વલ્લભભાઈના ટેબલ પર પડેલો તે અચાનક અંબાલાલ ને કસ્તૂરભાઈનાં વાંચવામાં આવ્યો. બંનેએ તરત એ કાગળમાં મારી કલમ પારખી અને આવો ઉદ્ધત કાગળ કલેકટરને ન મોકલવા વલ્લભભાઈને વિનંતી કરી. પણ તેમનું તો રૂંવાડું જ શાનું ફરકે ? બંને બોલતા રહ્યા અને વલ્લભભાઈએ 'બધું બરાબર છે' એમ કહી ઠંડે કલેજે કાગળ પર સહી કરીને રવાના કર્યો. થોડા દિવસમાં સમજુ કલેક્ટરે તેનો રીતસર જવાબ આપ્યો ત્યારે વલ્લભભાઈએ મને કહ્યું : 'એમને વંચાવજો એટલે સમજણ પડશે.'

બીજી એક વાર કમિશનર પર છેક જ જુદી ઢબનો કાગળ માવળંકરે લખેલો તે પરથી ખૂબ ચર્ચા વલ્લભભાઈ સમક્ષ થઈ. એ કાગળની ભાષા–શૈલીની મેં સખત ટીકા કરી અને વલ્લભભાઈને અને મને પૂછયા

વિના આવા કાગળો સરકારી અમલદારોને ન લખવા મેં તેમને સૂચવ્યું, તેથી માવળંકરને ઘણું ખોટું લાગ્યું. આવાં છમકલાં ક્વચિત અમારા ત્રણની વચ્ચે થતાં તે ઘણું ખરું થોડા વખતમાં ભુલાઈ જતાં. એક-બીજાના ગુણ અને સ્વભાવ પિછાનીને અમે સર્વએ પૂરો સહકાર સાધી જિલ્લાનાં રાહતકેન્દ્રોમાં બને તેટલું ઘાસ અને અનાજ, બી અને કપડાં મોકલીને દુકાળગ્રસ્ત જનતાની બનતી સેવા કરી, અને આશરે બે લાખ રૂપિયાના ફાળાનો અને બીજા લાખો રૂપિયાની લોનનો વહીવટ યશસ્વી રીતે પાર પાડ્યો.

જાનેવારીના ત્રીજા–ચોથા અઠવાડિયામાં અમદાવાદનું કામ થાળે પડતું હતું તેવામાં દુકાળગ્રસ્ત દાહોદના ભીલોના સંકટ વિષે અને તેમના પર થતા સરકારી જુલમ વિષે એક લાંબો પત્ર અમારી કમિટી પર આવ્યો. વલ્લભભાઈને બતાવીને મેં તેના લેખક, દાહોદના સુખદેવ વિશ્વનાથ ત્રિવેદીને અમદાવાદ આવી મળી જવા સૂચવ્યું. તરત જ તે આવ્યા એટલે તેમની સાથે કલાકો સુધી મેં નિરાંતે વાત કરી. તેમની હકીકત સાંભળતાં મને ભીલોની પરિસ્થિતિ ઘણી જ ગંભીર લાગી. તેથી તે જ રાતે ઊપડી સવારે ચાર વાગે કડકડતી ઠંડીમાં હું દાહોદ પહોંચી ગયો.

સુખદેવ સાથે દાહોદ તાલુકાના જેસાવાડા, કતવારા વગેરે ગામે ફરીને મેં રાહતનાં સરકારી કામ જોયાં; ચોપાસ કારમા ભૂખમરાનું કદી નહિ જોયેલું ભયંકર તાંડવ મેં નિહાળ્યું. નાગાવાગા ભીલો પાસેથી મહેસૂલ વસૂલ કરવાને તેમનાં મકાન પરથી નળીયાં ખેંચી કાઢેલાં જોયાં, તેથી મારા રોમરોમમાં આગ લાગી. બેય દિવસ બપોરે સાધનહીન ગામડામાં મકાઈના પાનીઆં[1] ખાઈને અમે કડુચું પાણી પીધું. બને

---

૧. મકાઈના લોટમાં મીઠુંમરચું નાખીને તેની બાટી (ઢોકળી) બનાવી, તેને મહુડાના પાનમાં સળીઓથી સીવીને સીધી અંગારા પર શેકીને પકાવવામાં આવે તેને તે મુલકમાં પાનીઆં કહે છે.

દિવસ ગામડેથી દાહોદ આવીને સાંજે મેં રોલેટ કાયદાની[1] વિરુદ્ધ જાહેર સભા ભરીને એક ધર્મશાળામાં ભાષણો કર્યાં.

દાહોદ બે દિવસ રહેતાં પ્રથમ ભીલસેવક સુખદેવ ત્રિવેદીની મને ઠીક પિછાન થઈ. ત્રીસ વરસના અને બાંધી દડીના સુખદેવે સન ૧૯૧૪માં માસિક રૂ. ૧૪ની સરકારી બાંધકામ ખાતાની નોકરી છોડેલી. સન ૧૯૧૧–૧૨ના દુકાળમાં તેમ ચાલુ સાલમાં સરકારી રાહત પર તેમણે કામચલાઉ નોકરી કરી. પણ કતવારાના રસ્તા પર એ દિલસોજ ભાઈએ સરકારી હુકમનો ભંગ કરી ૪૦૦થી વધારે દુકાળિયા લોકોને કામ પર રોકી લીધા, ૩૦ ટકા વધુ કામ ન લીધું ને પાણીવાળાનો દંડ પણ ન કર્યો. નિષ્ઠુર અધિકારીએ આ મુદ્દા તારવીને તેમને ઠપકો આપ્યો, ત્યારે ભીલોનાં દુઃખે દુઃખી થતા સુખદેવે તરત રાજીનામું આપ્યું ને એક મહિનાનો પગાર જતો કર્યો. પછી જિલ્લાના અગ્રેસર તરીકે મુકાદમને તેમજ અમદાવાદની કમિટીને તેમણે ભીલોના વીતકોના હેવાલ મોકલ્યા, તેથી અમારી વચ્ચે સંબંધ થયો.

રાહતના તાકીદના કામ વિષે સુખદેવની વાત પરથી જણાયું કે મામલતદારે કલેકટરની સૂચના મુજબ સરકારી ખાંધીઆની એક નકામી કમિટી નીમી હતી. તેનો બહિષ્કાર કરીને સહૃદય ગૃહસ્થોની સાચી રાહત કમિટી નિમાય તો જ તેની મારફત મુંબઈની કમિટીની મદદ મેળવીને સાચી રાહત આપી શકાય. તેથી સુખદેવની સાથે હું દાહોદના નાગરિકોને મળ્યો અને અમે નવી પ્રજાકીય રાહત કમિટી સ્થાપી. તેને મુંબઈની કમિટી પર રાહત માટે લખવાનું કહીને હું રવાના થયો.

અમદાવાદ જઈ અંગ્રેજી દૈનિક 'બોમ્બે ક્રોનિકલ'માં મેં દાહોદની પરિસ્થિતિ વિષે કાગળો લખ્યા. તેમાં મેં જણાવ્યું કે દાહોદના અધિકારીઓ ભયંકર ભૂખમરાથી પીડાતા અને હિજરત કરતા ભીલોને જરૂરી

૧. તે વખતે સરકારી ગેઝેટમાં રોલેટ કાયદો પ્રકટ થયો હતો તેથી તેની સામે આંદોલન શરૂ થયું હતું. તે વિષે વધુ માહિતી પછીના પ્રકરણમાં જોવી.

રાહત નથી આપતા, એટલું જ નહિ પણ મહેસૂલની ગેરકાયદેસર વસૂલાત કરવાને તેમનાં ઝૂંપડાં તોડી નળિયાંની જપ્તી કરે છે. આ કાગળો પુરુષોત્તમદાસ ઠાકોરદાસના વાંચવામાં આવ્યા ને તેની તેમના મન પર કંઈક અસર થઈ. વળી ઠક્કરબાપા તે વખતે દૂર જમશેદપુરમાં હતા ત્યાં આ પત્રો તેમના વાંચવામાં આવ્યા. તેથી ત્યાંના કામમાંથી બને તેટલા વહેલા પરવારીને માર્ચ માસમાં તે દાહોદ આવી પહોંચ્યા.

તે જ વખતે એક ગુજરાતી પત્રમાં ભીલોની હાલતનો હૃદયદ્રાવક ચિતાર મેં આપ્યો. ચીતરી ચડે એવા મકાઈના બટકુ રોટલા માટે પડાપડી કરતાં હાલતાં હાડપિંજર જેવાં ભીલ સ્ત્રી-પુરુષોને હું મળેલો; કાદવીઆ કડુચા પાણીવાળા ગંદા કૂવા આગળ નિસાસો મૂકતાં તરસ્યાં થાકેલાં ઢોર મેં જોયેલાં; કેટલીયે સૂની ઝૂંપડીને બારણે હિજરતી ભીલોએ કાંટા ઝીંકેલા મેં નીરખેલા; ચોપાસ ભૂખમરા અને કંગાલિયતનું તાંડવ મેં નિહાળેલું. તે વિષે જે વિગતવાર હેવાલ મેં છાપામાં આપ્યો તેની પણ પ્રજાનસમસ્તના દિલ પર ઊંડી અસર થતી ગઈ.

છતાંયે જ્યારે મારી સાથે સુખદેવ મુંબઈ આવીને પુરુષોત્તમદાસને મળ્યા ત્યારે તેમણે મામલતદારની જૂની કમિટી તરફ જ પક્ષપાત દેખાડ્યો. તેથી હું છેડાઈને તરત ચાલ્યો ગયો. પણ ભીલો માટે બનતી રાહત મેળવવાનો આગ્રહ રાખી સુખદેવ ફરીથી પુરુષોત્તમદાસને મળ્યા. છેવટે તેમણે હિન્દ સેવક સમાજના સભ્ય એન. એમ. જોશીને દાહોદની સ્થિતિ તપાસવાને મોકલ્યા. તેમની મુલાકાત દરમ્યાન દાહોદ—ઝાલોદના સમસ્ત પ્રદેશ માટે અમારી જ રાહત કમિટી નવેસર નિમાઈ. તેના મંત્રી તરીકે સુખદેવ અને ખજાનચી તરીકે માણેકલાલ નિમાયા. પછીથી માર્ચ માસમાં ઠક્કરબાપા પુરુષોત્તમદાસને મળીને દાહોદ ગયા ત્યારે તેમણે એ પ્રદેશમાં અનેક રાહતકેન્દ્રો જમાવીને મુંબઈથી ધોધબંધ આવતા ઘાસ અને અનાજની ભરપૂર મદદ એ દુખિયારા પ્રદેશમાં દૂર દૂર પહોંચાડી.



સુખદેવ ત્રિવેદી અને દુકાળગ્રસ્ત ભીલો

થોડા વખતમાં વળી કાઠિયાવાડનો આર્તસ્વર મારે કાને સંભળાયો. મુંબઈની કમિટીમાં એ પ્રદેશના વીતકની વાત ચર્ચાઈ. તે પરથી પુરુષોત્તમદાસને વાત કરીને જાતમાહિતી મેળવવા હું પહેલી જ વાર રાજકોટ ઊપડ્યો. સ્થાનિક કમિટીના સભ્ય વકીલ પરસોતમ માવજીને ઘેર હું ઊતર્યો. મારું મુદ્દાનું કામ તો કમિટીના પ્રમુખ અને પોલિટિકલ એજન્ટ લેફ્ટનંટ–કર્નલ વૂડને મળવાનું હતું. તેમના પર છાપ પાડવાને માટે અનસૂયાબહેને ભેટ કરેલો અર્ધલશ્કરી પોશાક[1] પહેરીને હું તેમને મળવા ગયો. માણસ તરીકે તે છેક જડસુ અને બંદૂકિયા લાગ્યા. પણ મુંબઈની સર્વોપરી કમિટીના સભ્ય તરીકે, તેમના મુલકને સંગીન મદદ આપવાને હું ગયેલો તેથી મારી સાથે તેમણે વિનયથી વાત કરી અને તેમની હકીકત અને જરૂરિયાતો રજૂ કરી. પછી તેમની કમિટીના બીજા સભ્યો મશહૂર બેરિસ્ટર શુકલ અને મસુરીકરને મળતાં તેમના રજવાડી ઠાઠથી હું નવાઈ પામ્યો. વળી, કવિ ન્હાનાલાલને હું પહેલી જ વાર મળ્યો ત્યારે મને ખરી ગમ્મત પડી. રાહત કમિટીના સભ્ય તરીકે તે દુકાળગ્રસ્ત બળદ, ગાય જેવાં ઉપયોગી ઢોર એક કેન્દ્રમાં પાળતા, તેની મુલાકાત લીધી અને તેમની સર્વની જરૂરિયાતનો અંદાજ મેળવીને હું પાછો ફર્યો.

કવિના મોજીલા સ્વભાવનો રસ મારા દિલમાં રહી ગયો તેથી ફરી વાર હોળીના તહેવારમાં માત્ર મોજ કરવા હું તેમને ઘેર રાજકોટ ગયો. તે વખતે બીજા એકબે મિત્રો મારી માફક હોળીની મોજ માણવા ત્યાં આવેલા. જેવો હું ઘરમાં દાખલ થયો તેવી જ કવિએ બૂમ પાડીને

---

૧. સન ૧૯૧૮ની આખરમાં અનસૂયાબહેને મિત્રો સાથે મળીને એક સ્વયંસેવક દળ સ્થાપેલું. તેમાં આશરે બસો સુધી જુવાનો જોડાયા. તેના નાયક તરીકે મારી પસંદગી થઈ તેથી હું ઘણી વાર સ્વયંસેવકો સાથે કવાયતની તાલીમ લેવા ને આપવા લાલ દરવાજાના મેદાનમાં જતો. આ દળના ઉપરી તરીકે મને તેમણે આ ગણવેશ ભેટ આપેલો.

તેમનાં પત્ની માણેકબાને કહ્યું : 'બા...ઈ! આ ત્રીજો ગધેડો આવ્યો! તેને હોળીના ચણા આપો!' અને ખરેખર, એ ભલાં બાઈએ મને ધાણીચણા આપીને વધાવ્યો. તે જ દિવસે મોડેથી ઓચિંતા ત્યાં ઠક્કરબાપા આવી ચડ્યા. ત્યારે કવિએ પાછી એવી જ બૂમ પાડી: 'બા...ઈ! આ ચોથો ગધેડો આવ્યો! તેને પણ ચણા આપો!' તે વખતે વડોદરા કલાભવનના આચાર્ય દા૦ વોરા ત્યાં મને મળ્યા અને તેમનું પણ એવું જ સ્વાગત થયેલું. પછી તો આનંદપ્રમોદની ભારે ઉજાણી કવિએ અમને કરાવીને સર્વનાં દિલ પ્રફુલ્લ કર્યાં. તે જ વખતે મુંબઈથી મળતા ઘાસનો સરસ ઉપયોગ કવિના નીરણકેન્દ્રમાં થતો જોઈને હું સંતોષ પામ્યો.[1]

દુકાળના સતત રાહતકાર્યને અંગે મારો આસ્ટોડિયા રોડનો વાસ સમેટીને હું વલ્લભભાઈને ઘેર જ રહેતો. એપ્રિલની આખરે લડત બંધ થઈ ત્યારે મને વળી શહેર બહાર ગુજરાત કૉલેજના જૂના મનપસંદ વિસ્તારમાં રહેવાની ચટપટી થઈ. તે વખતે દીલોજાન દોસ્ત બચુભાઈએ તેમના ખાલી બંગલામાં રહેવાની સગવડ મને કરી આપી.

સુરમ્ય વાડીની વચ્ચે આવેલો એ બંગલો ખરેખર સુંદર હતો. ખાટલા, ગોદડાં, ખુરશી, ટેબલ, કોચ વગેરે સરસામાનથી બધા ખંડ

૧. આ કાળમાં સૌરાષ્ટ્રની સફર કરતાં વઢવાણ સ્ટેશને ગાડી બદલવી પડતી. આ સ્ટેશને ત્રીજા અને બીજા વર્ગમાં પણ ભરચક ગિરદી હોવાથી મારી ત્રીજા વર્ગની ટિકિટ હોવા છતાં પહેલા વર્ગના ડબામાં દાખલ થઈને હું સૂઈ ગયો. ટિકિટ તપાસનારે મને જગાડીને ટિકિટ માગી ત્યારે મેં કહ્યું : 'ત્રીજા વર્ગમાં જગ્યા નથી તેથી બીજામાં ગયો પણ ત્યાંયે સગવડ ન મળી તેથી પહેલામાં સૂતો છું.' પૂછપરછ કરતાં મારું નામ જાણીને તે હસતો હસતો વિદાય થયો. બીજી એક વાર મુંબઈના એસ. એસ. બમનજી સાથે અમદાવાદથી મુંબઈની સફર પણ એવી જ રીતે પહેલા વર્ગમાં મેં કરેલી.

સુસજ્જ કરેલા હતા. બાગનો માળી મારી સેવા કરવા ખડેપગે તૈયાર રહેતો. તે સવારની ગુલાબી ઠંડીમાં ચાની કીટલી, દૂધ, ખાંડ તૈયાર કરી લાવતો. લડતની ધમાલ શમી ગયા પછી ખુલ્લી હવામાં આવી સાહ્યબી ભોગવતાં મારા આનંદનો પાર ન રહ્યો. ત્યાં પણ મારા 'એકમી કૂકર'માં સવારે ભોજન પકાવીને હું આખો દિવસ શહેરમાં ફરતો કે કાર્યાલયમાં કામ કરતો. રાતે ઘણુંખરું મિત્રોની મહેમાનગતિ ચાખીને મોડી રાતે જ હું બંગલે આવતો.

એક દિવસ સાંજે એલિસબ્રિજ પર ચાલતાં દા૦ ચંદુલાલ દેસાઈ મને મળી ગયા. છએક માસ પર તેમણે ધંધો છોડીને સંન્યાસ લેવા ધારેલું, પછી તેમના પિતાના અવસાનને લીધે અમદાવાદ આવેલા અને ગાંધીજીની સલાહથી તે દેશસેવામાં જોડાયેલા. તે દિવસે તેમના બનેવી દા૦ કાનુગાને ઘેર આગાખાનને બંગલે તે જતા હતા. ચંદુભાઈ દેશસેવક થયા ત્યારથી તેમનું નવું ઓળખાણ મને થયેલું. દા૦ કાનુગાનો નિકટનો પરિચય સત્યાગ્રહની લડત દરમ્યાન મને વલ્લભભાઈને ઘેર થયેલો. તે દિવસે ચંદુભાઈની સૂચનાથી પહેલી જ વાર હું દાક્તરને ઘેર ગયો. મારા રોજના કામ વિષે વાત થતાં મેં અમદાવાદમાં વ્યાયામશાળા ઉઘાડવાની અને વેઠને અંગે ખેડૂતો પર થતા જુલમની વાત કરી. પરિણામે ભલા દાક્તરે વ્યાયામશાળા માટે તેમજ રાજકીય મંડળ માટે કુલ રૂા. ૫૦૦ આપવાનું કહ્યું તેથી મારી તાત્કાલિક મુસીબત ટળી ગઈ.

ત્યાં સુધીમાં અંબુભાઈ પુરાણીએ નડિયાદમાં રહીને આણંદમાં અને સારા ચરોતરમાં વ્યાયામપ્રવૃત્તિ સરસ જમાવેલી. અસલી યોજના મુજબ ધીમેધીમે બધી જ જવાબદારી સ્થાનિક કાર્યકરો અને નવા વ્યાયામવીરો ઉપર નાખી તે અમદાવાદ આવવા તૈયાર થયા. પણ અમદાવાદમાં વ્યાયામશાળા સ્થાપવા વિષે કેળવણી મંડળમાં ખૂબ ચર્ચા થઈ ત્યારે અમારા પ્રમુખ જીવણલાલ બેરિસ્ટરે મને પૂછ્યું: 'ખાડિયા, રાયપુરના છોકરા તે વળી લંગોટા પહેરીને કુસ્તી કરવા આવતા હશે?'

મેં તો અંબુભાઈના જાદુનો અનુભવ નડિયાદમાં કર્યો હતો તેથી શ્રદ્ધા-પૂર્વક તેમને સગવડ કરી આપવાની જ વિનંતિ કરી. અંતે શંકાશીલ જીવણલાલે પોતે જ સારંગપુમાં તેમના હસ્તક ચાલતી 'નેટિવ ઇન્સ્ટિટ્યુશન' (હાઇસ્કૂલ)ના ચોગાનમાં સર્વ વિદ્યાર્થીઓને કસરતની તાલીમ લેવાની સગવડ કરી આપી.

તરત જ અંબુભાઈની વિજયકૂચ અમદાવાદમાં આવી પહોંચી. મારી પડોશના પોતાના બંગલામાં, ચંદુભાઈએ તેમને રહેવાની સગવડ કરી આપી. અંબુભાઈએ નડિયાદમાં તેમ અહીંયાં સારંગપુરના ખુલ્લા મેદાનમાં છોકરાને ભેગા કરીને ખોદકામ જ ચાલુ કર્યું. કેળવણી મંડળે સાધનસામગ્રી આપી. જોતજોતામાં નવી વ્યાયામશાળા વિદ્યાર્થીઓથી ઊભરાવા માંડી. પછી ભદ્રના કોઈ જુવાનોનો પરિચય સાધીને ત્યાં પણ અંબુભાઈએ વ્યાયામશાળાની શરૂઆત કરી.

કેળવણી મંડળનું રોજિંદુ કામ તો તેના કાર્યકર તરીકે રોકાયેલા શંકરલાલ માસ્તર નિયમિત કર્યે જતા. વ્યાયામના અને પુસ્તકાલયનાં નાણાં દાતાઓ તરફથી નિયમિત મળતાં, તેથી અંબુભાઈની પ્રવૃત્તિ વિકસતી, તેમ ગામડામાં જૂનાં વાંચનાલયો અને નવાં પુસ્તકાલયો વધ્યે જતાં. વાંચનાલયોની સંખ્યા પહેલા વરસમાં ૪૫ પર પહોંચી હતી તે વધીને હવે ૧૦૭ની થઈ. પુસ્તકાલયનું કામ વધારે કઠિન હતું, કારણકે રૂા. ૨૫ આપનાર ગામને રૂા. ૫૦ ઉમેરીને રૂા. ૭૫નાં પુસ્તકો અને આશરે રૂા. ૨૫નું કબાટ અમારે મોકલવાનું હતું. જેમ માગણી આવે ને પૈસા ભરાય તેમ પુસ્તકો સામટાં ખરીદીને અને કબાટ પાનકોર નાકે એક દિલસોજ મિસ્ત્રી પાસે તૈયાર કરાવીને, અમે ગામની નજીકના સ્ટેશને રેલથી મોકલતા. આમ છતાંયે આ સાલમાં આવાં પુસ્તકાલયોનો આંકડો ૪૮ પર પહોંચી ગયો.

'નવજીવન' માસિક તો વરસેકથી અમદાવાદમાં છાપીને હું પ્રગટ કરતો, તેની વ્યવસ્થાની જવાબદારી પણ મેં ઉપાડી હતી. વખતો વખત સળંગ મુસાફરીને લીધે ઘણી વાર બબ્બે માસના અંક હું ભેગા પ્રગટ

કરતો. હવે અમદાવાદના નવા સાથીઓએ અને ગાંધીજીના આશ્રમના અધ્યાપકોએ વિશેષ ફાળો આપવા માંડ્યો. ઐતિહાસિક, આર્થિક અને રાજકીય વિષયો જ તેમાં મુખ્યત્વે ચર્ચાતા ને તેમાં રાષ્ટ્રીય દૃષ્ટિ સર્વોપરી રહેતી. ગાંધીજીની સર્વોદયની પુસ્તિકા મેં લેખમાળારૂપે પ્રગટ કરી. મહાદેવભાઈએ ‘ અમદાવાદના મિલમજૂરોનો સત્યાગ્રહ ’ વિષે લેખમાળા લખી આપી. સ્થાનિક કાર્યકરો માસિક ખબરપત્રો મોકલાવતા. એકંદર આ પત્ર અમારી લડતોનું વાહન અને સર્વાંગી રાષ્ટ્રીય પ્રવૃત્તિનું પોષક બન્યું. હળવાં તત્ત્વોનું અને આઝાદ ચર્ચાનું પ્રમાણ છેક જ ઘટી ગયું. કવચિત કોઈ કનૈયાલાલ હરદેવરામ વકીલ ‘ નવલતા ’ જેવી આધુનિક વાર્તા લખીને કંઈક નવા સંસ્કારો જગાડતા. ત્યારે કેશવલાલ ધ્રુવ જેવા વિદ્વાન ‘ ચક્રવર્તી અશોકને નામે ચડેલાં સ્તોત્ર ’ વિષે એક વિદ્વત્તાપૂર્ણ લેખ લખીને સાહિત્યનો રસ જમાવતા.

મે મહિનાના દુકાળના સંકટમાં તે વખતે અમારી કમિટીની રાહત કેટલી સફળ થઈ છે તે જોવા હું ધંધુકા તાલુકાના પ્રવાસે નીકળ્યો. કેટલાંક ગામે જતાં મેં આ કોરા ધાકડ પ્રદેશમાં નીચેથી ધરા ધીખતી અને ઉપરથી લૂ વરસતી જોઈ. તે વખતે ઘાસ અને પાણીના દુકાળે ત્રાસ વર્તાવ્યો. જ્યાં નજર નાખો ત્યાં દૂર—બીજાં ગામ દેખાય ત્યાંસુધી થોર સિવાય એક લીલું પાન કે છોડ ન દેખાય. ફરી હું ધોલેરા ગયો ત્યારે ત્યાં જૂના વખતમાં ધીકતા બંદરી વેપારની સમૃદ્ધિના કંઈક અવશેષો જ મેં જોયા. આખું ગામ જાણે ખંડેરો અને ઉકરડાથી જ ભરેલું લાગ્યું. પાંચ—છ માઈલ દૂર દરિયો હટી ગયેલો. ત્યાંસુધી આંખને બાળી નાખે એવો ખારોપાટ ઝગારા મારતો. ગામના સ્વામીનારાયણના મંદિરમાં કે બીજે ક્યાંક મીઠા પાણીનો કૂવો હતો. તેનું પાણી બધાંને ન પહોંચે, તેથી સુકાઈ ગયેલા તળાવમાં નવાનવા વીરડા ખોદીને તાંસળે તાંસળે કાદવિયું પાણી લોકો ભરતા ને તે ઠારીને પીતા.

વીરડાનું ઝરણું કોઈ ખાલી કરી ન જાય તે માટે રાતે લોકો તેના પર ઢોલિયા પાથરીને સૂતા ! મને ઠક્કરબાપા અને ભોગીન્દ્રરાવ દિવેટિયાનો પત્રવહેવાર યાદ આવતાં મનમાં લાગ્યું કે આવું આભ ફાટે ત્યાં કોણ થીગડું દઈ શકે ?

તે વખતે ડૉ૦ સુમન્ત સહકુટુંબ અમરેલીમાં આરામ કરતા હતા, તેથી બે દિવસ તેમને મળવા અને નવો મુલક જોવા હું ઊપડયો. પ્રવાસમાં બાપુની ગાડીનો કપરો અનુભવ થયો : ગાડીમાં ગિરદીનો પાર નહિ અને દીવાનું ઠેકાણું નહિ ! કાઠિયાવાડની રેલવાટ અનેક રાજાઓ વચ્ચે વહેંચાયેલી. એકના અધિકારી બીજાની પરવા ન કરે. ને પ્રવાસીઓની તો કોઈ પરવા ન કરે. ગાડીઓનાં કૌતુકનો તો પાર જ નહિ. કોઈ બાપુ કે સાહેબ માટે ગાડી ગમે ત્યાં ખોટી થાય–વળી કંઈ સાંચો ભાંગે તો તો બાર જ વાગ્યા ! આમ મારું રગશિયું ગાડું છેક મોડું અમરેલી પહોંચ્યું ત્યાંસુધીમાં મારાં બિચારાં બાળમિત્રો[1] વાટ જોઈ જોઈ ને છેક થાકી ગયાં.

બહારની દુનિયાની ધાંધલ વિસારે નાખીને શારદાબહેનના ઘરની શીળી છાયામાં મેં બે દિવસ સુખશાંતિ અનુભવી. ભાલના દુકાળની અને કેળવણી મંડળની મેં વાતો કરી. દાક્તરે અમરેલીના પ્રદેશનો પરિચય આપ્યો. તે વખતે જ થોડી કન્યાઓ માટે વસતિગૃહ ચલાવવાના વિચારથી આસ્ટોડિયા રોડ પર નવું ઘર લઈ, તેમાં મારો સમાસ કરવાની વાત થઈ. તેથી પ્રસન્ન થઈને એવું ઘર શોધવાનો વિચાર કરતો હું પાછો ફર્યો.

દુકાળરાહતના કાળ દરમ્યાન દેશસમસ્ત પર સરકારે એક નવો

---

૧. ડૉ૦ સુમન્તનાં બાળકોનો પરિચય સન ૧૯૧૯થી વધતાં હવે તે મારી સાથે રમતાં, ગમ્મત કરતાં ને મારી ઠેકડી પણ ઉડાડતાં. છતાં ઊંડા ભાવથી મારો સત્કાર કરવા રાતે કલાકો સુધી તેમણે મારી રાહ જોયેલી.

ધા કર્યો. અને તેથી તે તરફ ધ્યાન આપવાની અમને ફરજ પડી.

આગલા વરસમાં હિન્દની જૂની ક્રાંતિકારી પ્રવૃત્તિ વિષે તપાસ કરીને તેની નાબૂદીના માર્ગ સૂચવવાને સરકારે સર સીડની રોલેટના પ્રમુખપણા નીચે એક કમિટી નીમી હતી. તેનો જે હેવાલ સન ૧૯૧૮ના જુલાઈ માસમાં પ્રકટ થયો હતો તેમાં રાજદ્રોહનો આરોપ જેના પર મુકાય તેની ઉપર ખાસ કોર્ટ મારફત કેસ ચલાવી, તેને કારમી સજા કરવાની, તેનો અપીલનો હક નાબૂદ કરવાની અને એવી બીજી ખતરનાક સત્તાઓ હાથ કરવાની સરકારને ભલામણ કરવામાં આવી હતી. રાજકીય સુધારાની યોજના પ્રકટ થયા પછી થોડા જ વખતમાં આવો રાક્ષસી 'રોલેટ રિપોર્ટ' પ્રકટ થયો તેથી લડાઈ પૂરી થયા પછી હિંદીઓની સેવાના સરપાવમાં સ્વરાજને બદલે નવી ગુલામીનો કાળો ડામ મળવાની આશંકા ફેલાઈ. છતાં ૧૯૧૮ની આખરે દેશભરમાં અને કોંગ્રેસમાં રાજકીય સુધારા વિષે જ આંદોલન ચાલતું હતું અને હિંદી પ્રજાનો અવાજ લંડન પહોંચાડવાને ટિળક, બેસન્ટ, વિઠ્ઠલભાઈ વગેરે આગેવાનો સન ૧૯૧૯ના આરંભમાં લંડન જવાની તૈયારીઓ કરતા હતા. તેથી રોલેટ કમિટીની વાત વિસારે પડેલી.

૧૯૧૯ના જાનેવારી માસમાં રોલેટ કમિટીની ભલામણ અનુસાર સરકારે નવો કાયદો ઘડીને ગેઝેટમાં પ્રકટ કર્યો અને ફેબ્રુઆરીની છઠ્ઠી તારીખે હિન્દી ધારાસભામાં સરકારે તે કાયદો રજૂ કર્યો ત્યારે તેના વિરોધમાં નવું પ્રચંડ આંદોલન દેશમાં શરૂ થયું. તરત જ હોમરૂલના દિવસોને પણ ભુલાવે એવી વિરાટ વિરોધ સભાઓ ચોપાસ ભરાવા લાગી.

ગાંધીજી તે વખતે સાબરમતી આશ્રમમાં પથારીવશ હતા. પણ તે બધુ જોતા, જાણતા અને વિચારતા. તે જ દિવસોમાં પહેલી વિરોધ-સભા રમણભાઈ નીલકંઠના પ્રમુખપદે મળી. પછી હોમરૂલ લીગ, ગુજરાત સભા, વેપારી મંડળો વગેરે સર્વ સંસ્થાઓ તરફથી જે આંદોલન શરૂ થયું તેમાં વલ્લભભાઈએ અને મેં પૂરજોશથી ઝુકાવ્યું.

ફેબ્રુઆરી માસ આગળ ધપ્યો ત્યારે દિલ્હીની ધારાસભામાં આ

'કાળા કાયદા' વિરુદ્ધ માલવીયજી, શાસ્ત્રીજી વગેરે નેતાઓ જે ભાષણો કરતા તે ચોપાસ વંચાતાં ગયાં તેમ રાજકીય વાતાવરણ ઉગ્ર બનતું ગયું. મુંબઈના મિત્રોએ ગાંધીજીને નવા 'કાળા કાયદા' સામે લડત પોકારવાનો આગ્રહ કરવા માંડ્યો. જવાબમાં તેમણે સીધી લડતનાં જોખમ ખેડવા તૈયાર હોય તેમને આશ્રમમાં પૂરી વાત કરવા બોલાવ્યા. પરિણામે ૨૪મી તારીખે એક નાની પણ ગંભીર સભા ત્યાં મળી. સરોજિની નાયડુ, હોર્નિમેન, ઉમર સોબાની વગેરે મુંબઈના મિત્રોની સાથે વલ્લભભાઈ, અનસૂયાબહેન, બચુભાઈ, દા૦ કાનુગા, શંકરલાલ વગેરે સ્થાનિક કાર્યકરો ત્યાં હાજર હતા. સર્વની સાથે દા૦ ચંદુભાઈ ને કેસરીપ્રસાદ ઠાકોર[1] બહારગામથી આવી પહોંચ્યા.

નવા કાયદાની ચર્ચા કરતાં ગાંધીજીની ખાતરી થઈ ચૂકી કે આ કાયદો ખરેખર ખતરનાક છે અને લડત અનિવાર્ય બની છે. પછી તેમણે સત્યાગ્રહના પોતાના સિદ્ધાંતો અને નીતિરીતિ:સર્વને સમજાવીને નીચે મુજબનું યાદગાર પ્રતિજ્ઞાપત્ર સર્વની આગળ રજૂ કર્યું :

'અમારી અંતઃકરણપૂર્વક માન્યતા છે કે જે રોલેટ બિલ વડી ધારાસભામાં દાખલ થયાં છે તે અન્યાયી છે, લોકોની સ્વતંત્રતાના સિદ્ધાંતને તોડે છે ને જેની ઉપર જનસમાજની રોજની સલામતીનો આધાર છે એવા પ્રત્યેક મનુષ્યના હકોનો નાશ કરનારાં છે. તેથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે જો મજકુર બિલો પસાર કરવામાં આવશે તો એ કાયદાઓનો અને હવે પછી અત્રે જે કમિટી નીમવાના છે તે

---

૧. દા૦ ચંદુભાઈ ધંધો છોડીને અને કેસરીપ્રસાદ હિન્દ સેવક સમાજ છોડીને ભરૂચમાં સંન્યસ્ત લેવાના વિચારથી રહેતા. કામ પ્રસંગે તે વખતે તેઓ અમદાવાદમાં હતા. સત્યાગ્રહની પ્રતિજ્ઞા પર પહેલી સહીઓ કરવામાં બંને હતા. પછી દા૦ ચંદુભાઈ ગાંધીજીની સૂચનાથી કોંગ્રેસના કામમાં જોડાયા. અને તે જ વર્ષમાં સંન્યાસ્તનો વિચાર પડતો મૂકી કામ કરવા માટે ભરૂચમાં જ સ્થાયી થયા. કેસરીપ્રસાદે થોડા વખત પછી સંન્યાસ લઈ 'સ્વામી અદ્વૈતાનંદ' નામ ધારણ કર્યું.

કમિટીને[1] યોગ્ય લાગશે તે કાયદાનો વિનયપૂર્વક નિરાદર કરીશું; પણ સત્યને વળગી રહીશું અને કોઈના જાનમાલને કોઈ પણ રીતે ઇજા નહિ કરીએ.'[2]

આ પ્રતિજ્ઞાપત્ર પર મુંબઈના અને ગુજરાતભરના હાજર રહેલા કાર્યકરોએ ટપોટપ સહીઓ કરી દીધી. તે વિષે વાઈસરોયને તાર કરીને ગાંધીજીએ એ કાયદા પસાર ન કરવા તેમને આગ્રહ કર્યો. તેનો કંઈ વળતો સંતોષકારક જવાબ ન મળ્યો તેથી ચાર જ દિવસ પછી ગાંધીજીએ એ પ્રતિજ્ઞાપત્ર ને સહી કરનારનાં નામ વર્તમાનપત્રોને મોકલીને એક નિવેદન પ્રગટ કર્યું. તેમાં તેમણે લખ્યું : 'જે પગલું લેવાયેલું છે તે કદાચ હિન્દુસ્તાનની તવારીખમાં બહુ ભારે ગણાય...રાજકર્તારૂપી શરીરમાં ઊંડે રહેલા રોગની આ બિલો એક સ્પષ્ટ નિશાની છે...આવા રોગનો તો આકરો જ ઇલાજ હોય... (સત્યાગ્રહીઓની) ખાતરી થઈ છે કે રોગ ભયંકર છે અને હળવા ઉપાય નિષ્ફળ ગયા છે. બાકી બધું હરિને હાથ છે.'

આવી રીતે મહાયુદ્ધમાં વિજયવંત બનેલી મદોન્મત્ત અંગ્રેજ સરકાર સામે ગાંધીજીએ પહેલી જ રાષ્ટ્રીય લડત જાહેર કરી. તેથી હિન્દુસ્તાનના રાજકીય આકાશમાં જાણે વીજળીનો કડાકો થયો અને પ્રચંડ આંદોલન દેશના ખૂણેખૂણામાં શરૂ થયું. માર્ચ માસમાં સત્યાગ્રહનાં પ્રતિજ્ઞાપત્રો પર સેંકડો ને હજારો સહીઓ થતી ગઈ. આ કામને માટે મેં પણ ગુજરાતમાં ફરવા માંડયું. તેમ વલ્લભભાઈની સાથે અમદાવાદની અનેક જંગી સભાઓમાં અને વિશેષે તો મણિલાલ મેન્શનમાં મળતી વેપારીઓની સભામાં મેં ભાષણ કરવા માંડ્યાં. નવી ચળવળ કૂદકે ને ભૂસકે આગળ ધપતી ગઈ. હવે દુકાળરાહતના કામ પર ધ્યાન આપ-

---

૧. ગાંધીજીની સૂચના મુજબ દેશના દરેક મોટા વિભાગમાં સ્થાનિક સત્યાગ્રહ સભાઓ નવી લડતનું નિયમન કરવા સ્થાપવાની હતી.

૨. 'નવજીવન અને સત્ય,' પુ. ૪, અં. ૭–૮, પાન ૫૧૮.

વાનું અમારે માટે અશક્ય બન્યું. તેથી તે કાર્યાલયની બધી જવાબદારી માવળંકર અને કસ્તૂરભાઈને[1] સોંપીને અમે ગાંધીજીની સૂચના મુજબ સત્યાગ્રહની લડત ચલાવવા અને જેલજાત્રા સહિત બધી સજા ભોગવવા તૈયાર થયા. એ જ માસમાં વાઇસિરૉયના આમંત્રણને માન આપીને ગાંધીજી દિલ્હી ગયા. ત્યાંથી તેમણે જે લાંબો પ્રવાસ શરૂ કર્યો તે દરમ્યાન તેમણે પહેલા રાષ્ટ્રીય સત્યાગ્રહની લડતનો નવો પેગામ આપ્યો અને નવા રાજકીય યુગનું મંગલાચરણ કર્યું. તેથી તેનું દિગ્દર્શન નવા ખંડમાં કરીશું.

---

૧. વલ્લભભાઈ અને મારી સાથે દુકાળ કમિટીના ત્રીજા મંત્રી બચુભાઈ પણ નવી લડતમાં જોડાયા હતા. તેથી બાકીના આ બે મંત્રીઓ દુકાળ-રાહતના કામ પર ચાલુ રહ્યા હતા.

# ખંડ ૨ જો

## ૭. કાળા કાયદાની લડત

સન ૧૯૧૯ સુધીમાં ગાંધીજીએ ગુજરાતના શ્રમજીવીઓની અને પ્રજાજનોની સ્થાનિક લડતો ચલાવી અનેક વિજય મેળવ્યા હતા. ગુજરાતની અને મુંબઈની અનેક વિરાટ સભાઓમાં સાદી અને સચોટ ગુજરાતી ભાષામાં સક્રિય દેશસેવાના આદેશ આપીને તેમણે નવયુગના અગ્રણીનું પદ પ્રાપ્ત કર્યું હતું. ચંપારણના કિસાનો માટે ઝૂઝીને દેશભરમાં તે કૃતનિશ્ચયી કર્મવીરનું બિરુદ પામ્યા હતા. બાકી દક્ષિણ આફ્રિકાના હિન્દીઓના અજોડ નેતા અને મહાત્મા તરીકે દેશભરમાં તેમની ઉજ્જવળ કીર્તિ ઝળકતી હતી.

દિલ્હીની કોંગ્રેસ પછી તેના મહારથીઓ—બેસન્ટ, ટિળક, વિઠ્ઠલભાઈ વગેરે સર્વ હિન્દી સુધારા વિષે પ્રજામત, અંગ્રેજોની લોકસભા આગળ, રજૂ કરવાને પરદેશ જવાની તૈયારીમાં હતા. તેથી તેમનું ચિત્ત નવા કાયદા પર એકાગ્ર થયું નહિ. બીજી પાસ હોમરૂલના પ્રચારથી કેળવાયેલો યુવકવર્ગ પરદેશી હકૂમતનો સખત વિરોધી બન્યો હતો. લડાઈમાં માલદાર થયેલા શ્રીમંતો સ્વરાજની સરકાર સ્થાપવાને નાણાં આપવા તૈયાર હતા. ચંપારણ અને ખેડાની લડતે અને અમદાવાદ-મુંબઈની હડતાલોએ કામદારો અને કિસાનોને બેઠા બંડનો નવો માર્ગ ચીંધ્યો હતો. લડાઈમાંથી પાછા ફરેલા લાખો સિપાઈઓ અને નોકરો, ગોરાઓની નબળાઈ અને

વધેલી તુમાખી જોઈને અંદરથી સમસમી રહ્યા હતા. આજ સુધી રાજકીય લડતથી અલગ રહેલા મુસ્લિમોએ ઇરાક, પેલેસ્ટાઈન અને મક્કા-મદીનાના પાક પ્રદેશમાંથી તુર્કીના ખલીફને હઠાવીને અંગ્રેજોને બધી સત્તા સર કરતા જોયા, તેથી તે પણ સ્વતંત્રતાની લડતમાં જોડાવાને તૈયાર થયા. જ્યારે પ્રજા, લડાઈનાં મોંઘાં બલિદાન આપ્યા પછી સ્વરાજની કંઈ ફૂલપાંખડીની આશા રાખતી હતી, તે જ વખતે તેના માથા પર વીંઝાતો કાળો કોરડો જોઈને તે નવા આગેવાનને ઝંખી રહી અને નવી લડત માટે તૈયાર થઈ.

આવા સંયોગોમાં મુંબઈ—અમદાવાદના કસાયેલા કાર્યકરોએ ગાંધીજીનું શરણું શોધીને માંદગીને બિછાનેથી તેમણે આપેલો આદેશ ઝીલી લીધો. સત્યાગ્રહની તેમની આકરી શરતો કાર્યકરોએ કબૂલ કરીને તેમની ઘડેલી પ્રતિજ્ઞા પર સહી કરી. તરત ગાંધીજીએ ધ્રૂજતી કલમે પણ શૂરા ક્ષત્રિયની હામથી દિલ્હીના હાકેમને પડકાર ફેંક્યો. એક જ ક્ષણમાં એક વિરાટ પગલું ભરીને તેમણે દેશ સમસ્તની નેતાગીરી હાથમાં લીધી અને પ્રચંડ આધ્યાત્મિક શક્તિથી પહેલી રાષ્ટ્રીય લડતનો આરંભ કર્યો.

ગાંધીજી વાઈસરોયને મળવા ગયા ત્યારે શરીરની નબળાઈથી તેમના પગ ધ્રૂજતા હતા. પણ સાબરમતી આશ્રમમાં સરકાર અને તેના કાળા કાયદા સામે તેમનું ત્રીજું લોચન ઊઘડ્યું હતું તે વડા હાકેમની સૂફિયાણી વાતોથી મીંચાયું નહિ. ઊલટું દિલ્હીની ધારાસભામાં પ્રજાકીય અગ્રણીઓની જીભેથી જે અંગાર ઝરતા જોયા તેથી તેમની આંખ વધુ લાલ બની. ત્યાંથી ગાંધીજી મુંબઈ, મદ્રાસ, તાંજોર વગેરે શહેરોની વિજય-યાત્રાના પંથે આગળ ધપતા ગયા તેમ હજારો—લાખો લોકો તેમને સાંભળવા વિરાટ સભાઓમાં એકત્ર થતા ગયા અને તેમની જીભેથી નવા ધર્મયુદ્ધની વીરવાણી સાંભળતા ગયા.

પ્રજાના એકત્ર અને પ્રચંડ વિરોધ છતાં સરકારી ધારાસભાએ માર્ચની ૨૧મીએ નવો કાયદો પસાર કર્યો. તરત જ ગાંધીજીએ, ઐતિહાસિક નિવેદન બહાર પાડીને દેશની પ્રજાસમસ્તને હાકલ કરી: 'હું સૂચના કરું છું કે ૧૯૧૮ના બિલ નં. ૨ની (કાળા કાયદાની) નામદાર વાઈસરોયની મંજૂરી પ્રકટ કરવામાં આવે તે પછીનો બીજો રવિવાર માનભંગ અને પ્રાર્થનાના દિવસ તરીકે પાળવો...આગલી રાતે જમ્યા પછી ૨૪ કલાક સુધી પુખ્ત ઉંમરના માણસોએ...અપવાસ કરવો... સત્યાગ્રહીઓએ લીધેલી પ્રતિજ્ઞામાં કાયદાનો જે ભંગ કલ્પેલો છે તે માટે તેમને તૈયાર કરવાની આ એક જરૂરી તાલીમ છે. જાહેર હિત માટે જરૂરી હોય તે સિવાયનું તમામ કામ તે દિવસે બંધ રાખવું. બજાર અને બીજાં ધંધારોજગારનાં સ્થળો પણ તે દિવસે બંધ રાખવાં...તે દિવસે હિન્દુસ્તાનનાં તમામ શહેર અને ગામડાંમાં પણ જાહેર સભાઓ ભરીને તેમાં આ કાયદો રદ કરવાની વિનંતી કરતો ઠરાવ પસાર કરવો.'

આ હાકલથી દેશમાં પ્રચંડ ઉલ્કાપાત થયો. દિલ્હીમાં ૨૩મીએ કાળા કાયદાની મંજૂરીની ખબર પડી તેથી સ્વામી શ્રદ્ધાનંદ અને હકીમ અજમલખાનની આગેવાની નીચે ૩૦મી માર્ચે દિલ્હીની રાજધાનીમાં જ અપૂર્વ સંપૂર્ણ હડતાલ પડી. મુસલમાનોએ હિન્દુભાઈઓ સાથે બિરાદરી દાખવીને આર્યસમાજી સ્વામીજીને તે દિવસે પહેલી વાર જુમ્મા મસ્જિદમાં ભાષણ કરવા બોલાવ્યા. બંને નેતાઓનો બુલંદ અવાજ એ ભવ્ય ધર્મસ્થાનમાં ગાજી રહ્યો. આ જોઈ અંગ્રેજ સત્તાધારીઓએ ક્રોધાંધ બનીને હડતાલીઆનું સરઘસ રોક્યું. લોકોએ પોલીસ પર પથ્થર ફેંક્યા. પોલીસે પહેલા ગોળીબાર કર્યા. હિન્દુ–મુસલમાનની નવી એકતા લોહી અને જાનના સંયુક્ત બલિદાનથી ગંઠાઈ. સ્વામીજીએ આ ગોળીબારનો વિરોધ કર્યો ત્યારે તેમની સામે સંગીન તાકવામાં આવી, ને મદોન્મત્ત અંગ્રેજ અધિકારી સામો તડૂક્યો: 'ઈંટમારનો જવાબ ગોળીબારથી જ અપાશે.'

બીજે ઠેકાણે કાયદાની મંજૂરીની ખબર મોડી પડવાથી દેશભરમાં

૩૦મીએ હડતાલ ન પડી. પણ દિલ્હીના પહેલા ગોળીબારના ખબર ચોપાસ ફેલાતાં બળતામાં ઘી હોમાયું. ગાંધીજીએ પરિસ્થિતિ પિછાનીને છઠ્ઠી એપ્રિલે જ દેશભરમાં હડતાલ પાડવાનો નવો આદેશ આપ્યો. મુંબઈના મિત્રોના આગ્રહને વશ થઈ ગાંધીજી તે દિવસે ત્યાં જઈ પહોંચ્યા.

અમદાવાદમાં અમારી રોજિંદી ચળવળ વ્યાપક બનતાં રાષ્ટ્રીય હડતાલ માટે યોગ્ય વાતાવરણ સર્જાઈ ગયું. દિલ્હીના રક્તપાતથી અમદાવાદનું વાતાવરણ ગરમ બન્યું. છઠ્ઠીએ અમે કાળા વાવટાનું પ્રચંડ સરઘસ કાઢવાનો નિશ્ચય કર્યો. મોટાં મહાજનનો પૂરો સાથ એમને મળી ચૂક્યો હતો તેથી સરઘસ મણિલાલ મેન્શનમાંથી શરૂ કરવાનું અમે ઠરાવ્યું. હોમરૂલની અને કાળા કાયદાની ચળવળથી મધ્યમ વર્ગનો જોશીલો સહકાર મળી ગયો. આ લડતમાં ગાંધીજીની આગેવાની અને અનસૂયાબહેનનો પૂરો સાથ હોવાથી હજારો કામદારોનું સંઘબળ અમને સહેજે સાંપડ્યું.

છઠ્ઠીએ સંપૂર્ણ હડતાલ તો પડી જ. પછી અમારું અભૂતપૂર્વ સરઘસ મસ્કતી માર્કેટથી પાંચકૂવા, રીડરોડ અને ત્રણ દરવાજાને રસ્તે પસાર થઈને સાબરમતીની રેતમાં વિરાટ સભામાં પરિણમ્યું. અનસૂયાબહેને અગાઉ સ્થાપેલું સ્વયંસેવક દળ તે દિવસે ખરેખરું ઝળકી ઊઠ્યું. તેના જુવાન સૂબેદારોએ ખરેખરો રંગ રાખ્યો. સેંકડો કાળા વાવટા તૈયાર કરી ફરકાવવામાં ને સરઘસની વ્યવસ્થા કરવામાં તેમણે ભારે જહેમત ઉઠાવી. વલ્લભભાઈની આગેવાની નીચે મેં અને બીજા અગ્રેસરોએ જોશીલાં ભાષણ કરી ગાંધીજીએ સૂચવેલો ઠરાવ પસાર કર્યો—રોલેટ કાયદો રદ કરવા સરકારને આગ્રહ કર્યો.

મુંબઈમાં પણ અપૂર્વ હડતાલ પડી ને વિરાટ સભા થઈ. ગાંધીજીએ અને સરોજિની નાયડુએ દિલ્હીને પગલે જુમ્મા મસ્જિદનું આમંત્રણ સ્વીકારીને ત્યાં ભાષણ કર્યાં. તે મુજબ સારા દેશમાં નાનામોટા શહેરોમાં

લાખો પ્રજાજનોએ પહેલી જ પ્રચંડ હડતાલ પાડીને ને વિરાટ સભાઓ ભરીને સરકારના કાયદા અને સત્તાને પડકાર કર્યો. ખરેખર એપ્રિલની છઠ્ઠી તારીખ દેશની નવજાગૃતિના સીમાચિહ્નરૂપ બની ગઈ.

બીજે દિવસે ગાંધીજીએ સ્વદેશી અને હિન્દુ–મુસ્લીમ ઐક્યનો બોધ એક નાની સભાને આપીને[1] આઠમીએ રાતે દિલ્હી તરફ પ્રયાણ કર્યું. અમદાવાદમાં તેમની સૂચના મુજબ તેમના અગાઉ જપ્ત થયેલા 'હિન્દ સ્વરાજ' પુસ્તકની નવી આવૃત્તિ છાપીને અમે વેચવા માંડી. આ પુસ્તકમાં રાજકીય તત્ત્વ નહિવત્ હતું તેમાં અંગ્રેજોની રાજસત્તા છીનવી લઈ પ્રજારાજ સ્થાપવાની કંઈ યોજના નહોતી; મોટાં કારખાનાં, મિલો અને રેલવે–તાર વગેરે પાશ્ચાત્ય યંત્રતંત્રવિહીન સાદી ઢબના હિન્દી રાજ્યની કલ્પના ગાંધીજીએ વરસો પહેલાં દક્ષિણ આફ્રિકામાં આલેખેલી હતી. તે નિર્દોષ પણ નિષિદ્ધ પુસ્તક પોતાના 'હિતેચ્છુ' છાપખાનામાં છાપવાની હરિપ્રસાદ મહેતાએ હિંમત બીડી. પુસ્તકની હજારો નકલ અનેક સ્વયંસેવકોએ ઠામઠામ શહેરમાં વેચી. મેં મસ્કતી માર્કેટ આગળ, રસ્તાની બાજુએ ઊંચા ઓટલા પર ઊભેઊભે સરકારી કાયદાનો ભંગ કરવાની સ્પષ્ટ જાહેરાત કરીને, સેંકડો નકલ નવમી તારીખ સુધીમાં વેચી નાખી. છતાં પોલીસે અમારી ધરપકડ ન કરી. પ્રજાના પીઠબળથી સરકારનો કાયદો છડેચોક તોડીને તેને હરાવ્યાનો જશ અમે ખાટવા લાગ્યા.

દરમ્યાન નવમીએ રાતે દિલ્હી જતાં, પલપલ સ્ટેશને સરકારે, દિલ્હી ને પંજાબ જવાની મનાઈનો હુકમ ગાંધીજીને આપ્યો. તેનો ભંગ કરી જરા આગળ વધતાં જ ગાંધીજીને સરકારે પકડીને પાછા રવાના

---

૧. મુંબઈથી તે જ દિવસે ઇન્ડિયન પ્રેસ એક્ટનો ભંગ કરવા માટે સરકારમાં નોંધાવ્યા વિના ગાંધીજીએ 'સત્યાગ્રહી' નામનું વર્તમાનપત્ર પ્રકટ કર્યું. તેમાં સત્યાગ્રહની લડતની મીમાંસા કરવામાં આવી અને સત્યાગ્રહીઓની ફરજ સમજાવવામાં આવી હતી. તેવું જ એક પત્ર 'સત્યાગ્રહ' દશમીએ વલ્લભભાઈના તંત્રીપણા નીચે અમદાવાદમાં પ્રકટ થયું.

કર્યા ને અગિયારમીએ બપોરે મુંબઈ પહોંચતાં તેમને છોડી મૂકવામાં આવ્યા.

દશમીએ સવારે ગાંધીજીની તેમજ પંજાબના લડાયક અગ્રેસરો દા૦ સત્યપાલ અને દા૦ કીચલૂની ધરપકડના અણધાર્યા સમાચાર છાપામાં વાંચી અમે સડક થઈ ગયા. શહેરમાં આ ખબર ફેલાતાં લોકોનાં ટોળાં ઉશ્કેરાઈ જઈ ઠામઠામ ભેગાં થતાં ગયાં. જોતજોતામાં શહેરમાં સંપૂર્ણ હડતાલ પડી ગઈ. થોડી વારમાં મહાદેવભાઈના તારમાં ગાંધીજીની ધર• પકડના સમાચારની સાથે સંપૂર્ણ શાંતિ જાળવવાનો તેમનો સંદેશો આવ્યો. તરત તે છપાવવાને હું કુવારા પાસે એક છાપખાનામાં દોડી ગયો. બપોર સુધીમાં તેની હજારો નકલો આખા શહેરમાં અમે છૂટથી વહેંચાવી દીધી. છતાં સરકાર પર વિફરેલી પ્રજાએ ગાંધીજીના અને અમારા આદેશની વિરુદ્ધ કંઈક કંઈક તોફાન કરવા માંડયાં.

ગાંધીજીની ગિરફતારીથી રોષે ભરાયેલા હડતાલીઓને કાબૂમાં રાખી શકે એવાં અનસૂયાબહેન અને શંકરલાલ બંને મુંબઈમાં હતાં. તેથી તેમણે તોફાને ચડીને દાટ વાળ્યો. 'પ્રેમ દરવાજા આગળ કેટલાક મિલમજૂરોએ ( સરકારી ડેરીની ) મોટરમાં બેસીને જતા બે યુરોપીઅનોને ઊતરી જવા જણાવ્યાથી કંઈક આનાકાની થતાં તેમના પર પથ્થર નાખવામાં આવ્યા. એ પહેલાં પોલીસ ચોકીમાં અને પછી...(તે) આટા મિલમાં ગયા. તેથી કેટલાક તોફાનીઓએ મિલનો કેટલોક સામાન સળ• ગાવ્યો અને તે પર ખૂબ પથરા માર્યા. રમખાણ વધી જવાને પરિણામે પોલીસના માણસોએ ગોળીબાર કર્યા અને દશ માણસ ઘાયલ થયા અને એક પોલીસનો માણસ મરણ પામ્યો.'[1]

તે જ દિવસે હું રતનપોળને નાકે બીજા તોફાનમાં સપડાઈ ગયો. અમારી પત્રિકાની વધુ નકલ લેવા બપોરે હું એ લત્તામાં ગયો ત્યારે

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૪, અં. ૧૦, પાન ૬૩૩.

ફુવારાની સામે આવેલા સિનેમાના માલિકે ખામુખા પોતાની જાહેર-ખબરનું પાટિયું દરવાજા આગળ મૂકીને હડતાલનો વિરોધ કર્યો. તરત જ પાસે ઘૂમતાં લોકોનાં ટોળાંએ એ પોસ્ટરને આગ લગાડીને ધાંધલ શરૂ કર્યું. એ ટોળું લક્ષ્મી વિલાસ હોટલ તરફ ધસતું હતું તેવામાં સામેથી બંદૂકધારી સિપાઈઓની ટુકડી આવી પહોંચી. તેના ગોરા અમલદારે તરત લોકોને વીખરાવાનો હુકમ કર્યો. તે તાબે ન થયા તેથી રસ્તા વચ્ચે ઘૂમીને તેણે એક લાંબો ચાબુક ટોળા પર ફટકારીને લોકોને વધારે ઉશ્કેરી મૂક્યા. મામલો બગડતો જોઈને ગાંડાતુર બનેલા ગોરા અધિકારીએ ફૂટપાયરી પર પોલીસને હારબંધ ગોઠવીને બંદૂક પર સંગીન ચડાવવાનો હુકમ કર્યો. આ ખૂની હિલચાલનો જવાબ વાળવાને કોઈએ થોડા પથરા માર્યા. તેમાંથી એક પેલા અમલદારને વાગ્યો. તેથી ગોળીબાર થવાની ઘડીઓ ગણાવા લાગી. તેવામાં જીવણલાલ બેરિસ્ટર અચાનક ત્યાં આવી પહોંચ્યા. કોર્ટના કામ અંગે તે અમલદારને ઓળખતા હોવાથી તેમણે તેને છેલ્લું પગલું લેતાં વાર્યો. આમ જરા રાહત મળતાં, હું સામેના ઊંચા ઓટલા પર ચડી ગયો. મેં ફાટચા સાદે ગાંધીજીના સંદેશની પત્રિકા વાંચી સંભળાવી અને તેમની પ્રતિષ્ઠાની ખાતર શાંતિથી વીખરાવા સર્વને આજીજી કરી. તરત જ પ્રજારોષનું પૂર જેવું ઊંચું ઊછળ્યું હતું તેવું જ શમી ગયું. અમે રાહતનો દમ ખેંચીને ત્યાંથી પાછા વળ્યા.

તે જ સાંજે નદીની રેતમાં જંગી સભા મળી. તેમાં ‘વલ્લભભાઇ, કસ્તૂરબા ગાંધી, જીવણલાલ બેરિસ્ટર વગેરે અગ્રેસરોએ ભાષણ કરીને લોકોને તોફાનથી દૂર રહેવા અને ગાંધીજીના નામને કલંક નહિ લગાડવા વિનંતી કરી... (વક્તાઓએ) પ્રેમ દરવાજા આગળ આટા મિલ પાસે થયેલા તોફાનને નામોશી ભરેલાં ગણાવીને લોકોને કામધંધો શરૂ કરવા તથા બીજે દિવસે હડતાલ ખોલી નાખવા ખાસ સલાહ આપી.’[1]

---

૧. ‘નવજીવન અને સત્ય,’ પુ. ૪, અં. ૧૦, પાન ૬૩૩–૪.

તે જ દિવસે બપોરે અમે અનસૂયાબહેનને તાર કરીને તરત જ અમદાવાદના મજૂરોને શાંત પાડવાને પાછા આવવા આગ્રહ કરેલો. ૧૧મીએ વલ્લભભાઈ અને હું સવારના મેલ પર તેમને મળવા ગયા, ત્યારે શહેરની હડતાલ કાયમ હતી અને સેંકડો લાઠીધારી માણસોનાં મોટાં ટોળાં ઠામ ઠામ ફરતાં હતાં. લોકોના સીના અને આંખમાં અમને કંઈક ઉલ્કાપાતની આગાહી દેખાઈ. અમે તેનો થોડો સ્વાદ પણ ચાખ્યો. સ્ટેશન પર અનસૂયાબહેનની મોટર તેમને લેવા આવેલી. પણ તે ન આવ્યાં, તેથી અમે તેમની મોટરમાં બેસીને પાછા ફરતા હતા ત્યારે બેકાબૂ બનતા ટોળાએ એ જ મોટરના હૂડ પર લાઠીઓ ફટકારી. આથી વધારે વ્યગ્ર બનીને અમે વલ્લભભાઈને ઘેર બેસીને ચર્ચા કરતા હતા એટલામાં ડા૦ કાનુગા ખબર કાઢવા આવી પહોંચ્યા. પછી તેમની જ ઘોડાગાડીમાં અમે ત્રણે શહેરના રાજમાર્ગો પર ફરવા નીકળ્યા. ત્યારે ભૂલેચૂકે ઉઘડેલી કોઈ દુકાનમાંથી લાકડીઓ ખેંચી કાઢીને પહેલાંના કરતાં ઘણા જ વધારે માણસો જોર મિજાસમાં ચોપાસ ઘૂમતા હતા. અમે બને તેટલી લાકડીઓ તેમની પાસેથી ખૂંચવીને ગાડીમાં નાખી. જે મળ્યા તેમને શાંતિથી ઘેર જવા કહ્યું. પણ આભ ફાટયું ત્યાં થીગડું કેમ દેવાય?

પાછા વલ્લભભાઈને ઘેર આવીને અમે જરા પગ વાળ્યો. એવામાં તો લાલ દરવાજે મેટ્રિકની પરીક્ષા માટે બંધાયેલા મંડપમાંથી આગના ભડકા નીકળવા લાગ્યા. તરત જ પાસે આવેલી સરકારી રેકર્ડ ઑફિસ, કલેક્ટરની કચેરી ને મુખ્ય તાર–ટપાલ ઑફિસને આગ ચંપાઈ. તેમાંથી નીકળતા ધુમાડાના ગોટાથી બધી હવા ગંધાઈ રહી. એક ટોળું ઇમ્પિરિયલ બૅંક પાસે આવીને તેમાં ઘૂસવા ગયું ત્યારે તેના ચોકીદારે ગોળીબાર કરીને તેને પાછું કાઢયું. અમારા મંડળમાં બેઠેલા મણિલાલ કોઠારીએ[1] તરત બૅંક આગળ ઘવાયેલા ગરીબ માણસને વલ્લભભાઈના ઘર પાસે લાવીને તેની સારવાર કરી.

---

૧. જુવાન વકીલ હતા. પછીથી તે પ્રખર કાર્યકર તરીકે પંકાયા

એકંદરે આવી ભયંકર આગની પરંપરા જોઈને અમે એવા સ્તબ્ધ બની ગયા કે તેની જ્વાળાને વધુ ફેલાતી અટકાવવાનું કામ અમારા ગજા ઉપરાંતનું લાગ્યું. અમારા હાથ છેક હેઠા પડી ગયા. માત્ર તે દિવસે મુંબઈમાં ગાંધીજીના છુટકારાના ખબર મળ્યા એટલે અમે તેમને ને અનસૂયાબહેનને ફરી તાર કરીને અમદાવાદ આવવાને દર્દભરી વિનંતી કરી.

તે દિવસે 'અનેક પોલીસ ચોકીઓ, શહેરના દરવાજા વગેરે બાળવાના, બે મેજિસ્ટ્રેટનાં મકાન લૂંટવાના, એક પોલીસ સાર્જન્ટનું કરપીણ ખૂન થવાના–એવા અનેક ત્રાસદાયક...બનાવો' બનતા ગયા. તેની ઊડતી ખબર અમને પડતી ગઈ. પણ અમે હતા રાજકીય કાર્યકરો. જો આવા તોફાની વખતમાં અમે ક્યાંક ફરતા દેખાઈએ તો અમને તેમાં નાહક સંડોવવામાં આવે, એવા ચોક્કસ સંદેશાથી અમે ઘર ઝાલીને બેસી રહેવામાં જ ડહાપણ માન્યું.

બારમી તારીખે સરકારે શહેરના મોટા રાજમાર્ગ પર માર્શલ-લૉ જાહેર કર્યો. પાંચથી વધુ માણસોને ત્યાં ભેગા મળીને ફરવાની બંધી થઈ. ભદ્રથી સ્ટેશનના સરિયામ રસ્તા પર ગોરા સિપાઈઓ ગોઠવાયા. પાનકોર નાકા આગળ લશ્કરે મશીનગનનો અડ્ડો જમાવ્યો. તેની સાથે ખબર મળી કે મુંબઈથી ગોરું લશ્કર લાવતી ખાસ રેલગાડીને નડિયાદ ને ઉત્તરસંડા વચ્ચે તોફાની ટોળાંએ રેલના પાટા તોડીને થોડા કલાક રોકી હતી. વળી વીરમગામમાં પણ એક અવલકારકૂનના ખૂનના, સરકારી મકાનો બાળવાના, હડતાલ અને હુલ્લડના કારમા સમાચાર મળ્યા. આવા વાતાવરણમાં કેટલાયે ઝનૂની કે તોફાની માણસો અમારે ઘેર આવીને આખા દેશમાં બળવો જાગવાની અને દિલ્હીથી અમદાવાદ આવતી મુક્તિ-સેનાની ગુલબાંગો લગાવતા. વલ્લભભાઈ બહુ જ ઠાવકાઈથી બધું સાંભળતા અને પછી અમારી પાસે આવીને તેને ખડખડાટ હસી કાઢતા.

છેવટે મુંબઈનો મામલો શાંત પાડીને ગાંધીજી, અનસૂયાબહેન સાથે ૧૩મીએ સવારે અમદાવાદ આવી પહોંચ્યા. જૂના અને ઝેરીલા કમિશનર પ્રેટને પહેલાં મળીને ગાંધીજી વલ્લભભાઈને ઘેર આવ્યા.

વલ્લભભાઈએ ગાંધીજીને અમદાવાદના બનાવોનો હેવાલ આપીને લશ્કરી કાયદાના સિતમ વિષે ફરિયાદ કરી. ત્યારે ગાંધીજીએ અમને સામો ઠપકો આપતાં કહ્યું : 'આપણા લોકોએ પણ કરવામાં ક્યાં બાકી રાખી છે?'

પછી સરકારી હેવાલ રજૂ કરીને ગાંધીજીએ બીજે દિવસે શહેરથી દૂર તેમના આશ્રમમાં જાહેર સભા ભરી લોકોને સાચી દોરવણી આપવાનો નિર્ણય જણાવ્યો. તરત સભાની જે પત્રિકા તેમણે લખાવી તે છપાવીને શહેરમાં ચોપાસ બને તે રીતે અમે વહેંચાવવા માંડી. એ સભામાં પારાવાર દુઃખના ભાર નીચે દબાયેલા ગાંધીજીએ, અત્યંત ગંભીર સ્વરે 'લોકોને બનેલા બનાવો માટે સખત ઠપકો આપ્યો. અમદાવાદ, વીરમગામ અને ખેડા જિલ્લામાં તો આડો આંક વળી ગયો હતો તેથી તેમણે પ્રાયશ્ચિત્તના ત્રણ માર્ગ સૂચવ્યા : પ્રથમ તો માર્શલ–લૉ દરમ્યાન અને તે પહેલાં જે નિર્દોષ માણસો ઘાયલ થયા હોય તેમના અને તેમના કુટુંબના નિર્વાહ માટે ફાળામાં પોતાનાથી બનતી રકમ પ્રાયશ્ચિત્તરૂપે નાખવા તેમણે સૂચના કરી. બીજું, સૌને ૨૪ કલાકનો ઉપવાસ કરવાની સલાહ આપી. તેમણે પોતે ખૂનામરકીના ભયથી દિલ્હી જવાનું બંધ રાખ્યું, એટલું જ નહિ પણ ૭૨ કલાકનો ઉપવાસ કરવાનું જાહેર કર્યું...તેમણે પોતાના ખાસ હુકમ સિવાય હડતાલ ન પાડવા, ટોળામાં જમા ન થવા, જંગી સભાઓ ન ભરવા અને જ્યારે કંઈ સભાઓ ભરવામાં આવે ત્યારે તાળીઓ ન પાડવા, હુર્રે પોકારો ન કરવા અને સ્વયંસેવક અને પોલીસના હુકમોને તાબે થવાની સૌને સલાહ આપી...'[૧]

આ શાણા અને સાત્ત્વિક ભાષણ દરમ્યાન તેઓ એક વાક્ય બોલ્યા : 'આ તોફાનોમાં ભણેલાનો હાથ છે.' અમે તો આવો કંઈ અણસારો પણ ગાંધીજીને કરેલો નહિ એટલે દેખીતી રીતે સરકારી કે બીજી માહિતીને આધારે આ શબ્દો તેમણે ઉચ્ચાર્યા હશે.[૨] આ શબ્દોમાં ભણેલા એટલે

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૪, અં. ૧૦, પાન ૧૭૪.

૨. 'તોફાનમાં ભળેલા માણસોને રૂબરૂ મળી તેમને એ રસ્તેથી વાળવાની

પૂરા કેળવાયેલા સુશિક્ષિત કહેવાતા સત્યાગ્રહી કાર્યકરો—એવો અર્થ કરીને પોલીસ અમલદારોએ અમારા કાર્યકરમંડળ પર ક્યાંય સુધી શંકાની નજર રાખીને[1] તેને તંગ કરવાને અનેક પગલાં ભર્યાં.

દરમ્યાન ગાંધીજીએ સત્યાગ્રહનો ખરો શાંતિમય માર્ગ લોકોને સમજાવવાને રોજિંદી પત્રિકાઓ પ્રકટ કરી અને કાર્યકરોને તેની સમજૂત આપવાને પોળોમાં નાનીનાની સભાઓ કરવાનો આદેશ આપ્યો. પછી ૧૭મી તારીખે ગાંધીજીએ મુંબઈ જઈને સત્યાગ્રહની લડત મુલતવી રાખવાની જાહેરાત કરી. તે છતાં અમદાવાદમાં સરકારી દમનનાં ચક્રો વધારે ઉગ્ર બનતાં ગયાં. તેમાં કારણભૂત બનેલા પંજાબના બનાવોની સહેજ યાદ આપવી જોઈએ.

ગાંધીજીની ૧૪મીની શાંતિસભા પછી જ પંજાબના આગલા બનાવો પર પડેલો પડદો ધીમેધીમે ઊંચકાતો ત્યારે ત્યાંની પ્રજાના

---

પ્રવૃત્તિ તેમણે (ગાંધીજીએ) આરંભી. તેને અંગે સી. આઈ. ડી. ખાતા સાથે તેમને કેટલોક સંઘર્ષ થયો. ખાતાવાળા કહેતા હતા કે તમારી પાસે જ્યારે હકીકત આવી છે ત્યારે તોફાન કરનારને નસિયત પહોંચાડવામાં તમારે મદદ કરવી જોઈએ. બાપુનું કહેવું એમ હતું કે 'હું તો સુધારક છું. મારું કામ ગુનેગાર પાસે પ્રાયશ્ચિત્ત કરાવી તેને સુધારવાનું છે. હું પોલીસને ખબર આપી તેમને સજા કરાવવા જાઉં તો મારાથી સુધારકનું કામ ન થઈ શકે.'
મહાદેવભાઈની ડાયરી, પુ. ૫, પાન ૬૦–૧, નોંધ.

૧. આ વિષે મારા અનેક સાથીઓની માફક મેં પણ ગાંધીજી સાથે અનેક વાર ચર્ચા કરેલી અને તેમના 'ભણેલા માણસ'—એ શબ્દોનો અવળો અર્થ અમલદારો કરતા હતા તેથી તેની ચોખવટ કરવા વિનંતી કરેલી. તે તરત સફળ થયેલી નહિ. વરસેક પછી એક વાર મેં ફરી વાત કરેલી તે પરથી તેમણે એક અમલદારને કાગળ લખીને મારી દલીલનું તથ્ય સ્વીકાર્યું હતું.

તોફાન કરતાં ઘણા જ ભયંકર સરકારી અત્યાચારોની ખબર અમને પડતી ગઈ. પંજાબના કોઈ આગેવાનોએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા પર સહી કરી નહોતી. છતાં છઠ્ઠી તારીખે લાહોર, અમૃતસર વગેરે મોટાં શહેરોમાં સંપૂર્ણ હડતાલ પડી હતી અને જંગી સભાઓમાં કાળા કાયદાની નીતિ સામે સખત આંદોલન જામ્યું હતું. પણ ૩૦મીના દિલ્હીના બનાવોનું બહાનું કાઢીને જેમ સરકારે ગાંધીજીને નવમીએ પકડ્યા, તેમ ૧૦મીએ અમૃતસરના બે લોકપ્રિય આગેવાનો ડૉ૦ કિચલૂ અને ડૉ૦ સત્યપાલને સરકારે પકડીને કોઈ અજાણ્યા સ્થળે પૂરી દીધા. આ અગ્રેસરોની ધરપકડથી ઉશ્કેરાયેલી માનવમેદની તેમના છુટકારાની માગણી કરવાને અમૃતસરના જિલ્લા અધિકારીની કચેરી તરફ ઊપડી ત્યારે તેના પર પોલીસે બેફામ ગોળીબાર કર્યો. લોકોએ વીફરીને બે અંગ્રેજ સ્ત્રીઓ અને વધારે પુરુષોનાં ખૂન કર્યાં; બેંકો, ટપાલ ઑફિસો અને બીજી સરકારી કચેરીઓ લૂંટીને બાળી મૂકી.

આ ખૂનામરકીનું વેર લેવાને જનરલ ડાયરે લશ્કરી ટુકડી સાથે જલિયાનવાલા બાગમાં દાખલ થઈ વૈશાખીના મેળાને પ્રસંગે ભેગાં થયેલાં હજારો સ્ત્રીપુરુષો પર દશ મિનિટ સુધી સતત યાંત્રિક બંદૂકોથી રાક્ષસી ગોળીબાર કર્યો. આ બાગના ચોગાનની ચારેબાજુએ ફરતી ઊંચી દીવાલ હતી. તેથી કોઈ જ ત્યાંથી નાસીને છૂટી શક્યું નહિ. આશરે છસો માણસો ત્યાં જ ઠાર થયાં. તેથી ત્રણગણાં માણસો ઘાયલ થયાં. જલિયાનવાલા બાગની કારમી કતલની કાળી ટીલી અંગ્રેજ સરકારને હંમેશ માટે ચોંટી ગઈ.

આ હત્યાકાંડ આટલેથી જ પત્યો નહિ. તરત જ અમૃતસર, લાહોર, લાયલપુર, ગુજરાત (પંજાબી) વગેરે જિલ્લામાં લશ્કરી હકૂમત સ્થાપવામાં આવી અને ભયંકર દમન શરૂ થયું. લાલા હરકિશનલાલ, ભાઈ પરમાનંદ અને ટ્રિબ્યુનના તંત્રી કાલિનાથ જેવા શાણા અગ્રેસરોને પકડીને લશ્કરી કાનૂન મુજબ કાળાપાણી સુધીની ભયંકર સજાઓ કરવામાં આવી. અમૃતસરમાં નિર્દોષ સ્ત્રીપુરુષોને સંગીનની અણીએ પેટ

ઘસણી કરાવવામાં આવી. લાહોરના સેંકડો વિદ્યાર્થીઓને પકડીને ઉના-ળાની સખત ગરમીમાં સોળ સોળ માઈલ ચલાવવામાં આવ્યા. સેંકડોને ચાબુકથી ફટકારવામાં આવ્યા. વિમાનોમાંથી નિઃશસ્ત્ર ટોળા પર બૉંબ-ગોળા વરસાવવામાં આવ્યા. ખરેખર સારો પંજાબ પ્રાંત પાશવી ખૂનરેજી ને સિતમનું એક નર્કાગાર બની રહ્યો.

પંજાબના આવા કમકમાટી ભરેલા બનાવોની ખબર અમદાવાદમાં ફેલાતી ગઈ ત્યારે, જાણે તેની અસર ડામવાને સરકારે દમનનાં નવાં પગલાં ભરવાં માંડ્યાં. એપ્રિલની વીસમીથી પાંચમી મે સુધી કલેક્ટરે શહેરમાં જાહેરસભાઓની બંધી ફરમાવી. શાહીબાગના કેટલાયે બંગલા ખાલી કરાવી તેમાં લશ્કરી છાવણીઓ સ્થપાઈ. વલ્લભભાઈના ઘરની પાસે જ ગુજરાત કલબ પણ ખાલી કરાવી તેમાં લશ્કરની ટુકડી મુકાઈ. લાહોરથી વિમાનો મંગાવ્યાની ખબર અમે સાંભળી. વળી એ દિવસના લશ્કરી રાજમાં ગોરા સિપાઈઓની ગોળીથી કેટલાયને વિનાકારણ મરતા અને ઘાયલ થતા જોઈ લોકો ગભરાઈ ગયા હતા. હવે તેમને જાણે ભોંયભેગા કરવાને સશસ્ત્ર લશ્કરી ટુકડીઓ રીતસર ગામમાં ફરવા લાગી. વળી જે ગુના શહેરમાં પહેલાં બન્યા હતા તેના ગુનેગારોને ખોળી કાઢવાને પૂનાથી પોલીસ અમલદારોનો મોટો કાફલો ગાયકવાડની હવેલીમાં આવી પડ્યો. સેંકડો માણસોની ધરપકડો શરૂ થઈ અને તેમના ઘરની જડતીઓ થવા લાગી. વળી ગુજરાતનાં રમખાણોમાં જેને સરકાર તહોમતદાર ગણે તેની સામે કામ ચલાવવાને એક વટહુકમ બહાર પાડીને ખાસ અદાલતની સરકારે નિમણૂક કરી. પરિણામે સરકાર સામે વિરોધથી લોકોનાં દિલ થોડા દિવસ પહેલાં જેવાં ઊછળ્યાં હતાં તેથીયે વધારે સરકારના ભયથી અને ત્રાસથી ચોપટ થઈ ગયાં.

આવા વાતાવરણમાં ગાંધીજીની પત્રિકાઓ લઈને તે સમજાવવાને બીજા મિત્રોની સાથે મેં પણ રાયપુરની પોળોમાં અનેક નાની સભાઓ ભરી. પણ તેથી ઝાઝો અર્થ સર્યો નહિ. જમાનાઓના સરકારી સિત-મથી ને ચાલુ દમનનીતિથી લોકોના દિલમાં સરકાર સામે આગ ભભૂકતી

હતી. હવે સરકારી દમનથી છેક બીકણુ બનીને છુટકારાનો કંઈ નવો રાહ ગાંધીજી પાસેથી તે માગતી હતી. તે વખતે 'સત્ય એ જ ધર્મ છે...પ્રેમ એ જ ધર્મ છે...વેરભાવ રાખીને દુઃખનું નિવારણ નથી કરી શકતા. જેટલે દરજ્જે બીજી પ્રજા સાથે દ્વેષ રાખીએ...તેટલે દરજ્જે આપણે સત્યાગ્રહના કાયદાથી વિમુખ રહ્યા છીએ...હિન્દુસ્તાન આ (સત્યાગ્રહનું) તત્ત્વ આખા જગતને આપવાને લાયક છે,'[1]—વગેરે આધ્યાત્મિક બોધવાક્યો બળ્યાઝળ્યા શ્રોતાઓ પૈકી કોઈકના જ અંતરમાં ઊતર્યાં હશે. અલબત, લોકો અમને શાંતિથી સાંભળતા ને મહાત્મા ગાંધીજીને પૂજતા. છતાં ગાંધીજીની માગણી મુજબ જ્ઞાનપૂર્વક ને વેરભાવ વિના દુઃખ સહન કરવાની વૃત્તિ લોકોમાં જાગી નહિ અને કોઈ નવા સત્યાગ્રહી સ્વયંસેવકો અમને મળ્યા નહિ.

તે જ વખતે લશ્કરી અમલ દરમ્યાન મરેલા અને ઘવાયેલાની તપાસ કરવાને મેં અનસૂયાબહેનની સાથે અનેક લત્તામાં–વિશેષે કામદારોના મહોલ્લામાં ફરવા માંડ્યું. દિલ્હી દરવાજા બહાર એક મંદિરની જાડી દીવાલમાં ગોળીથી કાણું પડેલું અમે જોયું. આસપાસ બેઠેલાં માણસો પાસેથી અમે એ ગોળીબારના સંયોગો જાણી લીધા. બીજાં નિરાધાર બનેલાં સ્ત્રીપુરુષોની કરુણ કહાણીઓ અમે સાંભળતાં ગયાં તેથી અમારાં દિલ ઘવાયાં. કેટલાય દિવસ ઠામઠામ ફરીને અમે યોગ્ય માણસોને જરૂર પ્રમાણે રાહત આપવાને ભલામણ કરવા માંડી. તે માટે ગાંધીજીની જાહેર વિજ્ઞપ્તિથી આશરે રૂ. ૭૦૦૦ ભેગા થયા, તેમાંથી અમે બનતી સહાય આપી–દુખિયાનાં આંસુ લહોવાને અમે બનતું કર્યું.

દિવસે આવી સેવાની પ્રવૃત્તિ કરીને અને રાતે શાંતિસભાઓ ભરીને હું વલ્લભભાઈને ઘેર સૂઈ જતો, ત્યારે પણ અમને શાંતિ મળતી નહિ. ગુજરાત ક્લબમાં ચડી બેઠેલા ગોરા સિપાઈઓની લારીઓની અને

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૪, અ. ૧૦, પાન ૬૭૨–૬. આ વાક્યો સત્યાગ્રહ પત્રિકા નં. ૪માંથી ઉતાર્યાં છે.

તેમના અમલદારોની મોટરોની દોડધામ આખી રાત ચાલુ રહેતી, અને અમારી ઊંઘમાં વિક્ષેપ કરતી. રાતમાં ગમે ત્યારે કોઈ મોટર અમારા ઘરની આસપાસ ચક્કર લગાવતી કે ખડી રહેતી ત્યારે અમે જાગી જતા અને અમંગળ શંકાઓ સેવતા. એક દિવસે મધરાતે કંઈક કામે ઊઠીને અમે બત્તી કરી, પછી તે બંધ કરીને બીજા ખંડમાં કરી. આ બધા પર ચાંપતી નજર રાખનાર કોઈ અધિકારીએ અમારા પર વહેમાઈને બારણું ઠોકયું. વલ્લભભાઈએ તે ઉઘાડીને કારણ પૂછ્યું ત્યારે તેણે બત્તી ફરીફરીને કરીને તે બુઝાવવાનું કારણ પૂછ્યું. વલ્લભભાઈએ ઊઠવાનું સામાન્ય કારણ બતાવ્યું ત્યારે તેણે કહ્યું: 'મને તમારી બત્તીની હિલચાલ પરથી લાગ્યું કે તમે કંઈક નિશાનીઓ કરો છો!' પણ નિશાની કરવી હોય તોયે કોને કરીએ? સામે તો કોઈ ઘર નહોતું. ગજાનન માવળંકરનું માત્ર ડહેલું હતું. તે રાતે બંધ રહેતું અને અમારા સાથી માવળંકર તો બાજુએ રહેતા.

૨૬મી તારીખે 'બૉમ્બે ક્રૉનિકલ'ના લડાયક તંત્રી હૉર્નિમેનને માંદગીના બિછાનામાંથી ઉઠાવીને સરકારે દેશનિકાલ કર્યા. તરત જ ગાંધીજીની સૂચનાથી મુંબઈની પ્રજાએ એક દિવસની હડતાલ અને ઉપવાસ પાળીને પોતાનો સખત વિરોધ દર્શાવ્યો. સરકારે 'ક્રૉનિકલ'ની જામીનગીરી જપ્ત કરી નવી માગવાનો અને તેનું લખાણ ખાસ પરીક્ષકને દેખાડીને જ તે પ્રગટ કરવાનો હુકમ કર્યો. આમ તે લડાયક પત્ર બંધ થતાં તેની ખોટ પૂરવાને શંકરલાલે જૂનું અઠવાડિક 'યંગ ઇન્ડિયા' ગાંધીજીને સોંપ્યું. હવે તે પત્ર ગાંધીજીએ અઠવાડિયામાં બે વખત પ્રગટ કરીને પંજાબ–ગુજરાતના સરકારી અત્યાચારોની અને એકંદર ચાલુ રાજપ્રકરણની કડક સમીક્ષા કરવા માંડી. ત્યારથી ગાંધીજીના મુખપત્ર તરીકે તેનો ફેલાવો દેશભરમાં થવા લાગ્યો અને તેની મારફત તેમનો નવો સંદેશ પહેલી જ વાર રોજબરોજ દેશસમસ્તને પહોંચતો ગયો.

તેની સાથે મુંબઈમાં તેમણે બીજી એક પ્રવૃત્તિ શરૂ કરી. અમદાવાદથી નડિયાદ જઈ જિલ્લાની પરિસ્થિતિની અને લોકોની ધરપકડની

વધુ ખબર મળતાં તેમને લાગ્યું, 'કે ખેડા જિલ્લાના અને સારા દેશના લોકોને સત્યાગ્રહની લડતનું એલાન કરવામાં મેં ઉતાવળ કરવાની ભૂલ કરી હતી. અને તે મને (હિમાલય) પહાડ જેવી લાગી...કાયદાનો સવિનય ભંગ તે જ માણસોથી થઈ શકે જેમણે કાયદાને વિનયપૂર્વક સ્વેચ્છાએ માન આપ્યું હોય...જેમણે કાયદાઓ રોજ મનથી તોડયા હોય...તેઓ એકાએક સવિનય ભંગને કેમ ઓળખી શકે?...સવિનય ભંગ કરાવાતા પહેલાં...તેમને પ્રતિક્ષણ દોરનારા શુદ્ધ સ્વયંસેવકોનું દળ પેદા થવું જોઈએ...હું મુંબઈ પહોંચ્યો ને સત્યાગ્રહ સભા મારફતે સત્યાગ્રહી સ્વયંસેવકોનું દળ ઊભું કર્યું...પણ મેં જોયું કે તેમાં હું બહુ રસ પેદા ન કરી શકયો...ભરતીમાં નામ નોંધાવનાર પણ દિવસો જવા માંડયા તેમ ખરવા માંડયા.'[1]

ખેડા જિલ્લાની ભરતીની ચળવળમાં બન્યું હતું તે ફરી વાર બન્યું. લોકપ્રિયતાની ટોચે પહોંચેલા ગાંધીજી જેવા મહાત્માએ, લોકોમાં જામેલા રાજકીય રોષ ને આવેશને ઠંડી નૈતિક દિશામાં વાળવાનો પ્રયાસ કર્યો ત્યારે તે સફળ ન થયા.

એપ્રિલની આખરે પૂનાથી ખાસ પોલીસ અધિકારી ગાઈડરે અમદાવાદ આવી રમખાણોની બારીક તપાસ શરૂ કરી ત્યારે તેમાં ભણેલા માણસોના 'હાથ' વિષે તેમજ 'હિમાલય જેવી ભૂલ' વિષે

---

૧. ગાંધીજીની આત્મકથા, પાન ૫૭૪–૬. છઠ્ઠીની મુંબઈની સંપૂર્ણ હડતાલ અને વિરાટ સભા પછી સાતમી એપ્રિલે પણ ગાંધીજીને આવો અનુભવ થયો હતો: 'ચોપાટી પર સ્વદેશી વ્રતને સારુ ને હિન્દુ-મુસ્લિમ વ્રતને સારુ લોકોને એકઠા થવાનું હતું...લોકો ઘણા ઓછા ભેગા થયા. થોડી હાજરીથી મને આશ્ચર્ય ન થયું, દુ:ખ પણ ન થયું: પણ ધાંધલિયા કામની વચ્ચે અને ધીમા રચનાત્મક કામની વચ્ચેનો ભેદ અને પહેલાનો પક્ષપાત અને બીજાનો અણગમો ત્યારથી (આજ સુધી) હું અનુભવતો આવ્યો છું.' ગાંધીજીની આત્મકથા. પાન ૫૬૬. કૌંસમાં મૂકેલા શબ્દો આત્મકથાના અંગ્રેજી અનુવાદમાંથી ઉતાર્યા છે.

ગાંધીજીના નિવેદનથી તેના મગજનો ઘણો વળ ચડેલો લાગ્યો. પોતાનું થાણું ગાયકવાડની હવેલીમાં જમાવીને તેણે સત્યાગ્રહની લડત સાથે સંકળાયેલા નાનામોટા કાર્યકરોને એક પછી એક પોતાનાં લેખિત નિવેદન લઈને બોલાવવા માંડ્યા. ફરી વાર અમારા દિલમાં શંકા થઈ કે અમને આ રમખાણો સાથે ભેરવવાની અને અંતે અમને પકડવાની તરકીબ સરકારે કરી હશે!

લગભગ છેક છેલ્લે મારો વારો આવ્યો. ગાઈડરનો લેખિત સમન્સ મળતાં હું મારું નિવેદન લઈને તેમને મળવા ગયો. ત્યાં તેમને મળીને બીજા સાથીઓ જુબાની આપીને પાછા હેમખેમ આવી મળેલા. તેથી તે દિવસે તો ધરપકડનો બહુ અંદેશો નહોતો. મારું નિવેદન જોઈને અને મારી રૂબરૂ હકીકત સાંભળીને તેમણે મારા પર સવાલોની ઝડીઓ વરસાવી. મારા ભણતર, ઘડતર અને રાજકીય ભૂમિકા જાણી લઈને તેમણે કાળા કાયદાની અમારી તાજી લડત પર તેમની ઝીણી બુદ્ધિ એકાગ્ર કરી. મેં તો નિખાલસપણે ગાંધીજીની ધરપકડ પછી રતનપોળ આગળ લોકોનો પથ્થરમારો અટકાવીને શાંતિ જાળવવાની અને પછીને દિવસે વલ્લભભાઈની સાથે ફરીને લોકોના હાથમાંથી બને તેટલી લાઠીઓ ખૂંચવી લેવાની કામગીરી વિગતવાર રજૂ કરી. બપોરે મેટ્રિકના મંડપમાં અને બીજી સરકારી કચેરીઓને આગ લાગવા માંડી ત્યારે તમે શાંત થઈને કેમ બેસી રહ્યા?—એ સવાલ તેમણે મને ઉલટાવી ઉલટાવીને પૂછ્યાં કર્યો. પણ મારો જવાબ મારા મનમાં હતો તે આપ્યો: તે વખતના સંયોગોમાં ગાંધીજીની ગેરહાજરીમાં અમારાથી તોફાને ચડેલા ટોળાંને રોકવાનું અશક્ય લાગવાથી જ અમે સર્વ ઘેર બેસી રહ્યા. તેમણે એકંદર વિનયથી અને શિષ્ટ ભાષામાં બધી વાતચીત પૂરી કરી તેથી જાણે રમખાણની ઉત્તરક્રિયા પૂરી કર્યાનો સંતોષ માનીને હું પાછો ફર્યો.

ત્યાંથી કેટલેય દિવસે શારદાબહેનને મળવા ગયો ત્યારે માલૂમ પડ્યું કે મારા પર ગોઝારી ગાયકવાડની હવેલીના ફરમાનની વાત સાંભળતાં જ તે મારી સલામતીની ચિંતાથી છેક જ ગભરાઈ ગયાં હતાં.

તેમને ચોક્કસ લાગેલું કે મેં આખી લડતમાં આગળ પડતો ભાગ લીધેલો તેથી મને તો નહિ જ છોડે ! પણ જ્યારે હું હસતો હસતો તેમના ઘરમાં દાખલ થયો ત્યારે તેમના જીવમાં જીવ આવ્યો. પછી આતુરપણે તેમણે અને છોકરાંએ ભેગાં મળીને શાંતિથી ગાઈડર સાથે મારે થયેલી વાતચીતનો સાર સાંભળ્યો ત્યારે તેમના હરખનો પાર ન રહ્યો. તોફાનના દિવસોમાં એક દિવસ તેમની બંને પુત્રીઓને શાળામાંથી દોરીને હું ઘેર લાવ્યો હતો. બીજી વાર તેમને જંગી ટોળાને વીંધીને હડતાલનો રંગ જોવા લઈ ગયો હતો. ત્યારથી મારા જાહેર કાર્ય માટે તેમના દિલમાં કંઈક માન વધ્યું હતું. તે દિવસના આ કુટુંબના મેળાપથી તેમના તેમ મારા જીવને ઘણી ટાઢક વળી. તે રાત્રે જ્યારે હું વલ્લભભાઈને ઘેર સૂતો ત્યારે મારે માટે ગાંધીજીએ સમેટેલી કાળા કાયદાની લડતનો એક જોખમભરેલો યુગ પૂરો થયેલો લાગ્યો અને તે ઐતિહાસિક ચિંતન અને મનનનો વિષય બની ગયો.

આ સમગ્ર લડતને વિષે માસની આખરે ‘નવજીવન’માં મેં જે નોંધ લખી તેમાં લોકોનાં તોફાનો વિષે ગાંધીજીના ઉદ્ગારો અને સૂચનો બહુ જ ભાવપૂર્વક ટાંક્યાં, પણ તેની સાથે દેશભરના બનાવોનું જે સાંગોપાંગ દિગ્દર્શન કર્યું તેમાં મેં મારી ઐતિહાસિક દૃષ્ટિ દાખવી. આગળની બંગભંગની અને હોમરૂલ લીગની ચળવળ સાથે ચાલુ લડતને સરખાવીને તેમાં સાર્વત્રિક હડતાલ અને ભારે રમખાણોનાં દેખાતાં નવાં તત્ત્વો તારવીને મેં લખ્યું : ‘આમાં બે વાત તદ્દન ચોખ્ખી છે. પ્રથમ તો લોકોની વિશેષ જાગૃતિ અને અસંતોષ...હાલની મોંઘવારી અને બીજી રાજકીય અને આર્થિક હાડમારી—આથી પ્રજાનો અસંતોષ ઘણો તીક્ષ્ણ બન્યો છે. એટલી જ સ્પષ્ટ વાત એ છે કે જ્યારે રાજકીય સુધારાનું ભવિષ્ય હજી ત્રાજવામાં તોળાય છે તે વખતે રોલેટ કાયદા પસાર કરીને સરકારે લોકલાગણીને ખૂબ ઉશ્કેરી છે અને સરકારની સામે તીખી લાગણીઓમાં ઘણો વધારો કર્યો છે...(આ) ચળવળનાં બીજ લોકોનાં અંતઃકરણમાં ઊંડાં ન પેઠાં હોત તો શાંત કે હુલ્લડખોર ટોળાં

દેશના જુદાજુદા ભાગમાં એકી વખતે અને એક જ ખબર સાંભળીને મળ્યાં તે ન મળત. જે વીર પુરુષે આ કાળા કાયદા રદ કરાવવાને સરકારની સામે લડત આરંભી છે તેને પ્રજાએ તેનું અંતઃકરણ અર્પ્યું છે અને તેથી તેઓ પકડાતાં તેનું અંતઃકરણ તેના ઊંડાણમાંથી ખળભળી ઊઠયું અને કેટલેક ઠેકાણે તે મર્યાદા મૂકીને રેલાઈ ગયું.'[1]

વળી રાજકીય હડતાલના વિવિધ પ્રસંગોનો નિર્દેશ કરીને મેં લખ્યું : 'જો તે (કટોકટીની) વખતે પોલીસનાં માણસો શસ્ત્રની ધાક દેખાડીને અને ચાબુકના સાટકાથી અથવા બંદૂકના ગોદાથી લોકોને વિખેરવાનો પ્રયત્ન કરે તો એકદમ તોફાન થવાનો સંભવ રહે છે. મુંબઈ અને કલકત્તામાં જે હુલ્લડ થયાં તેમાં લોકોનો કે પોલીસનો વધારે દોષ હતો તે કહી શકાતું નથી...તમામ (પશ્ચિમના) જીવન્ત દેશોમાં જ્યારે પ્રજાનો મોટો જનસમૂહ સરકારની સામે ઉશ્કેરાય છે ત્યારે આવાં હુલ્લડો સહેજે થાય છે તેથી કોઈ નવાઈ પામતું નથી અને તેને અતિશય ગંભીર સ્વરૂપ અપાતું નથી. (ગઈ) તા. ૧લી મેને દિવસે ઇંગ્લૅંડ, ફ્રાંસ અને અમેરિકામાં બનેલા બનાવો આની સાક્ષી પૂરે છે.'[2]

પછી ગુજરાતના વધારે ગંભીર બનાવોની સમીક્ષા મેં નીચે મુજબ કરી : 'મોટા જનસમુદાયની ઊંડામાં ઊંડી, ઉત્કટમાં ઉત્કટ લાગણીઓ—રાગની અને દ્વેષની—વિવેકી નહિ પણ ગાંડી હોય છે...જ્યારે તે છેડાય છે ત્યારે તેમના પોતાના માનસિક બંધારણ પ્રમાણે ઓચિંતી પ્રદર્શિત થાય છે...અમદાવાદમાં મહાત્મા ગાંધીજીને પકડયાની ખબર સાંભળતાં પ્રજાના અંતઃકરણને કારી ઘા લાગ્યો... (સત્યાગ્રહીથી જુદે પંથે ચાલી) સામાન્ય જનો આવા વખતે ધર્મ અને નીતિના સિદ્ધાંતો ભૂલી જઈને પોતાની જ પ્રકૃતિને જ વશ થાય છે અને સરકાર તરફ

---

૧. 'નવજીવન અને સત્ય,' પુ. ૪, અં. ૧૦, પાન ૬૭૦–૧.

૨. એજન પાન ૬૭૧–૨.

વેરથી[1] સળગી જઈ ને તેનાં બાહ્ય ચિહ્નો—અંગ્રેજો–સરકારી વડાઓ...એ બધાં પર આવેશથી તૂટી પડવાને તલસે છે.'[2]

આ વિવેચનની વિચારસરણી ગાંધીજીનાથી કેટલી જુદી છે તે સહેજે જોઈ શકાશે. આ રાજકીય ચર્ચામાં સત્ય કે પ્રેમની દૃષ્ટિથી પ્રજાની કસોટી કરી નથી. એકંદર પ્રજાના વિરોધ અને ક્રોધને સ્વાભાવિક–કંઈક ન્યાયી-ગણીને તેને કંઈ અકસ્માત કે આગેવાનથી કંઈ માર્ગ મળતાં મહાનદીઓની રેલનાં પાણીની માફક તે શિસ્તની સાંકડી પાળો તોડીને બેફામ રીતે ઊભરાઈ જાય એ કુદરતી માન્યું છે. આમ છતાં ગાંધીજીની સૂચનાથી મેં ૨૪ને બદલે ૪૮ કલાકનો ઉપવાસ કર્યો અને ગાંધીજીની પત્રિકાનો ભક્તિભાવપૂર્વક પ્રચાર કર્યો. દેખીતી રીતે આ કાળમાં મારા અંતરમાં દ્વિધાબુદ્ધિ જામેલી હતી. મારી બુદ્ધિ અને વિચારોનું વહેણુ સ્વતંત્ર હતું. પણ મારી અંતર્ગત ધર્મવૃત્તિ અને હૃદય પર ગાંધીજીનું સામ્રાજ્ય જામેલું હતું. તે વખતે તે બેની વચ્ચે મને કંઈ વિરોધ સાલ્યો નહિ પણ તેનાં બીજ આ કાળમાં જ મારા દિલમાં વેરાયેલાં પડ્યાં હતાં.

મે માસના આરંભમાં જાહેર સભાની છુટ્ટી થઈ. એટલે ગાંધીજીની સૂચનાને માન આપીને અમે નદીની રેતમાં થોડી શાંતિસભાઓ ભરવા માંડી. તેમાં શ્રોતાઓની ઓછી હાજરીને લીધે થોડા દિવસમાં તે બંધ પડી ગઈ.

---

૧. હવે માલૂમ પડે છે કે રોલેટ કાયદાને અમે 'કાળો' કાયદો કહેતા તેમાં 'કાળો' શબ્દની સામે ગાંધીજીનો વિરોધ હતો. ચંદ્રશંકર પંડ્યાએ તેમને એક કવિતા મોકલેલી તેના જવાબમાં ગાંધીજીએ લખેલું : 'કાયદાને સારુ 'કાળો' શબ્દ વિશેષણ કાઢી બીજું વાપરો. ભલે આકરો કહો. 'કાળો' શબ્દ ક્રોધસૂચક છે.' મહાદેવભાઈની ડાયરી, પુ. ૫, પાન ૭૦.

૨. 'નવજીવન અને સત્ય,' પુ. ૪, અં. ૧૦, પાન ૬૭૩.

તેવામાં જ એક દિવસ સરોજિની નાયડુ ગાંધીજીને મળવા અમદાવાદ આવ્યાં ત્યારે તેમની સાથે મારે અંગત પરિચય થયો. મુંબઈના કૉલેજ કાળ દરમ્યાન તે જુવાન વિદુષી કવયિત્રીએ એકવાર ભરચક ભરેલા ફ્રેરામજી જીજીભાઈ હૉલમાં ભાષણ આપેલું તે સાંભળવા હું ગયેલો. તે વખતે અત્યંત કોમલાંગી સરોજિનીએ કોકિલકંઠી સ્વરે જે કવિત્વમય ભાષણ કરેલું તે મને હંમેશ યાદ રહેલું. પછી આશરે દશ વરસે તે રાજકીય નેતા બનીને અમદાવાદ આવ્યાં ત્યારે તે જાજરમાન ને પ્રભાવશાળી લાગ્યાં. અમદાવાદમાં તેમણે ભાષણ કર્યું ત્યારે ક્વચિત તેમનાં વિશાળ નયન સરકાર સામે પુણ્યપ્રકોપથી લાલ થતાં અને ક્વચિત દર્દભર્યા મીઠા સ્વરે પ્રજાને તેમણે શાણી શિખામણ આપી.

નડિયાદના ભાઈઓના આગ્રહથી તે ત્યાં ભાષણ કરવા ગયાં, ત્યારે હું તેમની સાથે ગયો. ત્યાં તેમણે પહેલી વાર હૈદરાબાદી હિન્દુસ્તાનીમાં ભાષણ કર્યું અને મેં તેનો અનુવાદ ગુજરાતીમાં કર્યો. પછી તેમને ગોપાળદાસ દેસાઈનું ચા-પાણીનું આમંત્રણ મળ્યું. અમે એ દેસાઈની ગાંધી-વિરોધી અને સરકાર-તરફી રાજનીતિ તેમને સમજાવી ત્યારે તેમણે કહ્યું: 'બહુ જ સારું. આપણે એમની ચા પીશું અને આપણી એ વાત સંભળાવીશું.' અમે સર્વ એ દેસાઈને ઘેર ચા પીવા ગયા ત્યારે સરોજિનીએ તેમની—નાનાસાહેબની—સાથે હસીખુશીથી વાતો કરીને તેમને પ્રભાવિત કર્યા.

પછી થોડા વખતમાં, ઝીણા અને તેમનાં પત્ની સાથે સરોજિની વિલાયત જવાનાં હતાં ત્યારે ગાંધીજી મુંબઈમાં તેમની તબિયતની ખબર પૂછવા રોજ બપોરે તાજમહાલ હૉટેલમાં અડધોએક કલાક મિત્રો સાથે જતા. કોઈ વાર હું તેમની સાથે જતો ત્યારે સરોજિની સાથે ઝીણાનાં ખૂબસૂરત પારસી પત્ની રતુબાઈ બેઠાં હોય. થોડા જ માસ પર ટાઉન-હૉલમાં નિર્ધારેલ ગવર્નર વિલિંગ્ડનની ભરચક સત્કારસભામાં ઝીણા દંપતીએ પ્રજાનો સખત વિરોધ[1] હિંમતભેર જાહેર કરીને જ્વલંત

1. ગવર્નર વિલિંગ્ડનનો સત્કાર કરવાની સરકારી પક્ષવાદીઓએ ઘણા

કીર્તિ[1] મેળવી હતી. ગાંધીજી બન્ને બહેનો સાથે ખૂબ આનંદથી ગમ્મત ઉડાવતા. તેમની વિદાયને આગલે દિવસે ગાંધીજી સરોજિનીને મળ્યા ત્યારે તેમણે હસતે હસતે પૂછ્યું : 'રોજ બપોરે તમને મળવા આવું છું. હવે આવતી કાલે બપોરે હું શું કરીશ ?'

આ કાળમાં શારદાબહેનની સૂચનાથી મેં રાયપુરમાં અને પછી ખાડિયામાં સ્ત્રીઓની સભા આગળ ભાષણ આપ્યાં. ખાડિયાની સભામાં તો રાજકારણમાં સ્ત્રીઓનાં સ્થાન વિષે ચર્ચા કરતાં મેં આઇરીશ નેતા પાર્નેલની જોશીલી બહેનની લડત વર્ણવેલી. પહેલાં પાર્નેલ ખેડૂતોના સંઘનો લડાયક આગેવાન હતો ત્યારે તેની સૂચનાથી એ બહેને તેના કાર્યાલયનું કામ હાથ ધરેલું. પાર્નેલને અંગ્રેજ સરકારે જેલમાં પૂર્યો ત્યારે તે બહેને અમેરિકાથી હજારો પાઉંડ મેળવીને એ લડત પૂરપાટ ચલાવી. એ સંઘ બંધ કરવાનું સરકારને વચન આપીને પાર્નેલ છૂટો થયો ત્યારે બહેને તે બંધ કરવાનો ઇન્કાર કરીને તેનું કામ ચાલુ રાખ્યું. છેવટે પાર્નેલે બેંકને લખીને બહેનની નાણાં લેવાની સત્તા રદ કરી ત્યારે જ તેણે કવશે સંઘની કચેરી બંધ કરી; પણ ભાઈ પર તે એટલી રીસે ભરાઈ કે જિંદગીભર તેનું મોં તેણે ફરીથી જોયું નહિ. ઉપરાંત જોન સ્ટુઅર્ટ મીલને તેની બુદ્ધિશાળી પત્નીના પ્રેરક સહકારની અને તેને મીલે આપેલી ભવ્ય અંજલિની વાતો પણ તે ભાષણમાં મેં બહુ રસથી

---

મહિનાથી ચળવળ ચલાવેલી અને તેની સામે રોજબરોજ પ્રજામતનો પડકાર બિરદાવવામાં અંગ્રેજી દૈનિક 'બોમ્બે ક્રોનિકલ'ના નિર્ભય તંત્રી હોર્નિમેને ચિરસ્મરણીય કામગીરી બજાવી હતી.

૧. ઝીણા દંપતીએ એ પ્રસંગે અસાધારણ હિંમત બતાવી હતી તેથી તેમના માનમાં જે સારો ફાળો ભેગો થયો તેમાંથી 'ઝીણા મેમોરિયલ હૉલ' કોંગ્રેસ હાઉસની બાજુ પર બાંધવામાં આવ્યો હતો. આ ફાળો ઉઘરાવવામાં અને મકાન બાંધવામાં ઉમર સોબાની અને અંબાલાલ સાકરલાલના પુત્ર વૈકુંઠરાય દેસાઈએ સારી જહેમત ઉઠાવી હતી.

કરી. આવા વાસ્તવિક કિસ્સા બહેનોને બહુ ગમ્યા તેથી મને ઘણો આનંદ થયો.

આ સભામાં તેમ નદીની એક શાંતિસભામાં જે એક વિલક્ષણ બહેનને દૂરથી જોયેલાં તેમને થોડા જ દિવસમાં રૂબરૂમાં મળવાનું આમંત્રણ મને મળ્યું. આનંદશંકર ધ્રુવના ભાણેજ જનુભાઈ સૈયદ વરસો સુધી નડિયાદની હાઈસ્કૂલમાં શિક્ષક હતા, ત્યારથી તેમને હું ઓળખતો. કવચિત તે અમદાવાદમાં મળતા ત્યારે કેટલાક વખતથી એક સંસ્કારી સન્નારીને મળવા જવાનું મને કહેતા. પણ કંઈ ને કંઈ કારણસર કંઈ નક્કી થતું નહિ. આશરે એકેક વરસ પર તે બહેને જ બેસન્ટની હદબંદી સામે એક ટૂંકો જુસ્સાદાર લેખ જનુભાઈની મારફત મને મોકલેલો, તે મેં માસિકમાં છાપવા લીધેલો. છેલ્લી ઘડીએ તેમની નામરજીની ખબર મળતાં તે રદ કરેલો. છેવટે આ મે માસમાં તેમણે દિવસ નક્કી કર્યો તે મને માફક આવ્યો. તેથી જનુભાઈની સાથે દેડકાની પોળમાં હું તેમને ઘેર ગયો. ત્યારે લાલભાઈ શેઠનાં પત્ની લીલાવતીબહેનનો પહેલી વાર મને અંગત પરિચય થયો.

તેમની પરસાળમાં બારી પાસે મૂકેલા કોચ પર હું જનુભાઈ સાથે બેઠો ત્યારે અંદરના ખંડમાંથી ઝડપી પગલે આવીને લીલાબહેને અમારું સ્વાગત કર્યું. વિનમ્ર ભાવથી અમારી સામે તે શેતરંજી પર બેસી ગયાં ત્યારે તેમની પાછળ જામેલા અંધકારમાં તેમની તેજસ્વી આંખો ઝગારા મારતી લાગી. તેમણે મારા કામકાજ અને રાજકારણ વિષે, ગાંધીજી અને બીજા આગેવાનો વિષે, ઉપરાઉપરી સવાલો મારા પર છોડયા. તરત મને સમજાયું કે જેવું તેમના નયનનું તેજ અગાધ હતું તેવી જ દરેક વિષયની તેમની જિજ્ઞાસા અથાક હતી. છતાં દરેક બાબતમાં થોડું સાંભળે તેટલામાં પાછાં બીજા સવાલ પૂછે. ઘડીકમાં ગંભીર બનીને વાત કરે, ને ઘડીકમાં તેમનાં વિશાળ નયન તાકીને સામાને ચકાસવા મથે. ઘડીકમાં મોં મલકાવે અને પછી ખડખડાટ હસીને કંઈ નવી વાત

શરૂ કરે. એટલામાં ચા-નાસ્તો આપીને તેમણે વાંચવાલાયક ગુજરાતી પુસ્તકો સૂચવવા કહ્યું. તે પરથી મેં ગુજરાતી સાહિત્યની ચર્ચા શરૂ કરી તેવી જ થોડીવારમાં તેમણે તે પૂરી કરી. પછી ફરી વાર તેમને કંઈ પુસ્તકો લઈ મળવાનું તેમનું આમંત્રણ સ્વીકારીને હું રસ્તે પડ્યો.

પછીથી જનુભાઈ પાસેથી મેં લીલાબ્હેનની જે કહાણી સાંભળી તેની મારા દિલ પર ઊંડી અસર પડી. લીલાબ્હેન મુંબઈના જાણીતા દીપચંદ શેઠનાં પૌત્રી હતાં અને બાળપણમાં મુંબઈના આઝાદ વાતાવરણમાં ઊછરેલાં અને ભણેલાં. તેમનાં માસીને લાલભાઈ શેઠ સાથે પરણાવેલાં તે અકાળે ગુજરી ગયેલાં. તેમના બાળપુત્ર રમણભાઈના હિતનું જતન કરવાના હેતુથી લીલાબ્હેનને લાલભાઈ સાથે પરણાવીને મુંબઈના પેડર રોડ પરથી દેડકાની પોળના ઘરમાં વળાવેલાં. આવા પ્રતિકૂળ સંયોગોમાં પણ એ બ્હેને પોતાનો અભ્યાસ વધારવાને જનુભાઈને શિક્ષક તરીકે રોકેલા. તેમની મારફત સંસ્કારી ને સાહિત્યરસિક માણસોને તે શોખથી મળતાં, ક્વચિત એકબે સાથીઓ સાથે મુસાફરી કરતાં, અને નવાંનવાં નગર-શહેર રસથી નીરખતાં. અમદાવાદના રૂઢિચુસ્ત વાતાવરણમાં પણ શેઠની સાથે એ કોઈ વાર બે ઘોડાની ફૈટનમાં ખુલ્લી હવાની મોજ માણતાં, ને પાલડીના બંગલામાં રહેતાં.

આ બધું સાંભળતાં, ભરજુવાનીમાં દુખિયારાં બનેલાં, છતાં સતત જિજ્ઞાસુ રહેલાં એ બ્હેન તરફ અગાધ સહાનુભૂતિથી મારું દિલ ખેંચાયું અને તેમના માનસિક વિકાસમાં બનતી સહાય આપવાનો મેં નિશ્ચય કર્યો.

થોડા દિવસમાં કંઈ ચોપડી તેમને આપવાને તેમને ઘેર હું ગયો ત્યારે વળી ગુજરાતીની સાથે અંગ્રેજી પુસ્તકોની વાતો અમે કરવા માંડી, અને કેટલીક નવલકથા અને નાટકોની કંઈક કહાણીઓ મેં તેમને સંભળાવવા માંડી. ત્યારથી આ પરદેશી સાહિત્યની વાનગીઓમાં તેમને વધારે રસ પડવા માંડ્યો, તે મેં ઉદારપણે પીરસવા માંડી. એક વાર ઓચિંતી વાત બદલીને તેમણે દુકાળના અમારા કામમાં ઓચિંતો રસ દાખવ્યો

અને કોઈ દુકાળગ્રસ્ત ગામ જોવાની ઇચ્છા દર્શાવી. તેમનાથી બહુ દૂર તો જઈ શકાય તેમ નહોતું તેથી મેં તરત જ ચાલુ ઉનાળામાં દુકાળથી સંતપ્ત થયેલા એક પરામાં જવાનું નક્કી કર્યું.

બરાબર ઠરાવેલે દિવસે લીલાબહેન શ્રીમંત શેઠાણીનાં જુગતાં વસ્ત્રાભૂષણમાં સજ્જ થઈને જનુભાઈની સાથે મારા સંસારસુધારા હૉલના કાર્યાલય આગળ આવી પહોંચ્યાં. શ્રીમંતાઈના વાઘામાં શોભતાં એ બહેન સાથે ખાખી–બંગાળી કપડાં પહેરીને પહેલી વાર આમ ફરવા જતાં મને જરા સંકોચ થયો. પણ તરત જ હું પૂરા સુધારકની અદાથી તેમની સાથે ગાડીમાં બેસી ગયો, અને અમે કોચરબ–પાલડીનો રસ્તો લીધો. અલબત્ત એ ગામમાં ખરા ગામડાનું તત્ત્વ ઓછું જ હતું. અનાજ ને ઘાસચારાની પારાવાર મોંઘવારીમાં જ ત્યાં દુકાળની અસર વરતાતી. ખેતરમાં કંઈ ન પાકવાથી કોઈ વાડીઓના શાક પર, કોઈ દૂધના ધંધા પર, ત્યારે મોટા ભાગના લોકો શહેરના વેપાર અને કામ પર નભતા. ગામના ખેડૂતો સાથે થોડી વાતચીત કરીને અમે પાછાં ફર્યાં, ત્યારથી તેમની સાથે હરવાફરવાની ભળ ભાંગી ગઈ. તેમને ઘેર જતાં તેમની નાની દીકરી બાળા સાથે પણ મારી દોસ્તી થઈ ગઈ. લાલભાઈ શેઠની નાની ઓરડી આગળથી પસાર થઈ પરસાળમાં જતાં તેમનો પણ મિતાક્ષરી સંપર્ક વધતો ગયો. જતાંઆવતાં તે પણ ભાવથી નમન કરી મને સત્કારતા. આમ થોડા અઠવાડિયામાં હું આ ઘરમાં કુટુંબી જેવો થઈ ગયો. એવામાં એક દિવસ ત્યાં જતાં માલૂમ પડ્યું કે 'શેઠાણી બહારગામ હવાખાવા ગયાં છે.'

આ બધોય વખત મારા માસિકને પૂરતો સમય હું આપી શકતો નહિ. ભારે કામના વખતમાં કેટલાક વખતથી બબ્બે માસના ભેગા અંક પણ હું કોઈ વાર પ્રકટ કરતો. છતાં આ ઉનાળામાં જ કેળવણીના કામમાં કંઈક નવી પ્રગતિ કરવાની તક મને મળી. આગલી સાલમાં હું ગટુભાઈના મકાનમાં રહેતો હતો ત્યારે એક દિવસ પાવાગઢના ઓળ-

ખાણુવાળા નાથાલાલ શાહના નવજુવાન ભાઈ ત્રિકમલાલ[1] ખાસ ચાહીને મને મળેલા. પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં તેમની જ સાથે બી.એ.ના વર્ગમાં અભ્યાસ કરતા બીજા બે બંધુ–રસિકલાલ પરીખ[2] અને પ્રાણજીવન પાઠકની[3] મહેચ્છા તેમણે મારી આગળ રજૂ કરી. જો ડક્કન એજ્યુકેશન સોસાયટીના ધોરણસર અમારા કેળવણી મંડળના બંધારણની નવરચના કરવામાં આવે તો તે ત્રણે જુવાનો નિર્વાહજોગા વેતનથી એવા મંડળમાં સ્વયંસેવક તરીકે જોડાય અને એક નમૂનેદાર હાઈસ્કૂલ અને પછીથી કૉલેજ પણ અમદાવાદમાં ચલાવે. હું પણ સરકારી નીતિની ટીકા કરવા ઉપરાંત સંગીન શિક્ષણની સંસ્થા સ્થાપવાનાં સ્વપ્નાં સેવતો. તેથી ત્રિકમલાલની વાત મેં ઉત્સાહથી વધાવી લીધેલી અને તેમની કંઈક અંગત પિછાન કર્યા પછી મંડળનું બંધારણ સુધારવાનું મેં બીડું ઝડપેલું. એક વાર સમય મળતાં હું ખાસ પૂને જઈને આ ત્રણે ભાઈઓને કૉલેજની હૉસ્ટેલમાં મળેલો ત્યારે તે સર્વ મને તેજસ્વી અને ભાવનાશાળી યુવકો લાગેલા. તેથી ચોમાસાના આરંભમાં મને અમદાવાદમાં મળવા મેં તેમને સૂચવ્યું. તે મુજબ પૂનાનું શિક્ષણકાર્ય પૂરું કરીને આ ભાઈઓ અમદાવાદમાં ૧૯૧૯ના જૂનમાં આવી મળ્યા.

કેળવણી મંડળનું બંધારણ તરત તો સુધારવું અશક્ય હતું. ને સુધરે તોયે તેમને માટે તૈયાર હાઈસ્કૂલ મારા ચાલુ કામ વચ્ચે હું શી રીતે સ્થાપી શકું ? વળી પાણીછલ્લા કાચા જુવાનોને હાઇસ્કૂલના છોકરાંને ભણાવવાનું રોજિંદુ કામ પસંદ પડશે કે કેમ તેની શી ખાતરી ? જો

---

૧. ત્રિકમલાલ શાહ સન ૧૯૧૮માં બી.એ.ની પરીક્ષામાં ગણિતશાસ્ત્ર લઈ પહેલા વર્ગમાં પાસ થયા અને પછી સન ૧૯૧૯ના ઉનાળા સુધી ફર્ગ્યુસન કૉલેજમાં દક્ષિણા ફેલો નિમાયા હતા.

૨. રસિકલાલ પરીખ ૧૯૧૮માં બી.એ.માં સંસ્કૃત લઈ ઊંચા વર્ગમાં પાસ થઈ તે જ કૉલેજમાં ૧૯૧૯ના ઉનાળા સુધી સેમીનાર ફેલો નિમાયા હતા.

૩. પ્રાણજીવન પાઠક ૧૯૧૯માં જ બી.એ.ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થયા હતા.

ન ફાવે તો નવી શાળા શરૂ કરવાના પૈસા અને મહેનત પર પાણી ફરી વળે !

આવી શંકાઓ વિષે ત્રણે ભાઈઓ સાથે નિખાલસપણે ચર્ચા કરીને મેં એક વહેવારિક સૂચના કરી : હાલ તરત તમે મારા મિત્રની એક ચાલુ શાળામાં જોડાઓ અને છ-બાર મહિનાના અનુભવથી તે કામમાં તમે સ્થિર થાઓ ત્યાં સુધીમાં અમારા મંડળનું બંધારણ સુધારીએ અને પછી નમૂનેદાર માધ્યમિક શાળા ચલાવવાનો બંદોબસ્ત કરીએ. આ વાત તેમણે રાજીખુશીથી સ્વીકારી લીધી. એટલે મારી ખાસ ભલામણથી મારા જૂના મિત્ર વિનાયકરાય ત્રિવેદીએ તેમને ટ્યુટોરિયલ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે રાખી લીધા. બીજી પાસ મેં પૂનાના અને ચરોતરના કેળવણી મંડળનાં બંધારણ મેળવીને તેનો અભ્યાસ કરવા માંડ્યો અને મંડળના બંધારણમાં જરૂરી સુધારા કરવાને ચર્ચા વિચારણા શરૂ કરી.

દુકાળ અને રમખાણોથી સંતપ્ત ધરતી પર ચોમાસાના ધોધમાર વરસાદથી ભરપૂર શાંતિ છવાઈ. અમારી રાજકીય પ્રવૃત્તિમાં કાળા કાયદાનો જંગ શમ્યા પછી સૂનકાર વ્યાપી ગયો.

ગાંધીજી દૂર મુંબઈમાં રહીને 'યંગ ઇન્ડિયા' પત્ર ચલાવતા. ત્યારે મેં ફરી વાર આસ્ટોડિયા રોડ પર એક મકાનમાં નવું ઘર માંડીને, ખેડૂતોની અને ગામડાંની સેવાના નવા કાર્યનો આરંભ કર્યો.

# ૮. સેવાનું ધામ

૧૯૧૯ના ચોમાસામાં હું ફરી વાર અમદાવાદમાં સ્થિર થયો ત્યારે શહેરનું અને દેશનું વાતાવરણ ઘણું શાંત બન્યું હતું. સત્યાગ્રહની લડત અનેક વાર મુલતવી રાખીને ગાંધીજીએ છેવટે બંધ કરી હતી. માત્ર રાજકીય સુધારાના સરકારી ખરડા વિશે દેશના આગેવાનો હળવી ચળવળ ચલાવતા. ગાંધીજી દર અઠવાડિયે પંજાબના અત્યાચારો અને અગ્રેસરોને થયેલી કારમી સજાની ટીકા નરમ–ગરમ ભાષામાં કરતા. તે સિવાય એકંદર હિમાળી ઠંડી ચોપાસ વ્યાપી રહી.

મારા સાથીઓ પણ હવે પોતપોતાના કામે વળગી ગયા. અમદાવાદ અને ખેડાના રમખાણના આરોપીઓના કેસ લડવામાં વલ્લભભાઈ રોકાયા. બચુભાઈ મજૂરોના કેસ ચલાવવામાં અનસૂયાબહેનને મદદ કરતા. શંકરલાલ ગાંધીજીના 'યંગ ઇન્ડિયા' પત્રની વ્યવસ્થા કરવાને મુંબઈમાં વધારે રહેતા. માવળંકર હવે દુકાળના હિસાબ સમેટવામાં ઠીક વખત આપતા. આથી વલ્લભભાઈના ઘરની રોજિંદી બેઠક હવે ક્વચિત જ મળતી. અમે બધા ખાસ કામે કે કમિટીની સભાઓમાં એકબીજાને મળતા.

આ સંયોગોમાં મને મારી રોજિંદી પ્રવૃત્તિ નિરાંતે ખીલવવાની અણમોલ તક મળી. ખેડાની લડત અને ભરતીનું કામ પૂરું થયા પછી વરસેક પર જેવી શાંતિ મને મળી હતી તેવી હવે દુકાળરાહત અને

સત્યાગ્રહની લડત સમેટાતાં ફરી વાર મને મળી. હવે હું અમદાવાદનો અને ગુજરાતનો વધારે ભોમિયો બનેલો અને રાજકાજનો વધારે અનુભવી થયેલો. તેથી કેળવણીનું અને રાજકીય મંડળનું કામ સપાટાબંધ ખીલવવાને મેં મગજ પૂરપાટ દોડાવવા માંડ્યું.

ગાંધીજીએ ચીંધેલી સ્વદેશીની એક જ પ્રવૃત્તિ તે વખતે અમે અમદાવાદમાં ચલાવતા. મુંબઈમાં એપ્રિલની સાતમીએ તેમણે સ્વદેશીની નવી પ્રતિજ્ઞાની સમજૂતી આપેલી તે પછી તે કાર્યને આગળ ધપાવવાને તેમણે એક પત્રિકા પ્રકટ કરી. તેમાં પરદેશી કાપડની આયાત કરતાં ખરચાતા ૬૦ કરોડ રૂપિયા બચાવવાને માટે બે જાતનાં વ્રત ગાંધીજીએ રજૂ કર્યાં: (૧) શુદ્ધ સ્વદેશી વ્રત—જે મુજબ દેશમાં કંતાયેલું અને વણાયેલું જ કાપડ વપરાય અને (૨) મિશ્ર સ્વદેશી વ્રત—જે મુજબ દેશી સૂતરનું હાથે કે મિલમાં વણાયેલું કાપડ પહેરાય. બન્ને વ્રતની સમજૂતી આપીને બને તેટલાં માણસો પાસે તે વ્રત લેવડાવવાને ગાંધીજીએ મુંબઈમાં સ્વદેશી સભા સ્થાપી. બંને પ્રકારનું કાપડ સહેલાઈથી મળી શકે તે માટે ખાદી ભંડાર અને સ્વદેશી ભંડાર સ્થાપવાની તેમણે હિમાયત કરી.

આગલા કાળને મુકાબલે સ્વદેશીના આ પ્રચારમાં ખરી નવીનતા રેંટિયાના પ્રયોગમાં અને તેનાથી કાંતેલા સૂતરની વણેલી ખાદીના ઉપયોગમાં હતી. સાબરમતી આશ્રમના સતત સંપર્કમાં હું રહેતો હોવાથી ભરૂચનાં જે ગંગાબહેન[1] વીજાપુર જઈ રેંટિયો આશ્રમમાં લઈ આવ્યા

---

૧. ભરૂચનાં વતની ગંગાબહેન મઝમુદાર તે જ શહેરમાં સન ૧૯૧૭માં કેળવણી પરિષદ ભરાઈ ત્યારે ગાંધીજીને પહેલાં મળેલાં. ત્યાં સુધી ગાંધીજી મિલના સૂતરને હાથશાળ પર વણાવીને જ દેશી કાપડ બનાવવામાં અને પહેરવામાં માનતા. પણ મિલ પર આધાર રાખવાને બદલે રેંટિયાથી જ સૂતર કંતાવી આપવાની વાત ગાંધીજીએ ગંગાબહેનને કરી. તે પરથી અથાગ શ્રમ લઈને ગંગાબહેને વીજાપુરમાં જઈને જૂના રેંટિયા શોધી કાઢ્યા. ત્યાં જ સૂતર કંતાવીને અને વણાવીને ગાંધીજીએ પહેલી ખાદી આ સાલમાં બનાવવાની શરૂઆત કરી.

હતાં તેમના કાર્યથી હું માહિતગાર હતો. નવા કાર્યમાં શ્રદ્ધાપૂર્વક ઝુકાવવાની મારી વૃત્તિને લીધે હું બચુભાઈને બંગલે રહેતો ત્યારે એક રેંટિયો લાવીને મેં પૂણીઓ કાંતવા માંડેલી. ત્યાં મને મળવા આવનાર કૉલેજના કોઈ વિદ્યાર્થીઓને શોખથી મેં થોડું કાંતણકામ શીખવેલું. હું નાનપણથી જ જાડું કાપડ પહેરવાને ટેવાયેલો હોવાથી ગાંધીજીએ સ્વદેશીની ચળવળ શરૂ કરી ત્યારે મેં તો તરત બને તેટલી ખાદી વાપરવા માંડી. અમદાવાદમાં વલ્લભભાઈ, અનસૂયાબહેન વગેરેની સાથે સ્વદેશી સભાની પ્રવૃત્તિમાં નવજુવાન વેપારી ચીમનલાલ ચીનાઈ શોખથી ભળ્યા. તેમણે સ્વદેશી ભંડાર ખોલ્યો અને વખતોવખત સ્વદેશીની સભાઓ પણ તે ગજાવતા. ગાંધીજીની સૂચના મુજબ અમદાવાદમાં ઘરને ખૂણે ચાલતા વણવાના, ભરવાના, ગૂંથવાના તેમજ જરી-કસબ વગેરેના હુન્નરઉદ્યોગની તપાસ કરવાને અનસૂયાબહેન સાથે હું થોડા વખત સુધી કેટલીયે ગલીકૂંચીઓમાં ફર્યો અને કેટલાય કારીગરોને મળ્યો. પણ આ કાર્ય કોઈ રાજકીય લડત સાથે સંકળાયેલું નહિ હોવાથી તેમાં આમજનતા ભળી નહિ અને તેને કંઈ વ્યવસ્થિત સ્વરૂપ મળ્યું નહિ.

મારી ખાસ જવાબદારીનાં જે કામ નિયમસર ચલાવવા હું આતુર બન્યો તે પૈકી કેળવણી મંડળનો વહીવટ સંસારસુધારા હૉલની નાની ઓરડીમાં વરસોથી ચાલતો. તેના પ્રમાણમાં ગુજરાત રાજકીય મંડળનું કામ આભ જેવું વિશાળ હતું. તેના વિકાસ માટે મોટી રકમની નહિ પણ ખેડૂતોના રોજિંદા સંપર્કની અને નિયમિત કાર્યાલયની જરૂર હતી. વળી ત્રીજી રાજકીય પરિષદ સુરતમાં ભરવાની હતી તેથી તેના કાયમી મંડળના કાર્ય પર તાકીદે એકાગ્ર થવાની જરૂર હતી. તેથી શારદાબહેનને અને મારે માટે જે ઘર રાખવાનો વિચાર અમે કર્યો હતો તેમાં જ બને તો આ મંડળની કચેરી સમાવવાનો મેં વિચાર કર્યો.

આસ્ટોડિયા રોડ પર ને પ્રાર્થના સમાજની બાજુ પર, કૃષ્ણરાવ દિવેટિયાનો બંગલો ખાલી જોવામાં આવ્યો. તેનો કબજો અંબાલાલ સારાભાઈ પાસે છે એમ જાણતાં મેં સાયકલ કૅલિકો મિલ પર હંકારી.

અને ઘણે વખતે તેમને મળીને તે મકાન[1] ભાડે રાખી આવ્યો. તેનો નીચેનો એક ખંડ, રસોડું ને ઉપરનો માળ શારદાબહેને રાખ્યો અને નીચેનો બાકીનો ભાગ મેં રાખી લીધો. આ મકાન સરિયામ રસ્તા પર હતું. વળી તેનો ઊંચો ઓટલો હારબંધ સરસ થાંભલાથી ને નીચે પથરાયેલાં પહોળાં પગથિયાંથી સહેજે વટેમાર્ગુનું ધ્યાન ખેંચતો. તેની આગળ નીચી દીવાલથી બાંધેલું નાનું ચોગાન હતું, તે મારા ખેડૂત-બંધુઓનાં ગાલ્લી-ઘોડા માટે સગવડવાળું હતું. ઓટલા પર પડતો મારો ખંડ વિશાળ અને હવાઉજાસવાળો હતો. તેથી તેમાં જ ગુજરાત રાજકીય મંડળનું કાર્યાલય જમાવવાનો અને ગામગામના ખેડૂતભાઈઓની ફરિયાદોનો નિકાલ કરવાનો મેં નિશ્ચય કર્યો.

આ મંડળના કામ માટે બહુ નહિ તોયે થોડી રકમ તો જોઈએ જ. તે વખતે મંડળ પાસે વધેલી સિલક નહોતી, તેથી કલકત્તાના એક સન્મિત્રને લખીને મેં જરૂરી રકમ મેળવી. વળી અમલદારો સાથે નિયમિત પત્રવહેવાર અંગ્રેજીમાં કરવાને અમારી દુકાળ કમિટીમાંથી છૂટા થયેલા વિઠ્ઠલદાસ ટાઈપિસ્ટને મેં રોકી લીધા, તે ગુજરાત સભામાં[2] જઈ મારા કાગળો ટાઈપ કરી આવતા. થોડા વખતમાં ખેડૂતોની ફરિયાદો વધી ગઈ ત્યારે માતરથી મારી સાથે જોડાયેલા દેવશંકર ત્રિવેદી તે વિષે ગામડેગામડે તપાસ કરવાને જતા અને કચેરીમાં દફતરી કામ કરતા. નવા રાજકીય કેન્દ્રની ખબર ફેલાતી ગઈ અને ખેડૂતો ગામડેગામડેથી ત્યાં આવતા ગયા, ત્યારે અમારામાંથી કોઈક ઘેર હોય, તે ખેડૂતોની બધી કહાણી ટપકાવીને તેમને જરૂરી સલાહ આપે એવી ગોઠવણ થઈ.

મેં નવા મદદનીશો રોકયા તેની સાથે ટેબલ, ખુરશી વગેરે જરૂરી

---

૧. હાલમાં આ મકાન 'કુબેરભવન' નામથી ઓળખાય છે અને તેના આગળના ચોગાનમાં અને બાજુ પર નવાં બાંધકામ થયાં હોવાથી એનો જૂનો દેખાવ અદૃશ્ય થયો છે.

૨. દુકાળકમિટીનું કામ પૂરું થતાં તેના ખંડમાં ગુજરાત સભાની ઑફિસ ચાલતી.

સરસામાન પણ વસાવ્યો. આજ સુધી તો ઘેર ઢાળિયા પર બેસી કામ કરતો, ને જમવાને જ એક ગોળ ટેબલ પર બેસતો. વળી ચોપડીઓ મૂકવાનો સીસમનો જૂનો ઘોડો પણ હતો અને ત્રણ ઘોડીઓ પર ગોઠવાતો લાંબા પાટિયાનો ખાટલો હતો. હવે અમારાં પુસ્તકાલયનાં કબાટ બનાવનાર મિસ્ત્રી પાસે મેં એક મોટું ચોખંડું ટેબલ, એકબે નાનાં ટેબલ ને થોડી ખુરશીઓ વગેરે સામાન કરાવી લીધો. ખંડ ઘણો વિશાળ હતો અને તેની બાજુમાં એક નાની ઓરડી હતી. તેમાં આ બધો સામાન તરત ગોઠવાઈ ગયો. જુદા જુદા જિલ્લા ને તાલુકાને લગતા કાગળો રાખવાને મેં કોડીબંધ ફાઈલો પણ ખરીદી લીધી. પછી ચારેબાજુની મોટી સફેદ દીવાલો શોભાવવાનું વિચાર્યું. તે માટે રાજકીય દૃષ્ટિથી ગુજરાતના વિભાગવાર અનેક નકશા વસાવવાની મને જરૂર લાગી. ગુજરાત સમસ્તનો અને અમારા કાર્યક્ષેત્રરૂપ બનેલા પાંચ જિલ્લાના નકશા મેં તરત મેળવ્યા. વળી અમદાવાદ જિલ્લામાં હું રહેતો હોવાથી તેના ઘણા તાલુકાના નકશા પણ હું લઈ આવ્યો. આમ મારો નકશાનો ભંડાર એટલો વધી ગયો કે મારી ચારે દીવાલોની લગભગ બધી જ જગ્યા ભરાઈ ગઈ. ને પ્રાતઃકાળે મારી ખુરશીની પાછળનાં બારીબારણા-માંથી સૂર્યનારાયણનો ઝળહળતો પ્રકાશ મારા વિશાળ ટેબલ અને નકશા પર રેલાતો ત્યારે મને ગાયત્રી મંત્ર યાદ આવતો ને મારી બુદ્ધિ સતેજ બનીને નિયત કાર્યમાં પ્રવૃત્ત થતી.

નવું કાર્યાલય માણસો અને સાધનોથી હું સમૃદ્ધ કરતો ગયો તેમ અમદાવાદ નજીકના ગ્રામવિસ્તારમાં કામ ખીલવતો ગયો. બીજા ચાર જિલ્લાના ગામડાં પ્રમાણમાં વધારે ખેડાયેલાં હતાં. અમદાવાદ મોટું શહેર હોવાથી સ્થાનિક કાર્યકરોની નજર તેના મોટા લત્તા અને પોળોમાં જ કુંઠિત થતી. તેથી મેં શહેરમાં રહીને ફરતાં ગામડાં પર અને પ્રથમ તો બારેજા સુધીની સડક પર આવેલાં ગામ પર નજર ઠેરવી. વખતોવખત ૧૨ માઈલના એ રસ્તા પર મારી સાઈકલ મેં દોડાવવા માંડી અને વેઠની પત્રિકાઓ એ ગાળાના ખેડૂતોમાં વહેંચવા માંડી. થોડા વખતમાં ખેડૂતોની

અનેક નવીજૂની ફરિયાદોના ઢગ મારા ટેબલ પર જામતા ગયા, મારા બંગલાના ઓટલા પર ખેડૂતોની જમાવટ થવા લાગી અને મારા ચોગાનમાં બળદ, એક્કા અને ઘોડાની જમાવટ થવા માંડી.

બધી ફરિયાદોના નિકાલ માટે મેં એક શિરસ્તો ઘડી કાઢ્યો. સરકારી વેઠ, મહેસૂલના ત્રાસ, તાલુકદારના જુલમ, નહેરના ભારે દર વગેરે ફરિયાદો જે ખેડૂત કરે તેની ઉપરી અધિકારી પર રીતસર અરજી લખાવીને તેના પર તેની સહી કે અંગૂઠો લેવાનું નક્કી કર્યું. પછી તેની નકલ અમારા દફતરે રાખીને અસલ અરજી સાથે રાજકીય મંડળના મંત્રી તરીકે અંગ્રેજીમાં ટાઈપ કરેલો મારો કાગળ હું તે અધિકારીને મોકલતો અને તે બાબતમાં મારી હાજરીમાં તપાસ કરવાને તેને વિનંતી કરતો. આનો કંઈક જવાબ ઘણુંખરું મળતો. ઘણી વાર મારી કે મારા પ્રતિનિધિની હાજરીમાં તપાસ થતી અને કંઈક કંઈક રાહત મળતી અથવા ભવિષ્યને માટે માગેલો બંદોબસ્ત થતો.

શરૂઆતમાં જ નહેરના પાણીના એક ગંભીર કિસ્સામાં હું રોકાઈ ગયો. અસલાલી પાસેના વસાઈ ગામની સીમમાં, સન ૧૯૧૭ના અતિવૃષ્ટિના વરસમાં નહેરનું વણમાગ્યું પાણી અધિકારીએ પોતાની સગવડ ખાતર છોડી મૂકેલું અને તેથી ડાંગરના પાકને ભારે નુકસાન થયેલું. છતાં નહેરનો અન્યાયી કર તેમણે ખેડૂતો પર ઠોકી બેસાડેલો. પછીના વરસમાં, પડોશના ખેડા જિલ્લામાં ચાલતા સત્યાગ્રહથી ઉત્તેજિત થઈને વસાઈના ખેડૂતોએ નહેરના કરની બેહૂદી માગણીનો ઇન્કાર કરેલો. આગલી સાલના દુકાળમાં એની વસૂલાત ન થઈ. હવે ચાલુ સાલનું ચોમાસું સારું નીવડતાં તે રકમ વસૂલ કરવાને સરકારે તગાદો કરવા માંડ્યો. તે વિષે ફરિયાદ મળતાં મેં ગામે જઈને ખેડૂતોની અરજીઓ લીધી અને અમદાવાદ નહેરખાતાના ઇજનેરને તે મોકલી તે વિષે તપાસ કરવાની માગણી કરી.

તે ઉપરથી એક બુઢ્ઢા જુનવાણી મદદનીશ ઇજનેર મારી સાથે તપાસ કરવા વસાઈ આવ્યા. ખેડૂતોએ મારી નજર નીચે ખરી હકીકત લખાવવા માંડી ત્યારે જમાનાના ખાધેલા આ અમલદારની આંખો ઓચીએ ગઈ. તેના મોંમાં ફીણ આવ્યું. ગઈકાલના આ કણાગરા અને બીકણ ખેડૂતો હિંમત કરીને સરકારની વિરુદ્ધ જુબાનીઓ આપે તે તેને અસહ્ય લાગ્યું. મારી સાથે પણ તેણે ઘણી ટપાટપી કરી. પણ મેં ખેડૂતોનો શબ્દેશબ્દ લખવાનો આગ્રહ કર્યો. તેમનો હેવાલ ઉપરી અધિકારી આગળ પેશ થતાં તેમણે મને એક દિવસ સવારે આઠ વાગે બારેજાના નહેરખાતાના બંગલામાં હાજર રહેવા કહ્યું. નિશ્ચિત દિવસે સવારે ૭ વાગે ઠંડા દૂધ-પાઉંનો નાસ્તો કરી મેં સાઇકલ મારી મૂકી અને બરાબર આઠ વાગે બારેજાને બંગલે હું હાજર થયો. પછી અમે વસાઈ સુધી ફરીને ખેતરો તપાસ્યાં. બધાયે ખેડૂતોએ કડીતોડ જવાબ આપ્યા. આખરી નિર્ણય માટે કાગળો તેમણે કલેક્ટરને મોકલ્યા. જ્યારે હું તેમને શાહીબાગને બંગલે મળ્યો ત્યારે તેમણે નહેરનો અડધો કર માફ કરવાનો ચુકાદો આપ્યો.

વેઠના એક ગંભીર અને પ્રાણઘાતક અત્યાચારથી મારું દિલ વધારે ગરમ થઈ ગયું. બારેજાથી કમિશનરનો મુકામ નવાગામ તરફ જવાનો હતો. તેથી તેમના તંબૂ અને સરસામાન ખસેડવાને ઘણાં ગાડાં બોલાવવામાં આવ્યાં. એક ખેડૂતે ના પાડી તેથી તેને સખત માર મારવામાં આવ્યો. ખેડૂત તરત માંદો પડચો ને થોડા દિવસમાં ગુજરી ગયો. તેનાં કુટુંબીઓ અને મિત્રો કલ્પાંત કરતાં મારી પાસે આવ્યાં. મેં મેજિસ્ટ્રેટની કોર્ટમાં સીધી ફરિયાદ દાખલ કરી. બીજી પાસ પોલીસે ખેડૂતો પર ફરિયાદ મૂકી. બંને સામસામા કેસની સુનાવણીને દિવસે, મારી જૂની સનદના પ્રતાપે, હું ખેડૂતો તરફથી વકીલ તરીકે કચેરીમાં હાજર થયો. મારા જેવા નામચીન માણસને આ કેસમાં આવેલો જોઈને તરત મેજિસ્ટ્રેટે મને ખાનગીમાં વાતચીત કરવા બોલાવ્યો. મેં ખેડૂતો ઉપર થયેલા જુલમની કહાણી સમસમતી ભાષામાં કહી. ચોર કોટવાળને દંડે

એવી પોલીસની નીતિની મેં જડતી લીધી. તેમણે બંને કેસ મુલતવી રાખ્યા, ને છેવટે કાઢી નાખ્યા.

એક નવા પ્રદેશમાં વેઠના કિસ્સાને અંગે મને ઘણો બોધદાયક અનુભવ થયો. વેઠની અમારી પત્રિકાઓ હાથોહાથ ઘણે દૂર ગામડાંમાં પહોંચતી. એક દિવસ મહીકાંઠા એજન્સીના કેટલાક ખેડૂતોએ મારી આગળ ફરિયાદ કરી : એક પોલીસ ગામડે મફત દૂધ પડાવવા ગયો, તેને ખેડૂતે તે ન આપ્યું તેથી તેણે તેને માર્યો. મેં તરત જ દેવશંકરને તપાસ કરવા અને ડભોડાની કોર્ટમાં રીતસર ફરિયાદ દાખલ કરવા મોકલ્યા. તે કોર્ટમાં ગયા ત્યારે તેમને ખબર પડી કે પોલીસે પહેલેથી ખેડૂતો ઉપર ખોટી ફરિયાદ દાખલ કરી છે. તરત તેમણે સામી ફરિયાદ દાખલ કરી. બંને કેસની સુનાવણીને દિવસે હું ડભોડા ગયો ત્યારે મને થાણદારે જણાવ્યું કે હવે સાદરાના ડેપ્યુટી પોલિટિકલ એજન્ટની કોર્ટમાં બંને કામ ચાલશે. હું નવાઈ પામ્યો અને ડભોડાથી બારેક માઈલ સાદરા ગામે ઠરાવેલે દિવસે પહોંચવાની વિમાસણમાં પડ્યો.

સુનાવણીને દિવસે સવારે રેલગાડીમાં સાઈકલ નાખીને હું ડભોડા સ્ટેશને ઊતર્યો. ત્યાંથી સાઈકલ મારી મૂકીને હું વખતસર સાદરાની કચેરીમાં દાખલ થયો. કેસના પક્ષકારોને બોલાવવામાં આવ્યા, ત્યારે હું ટપ લઈને ખેડૂતોના વકીલ તરીકે ઊભો થયો. તરત જ ડેપ્યુટી પોલિટિકલ એજન્ટ તરીકે ન્યાયાસન પર બેઠેલા રામપ્રસાદ મહેતાને મેં ગુજરાત કૉલેજના જૂના અધ્યાપક તરીકે ઓળખ્યા. મારું પૂરું નામ જાણતાં તેમણે જૂના મિત્ર કનૈયાલાલના પુત્ર તરીકે મને પિછાન્યો. તરત કેસનું કામ બાજુએ રાખીને તેમણે મને ઘેર મળવા બોલાવ્યો. ચા પીતે પીતે તેમણે કહ્યું : 'તમારા પિતા સાથે તો હું કૉલેજમાં ભણેલો, તેથી મારો તમારા પર બહુ ભાવ છે; આપણે આ ઝઘડાનો શાંતિથી ઉકેલ કરવો જોઈએ.'

હું તે વાતમાં સંમત થયો. પછી તે મને ગોરા પોલિટિકલ એજ-

ન્ટને મળવા પોતાની ઘોડાગાડીમાં લઈ ગયા. એજન્ટના ભવ્ય મહાલયમાં પેસતાં જ મેં બાજુ પર વહેતી સાબરમતીનાં દર્શન કર્યાં ને મને નવાઈ લાગી કે આ નદી પર આવેલા પ્રદેશને કઈ અક્કલથી અંગ્રેજો મહીકાંઠા એજન્સી કહેતા હશે ?

એજન્ટે મને ખુરશી આપીને તરત લબડધક્કે લેવા માંડચો : 'તમારી સામે મારે સખત ફરિયાદ કરવાની છે. તમારા જિલ્લાની વેઠની પત્રિકાઓ અમારા પ્રદેશમાં તમે શા માટે વહેંચો છો ? અમારો વહીવટ અને કાયદા જુદા છે, તેની તમને ખબર છે ?'

મેં કહ્યું : 'બંને પ્રદેશના ફોજદારી કાયદા તો એક જ છે; કોઈ માણસ પાસે બળજબરીથી કામ કરાવવું એ બંનેમાં ગુનાઈત ગણાય છે; વળી બંને પ્રદેશ વચ્ચે કોઈ અભેદ્ય દીવાલ નથી કે જેથી એકમાં વહેંચાતી પત્રિકા બીજામાં ન જાય.'

સાહેબે જરા ટાઢા પડીને સરકારી કામની મુસીબતોની વાત કરી અને તેમને સહકાર આપવાને લોકોને સમજાવા કહ્યું. પણ હું મારી જ વાતને વળગી રહ્યો : 'જો ખેડૂતોને ફુરસદ હોય ને યોગ્ય દામ મળે તો જ તેઓ સરકારી કામ કરશે.'

પછી એવું નક્કી થયું કે થોડા વખત પછી રામપ્રસાદ મહેતા ડભોડામાં દરબાર ભરશે ત્યારે મને ખબર આપશે અને મારે તે વખતે હાજર થઈને ખેડૂતોને યોગ્ય સમજૂતી આપવી. બંને કેસ તો તરત કાઢી નાખવામાં આવ્યા

પણ રામપ્રસાદે સસ્તી ઉસ્તાદી કરીને દરબારની ખબર મને ન આપી. છતાં ડભોડાના એક માસ્તર મારફત મને ખબર મળી એટલે હું વખતસર ત્યાં જઈ પહોંચ્યો, ત્યારે ઘોડે સવાર પોલીસના મોટા રસાલા સાથે રામપ્રસાદ ત્યાં આવેલા અને ખેડૂતો, જમીનદારો, વેપારીઓ અને માલદારોની મોટી મેદની એક નિશાળના મકાનમાં જામેલી. મને જોતાં

જ રામપ્રસાદ તાજુબ થયા ને છોભીલા પડ્યા. પણ મને નોતરું આપેલું એટલે તેમને વિવેક કર્યા વિના કેમ ચાલે?

દરબારમાં જઈને અમે બેઠા તે પછી રામપ્રસાદે અમલદારોની સગવડ ખાતર તેમની માગણી મુજબ કામ કરવા ખેડુતોને લાંબું ભાષણ આપ્યું. ખેડુતોએ તરત મારા તરફ નજર ફેરવી. તરત મેં મારા વિચારો કચકચાવીને રજૂ કર્યા. પછી બીજા કોઈ કશું ન બોલ્યા. રામપ્રસાદની દાળ ગળી નહિ તેથી હાથ ઘસતા તે વિદાય થયા.

બીજી એક દિશામાં ગરીબોની રાવ સાંભળીને હું દોડી ગયો. ધોળકાના એક ગામડાના કુંભારોએ ચોરામાં માટલું નહિ આપેલું તેથી તેમને લાપટઝાપટ થયેલી અને હંમેશ મુજબ સરકારી જમીનમાં માટી ગોડવા માટે તેમનો દંડ થયેલો. આ બાબતમાં મેં કલેકટરને લખ્યું તેથી ડેપ્યુટી કલેકટરે ગામે તપાસ કરવા મને બોલાવ્યો.

ધોળકાના સ્ટેશને હું પહોંચ્યો ત્યારે સ્થાનિક કાર્યકર, બે ઘોડાં લઈને મને મળ્યા. તેને જોતાં ધોળકાની શેરીઓમાં નિરંકુશપણે ચરતાં ગધેડાં કરતાં આ પ્રાણી વધારે સારાં ન લાગ્યાં. પણ પાંચસાત ગાઉ ભોંય ખરા બપોરે કાપવાને બિચારો કુંભાર બીજું કયું સાધન મેળવી શકે? માતરના અખતરા પછી ઘોડેસવારીની કંઈક ટેવ પડેલી, ને આ ઘોડું પ્રમાણમાં રાંકડું લાગ્યું. તેથી ન છૂટકે કંઈક હિંમત કરીને, કંઈક ઠાંસમાં હું ઘોડા પર બેઠો. સવારીમાં સ્થિર થયા પછી તેને જરા સોટી મારતાં તે ગરમ થઈ દોડવા લાગ્યું. હું ગભરાયો, પેંગડામાં પગ બરાબર દબાવ્યા, વચમાં મોટાં ઝાડની નીચે ઝઝૂમતી ડાળીઓથી માથું બચાવવાને નીચે નમતો ગયો. વધારે હિંમત આવતાં ઘોડું મેં જોશભેર દોડાવ્યું. છેવટે પરસેવાથી રેબઝેબ થઈને હાંફતો હાંફતો હું અધિકારીના તંબૂ પર પહોંચ્યો ત્યારે મારા જીવમાં જીવ આવ્યો. પછી વાહનોની સારી સગવડ થતાં, ફરીથી ડોન ક્વીકઝોટ જેવી અલેલટપ્પુ ઘોડેસવારી કદી કરી નહિ.

ધોળકા ને ધંધુકા તાલુકામાં તાલુકદારોની પૂરી સત્તા જામેલી હોવાથી તેમના જુલમની કહાણીઓ મારે કાને આવતી ગઈ. દુકાળના કામમાં તાલુકદારોનો સારો સાથ અમને મળેલો. છતાં તે ગામધણી ખેડૂતોના બધા મોલ એક મોટી માખળમાં નંખાવી તેના પર ચોકી બેસાડતા. આખું ચોમાસું અને ઉનાળો જાય ત્યાં સુધી તેમાંથી પોતાનો ભાગ તોળતા નહિ, ને ખેડૂતને કંઈ ખાવા દેતા નહિ. તે ગરીબો પર પારાવાર વેઠ લાદતા અને સામા થનાર પર સિતમ ગુજારતા.

આવી જમીનદારી જુલમની ત્રાસદાયક કથાઓ પહેલી જ વાર સાંભળતાં હું રાતોપીળો થયો. આ પ્રથાના અજ્ઞાનને લીધે મેં માની લીધું કે આવા સિતમનું નિવારણ કરવાને મોટા તાલુકદારી સેટલમેન્ટ ઑફિસર નિમાતા હશે. તેથી તે વખતના એક ગોરા અધિકારીને મળવા હું ગયો. તેણે વિનયથી મારી સાથે વાતચીત કરી. અમદાવાદ જિલ્લાના તાલુકદારી વિભાગનો અનેક લાલલીલી નિશાનીઓવાળો મોટો નકશો મને દેખાડ્યો. તેમના વહીવટના આધારરૂપ કાયદા અને નિયમોનો મને ખ્યાલ આપ્યો. પણ ઉપસંહારમાં તેમણે મને રોકડું પરખાવી દીધું કે અમારે તો તાલુકદારોના ઝઘડા અને સરકારી ભરણાની વસૂલાતની સાથે જ નિસબત છે; ખેડૂતોના હકદાવાનો કંઈ જ ઉલ્લેખ કાયદામાં ન હોવાથી તેને છેક જ ખાનગી બાબત ગણી અમે તેમાં પડતા નથી.

પછી જ્યારે તે સંબંધી કાયદો વાંચ્યો ત્યારે મારા મનમાં આગ વરસી. આ ગામના ખેડૂતો–મજૂરોને ઘેટાંબકરાં જ ગણીને તાલુકદારોની દયા પર સરકારે કેમ છોડી દીધાં હશે? આ બાબતના જાણકાર અમદાવાદના મોટા મોટા ‘તાલુકદારી’[1] વકીલો આવી વાત કેમ સાંખી લેતા હશે? માખળના ત્રાસ અને તાલુકદારોની લૂંટ વિષે તે થોડા અજાણ હશે? રાજકીય પ્રવૃત્તિ અમદાવાદમાં આટલા વખતથી ચાલતી,

---

૧. પછી માલૂમ પડ્યું કે ‘તાલુકદારી’ વકીલોના અસીલો મોટા તાલુકદાર જ હોય છે. તેમના ખેડૂતો ભારે ફી આપી શકે નહિ ને કોઈ તેમને માટે લડે નહિ!

છતાં આ બાબતમાં કોઈએ આ ગરીબ ખેડૂતોની ગુલામી દૂર કરવાને કેમ કંઈ અવાજ નહિ ઉઠાવ્યો હોય? આ સવાલો નિરુત્તર રહ્યા

રોજબરોજ નવાનવા પ્રદેશના ખેડૂતોનાં વીતકની કહાણીઓ સાંભળવાની, તેના નિવારણ માટે ગામડે ઘૂમવાની અને અમલદારો સામે ટક્કર ઝીલવાની મને બહુ મજા પડતી. પૂરી રાહત તો કવચિત જ મળતી ઘણુંખરું કંઈ કાચુંપાકું સમાધાન થતું. પણ આવા કામનું ધાર્યું પરિણામ આવે કે ન આવે પણ દુખિયારા ખેડૂતનું બાવડું પકડીને તેને ખડો કરવાનો, તેના હતાશ દિલમાં નવી આશા પૂરવાનો, તેની વળી ગયેલી પીઠ ટટાર કરવાનો, તેનામાં કંઈ નવો આત્મવિશ્વાસ જગાવવાનો લહાવો લઈને હું હરખાતો.

લીલાબહેન સૌરાષ્ટ્રના પ્રવાસેથી પાછાં ફર્યાં ત્યારે તેમણે એક જૂના કુટુંબી-મિત્ર તરીકે મને આવકાર્યો. કવિ ન્હાનાલાલને તે રાજકોટમાં મળેલાં અને તેમની સાથે તેમણે કવિત્વમય ચર્ચાઓ કરેલી; તે જામનગર ગયેલાં ત્યાં ભંગીબાળાઓના અદ્ભુત સુંદર રાસડા તેમણે જોયેલા; તે ગિરનાર ચડેલાં અને અનેક ગુફા–મંદિરોમાં દર્શન કરેલાં; આ બધી વાતો તેમણે શોખથી મને સંભળાવી. હું કવિને તો મળેલો તેથી તેમની વાતોમાં મેં ટાપશી પૂરી. પણ તેમની બીજી કહાણીઓ તો મૂક આશ્ચર્યથી હું સાંભળી રહ્યો. આ બધું કહેતાં તે મારા અજ્ઞાનની મશ્કરી કરતાં; કોઈ મિત્ર કે લેખકને ચડાવતાં ને કોઈની હાંસી કરતાં. ઘણી ગંભીર વાત કરતે કરતે વચમાં ઓચિંતુ ટીખળ કરીને તે ખડખડાટ હસી પડતાં. તેમના જ્ઞાનના પ્રમાણમાં તેમનું આત્માભિમાન વધારે પ્રભાવશાળી હતું. છતાં એક શેઠાણીની મર્યાદાઓથી પર થઈ તે બુદ્ધિશાળી મિત્રો સાથે સમાન ભાવે વિમુક્ત વાણીવિહાર કરતાં, તે સર્વ દિલસોજીથી વધાવતા.

પહેલા અઠવાડિયાના મેળાપ દરમ્યાન રહેલો પરસ્પર સંકોચ હવે

દૂર થતો ગયો. કોઈ વાર હું તેમને શહેરને ઘેર તો કવચિત પાલડીને બંગલે મળતો. કોઈ વાર નદીપાર સમી સાંજે ઘોડાગાડીમાં બેસીને તે ફરવા જતાં ત્યાં તેમનો અચાનક મેળાપ થતો, તો કોઈ વાર મારે ઘેર ઓચિંતી મુલાકાત આપીને તે મારી સ્વયંપાકની દિનચર્યા કુતૂહલથી નિહાળતાં. હું તેમને નવીનવી ચોપડીઓ આપતો, તેની વિવિધરંગી ચર્ચા તે કરતાં. કવચિત અનેક શહેર અને પ્રદેશના રાજકીય અનુભવ હું તેમને કહેતો તો તે સામી મુંબઈની અને તેમના બહોળા પ્રવાસની કહાણીઓ મને સંભળાવતાં.

શરૂઆતમાં અમે એકબીજાનાં અંગત જીવન વિષે કંઈ ચર્ચા ન કરતાં. તે મને એક સેવાભાવી કાર્યકર તરીકે મળીને ધીમેધીમે મોટાભાઈ તરીકે ગણતાં થયાં, ત્યારે એ સંસ્કારી લાવણ્યમયી સન્નારીને મેં લાડીલાં નાનાં બહેન તરીકે અપનાવ્યાં. ધીમેધીમે તેમના વિશાળ નયનમાં અને ભાવિક દિલસોજ વાતોમાં તેમનું અગાધ વાત્સલ્ય નીતરતું જોયું ત્યારે તેમના ઉભરાતા માતૃત્વનો હું પૂજક બન્યો. તેના પ્રતીકરૂપ નાની બાળા સાથે હું સાઠમારી ખેલતો ત્યારે તેની બાળલીલામાંથી મને બચાવવાને તેને પોતાની સોડમાં તે સંતાડતાં. એ મા-દીકરીની જોડી જોઈ હું બહુ રાચતો. બહારથી રાજકીય ચળવળ કરતાં અને અંતરમાં અવધૂત તરીકે વિચરતાં મારા દિલમાં અધ્યાત્મભાવનાના પૂરક રૂપે સબળ માતૃગ્રંથિ જામી હતી તે લીલાબહેનને મળવાથી સંતોષાતી અને મને અપૂર્વ શાંતિ મળતી.

એક પ્રસંગે સાથે સફર કરતાં લીલાબહેનના ખાનગી જીવન પર પડેલો પડદો ખૂલી ગયો. વસોની મોતીભાઈની નવી ગુજરાતી શાળા મારી સાથે જોવા જવાનું તેમણે નક્કી કર્યું. નિશ્ચિત દિવસે મારાથી જઈ શકાય એમ નહોતું. તેથી મોતીભાઈ સાથે કરેલી ગોઠવણ મુજબ મેં લીલાબહેનને જ વસો જવાનું કહ્યું. પણ લાલભાઈએ મારા સંગાથનો આગ્રહ કરીને થોડા દિવસ પછી મારી સાથે જ તેમનું જવાનું ગોઠવ્યું.

અમદાવાદથી અમે બીજા વર્ગના ડબ્બામાં બેસીને સામાન્ય વાતો કરવા માંડી. થોડીવારમાં ઓચિંતી તેમણે મુંબઈના બાળપણ અને ભણતરના આનંદની, ફરજિયાત લગ્નની અને દુ:ખી દંપતીજીવનની કહાણી ગંભીર સ્વરે મને સંભળાવવા માંડી. ધીમેધીમે તેમનું વદન લાલચોળ થયું, તેમનાં વિશાળ નયન સ્થિર થયાં અને તેમાંથી તેમના ઉરનાં આંસુ ટપકવા લાગ્યાં. જાણે વરસોથી અંતરમાં ભરાયેલો ડૂમો તેમણે સ્વજન આગળ ખાલી કરીને દિલ હળવું કરવા માંડ્યું. પછી અમે વસોમાં મોતીભાઈને મળ્યાં; બાળશાળા જોઈને વખાણી; બાળકો સાથે વાતો અને રમત કરી આનંદ માણ્યો. પણ પાછા ફરતાં લીલા-બહેન બહુ જ શાંત અને ગંભીર બની વાતો કરતાં રહ્યાં ત્યારે તેમના વિવિધરંગી માનસની ચાવી મને હાથ લાગી.

એ કોડીલી રમણીય કુમારિકાને આ બુઢ્ઢા શેઠ સાથે લગ્નના વિચાર માત્રથી કેવાં કમકમાં આવ્યાં હશે? આવા જુલમી લગ્નથી અને આવા સોનેરી પાંજરામાં પુરાવાથી તેમનું જિગર અને જીવતર કેવું બળીને ખાખ થઈ ગયું હશે? તેમનાં સુંદર નયનમાંથી કેવાં બોરબોર આંસુની ધાર વરસી હશે? છતાં લીલાબહેન ઘરને ખૂણે આંસુ સારતાં બેઠાં નહિ. તેમણે પ્રચંડ આત્મબળ દાખવીને પતિના ભય ને ત્રાસનાં બંધન હિંમતભેર તોડી નાખ્યાં અને એ જુનવાણી ઘરમાં સર્વમાન્ય સામ્રાજ્ઞીનું પદ પ્રાપ્ત કર્યું. તેમના રૂઢિચુસ્ત ઘરની બહાર વહેતી વિશાળ દુનિયાનો અને તેમાં ઝળકતા સુજ્ઞ અને સંસ્કારી સ્ત્રી–પુરુષોનો તેમણે સંપર્ક સાધ્યો. પ્રેમજીવનની ખાખ પર તેમણે નવું સંસ્કારી જીવન ઘડવા માંડ્યું. ક્રૂર રૂઢિના શાસન નીચે તેમનું હૃદય નવપલ્લવિત ન થઈ શક્યું, તો તેમણે બુદ્ધિ ને કલ્પનાનો, સાહિત્ય અને કલાનો, પર્યટન અને સત્સંગનો વિવિધ રસ લૂંટવા માંડ્યો.

આમ કરવું સહેલું તો ન જ હોય. આંખોનાં ઊંડાણમાં તરવરતી જીવનની પ્યાસ છુપાવતાં તે કૃત્રિમ રીતે પટપટાવવી જ પડે. કોઈ ચર્ચા વધારે ઊંડી કે માર્મિક થતી અટકાવવાને તે પલટાવવી કે ફેરવી નાખવી

પડે. પણ કજોડાનાં દુઃખને ખંખેરીને વિવિધ સંસ્કાર-પથ પર પગલાં ભરતાં, અને જુનવાણી સમાજની ભીતરમાં રહીને નવજીવનને પંથે ધપતાં, એ વીરાંગના માટે મારા દિલમાં માનભરી દિલસોજી વધતી ગઈ. તેમની સાંકડી પોળમાં થઈ પરસાળમાં બેઠેલાં લીલાબ્હેનને મળતાં કોઈ જૂના રાણીવાસ કે અંતઃપુરમાં જકડાયેલી નવા જમાનાની આઝાદ સ્વભાવની સ્ત્રીનાં દર્શન કરતાં મારું દિલ માનપૂર્વક નમી પડતું.

તેમના માનસનું એક બીજું પાસું પણ ધીમેધીમે મારી આંખ આગળ ઊપસતું ગયું. બીજા જૈનધર્મીઓની માફક તેમના ઘરમાં પણ સૂર્યાસ્ત પહેલાં જમવાનો સામાન્ય રિવાજ હતો. ક્વચિત સમી સાંજે તેમની બંગલી પર જતાં તેમને ઉકાળીને ઠંડું પાડેલું પાણી પીતાં જોતો ત્યારે મને ઘણી નવાઈ લાગતી. તે પરથી ધાર્મિક નિયમની હું ચર્ચા કરતો અને જૈનધર્મના શાસન મુજબ ઇન્દ્રિયોનો સંયમ કરવાની અને અધ્યાત્મજીવન ગાળવાની વૃત્તિ હું પારખતો ત્યારે તેમના પ્રત્યે મને ઓર માન થતું. પણ તેમના આ માનસની ખરી પિછાન તો બીજા એક પ્રવાસ દરમ્યાન મને થઈ.

આગામી રાજકીય પરિષદના કામે હું સુરત ગયો, ત્યાં સાઇકલ પરથી પડતાં મારો પગ જરા મચકાયો. ત્યાંથી હું મુંબઈ ગયો ત્યારે લીલાબહેનને મારા અકસ્માતની ખબર પડતાં તે મને શંકરલાલને ઘેર મળવા આવ્યાં, ને તેમની સાથે પૂને જઈને તેમને તે શહેર બતાવવા સૂચવ્યું. તેમના મામા ભોગીલાલને મળ્યો, ત્યારે તેમણે પણ તેમની સાથે જવાનો મને આગ્રહ કર્યો. તેમની સાથે હું પૂને ગયો ત્યારે ગાંધીજી પણ તે જ ગાડીમાં હતા. પૂનામાં અમને એકબે ઠેકાણે અચાનક મળી ગયા ત્યારે તેમણે હસીને અમારી ખબર પૂછી.

પૂનામાં લાલભાઈની પેઢીના મકાનમાં લીલાબ્હેન ને તેમના સાથીઓ સાથે હું પાંચ દિવસ રહ્યો. ઘણોખરો વખત હિન્દ સેવક સમાજ, ફર્ગ્યુ-સન કોલેજ, બંડ ગાર્ડન, પર્વતી વગેરે સ્થળે ફરવામાં જ અમે ગાળ્યો.

સવારે ને સાંજે અમે ટિળક, ગોખલે, આગરકર વગેરે પૂનાના મહાપુરુષો વિષે અને દેશસેવાની અનેક સંસ્થાઓ વિષે વાતો કરતાં. ધીમેધીમે અમારી ચર્ચાઓ ઉચ્ચતર ભૂમિકા પર ચડતી ગઈ. છેલ્લે દિવસે અમારા અધ્યાત્મવિહારની પરાકાષ્ઠા આવી. પાછલી રાતે ચાંદનીનો ભરપૂર પ્રકાશ ચોપાસ રેલાયો હતો ત્યારે અમે જરા વહેલાં જાગી ગયાં. પછી નીરવ શાંતિમાં ત્રીજા માળની ખુલ્લી અગાશીમાં અમે વાતો કરવા બેઠાં. તે વખતે સારું શહેર જાણે અમારી આગળ નિદ્રાધીન થઈને નિશ્ચેષ્ટ સૂતું હતું. અમે જાણે ઉન્નત ગિરિશૃંગ ઉપર બેઠાં હોઈએ એમ લાગ્યું. લીલાબહેને મારી પત્નીની સાથે રહી તેનું જીવન પ્રફુલ્લિત કરવા મને દર્દભરી વિનંતી કરી. તરત તે વાત ઉઠાવીને અમારી ચર્ચાને આધ્યાત્મિક સપાટીએ મેં ચડાવી દીધી. સ્થળ ને કાળથી પ્રેરણા પામીને, સરસ્વતીચંદ્રના સુંદરગિરિ, વિષ્ણુદાસબાવા ને ચંદ્રાવલિમૈયા, કલ્યાણગ્રામ અને પરમાર્થી સાધુજીવન વિષે મારા અંતરમાં સુષુપ્ત રહેલા જૂના સંસ્કાર મેં જાગૃત કર્યા. સવારે સૂર્યનારાયણની સવારી આકાશમાં ચડતી દેખાઈ ત્યાં સુધી રોજિંદી શહેરી કે સાહિત્યની વાતો છોડી માનસિક ને આંતર્જીવનના વધારે ને વધારે સૂક્ષ્મ અનુભવોનો વિનિમય અમે કરતાં ગયાં. તે દિવસનું તેમનું શુભ્ર વસન, ભરાવદાર અંબોડાવાળું ગૌરવભર્યું વદન, અનેરા અધ્યાત્મ તેજથી ચમકતાં તેમનાં પ્રફુલ્લ નયન, ક્વચિત તેમના હોઠ પર મરકતું મૃદુ હાસ્ય અને તેમની મીઠી શાંતિદાયક વાણી—એ સર્વમાં લીલાબહેનના અક્ષરદેહનું દર્શન કરી હું પાવન થયો. તે જ દિવસે મારો વખત પૂરો થતાં હું પૂનેથી રવાના થયો.

શારદાબહેનના ઘરના એક ભાગમાં હું રહેતો. છતાં પહેલાંની માફક અહીંયાં પણ મારા ખંડની પાછળની એક નાની ઓરડીમાં રોજ સવારે જૂના 'એકમી કૂકર' પર રાંધીને હું જમતો અને સાંજે બહાર ચરવા જતો. થોડા વખતમાં મારું કામકાજ વધતાં પેટલાદનો ચાલાક ને મહેનતુ મરાઠી છોકરો—આશારામ મેં ઘરકામ માટે રોકી લીધો. તે મારી રસોઈ

કરતો, બપોરે ઑફિસકામમાં મદદ કરતો અને શહેરમાં ફેરાફાંટા ખાતો. થોડી તાલીમ મળતાં તે વિલાયતી ઢબે કીટલીમાં ચા, દૂધ અને ખાંડ બધું એક થાળીરૂપી ટ્રેમાં ગોઠવીને મારી આગળ મૂકતો. સાંજે ક્વચિત હું ઘેર રહેતો ત્યારે ચાની સાથે શેકેલાં પાઉં, માખણ અને મગફળીનો નાસ્તો તૈયાર કરી આપતો. થોડા વખતમાં શહેરમાં મારી સાઇકલ પર બેસીને અનેક સંદેશા મિત્રોને પહોંચાડતો. બપોરે કે સાંજે હું કોઈ કમિટી કે સભામાં બેઠો હોઉં ત્યાં પાછળ નજર કરું તો આશારામ ઊભો જ હોય. મારા ઘરકામમાં ને જાહેરજીવનમાં તે એટલો બધો ભળી ગયો કે તેને શારદાબહેન મશ્કરીમાં ‘ આશાભાભી ’ કહેતાં.

આવી રીતે હું સ્વાશ્રયી જીવન ગાળતો. છતાં સવારે અને રાતે શારદાબહેનને ઘેર હું કાયમ જતો. તે વખતે દાક્તર વડોદરા રાજ્યની કામગીરીમાં જોડાયેલા હોવાથી વારતહેવારે જ અહીં આવતા. વચગાળામાં તેમનાં પુત્રપુત્રીઓ સાથે મારો પરિચય વધેલો. તેથી પહેલી જ વાર સારા કુટુંબ સાથે એકતાલ થઈને વાર્તાવિનોદ અને આનંદકલ્લોલ કરવાની મને ઘણી મજા પડી.

રોજ સવારે ચા પીવાને શારદાબહેનના સીસમના કાળા ગોળ ટેબલ પર હું હાજર થતો. તાજાં શેકેલાં પાઉંરોટી પર માખણ ચોપડી વાત્સલ્યમૂર્તિ શારદાબહેન આપતાં, તેની સાથે ચાનો પ્યાલો હું શોખથી ગટગટાવતો. આ ટેબલ પર જ કોઈ વાર તેમની મોટી દીકરી પ્રેમલીલા[1] તેની તોફાની આંખ મારા પર તાકીને મારા ‘ નડિયાદી ’ સંસ્કાર પર કંઈક તીરંદાજી ચલાવતી. નાની સરલા તેની વિશાળ આંખ

---

૧. શારદાબહેનનાં છયે છોકરાં મારા બાળમિત્રો હતાં. સૌથી મોટી પ્રેમલીલા (૧૬) જેને ઘરમાં બધા લીલા કહેતા; સરલા (૧૪); રમેશ (૧૨-૧૩); અશોક (૯); ઇન્દિરા (૪); અને સિદ્ધાર્થ (દોઢ વરસનો); પહેલા ચારે બાળકો શાળામાં ભણતાં. તે બધાં તેજસ્વી, ટીખળી અને આનંદી હતાં. તેમના ઘરમાં વરસોથી હું પરિચિત થયેલો હોવાથી મારી સાથે હસવા, બોલવામાં કોઈને વયનું અંતર સાલતું નહિ.

ચગાવીને મારી મીઠી મજાક ઉડાવતી. રમેશ જીભને બદલે ઘણુંખરું હાથ ચલાવવાનું પસંદ કરતો. ત્યારે છેક નાનો અશોક મારી ખરીખોટી મશ્કરી સાંભળીને ખડખડાટ હસી પડતો. આ બધાંય મારા એકલવાયા જીવની મશ્કરી ઉડાવે ત્યારે શારદાબહેન કોઈક વાર ટાપશી પૂરીને છોકરાંને ઓર ચગાવતાં. કોઈ વાર તેમને મારી સાથે વિનયથી વર્તવા કહેતાં. પણ હુંયે છેક સખણો બેસી નહોતો રહેતો અને કંઈકંઈ વળતાં વાગ્બાણ ફેંકતો, તેથી વળી ઓર રંગ જામતો. સવારની આવી જીભાજોડીથી મારું ઠંડું દિલ હૂંફાળું બનતું, ને મારા વિશાળ ટેબલ પર બેસીને કામનો ઝડપી ઉકેલ કરવા હું પ્રેરણા પામતો.

બપોરે ચાર વાગ્યાની ચાને વખતે હું ઘેર હોઉં તો શારદાબહેન મને બોલાવતાં. મોટાં છોકરાં નિશાળે ગયેલાં હોવાથી શાણી ઇન્દિરાને ને ક્વચિત ટગુમગુ ચાલતા સિદ્ધાર્થને મારા ખંડમાં મોકલતાં. હું આ બાળને સિદ્ધુ કહેતો તેથી તે મને 'ધુધુ' કહીને બોલાવતો. તરત તેને ઊંચકીને હું ચા પીવા જતો, તે વખતે કોઈ મિત્રો શારદાબહેનને મળવા આવ્યા હોય એટલે વિવિધ વિષયની ચર્ચાઓ ચાલતી. તે વરસે મહિલા વિદ્યાલયમાં શાળાંત વર્ગમાં ભણતી વિદ્યાર્થિનીઓ આવતી સાલ પાસ થાય ત્યારે તેમને આગળ ભણાવવાને કર્વેના ધોરણની કૉલેજ કાઢવાના મનસૂબા અમે કરતાં.

કોઈ દિવસ હું ઘેર હોઉં ત્યારે સાંજે છોકરાં સાથે રમવાને શારદાબહેનના ઉપરના વિશાળ ખંડમાં પહોંચી જતો. દીવાનખાનામાં રમેશ ને અશોક સાથે ક્રિકેટ રમવાની મને ઘણી ગમ્મત પડતી. દડો ઘણુંખરું રબ્બરનો જ રાખતા. છતાં અમારી ક્રિકેટનું નામ સાંભળીને શારદાબહેન ગભરાતાં, તેથી તેમની ગેરહાજરીમાં અમે મોજથી ખેલતા અને કબાટના કાચ ખખડાવતા. ક્વચિત એ રમત બંધ કરવી પડતી તો પછી એ દડાથી અમે મારદડી રમતા અને તેની કંઈક પ્રસાદી પ્રેમલીલા ને સરલાને પણ ચખાડતા. સરલા તો સુંવાળી હોવાથી જો બહુ વાગી જાય તો ફરિયાદ કરતી ત્યારે પ્રેમલીલા જો રમતના તાનમાં હોય તો

આમો દડો ફટકારતી ને ગંભીર અભ્યાસમાં હોય તો આંખમાંથી અંગારા વરસાવીને લાંબી જીભથી અમને સોરી નાખતી. વળી રમેશ ક્વચિત છેક પાસેથી બોલ મારીને અને અશોક પાછળથી મારા લાંબા કાન પકડીને મારી રમૂજ ઉડાવતા.

રાતે હું વહેલો ફારગ થતો તો મારા કાગળ–પુસ્તક લઈને શારદાબહેનના ઘરમાં સૂવા આવી જતો. ઘણુંખરું શારદાબહેનની આગળ બેસીને મારાં ચાલુ કામ, ગામડાંની લડતો, દુનિયાના બનાવો, દાક્તરના કાગળ વગેરે વિષે હું પેટભરીને વાતો કરતો. શારદાબહેન બહુ જ સમજ અને મમતાથી બધું સાંભળતાં. પ્રેમલીલા અને સરલા પણ આગળ-પાછળ લાંબાટૂંકા થઈને બધું ધ્યાનથી સાંભળતાં. પણ તેમાં મારી બડાશ જેવું લાગે કે તરત પ્રેમલીલા વચમાં પડીને મારી મશ્કરી કરતી ને બીજાં છોકરાં તેમાં ભળીને હસાહસ કરી મૂકતાં. ગમે તેટલો મોડો થાઉં તો પણ સૂવા તો હું ત્યાં જ જતો. દીવાનખાનાની બારીઓ નજીક શારદાબહેન ને બાળકોના ખાટલા રહેતા. હું એક બાજુ પર દિવસે બેસવાની પાથરેલી ગાદી પર લેટી જતો. આ પ્રેમળ કુટુંબની છાયામાં સૂતી વખતે દિવસના કામના વિચાર ક્વચિત જ મને પ્રેરતા. ઘણુંખરું આ સંસારથી પર થઈને મારો જીવ કોઈ મઠમાં કે બુદ્ધ-વિહારમાં જ વિહરવા ઊડી જતો.

ચોમાસુ પૂરું થતાં પરીક્ષા પાસે આવતી ગઈ ત્યારે ત્રણ મોટાં બાળકો સવારે પાંચેક વાગે ઊઠીને વાંચવા બેસતાં તેમની સાથે હરીફાઈ કરવાને હું પણ, રાતે ગમે તેટલો મોડો સૂતો હોઉં તોયે સવારે વહેલો ઊઠી જતો અને મારું કંઈ કામ ઉકેલતો. ચકોર પ્રેમલીલા અને સાત્ત્વિક સરલા પણ ઘડિયાળનું એલાર્મ સાંભળીને ઊઠી જતાં. માત્ર રમેશ ઘણી વાર મોડો પડતો. તે સામાન્ય ઉપચારથી ન ઊઠતો ત્યારે મારો ઠંડો હાથ તેના હૂંફાળા શરીર પર ફેરવીને હું તેને એવી ચાનક આપતો કે તે સફાળો છલંગ મારીને પથારીમાંથી કૂદી પડતો ને તરતમાં ધોઈને વાંચવા બેસતો.



શારદાબહેન અને બાળકો

આ ત્રણે છોકરાં મને સમોવડિયો ગણીને ખૂબ ખીલવતાં અને આનંદકલ્લોલની લ્હાણ કરતાં. છતાં તે અભ્યાસમાં ઘણાં ઉદ્યોગી હતાં. વળી વિદ્યાબહેનનાં[1] અને બીજાં શિષ્ટ કુટુંબનાં બાળકો સાથે મળીને તે શિશુમંડળની સભા ભરતાં ત્યારે તે સર્વે બહુ ડાહ્યાડમરાં બનીને ભાષણો આપતાં અથવા હળવી કે ગંભીર વાતો કહેતાં. આ મંડળની ચર્ચામાં તે પોતપોતાના ખીલતા વિચાર ને કલ્પનાઓ પ્રગટ કરતાં તેમ સામાના વિચારોની છૂટથી ટીકા પ્રગટ કરતાં. નિકટના કોઈ વડીલ મિત્રોની માફક એક વાર મને પણ એ મંડળમાં ભાષણ કરવા બોલાવ્યો ત્યારે સર્વે મારા તરફ બહુ જ મમતા અને વિનયથી વર્ત્યાં. વળી તે બધાંયે મળીને 'મુકુલ' નામનું હસ્તલિખિત માસિક પ્રગટ કરતાં. તેમાં પ્રેમલીલા અને વિનોદિની નીલકંઠ વધારે લેખ–વિશેષ તો પરીકથાઓ અને વાર્તાઓ લખતી. બંનેએ મોટાં થઈને અનેક લેખો અને પુસ્તકો લખ્યાં તે માટે ઘણો યશ આ બાળમાસિકને ઘટે છે.

શારદાબહેનના બાળકોમાં પ્રેમલીલાની બુદ્ધિ વધુ તીક્ષ્ણ હોવાથી તે રમૂજી વિતંડાવાદ કરતી તેમ ક્વચિત મારી સાથે કોઈ વિષયની ડહાપણભરી ચર્ચા કરતી. ગમે ત્યાંથી કંઈ નવુંનવું શીખવાને તે બહુ ઉત્સુક રહેતી. તેની કલ્પનાશક્તિ બહુ ખીલેલી હતી, તેથી પરીઓની મનોહર વાતો તે સરળતાથી લખતી. નારીપ્રતિષ્ઠાના અને સ્વાભિમાનના કુટુંબના સંસ્કારથી તે ગર્વવતી બાલિકા, કોઈ પુસ્તકમાં કે જીવનમાં સ્ત્રીઓની હલકી ગણના કે અપમાન થતું જોતાં જ, સ્વયંભૂ આવેશથી તરત જ તતડી ઊઠતી. રામાયણ અને મહાભારતમાં રામે ને ધર્મરાજાએ સીતા ને દ્રૌપદીનાં જે અપમાન કરેલાં તેની સામે તેના કુમળા હૃદયમાં પુણ્યપ્રકોપ ભભૂકતો. શાળા ને કૉલેજમાં, સમાજમાં કે

---

૧. વિદ્યાબહેનનાં બાળકો–સૌદામિની, વિનોદિની અને સુમુલ–એ ત્રણ લગભગ શારદાબહેનનાં ત્રણ મોટાં બાળકોની વયનાં હતાં ને તે લગભગ તેમની સાથે ભણતાં.

ઘરમાં, છોકરાના પ્રમાણમાં છોકરીઓને સહેજ પણ નીચું સ્થાન અપાય તે તેને અસહ્ય લાગતું. તેનો સ્વભાવ જેવો તેજ હતો તેવું તેનું નિશ્ચય-બળ ઘણું કડક હતું. હૈયે હોય તે હોઠે બોલવાની તેને ટેવ હતી. તેમ આંખો ચગાવીને મીઠી મશ્કરી કરવાની, ખૂબ હસવાની ને હસાવવાની તેની કળા અજબ હતી. તેની સાથે જે સદ્‌ભાવથી વર્તે તેના ઉપર તે ખૂબ મીઠાશ વરસાવતી. તેથી કુટુંબમાં ને મિત્રમંડળમાં તે બહુ ભાવ અને આદર પામતી, સર્વની બહુ જ લાડીલી લીલા હતી.

શારદાબહેનની બંને દીકરીને નાનપણથી સંગીત અને સિતારની તાલીમ આપવાને ઉસ્તાદો રોકવામાં આવેલા. હવે તો બંને ઉસ્તાદી ને સાદાં ગીત અને ગરબા ગાવામાં પ્રવીણ થઈ હતી. સાંજે હું ઘેર હોઉં તો ઉપરથી વહેતા સંગીતના સરોદ સાંભળીને ખુશ થતો. વળી ગયા ઉનાળામાં આખું કુટુંબ રાજકોટમાં કવિને મળેલું ને તેના ગીતની લગની સર્વને લાગેલી. તેથી સાંજે કે તહેવારે,

'ઝીણા ઝરમર વરસે મેહ.
ભીંજે મારી ચૂંદડલી.
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મારી ચૂંદડલી.'

... ...

'મારા કેસરભીના કંથ હો,
સિધાવો જી રણવાટ.'

... ...

'ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બહેન,
ફૂલડાં કટોરી ગૂંથી લાવ,
જગમાળણી, રે બહેન,
અમૃત અંજલિમાં, નહિ ઝીલું, રે બહેન.'

આવાં અનેક ગીત પ્રેમલીલા અસાધારણ મીઠડા અને જોશીલા સૂરથી ગાતી. ખરેખર, ગીતમાં તે પોતાનો આત્મા રેડતી. તેથી તેણે

કવિવર ટાગોર જેવા કલાસ્વામીને પણ તેના ગીતથી મુગ્ધ કરેલા. તેમાં ખાસ કરીને છેલ્લું 'કેસરભીના કંથ'નું ગીત પૂરી લાગણીના આવેશથી તે ગાતી ને ચોપાસ વીર રસનું વાતાવરણ પ્રગટાવતી, ત્યારે એ રૂપસુંદર ને કિન્નરકંઠી કુમારિકા માટે વાત્સલ્ય ને માનથી સર્વનું દિલ ઊભરાતું.

શારદાબહેનનાં દરેક બાળકમાં પોતપોતાનું વ્યક્તિત્વ હતું. તેમ તેમનામાં સંઘબળથી કોઈને મહાત કરવાની તેમજ રીઝવવાની શક્તિ હતી. પિતા ને માતાને તે પૂરા પ્રેમથી પૂજતાં અને તેમનો પડતો બોલ સર્વ એક સાથે ઝીલતાં. થોડા માસમાં ગાંધીજીનું 'નવજીવન' સાપ્તાહિક ચલાવવાની મેં જવાબદારી લીધી ત્યારે સારા કુટુંબની સંયુક્ત કાર્ય-શક્તિનું મને દર્શન થયું બીજે જ અઠવાડિયે પત્રના ફરમા વાળીને કાપનારા કારીગરો હડતાલ પર ઊતર્યા. તરત હું હજારો નકલના થોકડા મારા કાર્યાલયમાં લઈ આવ્યો ને તેને વાળવામાં શારદાબહેનની મદદ માગી. શનિ–રવિવારની રજા હતી. શારદાબહેને તરત બધાં જ છોકરાંને આ કામ કરવાને બેસાડી દીધાં અને કામ પાર પાડી આપ્યું. તેથી અમારું નવું પત્ર વખતસર પ્રકટ કરીને અમે ટપાલમાં રવાના કરી શક્યા.

આ પ્રતાપી બાળકોનાં માતાના રોજિંદા જીવનવ્યવસાયનો હું સાક્ષી હતો. ત્રણ વરસ પર વડોદરાનું ઘર ખાલી કરી તેમણે અહીં માડ્યું, ત્યારે દાક્તર સુમંત સાથે હતા. બે વખત દેશસેવા માટે કાયમ અમદાવાદમાં થાણું નાખવાનું તેમણે ધાર્યું. પણ અનુકૂળ સાથ અને સંયોગોને અભાવે તે છોડવું પડ્યું. હવે દાકતર પાછા વડોદરામાં એકલા રહેતા અને તેમની તબિયત સારી નહોતી રહેતી. છતાં શારદાબહેને અમદાવાદમાં મહિલા વિદ્યાલય ચલાવવાનું બીડું ઝડપેલું તે કેમ છોડી શકે ? આટલાં બાળકોને લઈને આખું ઘર વારંવાર ફેરવાય પણ શી રીતે ? આ બાળકો મોટાં થતાં પ્રેમાળ પિતાના સંસ્કાર મેળવવાને બરાબર લાયક થયાં હતાં, ત્યારે જ તેનાથી તેમને વંચિત રાખીને પણ શારદાબહેન હિંમતભેર રોજ બપોરે પોતાનું નિયત કાર્ય કરવાને મહિલા વિદ્યાલયમાં જતાં અને બાકીનો વખત છોકરાંની સંભાળમાં અને જાહેર

કાર્યમાં ગાળતાં. વળી મહિલા વિદ્યાલયમાં શાળાંત વર્ગમાં ભણતી ત્રણ વિદ્યાર્થિની માટે વધુ અભ્યાસનો પ્રબંધ કરવાની તે બહુ ચિંતા કરતાં. હું તેમની આગળ બેસીને મારી વાતોના ઊભરા કાઢતો તે ભાવથી સાંભળીને મને વિસામો આપતાં. પણ પોતાના દિલની વરાળ તે ક્વચિત જ કાઢતાં. બાળકોના વિકાસ માટે ને સ્ત્રીજાતિના ઉજ્જ્વળ ભાવિ માટે જ તે રાતદિવસ જલતા દિલે અને હસતે ચહેરે જહેમત ઉઠાવતાં, હું તેમને જોતો ત્યારે ' નમો નમો મહાદેવી ઓમ્ નમો કુલયોગિની '— એ કવિ ન્હાનાલાલના શબ્દો મારા મગજમાં ગુંજતા.[1]

---

૧. આ કાળમાં બનેલા વેઠના એક કિસ્સાનો ઉલ્લેખ કરવો જોઈએ. ડભોડાથી સાદરની સડક પર આવેલા વડોદરા રાજ્યના એકગામના ઢેડ લોકોએ મુખી પટેલની વેઠ નહિ કરેલી તેથી તેણે તેમને ખૂબ માર મારેલો. તે ફરિયાદ મારી પાસે આવતાં મેં સ્થાનિક મહાલકરીને અને પછી મહેસાણા પ્રાંતના સુબાને ઢેડ લોકોની કેફિયતો મોકલીને દાદ માગી. મહાલકરી સાથે ગામે જઈને મેં તપાસ કરી ત્યારે દુખિયારા હરિજનોએ ગળગળા થઈને મુખીની હાજરીમાં કહ્યું : ' અમને આ પટેલે ફેરવી ફેરવીને માર્યા છે.' પછી કેટલાયે વખત સુધી સુબા તરફથી કંઇ ચોક્કસ નિર્ણયની ખબર ન પડી ત્યારે મેં આ વાત રાજકીય પરિષદ આગળ રજૂ કરવાની તાકીદ સુબાને આપી. છેવટે મુખીને યોગ્ય નશીયત થયાનો તેમનો જવાબ મળ્યો ત્યારે જ મેં તેમનો પીછો છોડયો.

## ૯. ‘નવજીવન’

સન ૧૯૧૫ના જુલાઈ માસમાં મેં ‘નવજીવન’ માસિક શરૂ કર્યું ત્યાર પછીનાં ચાર વરસમાં મારા ઘણા સંજોગો બદલાઈ ગયા. બેકાર વકીલ મટીને હિન્દ સેવક સમાજમાં હું જોડાયો ત્યારે તેમાં બહુ ફરક નહોતો પડ્યો. પછીથી હું ગાંધીજીને પંથે પડીને અમદાવાદ આવ્યો ત્યારે ધીમે ધીમે જૂના લેખકોનો સંપર્ક લુપ્ત થયો. તેમને બદલે અમદાવાદના કાર્યકરો તેમજ ગાંધીઆશ્રમના શિક્ષકોના કંઈક જુદી ને જૂની ઢબના લેખ આ માસિકમાં પ્રગટ થતા ગયા. વળી વખતોવખત કંઈ ને કંઈ કારણસર માસિક મોડું પ્રગટ થતું, તેથી બબ્બે માસના ભેગા અંક પ્રગટ થતા. આવી અનિયમિતતા માટે હું મિત્રોનો મીઠો ઠપકો ખાતો અને અંતરથી શરમાતો. છતાં પાછો હું એની એ ઘરેડમાં પડી જતો.

સન ૧૯૧૯નો જુલાઈનો અંક ઑગસ્ટના આરંભમાં મેં પ્રગટ કર્યો ત્યારે આ માસિક ઘણે અંશે ગાંધીજીની લડત અને પ્રચારનું વાહન બની ગયું હતું. તેવામાં જ મહિનાઓથી અંગ્રેજી સાપ્તાહિક ‘યંગ ઇન્ડિયા’ ચલાવતાં ગાંધીજીને કુદરતી રીતે એક ગુજરાતી પત્ર પણ પ્રગટ કરવાની જરૂર લાગી. તેમણે ‘નવજીવન’ માસિકને સાપ્તાહિક તરીકે પ્રગટ કરવાની વાત શંકરલાલને અને મને કરી, તે અમે તરત જ ઉત્સાહપૂર્વક વધાવી લીધી. મારા કાર્યાલયના સગવડ ભરેલા મકાન-

માંથી જ તે પ્રગટ કરવાનું અને બાજુના એક છાપખાનામાં તે છપાવવાનું અમે નક્કી કર્યું. ગાંધીજીએ મને ઉપતંત્રીનું કામ સોંપ્યું. તેમજ પત્રના પ્રકાશક તરીકે મેજિસ્ટ્રેટ આગળ જઈ નવું પત્ર નોંધાવવાની મને ગાંધીજીએ સૂચના કરી. બધી તૈયારીઓ પૂરી થયા પછી ગાંધીજીના તંત્રીપણા નીચે નવું 'નવજીવન'[1] સાપ્તાહિક સપ્ટેમ્બરની સાતમી તારીખે પ્રગટ કરવાનો નિર્ણય થયો.

નવા સાપ્તાહિકના લેખનકાર્ય માટે કસાયેલા લેખક ભરતરામની મદદ મને તરત મળી ગઈ. વરસના આરંભથી તે દુકાળરાહતનું કામ કરતા. હવે તે પૂરું થતાં ગાંધીજીની સંમતિથી તેમને મારા મદદનીશ તરીકે રોકવામાં આવ્યા. વચગાળામાં તેમણે, રમણીબહેન સાથે લગ્ન કરીને ખમાસા ગેટની પાસે ઘર રાખ્યું હતું. તેથી નવું આદર્શ સાપ્તાહિક છાપીને તૈયાર કરવામાં તેમનું સ્થાનક અને ખંતીલી જહેમત અણમોલ નીવડ્યાં. તેમને ઘેર ગૃહસ્થી રસોડું ચાલતું હોવાથી જ્યારે મને સ્વાદિષ્ટ ભોજન લેવાનું મન થતું ત્યારે કામ કરતે કરતે સુરતી વાનીઓ ઉડાવવાની મને મજા પડતી.

સપ્ટેમ્બરના આરંભમાં 'નવજીવન' પ્રગટ કરવાની ઘડી આવી પહોંચી ત્યારે ગાંધીજીના આદેશથી આ પત્રની આર્થિક અને વહીવટી વ્યવસ્થા કરવાને પહેલાં સ્વામી આનંદ અને પછી જુગતરામ દવે મારા કાર્યાલયમાં આવી પહોંચ્યા. તેમણે જમવાનું પણ મારે રસોડે જ રાખ્યું. હવે, આશારામે હંમેશનાં ખીચડી-શાક વધારે મોટાં વાસણમાં પકાવવા માંડ્યાં. 'નવજીવન'ની વહીવટી કચેરી માટે જરૂરી ટેબલ, ખુરશી ને કબાટ મોટા ખંડમાં તરત ગોઠવાઈ ગયાં. મારા રાજકીય મંડળના મદદનીશો બાજુની ઓરડીમાં ગયા. હું કાર્યાલય, છાપખાનું અને ભરતરામના ઘર વચ્ચે ફરતો રહેતો. સ્વામી ને જુગતરામ અમારું ભોજન વધારે

---

૧. જૂના માસિકની ઉત્પત્તિના સંયોગોને લીધે તેનું નામ 'નવજીવન અને સત્ય' અમે રાખેલું, હવે ગાંધીજીએ તેનું નામ માત્ર 'નવજીવન' જ રાખ્યું.

સ્વાદિષ્ટ બનાવવાને આશારામને સલાહસૂચના આપતા. તેથી ખીચડી અને ભાખરીની સાથે ઘી, દહીં, છાશ, ટમાટા કે કાંદાનું કચૂંબર વગેરે બપોરે ને સાંજે તૈયાર થતાં. 'નવજીવન' પ્રગટ થતાં અમારી નવી કલબ જામી ગઈ. તેથી મેં નવા મિત્રો સાથે વૈવિધ્યપૂર્ણ સહભોજનનો આનંદ માણવા માંડ્યો.

નવા કામથી મારી જવાબદારી વધી ને મારી નવી કસોટી શરૂ થઈ. ત્યાં સુધી ગાંધીજીના ખાસ જરૂરી આદેશ અને સૂચનો મેળવવાને જ હું કોઈ વાર તેમના આશ્રમમાં જતો. પછી તેનો અમલ કરવાને શહેરમાં કે બહારગામ અઠવાડિયાં સુધી હું મચી પડતો.

પણ હવે તેમના હાથ નીચે હું 'નવજીવન' સાપ્તાહિકનો ઉપતંત્રી બન્યો એટલે આ ઘટમાળ બદલાઈ ગઈ. સ્વાભાવિક રીતે ગાંધીજી આશ્રમમાં બેસીને જ લેખન કરતા ને જોઈ જતા, તેથી તેમણે મને રાતે આશ્રમમાં જ સૂઈને વહેલી સવારે તેમની સાથે થોડા કલાક કામે બેસવાની સૂચના કરી. આશ્રમની રોજિંદી જીવનસરણી મને માફક નહોતી. છતાં એક સૈનિક તરીકે તેમનો હુકમ મેં ઝીલી લીધો. રોજ સાંજે કાર્યાલયમાંથી પરવારીને મેં આશ્રમની સાઈકલસવારી કરવા માંડી.

આશ્રમના વ્યવસ્થાપક મગનલાલે તેમના વાસમાં જ મારી સૂવાની વ્યવસ્થા કરી તે મને ઠીક પડી. પણ રોજ મોડે સુધી વાંચવાનો મારો શોખ ત્યાં પૂરો નહોતો થતો. વળી મગનલાલ સહકુટુંબ સવારે ચાર વાગે ઊઠીને આશ્રમની પ્રાર્થનામાં જોડાતા, તેથી સવારે મારી ઊંઘમાં વિક્ષેપ પડતો. આશરે સાડાપાંચેક વાગે ઊઠીને હું પ્રાતઃવિધિ કરતો ત્યારે તેમની અનેક વ્યવસ્થા અરુચિકર લાગતી. સવારે ઊઠતાં જ ગરમાગરમ ચાના પ્યાલા મને જોઈએ તે તો અહીં મળે જ શાના? છતાં આ બધી અગવડ વેઠીને હું ૭ વાગે ગાંધીજી પાસે હાજર થતો, તે

લખાવતા તે લખતો, મારા લેખ ને હેવાલ તેમને બતાવતો ને બધું લખાણ લઈ ને આઠેક વાગે છાપખાના તરફ ઊપડી જતો.

થોડા જ દિવસમાં આશ્રમની વ્યવસ્થા સાથે હું અથડાઈ પડયો. એક દિવસ સાંજે વહેલો આવીને હું આશ્રમમાં જમવા ગયો, ત્યારે ગાંધીજીએ મારી માગણી મુજબ મને બધું પીરસ્યું. પણ જ્યારે મેં બીજી વાર છૂટી દાળ અને ઓસામણ–બંને માગ્યાં ત્યારે મગનલાલે મને બહુ જ મીઠાશથી સંભળાવી દીધું કે બેમાંથી એક જ વાની પીરસવાનો નિયમ છે! મગનલાલની કર્તવ્યશક્તિ વિષે મને ઘણું માન હોવા છતાં આ બોલ મારાથી ન જિરવાયા. ઊકળતી દાળની એક જ વાનીમાંથી છૂટી પડેલી બે ચીજોને સાથે જ પીરસવાના આપણા જૂના રિવાજ પર તેમનું આવું નિયંત્રણ મને અણસમજુ અને મનસ્વી લાગ્યું–તેમના દક્ષિણ આફ્રિકાના ઘડતરના પરિણામરૂપ લાગ્યું. આશ્રમનું આ ભોજન અને મારો રાતવાસો છેલ્લાં જ નીવડયાં. પછીથી શહેરમાં જ સૂઈ ને હું ગાંધીજી પાસે વખતસર હાજર થઈ જતો.

ગાંધીજી જેવા પ્રેમાળ અને વિચક્ષણ તંત્રી સાથે કામ કરવાની મને ઘણી મજા પડતી. છતાં અમારી વાતચીતમાં ક્વચિત હળવા વિસંવાદનાં કંઈક તત્ત્વો ઊભળી આવતાં. પહેલા જ દિવસોમાં તેમણે જ્યારે મને કહ્યું: ‘હું બોલતો જાઉં તે તમે રોજ લખશો તો તમારી શૈલી પણ ઘડાશે,’ ત્યારે હું તે બોલ મૂંગે મોઢે ગળી ગયો. પણ સાક્ષરોની ભૂમિમાં ઊછરેલા યુવાન લેખકને અને ચારચાર વરસથી લોકપ્રિય થયેલા માસિકના તંત્રીને આ શબ્દો સારી પેઠે ખૂંચ્યા. કોઈ સાચો લેખક બીજા ગમેતેવા પ્રભાવશાળી લેખકનું લખાવ્યું લખે તેથી તેની નવી શૈલી શી રીતે ખીલી શકે, તે મને ન સમજાયું. છતાં હું ચૂપચાપ મારા વયોવૃદ્ધ અગ્રણીના પડતા બોલ કાગળ પર ઉતારતો ગયો. તેમનું કારણ માન્યા વિના તે કાર્ય મેં નિયમસર ચાલુ રાખ્યું.

પહેલા જ અઠવાડિયામાં બીજા એક સવાલ પર હું ગાંધીજીથી જરા વંકાયો. પંજાબ અને ગુજરાતના લશ્કરી અત્યાચારોમાં સંડોવાયેલા

અમલદારોને તેમની જવાબદારીમાંથી મુક્તિ અપાવવાને એક કાયદો[1] હિન્દી સરકારે તે વખતે દિલ્હીની ધારાસભામાં રજૂ કર્યો. તેની ખબર પડતાં જ હું તેની સામે ઊકળી ઊઠ્યો. ગાંધીજી તો સરકારી હત્યાકાંડના ઘણા વધારે ઝીણા અભ્યાસી હતા. છતાં શાંત સ્વરે તેમણે મને કહ્યું કે લશ્કરી કાયદાના અમલ પછી દરેક વખતે આવો કાયદો પસાર કરવાનો સરકારી શિરસ્તો છે ને તેનો વિરોધ કરવામાં કંઈ લહાણુ નથી. દેશ-પરદેશના અનુભવોને આધારે ગાંધીજીએ જે સલાહ આપી તે મારા મનમાં ન વસી. મેં મુંબઈ જઈ વકીલમિત્રોની સલાહ લેવાનો આગ્રહ કર્યો ત્યારે ગાંધીજીએ ઉદાર ભાવે મને રજા આપી. મુંબઈના મિત્રોએ કાયદા–કેસનાં ઘણાં પોથાં ઉથામીને મને આ કાયદાનો વિરોધ કરવાને સામગ્રી પૂરી પાડી. તે બધી મેં પાછા આવીને ગાંધીજી પાસે રજૂ કરી ત્યારે આ ધીર વીર પુરુષે મીઠું હસીને તેના પર ઠંડું પાણી રેડ્યું !

ફુલસ્કેપ કદનાં ૧૬ પાનાંવાળા 'નવજીવન'ના પહેલા અંકમાં ગાંધીજી-એ ઘણી જ સાદી ને વિનમ્ર ભાષામાં આ ગુજરાતી પત્ર શરૂ કરવાનો ઉદ્દેશ સમજાવ્યો. ઘણા મહિનાથી મુંબઈમાં અંગ્રેજી પત્ર પ્રગટ કર્યા પછી હવે પોતાનો વિશિષ્ટ સંદેશ ગુજરાતની પ્રજાને માતૃભાષામાં પહોંચાડવાનો મનોરથ તેમણે રજૂ કર્યો. તે જ અંકમાં નડિયાદ ને બારેજડીનાં ઉજળિ-યાત પ્રજાજનો પર વધારાની પોલીસના ખર્ચનો કર સરકારે નાખેલો તેનો તેમણે સખત વિરોધ કર્યો. બાકીના ભાગમાં જે રાજકીય લડતોમાં હું ખાસ રસ લેતો તે મેં ઝળકાવી. પંચમહાલ જિલ્લાની વેઠ વિષે સરકારના એક અનુકૂળ હુકમની મેં નોંધ લીધી. લંડનની લોકસભાની કમિટી આગળ સુધારાના ખરડા વિષે વિઠ્ઠલભાઈ પટેલ, ટિળક અને કેળકરે આપેલી જુબાની મેં લંબાણથી ઉતારી. પંજાબ અને ગુજરાતનાં રમખાણો અને અમલદારી અત્યાચારોની તપાસ કરવાને સરકારે નીમેલા હંટર કમિશનની ખબર મેં આપી. કવિ ન્હાનાલાલે, 'પ્રજાશરીરનો

1. Indemnity Bill.

ઘસારો અને નવપલ્લવતા ' વિષે લેખમાળા પહેલા અંકથી જ શરૂ કરી.

બીજા અંકથી ગાંધીજીએ આ પત્રનો દોર બરાબર પોતાના હાથમાં લીધો. સરકારી અમલદારોને તેમનાં અપકૃત્યોની જવાબદારીમાંથી મુક્તિ આપવાનો ખરડો અને ખિલાફત વિષે હિન્દના મુસલમાનોની માગણી, ગંગાબહેનનો રેંટિયા-પ્રચાર અને સ્વદેશી સભા—એ વિષયો પર ગાંધીજીએ પોતાના વિશિષ્ટ વિચારો પ્રગટ કર્યા. પછીના અંકમાં જગતના તાત–ખેડૂત વિષે ગાંધીજીએ પહેલો જ બોધદાયક લેખ લખ્યો તેની સાથે સૌરાષ્ટ્રના ખેડૂતના ભાગબટાઈના દુઃખની કહાણી પણ પ્રગટ થઈ. આવી રીતે ખેડૂત અને ખેતી પર આ પત્રનો ઝોક વળ્યો તેથી હું રાજી થયો.

ઑક્ટોબરની બીજી તારીખે ગાંધીજીનાં પચાસ વરસ પૂરાં થતાં હતાં. તે પ્રસંગે કંઈ પણ ઉજવણી કરવાની તેમણે મનાઈ કરી. છતાં મહાકવિ ન્હાનાલાલની પ્રેરક વાણીને તો મારાથી કેમ બાતલ કરી શકાય ?

' પચાસ પચાસ દેવઘંટાઓ વગડાવો,
પચાસ પચાસ આરતીઓ ઉતરાવો,
પચાસ પચાસ દીપમાળાઓ પ્રગટાવો,
—આજે પચાસ વર્ષોનો ઉત્સવ છે. '

—વગેરે વાક્યોથી ઝળકતું કાવ્ય કવિ પાસેથી નવજીવનમાં જ કામ કરતા સ્વામી આનંદે મેળવેલું તે ' ગુજરાતનો તપસ્વી ' એ નામથી ગાંધીજીની જન્મજયંતીને પ્રસંગે મેં પુસ્તિકારૂપે શોખથી પ્રગટ કર્યું અને ગુજરાતભરનાં નર-નારીઓમાં તેનો બહોળો પ્રચાર કર્યો.

સપ્ટેમ્બર માસ પૂરો થયો તે પહેલાં જ એક આફત અમારા પત્ર પર ઊતરી. રાયખડના જે છાપખાનામાં અમારું પત્ર છપાતું હતું તેના કાગળ વાળનારા કામદારો ઓચિંતા હડતાલ પર ઊતર્યા તેથી તેના છાપેલા ફર્માના થોક લઈને અમે અમારા કાર્યાલયમાં લઈ આવ્યા અને સર્વ કાર્યકરોની અને શારદાબહેનનાં બાળકોની મદદથી તે વાળીને અમે પત્ર વખતસર પ્રગટ કર્યું. ત્યારથી આગવું છાપખાનું કાઢવાનું

ગાંધીજીએ નક્કી કર્યું. તેવામાં મુંબઈથી પ્રગટ થતું તેમનું અંગ્રેજી પત્ર 'યંગ ઇન્ડિયા' પણ અમદાવાદથી જ પ્રગટ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. આ બંને પત્ર નિયમિત છાપવા માટે ગાંધીજીની સૂચનાથી શંકરલાલે પાનકોર નાકા પાસે ચૂડીઓળમાં ચાલતું 'મનહર પ્રેસ' વેચાતું લઈને તેને 'નવજીવન મુદ્રણાલય'ના નવા નામે શરૂ કર્યું. ત્યાંથી જ હવે ગાંધીજીનાં બંને પત્ર છપાઈને પ્રગટ થવા માંડ્યાં.

ઑક્ટોબરની આઠમીથી 'યંગ ઇન્ડિયા'નો પહેલો અંક પ્રગટ કરવાને તેના વ્યવસ્થા વિભાગના ભાઈઓ પણ મારા કાર્યાલય પર જ આવી પહોંચ્યા. આગળની જે એક નાની ઓરડી રાજકીય કામ માટે મેં રાખી હતી ત્યાં હવે અંગ્રેજી પત્રનું કાર્યાલય ગોઠવાઈ ગયું. તેના સંચાલન સાથે મારે કંઈ સંબંધ નહોતો. પણ તેનું છાપકામ 'નવજીવન' સાથે એક જ છાપખાનામાં થવાથી મને એક અણધાર્યો લાભ થયો.

અમદાવાદના વતની નંદલાલ શાહ મુંબઈમાં કાયદાનો અભ્યાસ છોડીને કેટલાક મહિનાથી 'યંગ ઇન્ડિયા'ના સ્વયંસેવક તરીકે તેનાં પ્રૂફ સુધારવામાં મદદ કરતા. હવે તે એ જ કામે નવા છાપખાનામાં આવતા, ત્યાં હું 'નવજીવન'નાં પ્રૂફ સુધારવા જતો. અમે એક જ નાના ટેબલ પર સામસામા બેસીને અમારું કામ કરતાં સહેજે હળી ગયા. મીઠાં–ખારાં બિસ્કિટ ને ચા-કૉફી સાથે ખાતાં–પીતાં અમે વિવિધ વાતો કરતા ગયા. થોડાં અઠવાડિયામાં અમે મિત્રો બની ગયા અને તે મારા રાજકાજના સંપર્કમાં આવતા ગયા.

ઑક્ટોબર માસ આગળ ધપતો ગયો તેમ પંજાબમાં જવાની ગાંધીજીની ઇચ્છા ઉત્કટ બની. હવે તો હંટર કમિશન આગળ જુબાની આપવાને તેમને તાકીદે જાતતપાસ કરવાની જરૂર હતી. મહિનાઓ સુધી નન્નો ભણ્યા પછી વાઇસરોયે તેમને પંજાબ જવાની પરવાનગી આપી. તરત ગાંધીજીએ પંજાબ જવાની તૈયારીઓ કરવા માંડી.

ઑક્ટોબરની ૧૨મીના અંકમાં ખિલાફતના સવાલ પર, મુસ્લિમોના

દુઃખદર્દમાં સાથ આપવાને ૧૭મી તારીખે હડતાલ પાડવાનો અને ઉપવાસ ને પ્રાર્થના કરવાનો આદેશ આખા પાના પર મોટા અક્ષરે છાપીને પ્રજાસમસ્તને આપવામાં આવ્યો. આગલા વરસમાં દિલ્હીની યુદ્ધપરિષદ પછી અંગ્રેજ લશ્કરને સારાયે તુર્કસ્તાન તેમજ તેના પાક પ્રદેશ પર સત્તા જમાવતું જોઈને ગાંધીજીએ સરકારને એક કાગળ લખીને ખિલાફતના ભાવિ વિષે ચિંતા વ્યક્ત કરેલી. હવે પેરીસની સુલેહ પરિષદની ચર્ચાઓને અંતે, જગતભરના મુસ્લિમોના ખલીફા અને તુર્કોના સુલતાન આગળ સુલેહની જે શરતો વિજયવંત મિત્રરાજ્યોએ રજૂ કરેલી તેની કંઈક ખબર પડવા માંડી. તે મુજબ અંગ્રેજો પેલેસ્ટાઈન અને બીજા આરબ પ્રદેશ તેમના પીઠુ રાજાને સોંપવાના હતા. આવી શરતોની ખબર પડતાં હિન્દના મુસ્લિમોનાં દિલ દુભાયાં. લડાઈ દરમ્યાન અંગ્રેજ સરકારે મક્કા, મદીના, જેરૂસલેમ જેવાં મુસલમાનોનાં પાક સ્થળો પર ખલીફાની સત્તા કાયમ રાખવાના અને એશિયા માઈનર ને થેસ સમેત તુર્કોની સ્વતંત્રતા અખંડ રાખવાનાં જે વચનો આપ્યાં હતાં તેનો નવી શરતોથી ભંગ થયેલો દેખાયો. મુસ્લિમ ભાઈઓનાં દર્દની ચોટ ગાંધીજીને લાગી. મુસ્લિમ ભાઈઓની લડતમાં સાથ આપવાને તેમણે ૧૭મીની હડતાલ ને પ્રાર્થનામાં જોડાવા સર્વ હિન્દુ પ્રજાજનોને હાકલ કરી. દેશભરમાં આ હડતાલ સફળ થઈ અને હિન્દુ–મુસલમાનોએ હજારોની સંખ્યામાં મળીને વિરોધ સભાઓ ભરી. તેથી ખિલાફતની લડત વધુ જાણીતી થઇ અને ઇસ્લામના સર્વશ્રેષ્ઠ હમદર્દ તરીકે ગાંધીજી દેશપરદેશમાં પંકાયા.

ઑકટોબરની અધવચમાં સત્યાગ્રહનાં મંડાણ પછી પહેલી વાર ગાંધીજી લાહોર પહોંચ્યા ત્યારે તેમનું અદ્ભુત સ્વાગત થયું. તેમણે લખ્યું છે: 'હું લાહોર પહોંચ્યો ત્યારે મેં જે દૃશ્ય જોયું તે કદી ભુલાય એમ નહોતું. કેમ જાણે ઘણાં વર્ષોના વિયોગ પછી કોઈ પ્રિયજન આવતો હોય ને તેને મળવાને સગાં આવતાં હોય તેમ સ્ટેશન પર માણસોની મેદની ભરાઈ ગઈ હતી.'[1] તરત તેમણે પંજાબનાં પીડાયેલાં નગરોનો

---

૧. ગાંધીજીની આત્મકથા, પાન ૫૮૧.

પ્રવાસ શરૂ કર્યો અને ત્યાં ગુજરેલા જુલ્મની તપાસ આદરી. તે વિષે મહાદેવભાઈના હેવાલ વખતોવખત 'નવજીવન'માં પ્રગટ થતા અને તે વડે અમે ગાંધીજી સાથે તાદાત્મ્ય સાધતા.

નવેમ્બરની બીજી ત્રીજી તારીખે ત્રીજી ગુજરાત રાજકીય પરિષદ બુઝર્ગ અગ્રણી ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રમુખપણા નીચે સુરતમાં ભરાઈ. ગોકળદાસે દાયકાઓથી ગુજરાતના ખેડૂતો પર થતા અન્યાય અને જુલમ સામે અવાજ ઉઠાવેલો. આગલા વરસમાં ખેડાના ખેડૂતોની વહારે તે ધાયેલા. જીવનભરની આવી સેવાની કદર કરીને તેમને પરિષદનું પ્રમુખસ્થાન અપાયું. તેમણે જે ભાષણ કર્યું તે તેમના અપાર જ્ઞાન ને ખેડૂતો પ્રત્યે હમદર્દીને અનુરૂપ હતું. ગાંધીજીને યોગ્ય અંજલિ આપીને એ જૂના અગ્રેસરે નવા યુગના નેતાને જાણે કાંટાનો તાજ પહેરાવ્યો ને શ્રોતાજનોને પ્રસન્ન કર્યા.

આ પરિષદે પહેલાંની માફક ખેડૂતોનાં ભારણ હળવાં કરવાને જ વધારે ઠરાવ કર્યા. ખાસ કરીને સરકારે જમીન મહેસૂલ વધારવાની જે નીતિ અખત્યાર કરી હતી તેની સામે મગનભાઈ ચતુરભાઈ પટેલે વીર-હાક પોકારી. તેમજ, ક્યારીની જમીનો પર ભારે વિઘોટી ઉપરાંત આકાશિયા, પાતાળિયા અને તલાવિયા હિમાયત લેવાતી તેની સામે પરિષદે સખત ઠરાવો કર્યા. વળી માતર તાલુકાનાં કલમબંધી ગામોને ખારીનું પૂરું પાણી નહિ મળવાથી થતા અન્યાય સામે પરિષદે પોકાર કર્યો. પૂરતાં ગોચરો અને વધુ નહેરોની સવલત માટે પરિષદે માગણી કરી.

તે જ સાલમાં થયેલા પંજાબના અત્યાચારો વિષે ગરમાગરમ ચર્ચા કલાકો સુધી ચાલી. તેની સામે વિરોધમાં કવિવર ટાગોરે પોતાનો સરનો ઇલકાબ તજેલો અને સર શંકરન્ નાયરે દિલ્હી સરકારનું સભ્યપદ છોડેલું, તે માટે પરિષદે તેમને ધન્યવાદ આપ્યા. હંટર કમિશનની રચના અને સભ્યોની પસંદગી સામે પરિષદે સખત વિરોધ નોંધાવ્યો. પણ લશ્કરી

હત્યાકાંડ માટે—ખાસ કરીને જલિયાંવાલા બાગની કતલને માટે વાઇસરોય ચેમ્સફર્ડને જવાબદાર ગણીને તેની બરતરફીનો ઠરાવ મારા જૂના મિત્ર કનૈયાલાલ મુનશીએ રજૂ કર્યો ત્યારે તે વિષે ઉગ્ર વિવાદ થયો. ઘણાય ઉત્સાહી ભાઈઓએ મુનશીના ઠરાવને આતુરપણે વધાવી લીધો અને તેની તરફેણમાં જોરદાર ભાષણો કર્યાં. બીજી પાસ સત્યાગ્રહમાં ભળેલા મારા જેવા કાર્યકરોએ જણાવ્યું કે હજી સરકારી તપાસપંચ હમણાં જ નિમાયું છે અને તેની આગળ કોંગ્રેસના અને પંજાબના આગેવાનો જુબાનીઓ આપવા તૈયારીઓ કરી રહ્યા છે, તે વખતે વાઇસરોયને અંગત રીતે દોષિત ગણવાનો ઠરાવ અયોગ્ય અને અન્યાયી ગણાય.

આ ચર્ચા ઘણી લાંબી અને ઉગ્ર બની. કવચિત બંને બાજુના વક્તાઓ એકી વખતે જોરશોરથી બોલતા અને બરાડા પાડતા. બુઝર્ગ ગોકળદાસ માટે આ સભાનું નિયમન કરવું અશક્ય બન્યું. જેવા તે કંઈ બોલવા ઊભા થતા તેવી જ તેમની આંખો મીંચાઈ જતી. પછી તે કોઈને ઓળખતા નહિ અને તેમને કોઈ ગાંઠતું નહિ. આવી પરિસ્થિતિમાં મારે જ ચર્ચાનો દોર હાથમાં લઈ મંત્રી તરીકે કામ આગળ ધપાવવું પડયું. છેવટે રાજકારણના કાગળિયા-સંપર્કમાં રહેલા મુનશીનો ઠરાવ ઊડી ગયો અને સમગ્ર હત્યાકાંડને આવરી લેતો એક કડક છતાં શાણો ઠરાવ પસાર થયો.

આવી રાજકીય પરિષદ પહેલી વાર જોવાને લીલાબહેન ખાસ સુરત આવેલાં. પરિષદની કંઈક ચર્ચાઓ તેમણે સાંભળી. કંઈક મારી મારફતે જાણી લીધું. આ પ્રસંગે તેમણે મુનશીજીને ઘણું કરીને પહેલી જ વાર જોયા હશે. પણ તેમની ઊંડી છાપ તેમના પર પડેલી જણાઈ નહિ. છતાં તેમના અંતરના ઊંડાણમાં કંઈક છબી પડી હોય તો કોણ કહી શકે ?

નવેમ્બર માસમાં રાજકારણમાં ઉપરાઉપરી ધડાકા થતા ગયા. ૧૧મીની યુદ્ધ તહકૂબીની સરકારી ઉજવણીનો બહિષ્કાર કરવાનો આદેશ

ગાંધીજીએ આપ્યો. પછી પંજાબમાં માસેક સુધીમાં લાખો માણસોનું સ્વાગત પામીને અને હજારો માણસોને જાતે મળીને ગાંધીજી અને તેમના સાથીઓએ પ્રજા પર વરસેલા રાક્ષસી સિતમની જે નક્કર હકીકત ભેગી કરી હતી તે બધી હંટર કમિશન આગળ મૂકવા તે તૈયાર થયા. પણ સરકારે લશ્કરી અદાલતની સજા ભોગવતા મોટા અગ્રેસરોને કમિશન આગળ જુબાની રજૂ કરવાને થોડા વખત માટે પણ છોડ્યા નહિ. તેથી કૉંગ્રેસે છેવટે તે કમિશનનો બહિષ્કાર કરવાનું ઠરાવ્યું. તરત જ તેણે પોતાનું જ તપાસપંચ નીમી દીધું. તેના પ્રમુખ તરીકે ગાંધીજી નિમાયા. મોતીલાલ નહેરુ[1], ચિત્તરંજન દાસ અને અબ્બાસ તૈયબજી તેના સભ્ય નિમાયા. આવી રીતે પંજાબની લોહીભીની ધરતી પર જ કૉંગ્રેસે સરકાર સાથે અસહકાર આદરીને નવી લડતની આગાહી કરી.

નવેમ્બરની ૨૩મીએ મુસ્લિમ અગ્રેસરોએ ગાંધીજી અને સ્વામી શ્રદ્ધાનંદ જેવા હિન્દુ આગેવાનો સમેત પહેલી ખિલાફત પરિષદ દિલ્હીમાં ભરી. લાંબી ચર્ચા થયા પછી એ પરિષદે ઠરાવ્યું કે ખિલાફતના સવાલનો વાજબી નિકાલ ન થાય તો સુલેહોત્સવમાં ભાગ ન લેવો, સરકાર સાથે ધીમેધીમે વધુ અસહકાર કરવો અને તમામ પરદેશી માલનો બહિષ્કાર કરવો.[2] બીજી ખિલાફત પરિષદ ડિસેમ્બરમાં કૉંગ્રેસને ટાંકણે અમૃતસરમાં મળી. તેમાં આ ઠરાવને વધુ કડક બનાવવામાં આવ્યો અને હિન્દી

---

૧. પછીથી મોતીલાલ નહેરુ કૉંગ્રેસના પ્રમુખ ચૂંટાયા તેથી તેમના સ્થાને બૅરિસ્ટર મુકુંદરાવ જયકર નિમાયા.

૨. 'મુસલમાન ભાઈઓએ એક બીજો પણ મહત્ત્વનો નિશ્ચય કર્યો છે. ઈશ્વર તેવું ન કરે, પણ કદાચ સુલેહની શરતો તેમની વિરુદ્ધ જાય તો તેઓ સરકારને સહાય આપતા અટકશે. મને લાગે છે કે આ પ્રજાનો હક છે. સરકારના ખિતાબો રાખવા કે નોકરી કરવા આપણે બંધાયેલા નથી. જ્યારે સરકારને હાથે ખિલાફત જેવા મહાઅગત્યના ધાર્મિક સવાલ વિષે આપણને નુકસાન પહોંચે ત્યારે આપણે તેને સહાય કેમ કરીએ?...

સરકાર સમક્ષ તેમજ ઇંગ્લેંડ અને અમેરિકા સુધી પરિષદનાં પ્રતિનિધિ-મંડળો મોકલવાનું નક્કી થયું.

ડિસેમ્બરની ચૌદમીએ ઇંગ્લેન્ડના રાજાએ હિન્દના રાજકીય સુધારાનો કાયદો મંજૂર કરી ખાસ ઢંઢેરો બહાર પાડયો અને પ્રજાનાં દિલ ઠારવાને લાલા હરકીશનલાલ જેવા પંજાબના કેદીઓ અને મહમદઅલી–શૌકતઅલી જેવા લડાઈના જૂના કેદીઓને છોડવામાં આવ્યા.

પખવાડિયા પછી કોંગ્રેસની બેઠક મોતીલાલ નહેરુના પ્રમુખપણા નીચે અમૃતસરમાં મળી. ખિલાફતમાં ન્યાય ન મળે તો અસહકાર કરવા તૈયાર થયેલા ગાંધીજીએ તે કોંગ્રેસમાં સુધારાનો બનતો ઉપયોગ કરવાનું વલણ અખત્યાર કર્યું. તે વિષે માલવીયજી સાથે તે સહેલાઈથી એકમત થયા. ત્યારે ટિળક અને ચિત્તરંજન દાસ, અગાઉની માફક જ સુધારાને અસંતોષકારક અને નિરાશાજનક ગણીને તેને નામંજૂર કરવા તૈયાર થયા. છતાં નવા સુધારાનો કે તે મુજબ ચૂંટાનારી નવી ધારા-સભાનો બહિષ્કાર કરવા કોઈ તૈયાર નહોતા.[1] તેથી બે પક્ષની વચ્ચે સમાધાનરૂપે સુધારાને નિરાશાજનક ગણીને પણ તેનો બનતો ઉપયોગ કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. કોંગ્રેસે વાઇસરોય ચેમ્સફર્ડને નાલાયક ગણીને રુખસદ આપવાનું ઠરાવ્યું. વળી કોંગ્રેસને સક્રિય અને કાર્યક્ષમ બનાવવાની દૃષ્ટિથી તેનું નવું બંધારણ ઘડવાને ગાંધીજી, કેળકર અને આઈ. બી. સેનની એક કમિટી નિમાઈ.

---

(આવી નીતિ માટે) મને નોન–કોઓપરેશન શબ્દ હાથ આવ્યો...મેં (આ) શબ્દનો પહેલો પ્રયોગ આ સભામાં કર્યો.'

ગાંધીજીના આત્મકથા, પાન ૫૮૬–૭.

૧. ટિળકે અમૃતસર જતાં સાફ કહેલું કે ચાર આની સુધારા મળ્યા છે તો તે નજીવા છે એમ ચોખ્ખું કહીને પણ તે મુઠ્ઠીમાં રાખવા અને બાકીની બાર આની મેળવવાને લડવું. પછીથી આ નીતિ Responsive Co-operation—પ્રતિયોગી સહકાર-તરીકે જાણીતી થઈ.

આમ દેશનું વાતાવરણ નવી ખિલાફત કમિટીના ફતવા ને કોંગ્રેસના ઠરાવોથી, ટિળક ને દાસની ગર્જનાથી અને ગાંધીજીની નિશ્ચયાત્મક વાણીથી ગરમાગરમ બની ગયું. આ ઠરાવોના અને તીખાં ભાષણના પડઘા ‘ નવજીવન ’માં પડતા ગયા. અમૃતસર કોંગ્રેસના પ્રમુખ મોતીલાલ નહેરુના ભાષણે વળી મને એક નવા મિત્રનો મેળાપ કરી આપ્યો. એક દિવસ ગાંધીજી તરફથી મને સૂચના મળી કે તેમના એક ભત્રીજા સામળદાસ ગાંધી અંગત કારણસર આશ્રમ છોડીને સારંગપુર દોલતખાનામાં રહેવા ગયા છે, તેમને ‘ નવજીવન ’ને અંગે કંઈ યોગ્ય કામ સોંપવું. કોંગ્રેસની બેઠક વખતે અમારે માથે ઘણું ભારણ હતું તેથી સામળદાસને પહેલી વાર મળીને મોતીલાલજીના ભાષણના ભાષાંતરનું કામ તેમને સોંપ્યું. તેમનું લખાણ પ્રગટ કરતાં પહેલાં અમારે તેમાં ઠીક ઠીક સુધારા કરવા પડ્યા. પણ થોડા વખતમાં તે લેખનકલામાં પ્રવીણ થતા ગયા. આમ તેમની સાથે બંધાયેલો મારો મીઠો સંબંધ તેમના ‘ જન્મભૂમિ ’ના દિવસોમાં પણ ચાલુ રહ્યો, અને છેવટે ‘ વંદેમાતરમ્ ’ના તેમના મજેદાર કાર્યાલયમાં જ પૂરો થયો.

‘ નવજીવન’નું સંપાદન કરતાં ‘ છોકરા પ્રત્યે નિર્દયતા ’ વિષે વિદ્યાબહેનનો, મજૂરો વિષે શંકરલાલનો, મજૂર સ્ત્રીઓ વિષે અનસૂયાબહેનનો વગેરે સામાજિક લેખો મેં હોંશથી પ્રગટ કર્યા. તે પરથી ‘ આપણી શરમ ’[1] એ શીર્ષક નીચે એક અગ્રલેખ લખીને સ્ત્રીઓ અને બાળકો, કામદારો અને અંત્યજો વિષે પ્રજાના જુનવાણી માનસની અને નિર્દય આચારની મેં ધૂળ ખંખેરી. સમાજસુધારાની પરિષદોમાં થતા ઠરાવોમાં ‘ આપણી ઘોર શરમ સમાયેલી છે ’ એમ જણાવીને મેં લખ્યું : ‘ કોમળ કન્યાઓની કેળવણી પર કાપ મૂકીને આપણે તેમને પરણાવીએ છીએ, અને તેથી તેમના શરીરના અને મનના વિકાસને આઘાત પહોંચાડીએ

---

૧. ‘ નવજીવન, ’ તા. ૧૬–૧૧–૧૯૧૯.

છીએ. વયની કે સંસ્કારની સમતાનો વિચાર કર્યા સિવાય લગ્ન કરાવીને અને એક પર બીજી સ્ત્રી પરણાવીને આપણે તેમના જીવનમાં ઝેર ભેળવીએ છીએ. સ્થૂળ દ્રવ્યની માફક કન્યાઓને વેચીને અથવા તેમને પરણાવવા મોટી રકમો આપીને આપણે તેમની પ્રતિષ્ઠાને અતિશય હાનિ પહોંચાડીએ છીએ; અને વિધવાઓને કાળાં કપડાં પહેરાવીએ છીએ તેની સાથે તેમની સારી જિંદગી પર અંધારપછેડો નાખીએ છીએ જેથી તેમને સહન કરવી પડતી નીતિની અને વ્યવહારની વિટંબણાઓ તરફ આપણે નિરાંતે દુર્લક્ષ કરી શકીએ. પશ્ચિમના લોકોને મુકાબલે આપણે વધારે કલ્પના અને લાગણીવાળા છીએ એમ આપણે માનીએ છીએ અને આર્યાવર્તની સ્ત્રીઓની 'રૂપગુણમાં નથી જોડ' એમ આપણે કવિતામાં ગાઈએ છીએ અને ભાષણોમાં ઊંચે સ્વરે બોલીએ છીએ. છતાં સ્ત્રીજાતિ તરફ આપણી ચોવીસે કલાકની વર્તણૂક માટે આખી દુનિયા આગળ આપણે શરમાવું પડે એમ છે.' પછી સામાજિક સત્યાગ્રહની, જેલ કરતાં વધારે અસહ્ય, મુસીબતોનો ઉલ્લેખ કરી મેં ઉપસંહાર કર્યો: 'આપણા સમાજજીવનની ઘોર શરમ આપણા રાજકીય જીવનમાં કાળા અક્ષરે લખાશે. માટે સ્ત્રીઓ અને બાળકો, મજૂરો અને અંત્યજો તરફ ન્યાય અને માનથી વર્તીને સર્વેએ આ શરમના વાદળને વિખેરવું ઘટે છે.'

સમાજસુધારા માટે જૂની વરાળ ઘણે વખતે મેં કાઢી. વળી પહેલાં લોકલબોર્ડ વિષે તેમ હવે ગામપંચાયત વિષે સરકાર તરફથી રજૂ થયેલા કાયદાની ખેડૂતોની દૃષ્ટિથી મેં સમીક્ષા કરી.[1] આરંભમાં જ આત્મપરીક્ષા કરીને મેં લખ્યું: 'ખેડૂતોને દેશની હિલચાલોમાં ભેળવવા-ને જેટલો પ્રયત્ન કરવામાં આવ્યો છે, તેટલો પ્રયત્ન તેમની પાસેથી તેમની ખરી હાડમારીઓ સમજવાને કરવામાં નથી આવ્યો.' પછી નવા કાયદામાં પંચાયતોની સત્તાઓ પર લોકલબોર્ડના અને કલેક્ટરના

---

૧. 'નવજીવન,' તા. ૭-૧૨-૧૯૧૯.

જે સખત અંકુશો મૂકેલા હતા તે દૂર કરવા તેમજ તેની આવક અને સત્તાઓ વધારવાને મેં અનેક ભલામણો કરી.

વેઠના જૂના વિષય પર મેં એક અગ્રલેખ[1] લખ્યો. તેમાં વિશેષ કરીને ગામડાંના ગરીબ કારીગરો, મજૂરો અને હરિજનો પર મુખી-મતાદારો તરફથી જે ક્રૂર વેઠ લાદવામાં આવે છે તેની સખત જડતી લીધી: 'જિલ્લાના અધિકારીઓની આંખ નીચે દરરોજ તેમના તાબાના નોકરો આવી (ચીજવસ્તુઓની અને મફત ચાકરીની) ભયંકર લૂંટ ચલાવ્યા કરે તે તરફ તેઓ આંખ આડા કાન કરે છે.' આ શરમ-ભરેલી ગુલામી દૂર કરવાને એ અગ્રલેખમાં તમામ વસવાયાની વેઠ નાબૂદ કરવાને કડક સૂચનાઓ કરવામાં આવી. અહીં ગામડાંના 'વસવાયા' શબ્દમાં કુંભાર, હજામ, સુતાર, દરજી, ઢેડ-ભંગી, ચમાર વગેરેની સાથે બ્રાહ્મણોનો પણ મેં નિર્દેશ કર્યો તેથી મારા પર ઘણાં ચર્ચાપત્ર આવ્યાં. તેની ચર્ચા સમેટતાં મેં લખ્યું કે બ્રાહ્મણોને પણ બીજા કારીગર-મજૂરની માફક પટેલોએ જમીન આપીને વસાવેલા, તે પેટે તેમની પાસેથી અમુક સેવા મફત લેવામાં આવે છે તેથી તેમને વસવાયા ગણ્યા છે, પણ તેમાં તેમની પ્રતિષ્ઠા હલકી પાડવાનો કોઈ આશય નથી.[2]

નવા આર્થિક તંત્રની કલ્પના કરતાં તે કાળે હું સહકારી તંત્ર પર એટલો મોહિત થયો હતો કે સહકારી ભંડાર સંબંધી સહકારી પેટા-કાયદાની સંપૂર્ણ પત્રિકા એક અંકમાં મેં પ્રગટ કરી અને તે વિષે એક અગ્રલેખ પણ લખ્યો.[3] 'જેમ કારખાનાવાળા પાસેથી સારા પગાર મેળવવાને તેમ લેણદેણ, વેચાણ અને ખરીદી વગેરે આર્થિક વ્યવહારમાં પણ આ જમાનાના પ્રવાહમાં માથું ઊંચું રાખવાને ગરીબ વર્ગે સહકારનું તત્ત્વ સ્વીકાર્યું છે...પણ હજી ખોરાકનો કે બીજો માલ લઈ

---

૧. 'નવજીવન,' તા. ૧૫-૨-૧૯૧૯.

૨. એજન તા. ૨૯-૨-૧૯૨૦.

૩. એજન. તા. ૨૨-૨-૧૯૨૦.

કંઈક સસ્તા ભાવે વેચવાને સહકારી ભંડારો થોડા જ ઉઘાડવામાં આવ્યા છે.' પછી લડાઈથી અને દુકાળથી થયેલી મોંઘવારીનો ઉલ્લેખ કરીને મેં છેવટે, 'મધ્યમ અને ગરીબ વર્ગની મોટી પ્રજાની આર્થિક વિટંબણા કમી કરવાના આ પવિત્ર કાર્યમાં જોડાવા અને...સત્વર સહકારી મંડળીઓ સ્થાપીને પોતાના ગામને શોભાવવા' સર્વને વિનંતી કરી હતી.

સન ૧૯૨૦ના નવા વરસમાં 'નવજીવન' ને 'યંગ ઇન્ડિયા'ના સંયુક્ત કાર્યાલય માટે ખમાસા ગેટ પાસે એક ઘર ભાડે રાખવામાં આવ્યું. તેથી ફરી વાર મારું મકાન મારી રાજકીય તેમજ કેળવણીની વિવિધ પ્રવૃત્તિઓનું જ ધામ બની ગયું. 'નવજીવન'નાં પ્રૂફ વાંચવાનું કામ પણ સ્વામી આનંદ ને તેમના સાથીઓએ ઉપાડીને તેમાંથી મને મુક્ત કર્યો. ગાંધીજીની લાંબી ગેરહાજરી દરમ્યાન આશ્રમમાં જવાનું બંધ થયેલું. ફરી વાર સન ૧૯૨૦માં હંટર કમિશન આગળ જુબાની આપવા તે આવ્યા ત્યારે તેમના ભરચક કામને લીધે તેમના રોજિંદા મેળાપ ચાલુ ન થયા. છતાં તેમની ઝીણી નજર પત્રના કામ પર રહેતી. તેથી ૭ માસનો 'નવજીવન'નો હિસાબ તપાસીને આ પત્રને સ્વાશ્રયી બનાવવાને તેમણે, તેનાં પાનાં ૧૬ પરથી ઘટાડીને ૧૨ કરવાનો હુકમ આપ્યો. તેથી મારા કામનો બોજો હળવો થયો અને હું બીજા કામમાં વધારે રોકાતો ગયો. 'નવજીવન'ની કામગીરીને અંગે અમદાવાદમાં મારો પગ વધારે બંધાયો તેથી કેળવણી મંડળનું કામ હું વધારે ખીલવી શક્યો.

ચોમાસા દરમ્યાન વસોમાં મોતીભાઈ અમીનની નવી ગુજરાતી શાળા મેં જોઈ ત્યારથી તેવી જ આદર્શ પ્રાથમિક શાળા અમદાવાદમાં સ્થાપવા હું આતુર થયો. તે વિષે મેં મંડળની કમિટી આગળ દરખાસ્ત રજૂ કરી. તે ઉપરથી એવો ગોળગોળ ઠરાવ કરવામાં આવ્યો કે આવી શાળા સ્થાપવાનું ઇષ્ટ હોવાથી તેને માટે નાણાંની પૂરતી વ્યવસ્થા કરી તે ઉઘાડવાની સત્તા મંત્રીને આપવી. તરત જ મેં રોજ મસ્કતી માર્કેટમાં

જઈને ઝોળી ફેરવવા માંડી. તેના આગેવાન ભોગીલાલ છોટાલાલ સુતરિયા દુકાળરાહતમાં તેમજ કાળા કાયદાની લડતમાં સાથે કામ કરવાથી મને ઠીક ઓળખતા. સારા કામ માટે તેમને ઘેર કે દુકાને આવવાનું તેમનું કાયમનું નોતરું હતું તેથી થોડા જ દિવસમાં તેમણે આશરે આઠસો રૂપિયા મને ભેગા કરી આપ્યા. તેના જોર પર બીજા એક મિત્ર પરસોત્તમદાસ ગજ્જરની મદદથી દોલતખાનામાં સુતારની વાડી મેં આ શાળા માટે ભાડે રાખી. બાળશિક્ષણ માટે જરૂરી સાધનો પણ મેં તરત ખરીદી લીધાં. તાલીમ પામેલા ઉત્તમ શિક્ષકો મને વિશેષે કરીને સૌરાષ્ટ્રમાંથી મળી ગયા. તરત પાનાચંદ સંઘાણીને મુખ્ય શિક્ષક તરીકે ને રેવાશંકર વગેરે બીજા શિક્ષકોને તેમના મોંમાગ્યા પગારે મેં રોકી લીધા. સન ૧૯૨૦ના પહેલા દિવસે ઉઘાડવા ધારેલી નવી ગુજરાતી શાળા છેવટે માર્ચની પહેલીથી શરૂ થઈ અને એ જૂની સુતારની વાડી બાળકોની ક્રીડા ને કિલકિલાટથી ગાજી રહી.

આગલી સાલમાં જે ત્રણ નવજુવાનો મારી સૂચનાથી ટયુટોરિયલ હાઇસ્કૂલમાં જોડાયા હતા તેમણે હવે અમારા મંડળને જ હસ્તક એક માધ્યમિક શાળા ચલાવીને તેમાં સ્વયંસેવક તરીકે તેમને રોકવાનો મને આગ્રહ કર્યો. હું પણ મોતીભાઈને પગલે ચાલીને અમદાવાદમાં આદર્શ હાઇસ્કૂલ ચલાવવા ઇંતેજાર હતો. તેથી મંડળના વહીવટમાં આજીવન સ્વયંસેવકોને સ્થાન મળે તેવું નવું બંધારણ ઝપાટાબંધ ઘડીને મેં અમારી કમિટી આગળ રજૂ કર્યું. ત્રિકુભાઈ વગેરે મિત્રો સાથે થયેલી મારી આગલી વાતચીતનો ખ્યાલ બધા સભાસદોને મેં આપ્યો ત્યારે નવી કલમોમાં સ્વયંસેવકોના મંડળને આપેલી વિશાળ સત્તાઓનો મર્મ તેમને સમજાયો. અંતે મારા પર પૂરો વિશ્વાસ મૂકીને જરૂરી સુધારા સાથે મંડળનું નવું બંધારણ પસાર કરવામાં આવ્યું.

હવે કોઈ ચાલુ હાઇસ્કૂલનો વહીવટ હાથમાં લેવાનું વધુ મુશ્કેલ કામ અમારી આગળ રજૂ થયું. તે વિષે કંઈક વાતચીત તો મેં શરૂ

કરી હતી. સાર્વજનિક સંસ્થા તરીકે ચાલતી જે ગણતરીબંધ શાળા શહેરમાં હતી તે પૈકી જે. એલ. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલના હેડમાસ્તર હરિપ્રસાદ છત્રપતિ તે અરસામાં નિવૃત્ત થતા હતા. તેમની જ સલાહથી તે શાળાનો વહીવટ હાથ ધરવાનો મેં વિચાર કર્યો. તે શાળા માટે શહેરના મધ્ય ભાગમાં ભગુભાઈના વંડા પાસે સરસ મકાન બંધાયેલું હતું તેથી તે બધી રીતે અનુકૂળ લાગી. તેના સંચાલકો પૈકી દી. બ. હરિભાઈ દેસાઈભાઈ તો મને કેળવણી પરિષદના દિવસોથી એક વિશ્વાસપાત્ર પ્રજાસેવક તરીકે પિછાનતા. બીજા સંચાલક ખુશાલદાસ પટેલ તે વખતે ઇમ્પિરિયલ બેંકની શહેરની શાળાના વ્યવસ્થાપક હતા. હરિલાલની ચિઠ્ઠી લઈને હું પહેલી વાર તેમને મળવા ગયો. પછી શાળાની સોંપણીની શરતો નક્કી કરવાને વલંદાની કોઠી[1]માં ચાલતી બેંકની સાંકડી ને સીધી સીડી હું અનેક વાર ચડી ઊતર્યો. ખુશાલદાસ પાકા વેપારી અને અર્થશાસ્ત્રી હોવાથી તેમણે શાળાની સોંપણીની ચોખ્ખી શરત કરી કે તમારે ચાલુ સરકારી ધોરણે શાળા ચલાવવી અને તેમ કરતાં તમારે જે કંઈ ખોટ આવે તે તમારે જ ઉઘરાવીને ભરપાઈ કરવી જોઈશે. બધી વાટાઘાટોને પરિણામે શાળાની સોંપણીના લખાણ પર સહી કરીને મેં ૧૯૨૦ના માર્ચની પહેલીથી આ શાળાનો વહીવટ સંભાળી લીધો.

હવે ત્રિકુભાઈની ત્રિપુટી તરત જ મંડળમાં સ્વયંસેવક તરીકે જોડાઇ ગઈ. અંબાલાલ પુરાણી મંડળના વ્યાયામ વિભાગમાં કામ કરતા તે પણ હવે મંડળમાં સ્વયંસેવક તરીકે રીતસર જોડાયા. આ બધાયે જુવાન તેજસ્વી હતા; છતાં નવી શાળાના મુખ્ય શિક્ષક તરીકેની જવાબદારી સંભાળી શકે એવી વ્યક્તિની જરૂર હતી. જૂની ઢબના કોઈ નિવૃત્ત થયેલા જુનવાણી વડાની નીચે આ જુવાનો કામ કરે નહિ. તેવામાં પ્રાણજીવન પાઠકે મને સૂચવ્યું કે તેમના મોટા ભાઈ રામનારાયણ પાઠક

---

૧. વલંદાની કોઠીનું મકાન સને ૧૬૧૯માં વેપાર અર્થે ડચ લોકોએ બાંધેલું. કુવારા પાસે હાલની સેન્ટ્રલ ટૉકિઝની બાજુમાં આવેલી વલંદાની કોઠી હવે તોડી નાખવામાં આવી છે.

બી. એ.ની પરીક્ષામાં ઊંચાં ઇનામ મેળવી પાસ થયા છે ને એલએલ. બી.ની પદવી મેળવીને સાદરામાં વકીલાત કરે છે, તે શાળાના વડા તરીકે સરસ કામ કરી શકે. મારી સંમતિથી પ્રાણજીવને તેમને આ શાળામાં જોડાવા વિષે પુછાવ્યું તેનો અનુકૂળ ઉત્તર મળ્યો. તેથી આધેડ વયના વિદ્વાન ને સેવાભાવી પાઠક હેડમાસ્તર અમારી હાઇસ્કૂલને સાંપડયા. થોડા મહિનામાં બીજા પણ અનેક બુદ્ધિશાળી સ્વયંસેવકો મંડળમાં જોડાયા. સાથે સાથે વિજ્ઞાનનાં યોગ્ય સાધન વસાવવાને અમારે સારો ખરચ કરવો પડયો. આમ બધી રીતે એક આદર્શ હાઇસ્કૂલ ચલાવવાના મારા કોડ પૂરા થયા.

મંડળના પુસ્તકાલયની અને વ્યાયામશાળાની પહેલાંની પ્રવૃત્તિ તો ચાલુ હતી. પણ નવી હાઇસ્કૂલની માસિક ખોટ પૂરી કરવાને અને તેના અનેક વિભાગ સમૃદ્ધ કરવાને વધુ નાણાં ભેગાં કરવાની જરૂર પડી. નવાજૂના મિત્રોના સહકારથી હું થોડી રકમ ભેગી કરીને અને બાકીનું દેવું કરીને શાળામાં ઉત્તરોત્તર સુધારા કરતો ગયો.

આ અરસામાં અમૃતસરની કૉંગ્રેસમાં સર્વોપરી કીર્તિ મેળવીને ગાંધીજી સન ૧૯૨૦ના આરંભમાં અમદાવાદ આવ્યા. તરત જ સરકારી હંટર કમિશન શહેરમાં જુબાનીઓ લેવા આવી પહોંચ્યું. કૉંગ્રેસે તે કમિશનનો બહિષ્કાર કર્યો હતો. છતાં ગાંધીજીએ વ્યક્તિગત રીતે તેને પોતાની લેખી જુબાની મોકલી આપી. નવમી જાનેવારીને દિવસે હઠીસિંગની વાડીમાં મૌખિક જુબાની આપવાને ગાંધીજી હાજર થયા. સત્યાગ્રહની લડતમાંથી નીપજેલાં તોફાનો વિષે ગાંધીજી પોતે સરકારી તપાસ કમિશન આગળ કેવી જુબાની આપે છે એ જોવા વકીલો ને રાજપુરુષો, વિદ્યાર્થીઓ અને નાગરિકોની ભારે ઠઠ જામી.

કમિશનના વિલાયતી પોષાકમાં સજ્જ થયેલા અંગ્રેજ અને દેશી સભ્યોની આગળ સાદાં ખાદીનાં કપડાં પહેરીને ગાંધીજી આવ્યા ત્યારે તેમના તરફ આદરભાવથી બેસવાને ખુરશી આપવામાં આવી. આરંભમાં

જ લૉર્ડ હંટરે તેમને 'સત્યાગ્રહની હિલચાલના પિતા' તરીકે સન્માન્યા. પછી તેમણે અને બીજા સભ્યોએ ગાંધીજી ઉપર ગૂંચવણભરેલા ને અટપટા સવાલોની ઉપરાઉપરી ઝડીઓ વરસાવી. તેના ઉત્તર બહુ જ શાંતિથી ને અજબ હાજરજવાબીથી તે આપતા ગયા. કોઈ કોઈ વખત લોકો તાળીઓ પાડીને ગાંધીજીને શાબાશી આપતા ત્યારે તે પોતે જ તેમને ખામોશી રાખવા કહેતા.

કમિશનના એક સભ્ય તરીકે અમદાવાદના જ અસલ વતની ચીમનલાલ સેતલવડે ઝીણી વકીલી બુદ્ધિથી ગાંધીજીને સપડાવવાને અનેકાનેક સવાલો પૂછ્યા. પણ દરેક વખતે ગાંધીજીએ તેમની યુક્તિઓ વ્યર્થ બનાવી. 'સત્યાગ્રહ કરનાર માણસ ચારિત્ર્યમાં અને બુદ્ધિમાં બહુ કુશળ હોવો જોઈએ એમ તો તમે કબૂલ કરશો?[1]'—એ સવાલનો ગાંધીજીએ વળતો જવાબ આપ્યો: 'ના જી. સત્યાગ્રહ પૂરતા સત્યના અને અહિંસાના પાલનની આશા હું બધામાં રાખું.' બીજા એવા જ પ્રશ્નના ઉત્તરમાં ગાંધીજીએ સંભળાવ્યું: 'દક્ષિણ આફ્રિકામાં ૪૦ હજાર અણપઢ હિન્દી સત્ય જોઈ શકયા અને સત્યાગ્રહ કરી શકયા.'

પછી આ સંવાદની પરાકાષ્ઠા આવી:

'સ૦—પણ દુ:ખ ભોગવ્યા કરનારમાં શું ભારે સહનશક્તિની જરૂર નથી?

'જ૦—એવી કોઈ ભારે સહનશક્તિ જોઈએ એમ હું માનતો નથી. જે સહનશક્તિ પ્રત્યેક માતામાં રહેલી છે તેના કરતાં વધારેની જરૂર સત્યાગ્રહીને જેલના કે બીજા દુ:ખમાં નથી રહેલી. હું નમ્રતાપૂર્વક સૂચવું છું કે આપણા ભાઈઓએ સહનશક્તિ બહુયે બતાવી છે.

'સ૦—અમદાવાદનો દાખલો લ્યો. તેઓએ બતાવી કે?

'જ૦—હું કહીશ કે જ્યારે અમદાવાદ ઇત્યાદિના લોકો ભાન

---

૧. મહાદેવભાઈની ડાયરી, પુ. ૫, પાન ૧૩૪-૫.

ભૂલી ગયા ત્યારે હિન્દુસ્તાનના બીજા ઘણા ભાગમાં એ કઠિન સમયે લોકોએ અપૂર્વ ખામોશી પકડી હતી.

'સ૦—ત્યારે જે ખૂનામરકી થઈ તેને તમે અકસ્માત ગણો ?

'જ૦—અકસ્માત તો નહિ ગણું પણ એ અપવાદરૂપે હતી. જેમ જેમ સત્યાગ્રહની ઓળખ થતી જશે તેમ તેમ લોકો વિશેષ સમજ મેળવતા જશે. હું માનું છું કે લોકો સત્યાગ્રહનું રહસ્ય એટલે સુધી સમજી શક્યા છે કે જરૂર જણાયે હું ફરી કાયદાનો સવિનય ભંગ કરવાની હિંમત કરું ખરો. સત્યાગ્રહરૂપી અગ્નિમાંથી નીકળવાને લીધે દેશ વધારે પવિત્ર અને વધારે ઉજ્જ્વળ બન્યો છે એવી મારી ખાતરી છે.'[1]

ગાંધીજીના આ જવાબ મને ઘણા જ ચમત્કારી લાગ્યા ને તે ક્યાંય સુધી મારા મનમાં રમી રહ્યા.

પંજાબ તપાસ કમિટીએ ગાંધીજીને પ્રમુખ તરીકે તેનો હેવાલ લખવાનું કામ સોંપેલું હતું. તે હેવાલ સત્વર પૂરો કરવાને હવે તે સાબરમતી આશ્રમમાં બેસી ગયા. હજારો જુબાનીઓ વાંચીને ગાંધીજીએ હેવાલ લખી નાખ્યો. પછી એ ઐતિહાસિક દસ્તાવેજને આખરી સ્વરૂપ આપવાના ભારે કામમાં તે રોકાયા. તે જ વખતે ખિલાફતના મુદ્દા પર મુસ્લિમ ભાઈઓની પડખે ઊભવાની નેમથી સરકાર સાથે અસહકારનો નવો પેગામ તે બંને પત્રોમાં આપતા. ફેબ્રુઆરી ગયો અને માર્ચ બેઠો ત્યાં તો ગાંધીજીએ પંજાબના હેવાલનો શબ્દેશબ્દ તોળીને તે સત્વર પૂરો કરવાને કઠિન તપ આદરવા માંડ્યું. પંજાબ વિષે સરકારી કમિશનના કરતાં વહેલો કૉંગ્રેસનો હેવાલ પ્રગટ કરવાને ગાંધીજી ઉત્સુક હતા. વળી આ હેવાલના પ્રકાશનથી દેશસમસ્ત સફાળો જાગૃત થશે એ વિચક્ષણ ગાંધીજી બરાબર જાણતા. તેથી તે બને તેટલો વહેલો પ્રગટ કરવાને તે રોજ વીસેક કલાક કામ કરતા. હું ક્વચિત તેમને કંઈ સભાનું નોતરું

---

૧. મહાદેવભાઈની ડાયરી, પુ. ૫, પાન ૧૩૬.

આપવા જતો ત્યારે તે સાફ કહેતા : 'હું બહુ જ ખુશીથી આવું; પણ આ હેવાલ પ્રગટ કરતાં એક ક્ષણની પણ વાર થાય છે તે મને ખૂંચે છે. તેથી તેમાં તમારી પણ જવાબદારી સમજીને મને બોલાવશો.'

રોજ ૨૦–૨૨ કલાક ગાંધીજીથી કામ કેમ થઈ શકે? એ સવાલ મને મૂંઝવતો. એક વાર મેં તેમને પૂછ્યું ત્યારે તેમણે સરળ હાસ્ય કરી જવાબ આપ્યો : 'એ તો સહેલું છે. જેમ આહાર ઓછો કરીએ તેમ બુદ્ધિ નિર્મળ રહે અને ઊંઘ ઓછી આવે. હાલમાં મારાથી કંઈ ભારે ખોરાક તો ન જ લઈ શકાય. સવારમાં દૂધ ને ફળ જ લઈને ચલાવું છું એટલે ધાર્યું કામ કરી શકું છું.' આવાં નિખાલસ વચન સાંભળીને એ કર્મવીરના ચરણમાં મારું દિલ ઢળી પડ્યું અને મનમાં તેમને હજાર હજાર પ્રણામ કરીને હું પાછો ફર્યો.

આ વખતે તેમને માટે અંગત માન ઘણું વધી ગયું. છતાં ખિલાફત વિષે ઇસ્લામીઓની માગ માટે અસહકાર કરવાની વાત મારે ગળે ન ઊતરી. વલ્લભભાઈ સાથે રોજ હું વાતો કરતો ત્યારે તે પણ કહેતા : 'ગઈ સાલ રૉલેટ કાયદા સામે ગાંધીજી લખતા ત્યારે તેમનાં વેણ કેવાં સોંસરાં મનમાં ઊતરી જતાં? હવે ખિલાફત વિષે ડોસા ઘણુંયે જોર કરે છે પણ કોણ જાણે કેમ, તેની કંઈ અસર જ થતી નથી.'

ગાંધીજી તે વખતે એટલા મહાભારત કામમાં ગળાબૂડ રોકાયેલા હતા કે તેમની સાથે જરાયે ચર્ચા કરવાનો અમે વિચાર ન કર્યો.

આ જ કાળમાં ટિળક સાથે ગાંધીજીની એક નાનીશી ચર્ચાથી 'યંગ ઇન્ડિયા' ને 'નવજીવન' પત્રો ઝળકી રહ્યાં. અમૃતસર કૉંગ્રેસની ટિળકની નીતિરીતિ પર ટીકા કરતાં ટિળકને 'રાજકારણમાં બધું યે ચાલે' એવી ટીકા ગાંધીજીએ કરી. તે જોઈને દિલગીરી વ્યક્ત કરીને ટિળકે પોતાની નીતિ સમજાવતાં લખ્યું : 'રાજ્ય પ્રકરણ એ સાધુઓની નહિ પરંતુ સંસારીઓની બાજી છે...' પછી તેમણે અક્રોધથી ક્રોધને જીતવાના બુદ્ધના સૂત્ર કરતાં 'જેવા સાથે તેવા' થવાની કૃષ્ણની નીતિ દુનિયાને વધારે અનુકૂળ ગણી. તેના જવાબમાં ગાંધીજીએ બંને સૂત્રોની એક-

વાક્યતા કરી લખ્યું: 'લોકમાન્યને માટે મને માન છે, છતાં હું કહેવાની હિંમત કરું છું કે સંસાર સાધુઓ માટે નથી એમ કહેવામાં માનસિક મંદતા જણાય છે...'શઠં પ્રતિ શાઠ્યમ્'માં સમાયેલા વાદની સામે હું મારો ત્રીસ વરસનો અનુભવ ખડો કરું છું. ખરી નીતિ તો 'શઠં પ્રત્યપિ સત્યમ્' એ જ છે!'[1] આ બંને લેખ તે વખતે રાજકીય મંડળોમાં ખૂબ ચર્ચાયા. ગાંધીજીની ભાવનાશીલતાથી અમારાં દિલ હલમલી ગયાં છતાં ટિળકનું કથન વધારે વાસ્તવવાદી હતું એ પણ નિઃશંક લાગ્યું.[2]

સુરતની રાજકીય પરિષદમાં વલ્લભભાઈની સાથે રાજકીય મંડળનો મંત્રી હું ફરી વાર ચૂંટાયો હતો. તેથી પરિષદના ઠરાવોનો પ્રચાર કરવાનું તેમજ ખેડૂતોની રોજિંદી ફરિયાદોનો નિકાલ કરવાનું અમારું કામ ચાલુ રહ્યું. આ મંડળને ૧૯૨૦ના શિયાળા સુધીમાં નિયમિત કામ કરતાં ભારે દેવું થઈ ગયું હતું. સદ્ભાગ્યે સુરતની પરિષદ પાસે બે હજાર રૂપિયાની સિલક વધી હતી તે હું જાણતો હતો. મને ખાસ બોલાવીને દા૰ કરસુખે પરિષદની કમિટી બોલાવી. મારા કામનો હેવાલ સાંભળીને કમિટીએ લગભગ અડધી બચત રકમ મને મંડળના કામ માટે સોંપી દીધી તેથી તેનું કામ નિશ્ચિંતપણે આગળ ધપાવવાની પૂરી સગવડ અમને મળી ગઈ.

આવી અણધારી સહાયથી પ્રોત્સાહિત થઈને કામદારોના ધોરણે ખેડૂતોનાં મંડળો રચવાનો અને તે રીતે ગામઠી કાર્યકરોને રોજિંદા

---

૧. મહાદેવભાઈની ડાયરી, પુ. ૫, પાન ૧૫૮–૯.

૨. જૂની મુંબઈ પ્રાંતિક સમિતિની એક નાની સભામાં ટિળક અને ગાંધીજી વચ્ચે બોધદાયક ચર્ચા મેં એક વાર સાંભળેલી. તે વખતે રાજકારણમાં આધ્યાત્મિક તત્ત્વ દાખલ કરવાનો સિદ્ધાંત ગાંધીજીએ રજૂ કર્યો, તેવા જ ટિળક ખડખડાટ હસી પડ્યા. તેમના મત મુજબ આધ્યાત્મિક અને ભૌતિક ક્ષેત્ર તદ્દન વિભિન્ન હતાં અને બંનેને જુદા જ નીતિનિયમ લાગુ પડતા.

કામની તાલીમ આપવાનો મેં નિશ્ચય કર્યો. આવાં ખેડૂત મંડળો રચવાની યોજના વલ્લભભાઈએ મંજૂર રાખી તેથી તે ધોરણસર દસ્ક્રોઈ તાલુકાનું ખેડૂત મંડળ રચવાને મેં પહેલી સભા ફેબ્રુઆરીની છઠ્ઠી તારીખે જેતલપુર[1] ગામે રાખી.

તે વખતે નિયમિત વાહનની સગવડ ન હોવાથી વલ્લભભાઈને માટે મેં ખાસ મોટરની વ્યવસ્થા કરી. જેતલપુરમાં આશરે ત્રીસેક ગામના એક હજાર ખેડૂતોની સભા વલ્લભભાઈના પ્રમુખપણા નીચે મળી. તેમાં દા૦ હરિપ્રસાદ દેસાઈ, હરિપ્રસાદ મહેતા, મોહનલાલ પંડ્યા વગેરે મિત્રોએ તેમજ પ્રમુખે ખેડૂતોનાં દુઃખોનું વર્ણન કરીને મહેસૂલનો વધારો, હિમાયતના દર, નહેરોની અગવડ વગેરે જુલમનો સખત વિરોધ કર્યો. જેતલપુર, બારેજા, અસલાલી વગેરે ગામના હોશિયાર ખેડૂતોએ નહેરખાતાના જુલમની, પાણીની વહેંચણીના અન્યાયની, તળાવની હિમાયતના ભારે દરની, વગેરે વિષે અનેક તપસીલવાર ફરિયાદો રજૂ કરી. મેં ખેડૂતોને તેમનું સંગઠિત મંડળ રચવાની સલાહ આપી. અને અંતે સભાએ વાર્ષિક એક રૂપિયાના લવાજમથી કાયમી ખેડૂતસભા સ્થાપવાનું ઠરાવ્યું. તે જ વખતે ગામડાંનાં પુસ્તકાલયો અને દવાખાનાં સ્થાપવાની યોજના સમજાવીને તેનો લાભ લેવા મેં સર્વને ભલામણ કરી. પંદરેક દિવસ પછી મેં એ જ તાલુકાના કાસિન્દ્રા ગામે બીજી સભા ભરીને આ નવા મંડળને જમાવવા પ્રયાસ કર્યો.

તેવામાં એક દિવસ નવજીવન મુદ્રણાલયના મારા સાથી નંદલાલ શાહ ખાસ આમંત્રણથી મારા કાર્યાલયમાં આવી પહોંચ્યા. તેમને મેં અમદાવાદ જિલ્લાના અનેક તાલુકાના દીવાલ પર લટકાવેલા રંગબેરંગી મોટા નકશા બતાવીને ત્યાં વસતા ખેડૂતોનાં અસંખ્ય દુઃખદર્દની વાત કરી. દસ્ક્રોઈ, ધોળકા અને મહીકાંઠાના મારા અનુભવના કિસ્સા તેમને કહી સંભળાવ્યા અને અમારા મંડળના રોજ વધતા જતા કામમાં તેમની ભરપૂર શક્તિ વાળવા વિનંતી કરી. મારી કલાકેકની જોશીલી

1. દસ્ક્રોઈ તાલુકાનું ગામ. અમદાવાદથી ૧૦ માઈલ દૂર છે.

વાતો સાંભળીને તેમની કલ્પનાશક્તિ સતેજ થઈ, તેમ તેમનું હૃદય જાગૃત થયું. ત્યારથી જ તે મારા નિત્યના સાથી અને પરમ મિત્ર બન્યા. પોતાની સાઇકલ પર સવારી કરીને બીજા દિવસથી જ તેઓ ગામડાના રોજિંદા કામે લાગી ગયા. ભુવાલડીની ત્રીજી સભા બહુ જ હોંશથી ભરીને ખેડૂત સંગઠનનું કામ તેમણે આગળ ધપાવ્યું.

ધોળકાના પછાત તાલુકામાં હું અગાઉ ગયેલો. તેથી તાલુકદારી જુલમથી સબડતા એક ગામમાં હવે સભા ભરવાનો અમે નિશ્ચય કર્યો. આ વખતે નંદલાલ પહેલા ઊપડચા. તેમણે ધોળકા જઈ રામદ્વારમાં રહેતા સાધુ કલ્યાણદાસનો સાથ મેળવ્યો અને એપ્રિલની ૨૫મી તારીખ કોઠ ગામે સભા રાખી.

અહીંની સભામાં ધાર્યા કરતાં કંઈક જુદું જ થયું. અમે આખી રાત ગાડામાં ગાળીને સવારે કોઠની ભાગોળે પહોંચ્યા ત્યારે ત્યાં રહેતા ઢેઢ લોકો જ પહેલા અમને આવી મળ્યા. અમારી જરાક વાત સાંભળતાં તેમણે ફરિયાદ કરી કે દરબારના જુલમની વાત તો બાજુએ રહી પણ અમારો મહેતો તલાટી જ અમારી પાસે ખાતા દીઠ એક રૂપિયો પડાવે છે અને તે ન ધરીએ ત્યાં સુધી તે સરકારધારો લેતો જ નથી. તરત જ અમે તેમના વાસમાં પડાવ નાખ્યો અને આ વિષે એકએક જણની રીતસર કેફિયત લઈ તેના પર તેના સહી-અંગૂઠા લીધા. બપોર સુધીમાં આ કામ પૂરું થયું એટલે મેં તલાટીને ચિઠ્ઠી લખી જણાવ્યું કે આ ગરીબ લોકો પાસેથી લીધેલા બધા પૈસા આ જ સાંજ સુધીમાં પાછા નહિ આપી જાઓ તો મારે આગળ પગલાં ભરવાં પડશે. આ કહેણની તાત્કાલિક અસર થઈ. મારી સૂચવેલી રકમ લઈને તલાટી દોડતો અમારા વાસમાં આવી પહોંચ્યો અને અમારી હાજરીમાં ખેડૂતોને બોલાવીને રૂપિયેરૂપિયો ચૂકવી દીધો. ઢળતા પહોરે ખેડૂતોની સભા ભરીને, તાલુકદારી ખેડૂતોનાં દુઃખનું નિવારણ કરવાને, જમીનના ખેડહક અને ગામઠાણ માટે જમીનો મેળવવાને, સંગઠન કરવાનો મેં બોધ આપ્યો. છેવટે ઉત્તર વિભાગની ભાલ ખેડૂત સભા સ્થાપીને અમે વિદાય થયા.

દુકાળના વખતમાં ધંધુકા તાલુકામાં દા૦ પોપટલાલ આણંજીવાળા સાથે હું ધોલેરા સુધી ફરેલો. ત્યારે તેનું પાણીનું દુઃખ ટાળવાને માટે ભાદર નદીના વહેણનો સવાલ હાથ ધરવા તેમણે મને સૂચવેલું. રાહતનું કામ પૂરું થયા પછી મેં ૧૯૧૯ની આખરથી એ સેવાભાવી દાક્તર સાથે ભાદર નદીની જાતતપાસ કરવા માંડી. ધંધુકા તાલુકાની સાથે આવેલા લીંબડી રાજ્યનાં ગામો તરફ ભાદરનું પાણી વાળવાને તેના અધિકારીઓ ધંધુકા અને રંગપુર આગળ નદીના કિનારા પર ધક્કા બાંધીને, કેવાં કુટિલ કાવતરાં કરતાં તે પૂરવાર કરવાને બદલાતાં પાણીનાં વહેણના નકશા અને તે વિષેના થોકબંધ સરકારી તુમારો મને મોકલવા માંડ્યા. તેમણે એ પણ જણાવેલું કે નદીનું વહેણ સામી બાજુએ ન ધકેલાય તે માટે ધંધુકા તરફના ખરાબાની જમીન ખેતી માટે પટે આપવાની કલેક્ટરે બંધી કરી છે, છતાં મામલતદાર તે ખરાબા તેના મિત્રોને ન્યાલ કરવાને પટે આપ્યે જ જાય છે. આ વિષે પણ દા૦ પોપટલાલે દસ્તાવેજી પુરાવા મને મોકલ્યા, તે પરથી કલેક્ટરને ધંધુકા તાલુકાના ખેડૂતોની એક અરજી મેં રવાના કરી. સન ૧૯૨૦માં મારા કાર્યાલયમાં ભાદરના કાગળો અને ફાઈલોનો રાફડો ફાટતો. હું અને નંદલાલ વખતોવખત ધંધુકા જતા-આવતા, મદદનીશ દેવશંકર ભાદરના ભારોભાર કાગળોની નકલ કર્યે જ જતા અને તે વિષે કલેક્ટર અને મામલતદાર સાથે અમે વખતોવખત પત્રવહેવાર કરતા.

ભાદર પ્રકરણમાં ખરો ત્રાસ તો લીંબડી દરબારનો જ હતો. તેથી મેં ઠાકોરને પણ તે વિષે લખવા માંડ્યું. એક વાર હું મુંબઈ હતો ત્યારે ઠાકોર ત્યાં તાજમહાલ હોટેલમાં ઊતર્યા હતા, તેથી મેં તેમને રૂબરૂ મળવાનું ગોઠવ્યું. હોટેલમાં તેમને મારું નામ મોકલીને હું મળવા ગયો ત્યારે તેમના વકીલ તરીકે પહેલા મળ્યા મને અમૃતલાલ દલપતભાઈ શેઠ. એ ઠીંગણા, એકવડા બાંધાના અને ચમકદાર આંખવાળા જુવાન ત્યાં મળ્યા તેથી એ મુલાકાત યાદગાર બની. બાકી ઠાકોરે સરકારી રસમ પ્રમાણે 'જોઈશું' 'વિચારીશું' વગેરે ગોળગોળ જવાબ આપીને મને વિદાય કર્યો.

તે વરસે એપ્રિલની તા. ૨–૪ દરમ્યાન છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખપણા નીચે અમદાવાદમાં મળવાની હતી. તે ટાંકણે બેસન્ટે માર્ચની ૨૯મી તારીખે શહેરમાં પધારીને વ્યાખ્યાન આપ્યું તેથી એ સારુંયે અઠવાડિયું નગરજનોએ સંસ્કાર સપ્તાહ તરીકે ઊજવ્યું. રાજકારણમાં બેસન્ટનો સૂરજ હવે તપતો નહોતો. છતાં તેનાં વ્યાખ્યાનોમાં ઝળકતી તેમની ઉચ્ચ આધ્યાત્મિક અને સામાજિક ભાવનાની અને તેમના પ્રતિભાશાળી વકતૃત્વની ઊંડી છાપ શ્રોતાઓનાં દિલ પર પડી. એ સપ્તાહ કવિવર ટાગોરના આગમનને લીધે વિશેષ યાદગાર બન્યું, અને તેમની કવિત્વમય વાણીની ફોરમ ચોપાસ પ્રસરી રહી.

ટાગોર એપ્રિલની પહેલીએ અમદાવાદ પધાર્યા ત્યારે સ્ટેશન પર સાહિત્ય પરિષદના કાર્યકરોએ અને અનેક શેઠશાહુકારોએ તેમનું ભાવિક સ્વાગત કર્યું. બીજીએ શરૂ થતી પરિષદમાં તેમને માનપત્ર અર્પણ થવાનું હતું તેથી તેમનાં દર્શન કરવાને ગુજરાતભરમાંથી વિદ્વાનો અને રસિક જનો અમદાવાદમાં આવી પહોંચ્યા. અમારા ઘરમાં જ દા૦ સુમંતના મિત્ર અને વડોદરા રાજના ઊંચા અધિકારી સત્યવ્રત મુખર્જી ઊતરી પડ્યા અને અમલદારીપણાના વાઘા ઉતારીને સર્વની સાથે છૂટથી ભળી ગયા.[1] વળી પરિષદમાં કવિવર માટે યોજેલા સત્કારસમારંભમાં પ્રેમલીલા અને સરલાને ગીત–ગરબા ગાવાના હતા તેથી તેમના મીઠા સરોદથી અમારું ઘર ગાજી રહ્યું.

પરિષદ બીજીએ સવારે આનંદભુવન થિયેટર[2]માં મળી ત્યારે ગાંધીજી અને ટાગોર, પ્રમુખ કાંટાવાળા અને સ્વાગત સમિતિના પ્રમુખ આનંદશંકર ધ્રુવ, નરસિંહરાવ અને કેશવલાલ ધ્રુવ વગેરે વિદ્વાનો હાજર હતા.

---

૧. પરિષદમાંથી પાછા ફરતાં એક ઘોડાગાડીમાં જગ્યાની સંકડાશને લીધે વડોદરાના એ મોટા અધિકારી ગાડીવાનની બાજુ પર હસીખુશીને બેસી ગયા, ત્યારે અમે સર્વ પેટ પકડીને હસ્યાં.

૨. ઘીકાંટા પરની હાલની નોવેલ્ટી ટૉકિઝ.

ભરચક ભરાયેલા નાટચગૃહમાં પ્રેમલીલા અને બીજી કન્યાઓએ કવિ ન્હાનાલાલના ગીતના સુરીલા સરોદથી સારું વાતાવરણ ગુજરાતમય બનાવી મૂક્યું:

'ધન્ય હો! ધન્ય જ પુણ્યપ્રદેશ
અમારો ગુણિયલ ગુર્જર દેશ:
કૃષ્ણચંદ્રની કૌમુદી ઊજળો,
કીધ પ્રભુએય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ...ધન્ય હો!'

... ...

પછી આનંદશંકરે સર્વનું સ્વાગત કર્યું, અને પ્રમુખે વિદ્વત્તાભર્યું ભાષણ સાદી શૈલીમાં આપ્યું. પણ સૌની મીટ તો કવિશ્રી પર મંડાઈ હતી. તેમને પાછલા પહોરે માનપત્ર અપાયું ત્યારે કવિએ તેમની મીઠી મધુરી બંગાળી જબાનમાં તેનો જવાબ આપ્યો. તેમને પૂરું સમજ્યા વિના તેમની મધુર વાણી સાંભળીને સર્વ મુગ્ધ થયા.

તે જ દિવસે સાંજે લાલ દરવાજાના મેદાન પર ગાંધીજીએ 'સમાજની દૃષ્ટિએ સાહિત્ય' વિષે પ્રેરક ભાષણ કર્યું. ચાલુ સાહિત્યના પ્રવાહની હળવી ટીકા કરીને તેમણે સાચા પ્રજાકીય સાહિત્ય માટે નીચેની કસોટી રજૂ કરી: '(આ સાહિત્ય) મને પ્રભુ પાસે જલદી મૂકશે કે કેમ?' પછી તેમણે કહ્યું: 'જનસમાજ તેમાંથી (ચાલુ ગ્રંથોમાંથી) એકાદ વસ્તુ પણ લઈ શકે એમ નથી.

'આપણી દશા ભયભીત છે.

'સાહિત્ય પરિષદને કહું છું કે આપણા કોસ હાંકનારના મોંમાંથી અપશબ્દો કઢાવો.

'હું બાણની કાદંબરી નથી માગતો પણ તુલસીદાસનું રામાયણ માગું છું.

'સાહિત્યસેવકોએ મજૂરો કોસ હાંકનારાઓ અને એવા બીજા

માટે કાવ્યો લખવાં જોઈએ.'[1]

ત્રીજીએ આખો દિવસ પરિષદની સામાન્ય કાર્યવાહી ચાલી. સાંજે ટાગોરે લાલ દરવાજાના મેદાન પર 'વસંતનાં વધામણાં' વિષે કવિત્વમય વ્યાખ્યાન આપ્યું. તેમણે અંગ્રેજીમાં બોલવા માંડયું ત્યારે નરસિંહરાવ તેને અનુરૂપ રસિલી ગુજરાતીમાં તેમના બોલનું ભાષાંતર કરતા ગયા. થોડી વારમાં ગાંધીજી આવી પહોંચ્યા ત્યારે તેમણે ભાષાન્તરનો દોર હાથમાં લીધો પણ તેમની ભાષા કવિના ભાવને ઝીલી ન શકી તેથી ઘણા શ્રોતાઓને કંઈક રસક્ષતિ થયેલી લાગી.

કવિએ વ્યાખ્યાન કરતાં કહ્યું: 'અત્યારે નવો યુગ શરૂ થયેલો દીસે છે. આપણા અંતરમાં અત્યારે ઉન્નતિની ઊર્મિઓ ઊછળી રહી છે. આ ઊર્મિઓને આપણા વ્યવહારમાં પ્રત્યક્ષ જોવા આપણે અત્યારે ઇચ્છીએ છીએ. અને આ ઇચ્છાઓમાં જ આપણી અનેક આશાઓ વસી રહી છે.

'શિશિરઋતુની સમાપ્તિ પછી દક્ષિણ દિશાના પવનની લહરીમાં વસંતઋતુની વધામણી આવે છે, ત્યારે આંબાની ડાળો મહોરથી લચી રહે છે અને તેમાંના ઘણા મહોર ખરીને ધૂળમાં મળી જાય છે; તો પણ ખરું રહસ્ય તો એ છે કે વસંતઋતુ આવે છે અને જીવનતત્ત્વની રસરેલ જામે છે, તે વખતે કુદરત આટલી ઉડાઉ તો સહેજે જ થઈ શકે છે. આપણા પ્રજાજીવનમાં અત્યારે વસંતઋતુનો અવતાર થયો છે અને આપણે અત્યારે તેનો જ ઉત્સવ ઊજવી રહ્યા છીએ.'[2]

કવિવરના માનમાં તેમના યજમાન અંબાલાલ સારાભાઈએ પોતાના બંગલાના વિશાળ બગીચામાં સ્નેહસંમેલન યોજ્યું. તેમાં શહેરના શ્રીમંતો, સત્તાધીશો અને વિદ્વાનોની સારી મેદની જામી. મેં કવિની પાસે જ બેઠક મેળવેલી. મિત્રોના આગ્રહને વશ થઈને તેમણે એક

---

૧. છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદનો હેવાલ, પરિશિષ્ટ પાન ૨૭–૨૯.
૨. એજન પરિશિષ્ટ પાન ૨૯–૩૦

બંગાળી 'બાઉલ' ગીત બહુ હળવા સ્વરે ગાયું, તે ઘણું જ મીઠું લાગ્યું. પરિષદ તરફથી બીજો સત્કારસમારંભ રાણીબાગમાં ગોઠવાયો. તેમાં વળી વધારે માણસો ઊમટયાં. તેની ખાસ ખૂબી તો એ હતી કે તેમાં 'અનેક પ્રકારની રસસામગ્રીનું પ્રદર્શન કરવામાં આવ્યું હતું. તેમાં વિશેષે કરીને ગરબા, રાસ, લોકગીતો, ભજનો વગેરેનો ક્રમ બહુ સુંદર થયો હતો.'[1] ખાસ કરીને શારદાબહેન ને વિદ્યાબહેનના કુટુંબની, મહિલા વિદ્યાલયની અને બીજી કન્યાઓએ ચાંદીના જેવાં ચળકતાં બેડાં લઈને

જળ ભરવાને ચાલો રે, મીઠલડાં જળ ભરવા,
ખીલ્યું યૌવન મહાલો રે, મધુરાં જળ ભરવા.

—એ ગરબો[2] મીઠા સ્વરે ગાયો ત્યારે તેના પર સર્વ આફરીન થયા.

ટાગોર અમદાવાદથી વડોદરા ગયા. ત્યાં પણ 'તેમનું બહુ સુંદર સ્વાગત કરવામાં આવ્યું હતું. શ્રી સત્યવ્રત મુખર્જીએ ટાગોરના 'ચિત્રા' નામના નાટકનો પ્રયોગ તૈયાર કરાવ્યો હતો. મૂક દશ્ય હતું. મારી (શારદાબહેનની) મોટી દીકરી પ્રેમલીલાએ ચિત્રાનો ભાગ ભજવ્યો હતો. અને (દીવાન) મનુભાઈની ખૂબસૂરત દીકરી પન્નાએ કામદેવનો ભાગ લીધો હતો. બંને પાત્રોએ અત્યંત સુંદર કામ કર્યું હતું. અને ટાગોર મુગ્ધ થયા હતા. મૂળ નાટક રસિક, તેમાં સજાવટ શોભા એટલી સુરુચિથી અને ઠાઠથી કરવામાં આવી હતી કે કંઈ મણા નહિ.'[3]

દા૦ સુમંતના સંબંધને લીધે આ નાટક જોવાની તક મને મળી. મનુભાઈ દીવાન પર મહારાજા ગાયકવાડના ચારે હાથ હોવાથી તેમની જાહોજલાલી પૂરબહારમાં હતી. તેમના 'દિલારામ' બંગલાના વિશાળ સુરમ્ય બાગમાં જ આ નાટક ભજવાયું. રંગભૂમિ પર જાણે સ્વર્ગથી સુંદર અપ્સરાઓ ઊતરી પડી હોય ને તેમનું નૃત્ય જોવાને જાણે રસિલાં

---

૧. શારદાબહેન મહેતા કૃત 'જીવન સંભારણાં,' પાન ૨૪૩.
૨. રામમોહનરાય જસવંતરાયે-બિંદુભાઈએ એ ગરબો રચ્યો હતો.
૩. શારદાબહેન મહેતા કૃત 'જીવન સંભારણાં,' પાન ૨૪૩.

દેવદેવીઓનાં વૃંદ મોહક વસ્ત્રાભૂષણ સજીને એકત્ર થયાં હોય એમ મને ઘડીભર લાગ્યું. સમગ્ર વાતાવરણ નરનારીઓનાં સૌંદર્યથી અને એ ઉપવનના મોહક ફૂલની માદક સુવાસથી મહેંકી રહ્યું હતું. મારી જિંદગીમાં દેશપરદેશમાં ઘણી સંગીતની મહેફિલ ને મનોરંજક નૃત્યગાન મેં જોયાં ને સાંભળ્યાં છે. તે સર્વમાં 'ચિત્રા'ના અભિનવ પ્રયોગની સ્મૃતિ હજી મારી આંખોને સભર ભરી દે છે, મારી કલ્પનાને મુગ્ધ કરે છે અને મારા દિલને રસસરિતામાં તરબોળ કરે છે.

આ કાળમાં 'નવજીવન'ની અને બીજી પ્રવૃત્તિઓમાં હું ગુલતાન રહેતો. બધી બાહ્ય પ્રવૃત્તિની પાછળ મારા અંતરમાં માનવપ્રેમનાં ઝરણાં વહેતાં. તેમાં પહેલું સ્થાન વડોદરેથી વખતોવખત ઘેર આવતા દા૦ સુમંતનું અને રોજ માતૃભાવથી મારી કાળજી રાખતાં શારદાબહેનનું હતું. તેમની મીઠી નજર, જોશીલા ઉદ્‌ગાર ને પ્રેમાળ કુટુંબભાવ મને રાતદિવસ કામ કરવાને અજબ પ્રોત્સાહન આપતાં. દાક્તરના નાનાભાઈ નાનકનાં લગ્ન વિદ્યાબહેનનાં પુત્રી સરોજબહેન સાથે ૧૯૧૯ના ઑક્ટોબરમાં થયાં ત્યારે તેમના ઘરમાં લગ્નને નિમિત્તે ભોજન સમારંભ રાખવામાં આવેલો. પચાસથી વધારે માણસોનું મિશ્ર સુરતી–અમદાવાદી જમણ મિનિટ વાર નિયત કરેલા વખતે પિરસાયું તે જોઈને અમને સર્વને શારદાબહેનની કાર્યદક્ષતા માટે ઓર માન થયું અને સર્વ સ્નેહીઓના ભાવભર્યા ધન્યવાદ તેમને મળ્યા.

દા૦ સુમંતના નિયમત સમાગમથી અને અમૂલ્ય સલાહથી આ કાળમાં એક નવું કામ અમે ઉપાડી લીધું. અંગ્રેજી દાક્તરી વિદ્યાના અભ્યાસી દા૦ સુમંત આપણા આયુર્વેદી ઉપચારનું ઊંચું મૂલ્ય આંકતા. પાટણની આયુર્વેદિક કૉલેજની સ્થાપનામાં તેમણે સારો હિસ્સો લીધેલો. ઘણા વખતથી ગામડાંના પુસ્તકાલયના ધોરણે ગામડાંને અનુકૂળ દેશી દવાની પેટીઓ મોકલી સાદા રોજિંદા રોગના ઉપાય ગરીબ પ્રજાને સુલભ

કરવાનું અમે વિચારતા. એક વખત અમે બંને મારા જૂના મિત્ર બાલા-ભાઈ જમનાદાસ નાણાવટીને મળ્યા ત્યારે આવી યોજનાના લાભ અને ખર્ચની વાત થઈ. દિલસોજ ને ઉદાર બાલાભાઈએ હજારેક રૂપિયા આપવાની ખુશી બતાવી. તેથી દાક્તરે ગામઠી દવાખાનાની આખી યોજના મને ઘડી આપી. તે મુજબ જે ગામ રૂ. ૫૦ આવા દવાખાના માટે કાઢે તેને રૂ. ૫૦ ઉમેરીને અને ઝંડુ ફાર્મસીએ જે રૂ. ૩૫ આપવાના નક્કી કર્યા હતા તે ઉમેરીને કુલ રૂ. ૧૩૫ની કિંમતની દવાની પેટી આવા ગામદીઠ મોકલવાનું અમે જાહેર કર્યું. 'ગુજરાત આરોગ્ય મંડળ'ને નામે આ દવાખાનાં સ્થપાતાં હતાં. તે મંડળમાં દા૦ સુમંત અને વડોદરાના દા૦ વી. એમ. ભટ્ટ સામેલ હતા. મંડળનું બધું કામ વડોદરાથી દા૦ સુમંત કરતા. દવાની પેટી સાથે દવાના ઉપયોગ વિષે છાપેલી સૂચના અમે મોકલતા. દા૦ ભટ્ટ વડોદરાના સરકારી મેડિકલ સ્ટોર્સના અધિકારી હતા તે આ કામ માટે ખૂબ જહેમત ઉઠાવતા અને તેમના મદદનીશ વાસુદેવ ત્રિવેદી રોજિંદો પત્રવહેવાર સંભાળતા.

શારદાબહેનના ઘરમાં તેમનાં બાળકોની મીઠી મશ્કરીઓ અને હળવાં તોફાન ચાલુ જ હતાં. એપ્રિલની પહેલીએ મને તેનો ચમત્કારિક પરચો મળ્યો. તે દિવસે સવારે હું મારી પથારીમાં જરા મોડો જાગ્યો ત્યારે મારી ચારે બાજુએ દોરાદોરડીની જાળ ગૂંથાયેલી જોઈ, ત્યારે ઘડીભર આંખો ફાડીને હું જોઈ જ રહ્યો. તરત જ બધાં બાળકોએ ચોપાસ ઊભા રહીને 'એપ્રિલ ફૂલ'નો કોલાહલ મચાવ્યો ત્યારે મારી હાલતનું રહસ્ય સમજાયું.

સાંજે કામ પતી ગયા પછી હવે બચુભાઈને તેમ દા૦ બળવંત-રાય કાનૂગાને ગોલવાડને ઘેર પણ જવાની ટેવ મને પડી. બચુભાઈનો ભત્રીજો વિક્રમ મોટો થતાં મારું ભાવિક સ્વાગત કરતો. તેમ કાનૂગાના બંને દીકરા જિતેન્દ્ર અને પ્રભાકર સાથે હળી જતાં તેમની સાથે ખેલવાને હું દા૦ કાનૂગાને ઘેર જતો. તેમની વહાલસોઈ બહેન સુમિત્રા અમારી ગમ્મતમાં ભળતી અને માળ પર જ્યાં હું બેઠો હોઉં ત્યાં મને અલ્પાહાર

પહોંચાડતી. દાક્તરનાં જાજરમાન પત્ની નંદુબહેન મને જોતાં વાર તેમનાં વિશાળ નયનમાંથી અને પ્રફુલ્લ હાસ્યમાંથી મારા પર વાત્સલ્ય વરસાવતાં. તે વખતે નવી ઊઘડેલી મારી ગુજરાતી શાળામાં બાળ પ્રભાકર ભણતો અને જિતેન્દ્ર સારંગપુરની વ્યાયામશાળામાં જતો તેથી હું સર્વનો માનીતો બની ગયો.

દા૦ કાનૂગા મોડેથી વલ્લભભાઈ વગેરે મિત્રો સાથે ઘેર આવતા ત્યારે હું તો બાળવિહારમાં જ મસ્ત રહેતો. બધાં રીતસર જમવાની તૈયારી કરતાં ત્યારે હું મારી બગલથેલી ખભે ભેરવીને સાઇકલ પર રવાના થઈ જતો.

વસંતઋતુ પૂરી થઈને ગ્રીષ્મ આવી એટલે દેશભરમાં રાજકીય ગરમીનો પારો ચડવા માંડ્યો અને નવી લડતના નિશાન-ડંકા ચોપાસ સંભળાતા ગયા.

## ૧૦. અસહકારને પંથે

સન ૧૯૨૦ના એપ્રિલના આરંભમાં કવિવર ટાગોરનું ભવ્ય વ્યક્તિત્વ ને રશ્મિલી વાણી અમારા અંતરમાં તરવરતાં હતાં તેવામાં પંજાબના અત્યાચાર વિષે કોંગ્રેસ કમિશનના પ્રમુખ તરીકે ગાંધીજીએ તેમનો ઐતિહાસિક હેવાલ પ્રગટ કર્યો. તે વાંચતાં અમે ચોંકી ગયા. દેશભરમાં તે પ્રગટ થતાં જ તેની વીજળિક અસર થવા લાગી.

વાઈસરૉય ચેમ્સફર્ડ, પંજાબના ગવર્નર ઓડવાયર, રાક્ષસી જનરલ ડાયર અને એના બીજા ખૂની અધિકારીઓને આ કમિશને બરતરફ કરવાની જે ભલામણ કરી તે છેલ્લી કોંગ્રેસે કરી હતી. પણ આ તપસીલદાર હેવાલમાં અંગ્રેજ નરાધમોએ, ક્રોધાધીન થયેલા ટોળાની થોડી ખૂનામરકીના ઓઠા નીચે પંજાબમાં ઠામઠામ નિર્દોષ પુરુષો અને જુવાનો પર, બાળકો અને સ્ત્રીઓ પર જે પાશવી અત્યાચારો ઠંડે કલેજે મહિનાઓ સુધી કર્યા હતા, તેનું તાદૃશ વિગતવાર વર્ણન પહેલી જ વાર પ્રગટ થયું. તે વાંચતાં કોઈ પણ માણસનું લોહી થીજી જાય તેમ તેના દિલમાં સરકારની સામે લહાય વરસે. ખિલાફતના અન્યાય કરતાં વધારે સ્પષ્ટ રીતે સમજાય એવી સરકારી પાશવલીલાની સામે પ્રજાનો પુણ્યપ્રકોપ ભભૂકવા માંડ્યો.

મે માસમાં હંટર કમિશનનો સરકારી હેવાલ પ્રગટ થયો ત્યારે લોકહૃદયની આગમાં વળી ઓર ઘી હોમાયું. ગાંધીજીના હેવાલમાં અણિ-શુદ્ધ સાબિત થયેલા બધા અત્યાચારો પર કાયદા ને વ્યવસ્થાના સસ્તા

નામે તેમાં પૂરેપૂરો ઢાંકપિછોડો નાખવામાં આવ્યો. સરકારી હાકેમો અને અધિકારીઓની નિષ્ઠુર ને ખૂની નીતિને વાજબી ઠરાવીને તેમને રુખસદ આપવાને બદલે કમિશને કંઈક કંઈક શાબાશી આપી. કમિશનના હિન્દી સભ્યોએ અંગ્રેજ સત્તાધીશોનાં કૃત્યોની હળવી ટીકા કરી. પણ વધુમતી સભ્યોનો હેવાલ જ સરકારે મંજૂર કર્યો. જલિયાંવાલાની કત્લેઆમ કરનાર ડાયરને હંટર કમિશને રુખસદ આપવાની ભલામણ કરી ત્યારે 'ભારતમાં અંગ્રેજી રાજ' વખતસર બચાવી લેવા માટે હિન્દ અને ઇંગ્લેંડના મદાંધ અંગ્રેજોએ મોટી રકમ ભેગી કરીને તેને થેલી આપવાનું ઠરાવ્યું. તેથી સારી પ્રજા વધારે વિફરી ગઈ

હવે ગાંધીજીએ ખિલાફતના અન્યાયની સાથે પંજાબના અત્યાચારને જોડીને સરકાર સામે પ્રબળ આંદોલન જમાવવા માંડ્યું. છતાં મે માસની ૧૨મીએ તુર્કી પર અંગ્રેજોએ સેવ્રની સંધિની શરમભરેલી ગુલામીની શરતો ઠોકી બેસાડી. તેથી તે માસની આખરે ખિલાફત કમિટી મુંબઈમાં મળવાની હતી, તેને ખિલાફતના બચાવ માટે જ અસહકારની લડત લેવાનો ગાંધીજીએ આગ્રહ કર્યો. વળી એ લડતનો ચતુર્વિધ કાર્યક્રમ પણ તરત ઘડીને તેમણે તેનો પૂરી તાકાતથી પ્રચાર કરવા માંડ્યો. તુર્કીની સંધિથી ઇરાક, અરબસ્તાન, પેલેસ્ટાઈન વગેરે બધા પાક પ્રદેશો પર જગતભરના ઇસ્લામના ખલીફની સત્તા નાબૂદ કરવામાં આવી. તેથી મેની ૨૮મીએ ખિલાફત કમિટીએ ગાંધીજીના સાથમાં સરકાર સાથે અસહકાર કરવાનો ગંભીર નિર્ણય કર્યો. તરત જ પંજાબ અને ખિલાફતની સમગ્ર પરિસ્થિતિ વિષે વિચાર કરવાને ૩૦મીએ કોંગ્રેસની મહાસમિતિ કાશીમાં મળી. તેણે સરકારી સમગ્ર નીતિ સામે સખત વિરોધ જાહેર કર્યો અને વળતાં ચોક્કસ પગલાંનો નિર્ણય કરવાને કોંગ્રેસની ખાસ બેઠક સપ્ટેમ્બર માસમાં કલકત્તામાં ભરવાનું ઠરાવ્યું.

ખાસ કોંગ્રેસના નિર્ણયની જરાયે વાટ જોયા વિના ગાંધીજીએ અંતરાત્માના અવાજને માન આપીને અસહકારની લડત આદરવાનો નિર્ણય જાહેર કર્યો. તેની હિમાયત કરવા તે 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'માં

દર અઠવાડિયે ગાંધીજી ગરમાગરમ લેખ લખતા ગયા. વળી રાષ્ટ્રીય કૉંગ્રેસ ગમે તે કરે, પણ ગુજરાત તો નવી લડતને તરત ટેકો આપે એમ ગાંધીજી ઇચ્છતા. તેથી ગુજરાતનાં રાજકીય મંડળોમાં તે વિષે મે–જૂન માસમાં સતત ચર્ચાઓ થવા લાગી.

પંજાબને વિષે ગાંધીજીનો તાજો હેવાલ વાંચીને અમારાં સર્વનાં દિલ ગરમ થઈ ગયાં હતાં. પંજાબના હત્યારાઓને નસિયત કરવાને અને તેમના ભોગ બનેલા લોકોને ન્યાય અપાવવાને ગાંધીજી જે ફરમાવે તે કરવા અમે તૈયાર હતા. પણ તેમણે અસહકારની લડત પહેલેથી ખિલાફતના અન્યાય સાથે જ ગાંઠી હતી. મુસલમાનો સાથે મળીને રાષ્ટ્રીય આઝાદીની સંયુક્ત લડત લેવા અમે સમસમી રહ્યા હતા. પણ માત્ર ખિલાફતના અન્યાય પર આવી જોખમ ભરેલી લડત લેવાની અમને પ્રેરણા થઈ નહિ.

ઘણાને તો ખિલાફતની આખી લડત જ ચર્ચાસ્પદ લાગતી હતી. તેમાં પ્રજાસમસ્તને માટે સવાલ એ હતા : (૧) તુર્કોના સુલતાન ખલીફને અરબસ્તાન વગેરે ‘પાક’ પ્રદેશમાંથી પદભ્રષ્ટ કરવામાં આવ્યા તેની સામે હિન્દની પ્રજા શુદ્ધ રાજકીય દૃષ્ટિથી લડત આપી શકે ખરી? અને (૨) ગાંધીજીએ અસહકારનો જે ચતુર્વિધ કાર્યક્રમ દેશ આગળ રજૂ કર્યો હતો તે સરકારને નમાવવાને અસરકારક નીવડે ખરો?

મને તો પહેલેથી જ ખિલાફતમાં કશો રસ નહોતો પડ્યો. તેમાં ‘પાક’ પ્રદેશોમાંથી તુર્કોની સત્તાની નાબૂદીથી કંઈ ફરક પડ્યો નહિ. અલબત્ત, ઇરાકના પ્રવાસી તરીકે હું જાણતો હતો કે ઉસ્તાદ અંગ્રેજ શાહીવાદીઓ બધા આરબ દેશોની રાજગાદી પરથી તુર્કોને ખસેડીને પોતે જ ચડી બેઠા હતા. માત્ર દુનિયાની આંખમાં ધૂળ નાખવા તેમણે બધા મુલકમાં અમીર ફૈજલ જેવાં જુદાંજુદાં પ્યાદાં ગોઠવ્યાં હતાં. લડાઈ દરમ્યાન બધા આરબ દેશોમાં ઘૂમીને સાહસવીર લૉરેન્સે[1] તેમની આઝાદીની

---

૧. કર્નલ ટી. ઈ. લૉરેન્સે (૧૮૮૮–૧૯૫) ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધ દરમ્યાન

ભાવના કેવી જાગૃત કરી હતી અને તુર્કોના સડેલા સામ્રાજ્ય સામે બંડ કરવાને આરબોને બ્રિટિશ રાજ્યે કેવી સહાય આપી હતી, એ પણ અમે જાણતા હતા. તેથી રાષ્ટ્રીય આઝાદીની દૃષ્ટિથી આરબ પ્રદેશમાં અંગ્રેજોના આક્રમણની સામે સખત અવાજ ઉઠાવવામાં સર્વ સંમત હતા, પણ આરબ દેશો પરથી સરી ગયેલી તુર્કોની ઝૂંસરી ફરી ટોકી બેસાડવાને હિન્દના પ્રજાજનો કઈ રીતે અસહકારની લડત આદરી શકે તે અમારાથી સમજાયું નહિ.

ગાંધીજી આગળ આરબોની આઝાદીની દલીલ રજૂ કરવામાં આવી ત્યારે તેમણે લખ્યું કે ભલે આરબોને પ્રાદેશિક સ્વતંત્રતા અપાય, પણ તેમના પર તુર્કોના ખલીફની છત્રછાયા રહેવી જોઈએ—અર્થાત્ તુર્કી સામ્રાજ્યની સર્વોપરી સત્તાને તે આધીન રહેવાં જોઈએ. પણ આપણા દેશમાંથી જ બ્રિટિશ સામ્રાજ્યને જડમૂળથી નાબૂદ કરવાની પ્રબળ માગણી કરનાર હિન્દી દેશભક્તો આરબ દેશોને તુર્કોના સામ્રાજ્યને આધીન રાખવાની માગણી કેમ કરી શકે?

ગાંધીજી આ સવાલને ધાર્મિક ગણતા. અને હિન્દના મુસ્લિમોની ધાર્મિક લાગણીને અનુસરવાની જ ફરજ માનતા. પણ ધર્મની મારી ભાવના જુદી જ હતી. તેનું સામ્રાજ્ય આધ્યાત્મિક ભૂમિકા પર જ હોઈ શકે. રોમનો કેથોલિક પોપ દુનિયાભરના તેના અનુયાયીઓ પર રાજકીય

---

તુર્કોની સામે તેની પરાધીન આરબ પ્રજાઓનું બંડ જગાવીને તેની આગેવાની લીધી હતી. તેની સંગીન સહાયથી અંગ્રેજ સેનાએ તુર્કોના આરબ પ્રદેશમાં વિજય મેળવ્યા હતા. લૉરેન્સે આરબોને સંપૂર્ણ આઝાદીનાં જે વચન લડાઈ દરમ્યાન આપ્યાં હતાં તેના પર અંગ્રેજ સરકારે પાણી ફેરવ્યું તેથી તે હતાશ થયો હતો. છેલ્લાં વરસોમાં તે વિમાની સેનામાં જોડાયો હતો. સન ૧૯૩૫માં મોટર સાઇકલ ચલાવતાં તેને અકસ્માત થયો હતો ને તેથી બેભાન થઈને અકાળે અવસાન પામ્યો હતો. તેણે 'Seven Pillars of Wisdom'—જ્ઞાનના સાત સ્તંભ—નામનો મશહૂર ગ્રંથ રચીને મોટી નામના મેળવી હતી.

સત્તા ભોગવ્યા વિના તેમનો ધાર્મિક ગુરુ બની શકે છે. હિન્દના મુસ્લિમો પર કંઈ રાજકીય સત્તા વર્તાવ્યા વિના તેમના ખલીફ ધાર્મિક માર્ગદર્શન આપતા. તો પછી આરબોના મુલક પર ઇસ્લામના ખલીફની નાબૂદ થયેલી રાજકીય સત્તા શા માટે લાદવી જોઈએ? ને તે માટે હિન્દની પ્રજાએ જાન ફના કરવા શા માટે તૈયાર થવું જોઈએ?

ધાર્મિક ને રાજકીય જીવન બે ભિન્ન ભૂમિકા પર વર્તે છે. તેનો વિચિત્ર શંભુમેળો ખિલાફત કમિટીની અને ગાંધીજીની માગણીમાં મને દેખાયો. મુસ્લિમો સાથે રાજકીય ઐક્ય સાધવાને તેમની ગમે તેટલી પ્રબળ, પણ જુનવાણી વહેમી લાગણીઓને કેમ પોષી શકાય? તેમ કરતાં જો તેમનું રાજકીય ઝનૂન વધી જાય તો કદાચ ભવિષ્યમાં દેશના સર્વ-સામાન્ય હિતને બાધક ન નીવડે?

આ વિષે વલ્લભભાઈ સાથે ઘણી વાર હું ચર્ચા કરતો. તે ઓછું બોલતા પણ ઘણું વિચારતા અને મનમાં ધૂંધવાતા. તેમના મગજમાંથી જૂના ધાર્મિક વહેમ અને શ્રદ્ધાનાં જાળાં ક્યારનાંયે સાફ થયેલાં હતાં. દરેક સવાલ તે શુદ્ધ ભૌતિક દૃષ્ટિથી તપાસતા. ખિલાફતની વાત કરતાં તે ખડખડાટ હસતા અને ખિલાફત કમિટીના અનેક નવા સિતારાને—કેટલાય મોલવી અને મૌલાનાને રાજકીય ક્ષેત્રમાં ઝળકતા જોઈ તેમની આબાદ ઠેકડી ઉડાવતા. તે સાફ કહેતા: 'અરબસ્તાન ને પેલેસ્ટાઈન, સીરિયા અને ઇરાકના મુસ્લિમોને માટે આપણે શું લડવાના? હજી આપણે જ અંગ્રેજોના ગુલામ છીએ. પહેલાં આપણે આઝાદ થઈએ ને પછી બીજાને માટે લડીએ તો કંઈ લેખે ગણાય!'

વળી અમે એ પણ જોતા કે જે ખલીફના સામ્રાજ્ય માટે અમારે લડવાનું હતું, તેણે તો આરબ રાજ્યો પરથી તમામ સત્તા કાયમને માટે ઉઠાવી લેવાના ખતપત્ર પર સહી કરી હતી. તુર્કીમાં કમાલ પાશા જેવા નવા આઝાદ વીરો જુનવાણી ખિલાફત તેમજ બ્રિટિશ સત્તા સામે બંડ પોકારતા હતા. આરબ અગ્રેસરો ગમેતેવા ચુસ્ત ઈસ્લામી હોવા છતાં તેમને તુર્કીનો ઝંડો ખપતો નહોતો. આવે વખતે માત્ર હિન્દુસ્તાનના

જ લોકો ખિલાફત માટે ઝૂઝે એ છેક જ બેહૂદું લાગ્યું. એકંદર અમદાવાદના અને ગુજરાતના કાર્યકરો ખિલાફતની લડત વિષે કંઈક વિરુદ્ધ, કંઈક શંકાશીલ હતા.

બીજો સવાલ અસહકારના કાર્યક્રમનો હતો. ગાંધીજીની સલાહ મુજબ, (૧) સરકારી ઇલ્કાબ અને માનદ પદવીઓનો ત્યાગ, (૨) સરકારી નોકરીનો ત્યાગ, (૩) પોલીસ અને લશ્કરનો અસહકાર, (૪) ના-કરની લડત—આ પગલાં એક પછી એક ભરવાની સર્વની ફરજ હતી. પણ આમાં પહેલો ક્રમ મૂઠીભર માણસો જ પાર પાડી શકે. જે જીહજુરિયા ચાંદ અને ઇલ્કાબ ધરાવતા તે તેનો ત્યાગ કરે એમ નહોતું. સરકારી નોકરોનો મોટો ભાગ ભાગ્યે જ આ લડતમાં જોડાય એમ લાગતું. પોલીસ અને સિપાઈઓનો અસહકાર કરવાને સમજાવવું સૌથી મુશ્કેલ હતું. માત્ર ના-કરની લડત જ સમગ્ર જનતા પાર પાડી શકે. પણ તેને પહેલેથી કંઈ હળવાં પગલાં ભરીને અસહકારની તાલીમ આપી ન હોય તો છેલ્લી કુરબાનીની લડતમાં તે શી રીતે ઝુકાવે?

આમ આખોયે કાર્યક્રમ પ્રજાસમસ્તને ક્રમેક્રમે તાલીમ આપીને લડાયક બનાવે એવો લાગ્યો નહિ. તેથી પંજાબ અને સ્વરાજના મુદ્દા પર સરકાર સામે લડવાને અમને ઘણુંયે પાણી ચડેલું હોવા છતાં આવા અવહેવારુ કાર્યક્રમથી અમારું મન છેક જ પાછું પડી જતું.

ગાંધીજી જેવા પૂજ્ય ને પ્રિય નેતા સાથે આ મૂળભૂત મતભેદથી હું વ્યગ્ર બનતો. તેવામાં મારે માટે અંગત કટોકટી ઊભી થઈ. ગાંધીજીના હાથ નીચે હું 'નવજીવન' ચલાવતો તેથી તે પત્ર માટે જે લેખ તે લખતા તે પ્રકટ કરવાની મારી જવાબદારી હતી. હવે પહેલી જ વાર ગાંધીજીના જે વિચારો વિષે મારા મનમાં અનેક શંકાઓ જામી હતી તે મૂંગે મોઢે બહાર પાડવાની મારી ફરજ બની. વળી જૂન માસમાં આ પત્રનો વહીવટ તપાસીને ગાંધીજીએ તેના પાનાં ૧૨થી ઘટાડીને ૮ રાખવાનું ઠરાવ્યું. તેથી તેમના લેખ અને પ્રવૃત્તિ સિવાય બીજા જે અનેક લેખ, હેવાલ, પત્રો વગેરે હું પ્રગટ કરતો તેને માટે કંઈ અવકાશ

ન રહ્યો. ગાંધીજી અસહકારની નવી લડતના વધતા જતા બોજાને લીધે, રાષ્ટ્રીય પ્રચારની દૃષ્ટિથી ‘યંગ ઇન્ડિયા’ માટે અંગ્રેજીમાં જ વધારે લખતા, અને તે લેખનાં ગુજરાતી ભાષાંતર જ ‘નવજીવન’માં પ્રકટ થતાં. આથી જે વિચારોથી વિરુદ્ધ મારું મન હતું તે ગુજરાતીમાં ઉતારવાની ફરજ મારે માથે આવી પડી, તેથી મેં ગજબની ગૂંગળામણ અનુભવી. મારા માનીતા પત્રમાંથી મારા વિચારો છેક જ બહિષ્કૃત થાય એ મને અસહ્ય લાગ્યું.

આવા સંયોગોને લીધે અમારા મંડળમાંથી મારે જ ગાંધીજી આગળ ઉગ્ર મતભેદની ચર્ચા કરવી પડી. બીજા સર્વ તો મનની મનમાં રાખીને બેસી રહ્યા. હોળીનું નાળિયેર હું બન્યો. બહુ વિનમ્ર ભાવે અને કંપાતા દિલે મારી મૂંઝવણ મેં ગાંધીજી આગળ રજૂ કરી. અત્યંત ઉદાર દિલથી અને પ્રેમભાવથી મારી કથની તેમણે સાંભળી. તેમણે જરા ધીરજ રાખવા, થોડો વખત ખમી જવા મને સમજાવ્યું. પણ ખિલાફતની લડતમાં મને ધર્મ અને રાજકારણનું વિકૃત સ્વરૂપ અને કૃત્રિમ મિશ્રણ થતું સાફ દેખાતું,—તેના પ્રચારમાં મારાથી સાધન-ભૂત ન જ થવાયું. તેથી આશરે પાંચ વરસ પર મેં જ સ્થાપેલા પત્રની મેં રડતા દિલે વિદાય લીધી.[1]

જૂનના આરંભ સુધીમાં બ્રિટિશ રાજનીતિમાં કંઈ સુધારો ન થયો તેથી ખિલાફત કમિટીએ ત્રીજી તારીખે મળીને ઑગસ્ટની પહેલીથી અસહકારની લડત શરૂ કરવાનો નિર્ણય કર્યો. ૨૨મીએ ગાંધીજીએ સણસણતા શબ્દોમાં વાઇસરોયને આખરીનામું મોકલી આપ્યું. જો

૧. અત્રે ઉમેરવું જોઈએ કે, મૅજિસ્ટ્રેટની આગળ ‘નવજીવન’ના પ્રકાશક તરીકે મેં જાહેરાતનામું નોંધાવેલું તે કાયમ જ રહ્યું અને પત્રના પ્રકાશક તરીકે મારું નામ તેના પર છપાતું રહ્યું. વળી ગુજરાત રાજકીય મંડળના મંત્રી તરીકે અને બીજી અનેક રીતે ગાંધીજી સાથે મારો સંબંધ જેવો ને તેવો જ કાયમ રહ્યો.

ખિલાફત વિષે હિન્દના મુસ્લિમોનાં દિલનું સાંત્વન થાય એવાં કંઈ પગલાં સરકાર નહિ ભરે તો પહેલી ઑગસ્ટથી તેમના દિલોજાન દોસ્ત તરીકે ગાંધીજીએ ઉત્તરોત્તર અસહકારનાં પગલાં ભરવાનો નિર્ણય જાહેર કર્યો. ખિલાફત કમિટીએ જુદો પત્ર લખીને એવું જ આખરી કહેણુ સરકારને મોકલ્યું. સારી મુસ્લિમ જનતા પહેલી જ વાર હલમલી ગઈ. દેશમાં નવી લડતના ભણકારા સંભળાવા માંડચા. માત્ર કોંગ્રેસે ખાસ બેઠક ભરવાનું ઠરાવેલું હોવાથી રાષ્ટ્રીય પત્રોએ મુસ્લિમોની લડત તરફ હાર્દિક સહાનુભૂતિ દર્શાવીને જ સંતોષ માન્યો.

હવે ગાંધીજી નવી લડત પર ગુજરાતની પ્રજાની મહોર મારવા ઇંતેજાર થયા. તેમની સૂચનાથી બધાયે જિલ્લાના કાર્યકરોની એક ખાનગી સભા મેં આશ્રમમાં બોલાવી. ઘણાખરા ભાઈઓ, ગાંધીજીની તરફ પરમ પૂજ્યભાવથી તેમનું ઉદ્બોધન સાંભળવા આવી પહોંચ્યા. કંઈક કારણસર વલ્લભભાઈ ત્યાં હાજર નહોતા રહી શકયા. ગાંધીજીએ ખિલાફત અને પંજાબના અન્યાયનું નિવારણ કરવાને, પણ વિશેષ કરીને મુસ્લિમોની પડખે ઊભા રહેવાને જ, અસહકારની લડતને ટેકો આપવા, હંમેશની ભાવિક અને માર્મિક જબાનમાં અમને સમજાવ્યા. પછી ચર્ચા શરૂ થઈ ત્યારે ઘણાખરા સાથીઓ તદ્દન શંકાશીલ હતા. છતાં ગાંધીજી જેવા મોટા અગ્રણી આગળ કંઈ જુદો સૂર કાઢવાને તે ગભરાતા હતા. તેથી સર્વની વતી મેં જ ગાંધીજી સાથે જૂની ચર્ચા ચલાવી. ખરું જોતાં અમારી બેની વચ્ચે જ લાંબો સંવાદ થયો. ગાંધીજી માટે તો મુસ્લિમોની દર્દભરી માગણી, એ જ લડતની સર્વોપરી ભૂમિકા હતી. મને તે કબૂલ નહોતી. તેથી બધી વાત નિષ્ફળ નીવડી

અમારો વખત પૂરો થયો ત્યારે સર્વએ માત્ર ગાંધીજીને પ્રણામ કરીને જ રજા લીધી. જતે જતે તેમણે મને ખાનગીમાં કહ્યું: ‘સરકાર સાથે લડવા તો અમે તૈયાર જ છીએ પણ આ ખિલાફતમાં અમને કશી ગમ પડતી નથી. જ્યારે તમારી કંઈ ખાતરી થાય ત્યારે લખજો એટલે આપણે સાથે ઝુકાવીશું.’

થોડાં જ અઠવાડિયામાં વળી રાજકીય હવા બદલાઈ ગઈ. જુલાઈ માસમાં જે અવનવી વિચારધારાઓ પ્રગટ થતી ગઈ તેથી અમારા સર્વના માનસમાં ઓચિંતો નવો પલટો આવ્યો.

'હું ચૂંટણીમાં નહિ ઊભો રહું'—એવા મથાળા નીચે લાલા લજપતરાયે તેમના ઉર્દૂ પત્ર 'વંદેમાતરમ્'માં એક લેખ જુલાઈના પહેલા દિવસોમાં પ્રગટ કર્યો. તરત જ એ લેખનો સારભાગ તારથી દેશભરમાં પ્રગટ થયો ને ચોપાસ તેની ઊંડી અસર થઈ. અમેરિકામાં વરસો સુધી રહીને લાલાજી તાજા જ દેશમાં આવેલા. તેથી તેમની નેતાગીરી વિષે ઊંચી આશા રાખવામાં આવતી. મહિનાઓ સુધી પંજાબના હત્યાકાંડ વિષે બધું વાંચી-વિચારીને હવે તેમણે લખ્યું કે પંજાબમાં અંગ્રેજો હજી સર્વ દેશીઓને ગુલામ ગણે છે, તેથી એવા અધિકારીઓ સાથે સમાનભાવે કંઈ પણ સહકાર કરવાનું મને અશક્ય લાગે છે ને તેથી હું ધારાસભાનો અને તેની ચૂંટણીનો બહિષ્કાર કરીશ. ઉપરાંત તેમણે સાફ જણાવ્યું કે પંજાબના જે સત્તાધીશોના હાથ નિર્દોષ સ્ત્રી-પુરુષ-બાળકોના લોહીથી ખરડાયેલા છે તેમની સાથે અમે હરગીઝ હાથ નહિ જ મિલાવીએ.

આ વાત મારા દિલમાં સીધી ઊતરી ગઈ. પંજાબના સવાલ પર ધારાસભાનો બહિષ્કાર પોકારવા હું તૈયાર થયો.[1]

પણ ખૂબીની વાત તો એ થઈ કે ધારાસભાના બહિષ્કારની લાલાજીની સૂચના ગાંધીજીએ તરત જ વધાવી લીધી. આગલે જ મહિને

---

૧. પછીની ચર્ચાઓથી આ વાત ગાંધીજીના જાણવામાં આવી તેથી તેમણે પંજાબની એક સભામાં ઓક્ટોબર માસમાં કહેલું: 'આ અસહકારનો મામલો ઉત્પન્ન થયો ખિલાફતમાંથી, પણ જ્યારે પંજાબ ભળ્યું ત્યારે આખા દેશને તેમાં તેઓ ભેળવી શક્યા. પોતાના ગુજરાતના એક સારામાં સારા કામ કરનાર ઇન્દુલાલ યાજ્ઞિક પંજાબનું કારણ આમાં દાખલ થયું ત્યારે જ અસહકારમાં ભાગ લેતા થયા.' મહાદેવભાઈની ડાયરી, પુ. ૫, પાન ૨૯૫.

અસહકારનો કાર્યક્રમ રજૂ કર્યા પછી તેમણે ધારાસભાના બહિષ્કારનું સૂચન નહોતું કર્યું, એટલું જ નહિ પણ ઉમેદવારોની પસંદગી માટે ખાસ લાયકાતનું ધોરણ વિગતસર વર્ણવ્યું હતું. સાથે એ પણ ચોક્કસ છે કે અસહકારનો કાર્યક્રમ આમજનતાને આવરી લે એ માટે તે અહર્નિશ ચિંતન કરતા. તેથી લાલાજીનો લેખ પ્રગટ થતાં જ તેમણે ધારાસભાના બહિષ્કારનો મુદ્દો તરત અસહકારની પહેલી જ ભૂમિકામાં સામેલ કરી દીધો.

એક વાર સરકારી સંસ્થાના બહિષ્કારનો નવો ચીલો ગાંધીજીને દેખાયો એટલે જોતજોતામાં ગાંધીજીની પ્રતિભા નવા રાહે વીજળીવેગે આગળ ધસી. 'હિન્દ સ્વરાજ'ના લેખક, સિદ્ધાંતની દૃષ્ટિથી સરકારી શિક્ષણતંત્રના અને ન્યાયતંત્રના ચુસ્ત વિરોધી હતા. તેથી તેમની બુદ્ધિએ હરણફાળ મારીને ધારાસભાની સાથે પ્રજાને ગુલામીમાં રાખનાર સરકારી અદાલતોનો અને વિદ્યાર્થીઓનું ગુલામી માનસ ઘડનાર સરકારી શાળાઓનો બહિષ્કાર પોકાર્યો. સાતમી જૂને તેમણે અસહકારનો જે વિગતવાર કાર્યક્રમ રજૂ કર્યો તેમાં એ ત્રણે સંસ્થાના તેમજ પરદેશી માલના બહિષ્કારને સામેલ કરીને આખા દેશના વિચારવંત વર્ગને ચકિત કર્યો અને આમ-જનતાને નવી લડતમાં જોડાવાને વિશાળ દરવાજા ખોલી આપ્યા.

ધારાસભાના બહિષ્કાર વિષે લાલા લજપતરાયની વિચારસરણી મારા મગજમાં ઊતરી ગયેલી. હવે ગાંધીજી તેમનાથી પણ આગળ દોડી ગયા. તેથી તેમના પર નવી શ્રદ્ધાથી ને નવી હોંશથી તેમનું પૂરું માનસ સમજવાને હું તેમને મળવા ગયો. તેમની સાથે પૂરી વાત કરતાં માલૂમ પડ્યું કે તેમનો કાર્યક્રમ ઉપરથી દેખાતો હતો તેવો કેવળ નકારાત્મક નહોતો. તેમને તો સરકારી સંસ્થાઓનો બહિષ્કાર કરીને રાષ્ટ્રીય સંસ્થાઓ સર્જવી હતી. સરકારી ધારાસભાઓ તજીને કોંગ્રેસને પ્રજાની સાચી આમ-સભા અને તેની કાર્યવાહક કમિટીને સાચી સરકાર બનાવીશું; સરકારી શાળા કોલેજોની ગુલામીમાંથી હજારો–લાખો વિદ્યાર્થીઓને છોડાવીને આપણે આઝાદ શિક્ષણ આપવાને રાષ્ટ્રીય શાળાઓ અને વિદ્યાલયો

ખોલીશું; સરકારી અદાલતોની માયા તોડીને આપણે દેશાભિમાની વકીલોની મદદથી, અસંખ્ય ગરીબ લોકોને લવાદ પંચની મારફત સસ્તો ન્યાય આપીશું; પરદેશી માલનો બહિષ્કાર કરીને આપણા રાષ્ટ્રીય અને ગામડી ઉદ્યોગોને પોષીશું અને કરોડો બેકારોને રોજી આપીશું : આવી સાંગોપાંગ યોજના જાણીને હું સાનંદાશ્ચર્યમાં લીન થયો.

આવી વ્યાપક યુદ્ધનીતિ અમારા સેનાપતિ પાસેથી પહેલી જ વાર જાણીને હું ફરી વાર તેમનો આરૂઢ ભક્ત બન્યો. આ લડત જેટલી લડાયક હતી તેટલી જ આમજનતાને સમજાવી શકાય એવી લાગી. ખિલાફત કરતાં પણ પંજાબના અત્યાચારોથી સરકાર સામે સમસમી રહેલી પ્રજાને સરકાર સામે બેઠું બંડ કરવાને ધોરી રાજમાર્ગ ખૂલતો દેખાયો. તરત જ મેં નવી લડતમાં ઝંપલાવવાનો અને મારા સાથીઓને સાથે ખેંચવાનો નિશ્ચય કર્યો.

વલ્લભભાઈ સાથે બધી વાત કરતાં તે મારી સાથે સંમત થયા. તેથી સર્વ મિત્રોને મળીને નવો નિર્ણય કરવાને અમે ગુજરાત રાજકીય મંડળની કારોબારી કમિટીની સભા નડિયાદમાં જુલાઈની ૧૧મીએ બોલાવી. દરમ્યાન તે સભામાં વાંચવાને ગાંધીજીએ મને એક કાગળ લખ્યો. વળી ૧૧મીના 'નવજીવન'ના અંકમાં ગુજરાતની ફરજ વિષે, આ સભાને નજરમાં રાખીને અગ્રલેખ લખી, તેમણે અમને ખાસ ચાનક આપી. કમિટીમાં મંત્રીઓ ઉપરાંત શંકરલાલ બેંકર અને બચુભાઈ, ફૂલચંદ શાહ અને મોહનલાલ પંડ્યા, વામનરાવ મુકાદમ અને દા૦ કરસુખ વોરા હાજર રહ્યા. અનસૂયાબહેન, કલ્યાણજી મહેતા અને દયાળજી દેસાઈએ ત્રિવિધ બહિષ્કારના પક્ષમાં સંદેશા મોકલ્યા. ત્યારે ચેમ્સફર્ડને પદભ્રષ્ટ કરવાનો ઠરાવ આગલી સાલ રજૂ કરનાર કનૈયાલાલ મુનશીએ બહિષ્કાર નીતિનો લેખિત વિરોધ કર્યો. છતાં જે નવું વાતાવરણ સર્જાયું હતું તેમાં અસહકારનો ગાંધીજીનો પૂરો કાર્યક્રમ સહેલાઈથી પસાર થયો.

અમારા ઠરાવથી સંતોષ પામીને ગાંધીજી પંજાબની સફરે ઊપડ્યા.

મૌલાના શૌકતઅલી તેમની સાથે હતા. અસહકારની લડતનો પડકાર અને દિવસ જાહેર થઈ ગયાં હતાં, તેથી દરેક મોટા સ્ટેશને ‘ મહાત્મા ગાંધીજીકી જય ’ અને ‘ અલ્લાહો અકબર ’ના બુલંદ પોકારો થવા લાગ્યા. પંજાબના દુઃખી લોકોમાં પણ ફરી વાર ઉત્સાહનાં પૂર ચડયાં. ઑગસ્ટની પહેલીએ મુસ્લિમોના સાથમાં રીતસર અસહકારની લડત શરૂ કરતાં, ગાંધીજીએ વાઈસરોયને એક મહત્ત્વનો પત્ર લખી દક્ષિણ આફ્રિકામાં તેમને મળેલા સરકારી ચાંદ–ખિતાબ તેમણે પાછા મોકલ્યા.

તે દિવસે અસહકારનું નવપ્રસ્થાન કરવા ગાંધીજી મુંબઈ આવ્યા. તે જ દિવસે લોકમાન્ય ટિળકનું અવસાન થયું. તેમને અંતિમ માન આપવાને આશરે દશ લાખ માણસોની જે સ્મશાનયાત્રા નીકળી તેમાં ભળીને ગાંધીજીએ મરહૂમ નેતાની નનામી થોડી વાર ઉપાડી. તેમના અગ્નિદાહને પ્રસંગે તેમણે યોગ્ય પ્રવચન કર્યું. ગાંધીજીની નવી લડતના આરંભ દિને ટિળકનું અવસાન એ અકસ્માત હતો. છતાં મારા જેવા ઘણા કાર્યકરોને લાગ્યું કે આજ જૂનો ટિળકયુગ પૂરો થયો અને ગાંધીજીનો નવો કર્મયુગ શરૂ થયો.

રાજકીય કમિટીના ઠરાવથી સંતોષ ન માનતાં ગાંધીજીએ ગુજરાતની પૂરી પરિષદ ભરવાં અને તેમાં અસહકારનો ઠરાવ ઑગસ્ટના અંત પહેલાં પસાર કરવા અમને સૂચવ્યું. તેમની નજર સપ્ટેમ્બરની કોંગ્રેસ પર હતી. ગુજરાતના પ્રતિનિધિઓ ખાસ પરિષદમાં નવી લડત લેવાનો ઠરાવ પસાર કરીને જ કોંગ્રેસમાં જાય તો બીજા પ્રાંતો પર સારી છાપ પડે. અમે ગાંધીજીના આદેશ મુજબ પૂરપાટ ધસવા તૈયાર હતા. પણ થોડાં અઠવાડિયામાં ગુજરાતની પરિષદ બોલાવવાનું કાર્ય મુશ્કેલ હતું. આટલા થોડા વખતમાં સફળ પરિષદ મેળવવાનું ઘણા સાથીઓને અશક્ય લાગ્યું. છતાં ગાંધીજીની લડતની વિજયકૂચ રોજ આગળ ધપતી જોઈને અમે કેટલાકે પરિષદ ભરવાનું બીડું ઝડપ્યું. તે બેઠકમાં રસ ધરાવનાર ભાઈઓની સભા ઑગસ્ટની બીજીએ મળી. તેમાં ધાર્યા મુજબ સ્વાગત સમિતિ રચવામાં આવી. તેના મંત્રીઓ તરીકે મારી સાથે મારા

જૂના સાથીઓ દા૦ હરિપ્રસાદ અને જીવણલાલ બેરિસ્ટર ચૂંટાયા. પરિષદ ૨૮ ને ૨૯મીના રોજ અમદાવાદમાં ભરવાનું ઠરાવવામાં આવ્યું. પછી માથે લીધેલું કામ પાર પાડવાને મેં સર્વની મદદથી એકાગ્રપણે જહેમત ઉઠાવવા માંડી.

અનેક પરિષદોના અનુભવથી હું આ બેઠક માટે જરૂરી ગોઠવણ સપાટાબંધ કરતો ગયો. પરિષદ માટે ભગુભાઈના વંડાનું વિશાળ ચોગાન મળતાં તેમાં મંડપ બાંધવાનું કામ સ્થાનિક મિત્રોએ ઉપાડી લીધું. બધા જિલ્લામાં પરિષદનો પ્રચાર કરવાને નાની પત્રિકાઓ અને મોટાં ભીંત-પત્રો તૈયાર કરાવી મેં ઠામઠામ મોકલી આપ્યાં. શહેર ને ગામડેથી અમારા કહેણના પ્રોત્સાહક જવાબ આવતા ગયા તેથી ટૂંક વખતમાં પરિષદની સફળતાની અમને ખાતરી થઈ.

સ્વાગત કમિટીના પ્રમુખ તરીકે વલ્લભભાઈની પસંદગી સહેલાઈથી થઈ ગઈ. પણ પ્રમુખની ચૂંટણીનો સવાલ જરા કપરો નીવડ્યો. કેટલાક મિત્રોની નજર વડોદરાના બુઝર્ગ નાગરિક અબ્બાસ તૈયબજી પર ઠરી. પંજાબ કમિશનમાં તે ગાંધીજી સાથે સામેલ હતા. ઠામ ઠામ સેંકડો સાક્ષીઓને તપાસીને તેમની જુબાની નોંધવામાં તેમણે ભારે શ્રમ ઉઠાવ્યો હતો. પંજાબનો સવાલ પરિષદમાં મોખરે હતો તેથી ગાંધીજીએ તો હોંશથી તૈયબજીનું નામ વધાવી લીધું. ફક્ત તેમને એક જ અંદેશો હતો કે પંજાબના અત્યાચારોની હકીકત જાતે સાંભળતાં તેમના દિલ પર ભારે ચોટ લાગી હતી અને તે હૃદયરોગથી પટકાયા હતા. છતાં તેમની તબિયત હવે સુધરી હોય તો તેમને પ્રમુખપદ સ્વીકારવા એક ભલામણ-પત્ર ગાંધીજીએ આપ્યો તે લઈને હું વડોદરે ગયો.

સવારના આઠેક વાગે તૈયબજીને કેમ્પને બંગલે હું પહોંચ્યો, ત્યારે તેમનું બહોળું કુટુંબ બગીચામાં ટેબલ પર ચા પીવા બેઠું હતું. શિષ્ટાચાર પૂરો કરીને મેં તેમને ગાંધીજીનો પત્ર આપ્યો. તેમણે તેનો સાર તેમનાં પત્ની અને પુત્રીઓને સમજાવ્યો. તરત જ સર્વ પુત્રીઓ તો

એકી સાથે જોરશોરથી કહેવા લાગી: 'બાપાજી! તમારે પ્રમુખપદ સ્વીકારવું જ જોઈએ.' તેમનાં માતુશ્રીએ તબિયતના કારણે જરા આનાકાની કરી. પણ આખરે દીકરીઓના બુલંદ અવાજમાં માતાનો ઝીણો અવાજ ડૂબી ગયો અને પ્રેમળ પિતાએ થોડી જ વારમાં મારી માગણી મંજૂર કરી, તેથી ૧૫મીના રોજ સ્વાગત સમિતિએ રીતસર પ્રમુખની ચૂંટણી જાહેર કરી. હિન્દુ–મુસ્લિમ એકતાની સરજાયેલી નવી હવામાં સર્વેએ આ જાહેરાતને હોંશભેર વધાવી લીધી.

ઠરાવ્યા મુજબ ૨૮મી તારીખે ચોથી ગુજરાત રાજકીય પરિષદ મળી ત્યારે વિશાળ મંડપ જિલ્લાના સેંકડો પ્રતિનિધિઓથી અને અમદાવાદના હજારો શ્રોતાજનોથી ભરચક ભરાઈ ગયો. ગાંધીજી એ દિવસ પર જ પંજાબથી પાછા ફરીને મંચ પર પધાર્યા ત્યારે સર્વેએ તાળીઓના ગડગડાટથી તેમને વધાવી લીધા. પ્રમુખનાં જ પુત્રી રેહાનાએ—

'સારે જહાંસે અચ્છા,
હિન્દોસતાં હમારા'

—એ ગીત ઘૂંટીઘૂંટીને અત્યંત મધુર સૂરે–આઝાદીના પૂરા આવેશથી, ગાયું તેથી પરિષદ માટે સુયોગ્ય ગંભીર વાતાવરણ સર્જાયું. વલ્લભભાઈએ અને તૈયબજીએ પ્રસંગને અનુરૂપ મુદ્દાસર ભાષણો કર્યાં. ખરો રંગ વિષયવિચારિણી સભામાં જામ્યો. તેમાં અસહકારનો સાંગોપાંગ ઠરાવ ઘડીને ગાંધીજીએ બહુ જ ધીરજથી સમજાવ્યો. કંઈક શંકા અને વિરોધના સૂર સંભળાયા, તેનું નિવારણ કરવાને તેમણે એક એક મુદ્દાની વિશદ સમજૂતી આપી. છેવટે આ ઠરાવ આ કમિટીમાં તેમજ પરિષદમાં લગભગ સર્વાનુમતિથી પસાર થયો.

પરિષદમાં ગાંધીજીએ અસહકારનો જે ઠરાવ રજૂ કર્યો તેના બે મુદ્દા ખાસ નોંધપાત્ર હતા. પ્રથમ તો તેમના વિચાર મુજબ પંજાબ અને ખિલાફતના અન્યાય દૂર કરવાને જ અસહકાર યોજવાનું તેમાં જણાવ્યું. સ્વરાજના મૂળભૂત હક્કનો તેમાં નિર્દેશ નહોતો. બીજું, અહ-

વાડિયા પછી જ સારા દેશની ખાસ કોંગ્રેસ મળવાની હતી. છતાં આ ઠરાવ કોંગ્રેસને ભલામણરૂપ નહોતો પણ છેવટના નિર્ણયરૂપ હતો. કોંગ્રેસ ગમે તે કરે, પણ ગુજરાતની પરિષદે તો ગાંધીજીની આગેવાની નીચે લડત લેવાનું પ્રજાને એલાન કર્યું.

અસહકારના ઉદયકાળથી જ ગાંધીજી બહિષ્કારની સાથે રચનાત્મક કાર્યનો ખૂબ આગ્રહ રાખતા. તેથી સરકારી શિક્ષણસંસ્થાઓનો બહિષ્કાર સફળ બનાવવા માટે રાષ્ટ્રીય શાળાઓ અને શિક્ષણસંસ્થાઓ સ્થાપવાનો ઠરાવ તેમણે સૂચવ્યો. તરત જ મને થયું કે જો કોઈ માધ્યમિક શાળાઓ સરકાર ને યુનિવર્સિટીનો સંબંધ છોડી દે તો તે સર્વ ને સાંકળીને તેનું નિયમન કરવાને, તેના વિદ્યાર્થીઓની મેટ્રિક જેવી શાળાંત પરીક્ષા લઈ તેમને યોગ્ય પ્રમાણપત્ર આપવાને તેમજ તેમને વિવિધ જ્ઞાન–વિજ્ઞાનના વિષયમાં ઉચ્ચતર શિક્ષણ આપવાને, રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપવી જોઈએ. બીજે પક્ષે નરહરિભાઈએ કહ્યું કે હાલમાં આપણે રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાનો ઠરાવ કરીએ અને તેનો પૂરતો અનુભવ થયા પછી મહાવિદ્યાલય. વિદ્યાપીઠ વગેરે કેન્દ્રીય સંસ્થા વિષે નિર્ણય કરી શકાશું. તે વખતે ચોપાસ ફેલાતી અસહકારની હવાથી હું પરિચિત હતો અને કેટલીયે નાનીમોટી હાઇસ્કૂલ સપાટાબંધ સરકારી બંધન તોડી નાખશે એવી મારી ખાતરી હતી. તેથી મેં તો આવી શાળાઓને માટે શિરછત્રરૂપ વિદ્યાપીઠ રચવાનો ફરીફરીને આગ્રહ કર્યો. મારી વાત ગાંધીજીને ગળે ઊતરી. તેથી રાષ્ટ્રીય શાળાઓની સાથે ગુજરાત વિદ્યાપીઠ સ્થાપવાનો ઠરાવ પરિષદે કર્યો. તેના સંચાલનની બધી વ્યવસ્થા કરવાને એક ખાસ કમિટી નિમાઈ. તેના મંત્રી તરીકે કિશોરલાલ મશરૂવાળાને અને મને નીમવામાં આવ્યા.

આ પરિષદમાં મુંબઈના મારા મિત્રો પૈકી ભાગ્યે જ કોઈ દેખાયા.[1]

---

૧. મનસુખલાલ માસ્તર આ પરિષદમાં આવેલા અને તેમણે હિંમતભેર અસહકારના ઠરાવનો વિરોધ કર્યો; મત લેવાતાં સાતઆઠ મત વિરોધમાં પડયા તેમાં રમણભાઈ નીલકંઠની સાથે મનસુખલાલ માસ્તર પણ વિરોધપક્ષમાં હતા.

ગાંધીજીએ ઉપરાઉપરી આકરી કસોટી યોજવા માંડી તેમાં શહેરના ચુનંદા વિદ્વાન વક્તાઓ પાછા પડચા, ત્યારે ગામગામેથી અવનવા ભેખધારી યુવકરત્નો બહાર આવી ઝળકતા ગયા.

વામનરાવ મુકાદમ અને દયાળજી દેસાઈ જેવા પ્રખર વક્તાઓએ ખિલાફતના પ્રમાણમાં પંજાબના અન્યાય પર જ તેમની વાણી પૂરબહારમાં વહેવડાવી. તેમ ખિલાફતની હાકલ સાંભળીને આ પરિષદમાં પહેલી વાર મુસ્લિમ ભાઈઓ મોટી સંખ્યામાં આવ્યા. સુરતના સૈયદ એદ્રુસ, ભરૂચના અસદઅલી, નડિયાદના ઇસ્માઈલ ગાંધી જેવા અનેક બિરાદરોએ પરિષદમાં પહેલી વાર ભાગ લીધો અને ખિલાફત વિષે જુસ્સાદાર ભાષણ કર્યાં. છેવટે આ સભાની પ્રચંડ માનવમેદની 'મહાત્મા ગાંધીજીની જય,' 'હિન્દુ–મુસલમાનની જય' અને 'અસહકારનો જય' વગેરે બુલંદ અવાજો વચ્ચે વિખરાઈ.

અસહકારનો નિર્ણાયક ઠરાવ કરવામાં સારા દેશમાં ગુજરાતે પહેલ કરી તે માટે તરત જ ગાંધીજીએ પરિષદને અને પ્રતિનિધિઓને ધન્યવાદ આપ્યા. ખરેખર ગુજરાતે પહેલો પાસો નાખ્યો તેથી તેની અને ગાંધીજીની રાજકીય પ્રતિષ્ઠા ખુબ વધી. પોતાના પ્રાંતમાં અસહકારનો ડંકો વગાડીને ગુજરાતના સેંકડો કાર્યકરોનાં જૂથ સાથે ગાંધીજી કલકત્તાની મહાસભામાં નવી લડતના વિજયસ્તંભ રોપવાને ઊભરાતી શ્રદ્ધા અને તાકાતથી ચાલી નીકળ્યા.

સન ૧૯૨૦ના માર્ચથી કેળવણી મંડળે નવી ગુજરાતી શાળા ઉઘાડી હતી અને જે. એલ. ન્યુ ઇંગ્લિશ સ્કૂલનો વહીવટ હાથમાં લીધો હતો. પછી ઉનાળો નજીક આવતો ગયો તેમ મંડળ તરફથી પહેલી જ વાર સ્ત્રીકેળવણી સંબંધી નવી જવાબદારી ઉપાડવાનો અમે વિચાર કરવા માંડયો.

ચારેક વરસથી અમદાવાદ અને સુરતનાં મહિલાવિદ્યાલયોએ કન્યા-

ઓને સ્વતંત્ર ધોરણસર માધ્યમિક શિક્ષણ આપવાનો પ્રયોગ શરૂ કર્યો હતો. હવે બંને સંસ્થાઓની થોડી થોડી કન્યાઓ છેલ્લા શાળાંત વર્ગમાં ભણતી હતી. દા૦ સુમંત અને હું કંઈક અંશે બન્નેની વચ્ચે કડીરૂપ હતા. શારદાબહેન અમદાવાદની સંસ્થામાં નિયમિત કાર્ય કરતાં. તેથી બંનેના છેલ્લા વર્ગના અભ્યાસક્રમ લગભગ સરખા જ હતા. બંનેની વિદ્યાર્થિનીઓની પરીક્ષા એક જ મંડળ તરફથી લેવાય તો તેમાં ઉત્તિર્ણ થાય તેમના ઉચ્ચતર શિક્ષણનું કામ સહેલાઈથી હાથ ધરી શકાય. આ દૃષ્ટિથી અમારા મંડળે થોડા વખત પર સ્ત્રીકેળવણીનું એક જ ધોરણ ઘડવાની વ્યવસ્થા કરવાને સ્ત્રીકેળવણી મંડળ નામે એક કમિટી નીમી હતી. તેના મંત્રી શારદાબહેને સુરતના વિદ્યાલયનો સંપર્ક સાધ્યો હતો. વાટાઘાટો પૂરી થતાં સુરતની અને અમદાવાદની બંને સંસ્થાઓ અમારા મંડળ તરફથી લેવાતી શાળાંત પરીક્ષામાં તેમની કન્યાઓને બેસાડવાને કબૂલ થઈ. એપ્રિલ માસમાં આ વ્યવસ્થા જાહેર થઈ અને મંડળ તરફથી પહેલી શાળાંત પરીક્ષા જૂનની ૨૧મીએ રાખવાનું શારદાબહેને જાહેર કર્યું.

હવે અમારા મંડળની આગળ શાળાંત પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થિનીઓના ઉચ્ચતર શિક્ષણ માટે સરકારથી સ્વતંત્ર ધોરણસર મહિલા પાઠશાળા સ્થાપવાનો સવાલ આવ્યો. તે કાળમાં પૂનાની મહિલા વિદ્યાપીઠના પિતા પ્રો૦ કર્વે કેટલીક વાર અમદાવાદમાં અને અન્યત્ર શારદા-બહેનને મળેલા અને ગુજરાતમાં આવી પાઠશાળા સ્થપાય તે તેમની વિદ્યાપીઠ સાથે તેને જોડવા વિષે ઘણી ચર્ચા થયેલી. પણ અમદાવાદમાં ત્રણેક વિદ્યાર્થિની શાળાંત પરીક્ષામાં પસાર થાય તેમને માટે અમારે પાઠશાળા કાઢવી ? તેનો ખરચ કેટલો થાય અને તે ક્યાંથી લાવવો ? કર્વેની વિદ્યાપીઠ તરફથી કંઈ મદદ મળે કે કેમ ? આ મુશ્કેલ સવાલો અમને ઘેરી વળ્યા.

મે માસમાં અમને ઓચિંતી ખબર પડી કે મુંબઈના મિલમાલિક સર વિઠ્ઠલદાસ ઠાકરસીએ ચોક્કસ શરતે પ્રો૦ કર્વેની મહિલા વિદ્યાપીઠને ૧૫ લાખ રૂપિયાનું દાન આપવાનો નિર્ણય કર્યો છે. અમે વિચાર્યું કે

આવા ભારે દાનની બધી શરતો નક્કી થાય તે પહેલાં જ ગુજરાતમાં સ્વતંત્ર પાઠશાળાની જરૂરિયાત સર વિઠ્ઠલદાસની આગળ રજૂ કરવી જોઈએ. તરત મેં તેમને કાગળ લખીને અમારા મંડળની અનેક પ્રવૃત્તિનો ખ્યાલ આપ્યો અને પ્રો૦ કર્વેના ધોરણસર નવી પાઠશાળા ચલાવવાને માટે યોગ્ય મદદ આપવાની તેમને વિનંતી કરી. તેમનો જવાબ મળતાં તેમને મળવાને હું મહાબળેશ્વર ઊપડી ગયો. તે વખતે મનસુખલાલ માસ્તર, તારાબહેન ને તેમના કુટુંબીઓ ત્યાં હતાં. તેથી તેમને ઘેર ઊતરીને હું સર વિઠ્ઠલદાસને ઘેર તેમને અને પ્રો૦ કર્વેને મળ્યો. શ્રીમંત શેઠે બહુ ભાવથી મને સત્કાર્યો અને અમારી ત્રિપક્ષી વાતચીત તેમના સુંદર બગીચામાં પૂરી દિલસોજીથી થોડા દિવસ ચાલી. વળી પ્રો૦ કર્વેની સાથે વૃક્ષરાજિથી શોભતા મહાબળેશ્વરના સુઘડ રસ્તા પર ફરીને મેં તેમની સારી અંગત પિછાન કરી. છેવટે તો તેમની સાથે જ મળીને સ્ત્રીસંસ્થાઓનો રોજિંદો વહીવટ અમારે કરવાનો હતો તેથી શેઠની સાથે થયેલી ગોઠવણના અમલ વિષે મેં બુઝર્ગ પ્રોફેસર સાથે પાકી વાતચીત કરી લીધી.

બધી ચર્ચાઓને અંતે એવું ઠર્યું કે અમે જે મહિલા પાઠશાળા અમદાવાદમાં શરૂ કરીએ તે મહિલા વિદ્યાપીઠ સાથે જોડવામાં આવે તો તેના વાર્ષિક ખરચની અડધી રકમ તેના તરફથી મદદ તરીકે મળશે. ભવિષ્યમાં તે વિદ્યાપીઠ તરફથી જ બંને મહિલાવિદ્યાલયોની શાળાંત વર્ગની પરીક્ષા લેવાય અને તે સારુ તે બંને, પૂનાના વિદ્યાપીઠ સાથે જોડાય તો તેમને પણ નિયમ મુજબ મદદ અપાશે. આવી સંગીન વ્યવસ્થા કરીને અને ફુરસદના વખતમાં થોડાં ગિરિશિખર અને વનમાર્ગોનું પર્યટન કરીને હું પાછો ફર્યો.

તે વખતે દા૦ સુમંત અને શારદાબહેન સહકુટુંબ બીલીમોરામાં રહેતાં તેથી સીધો તેમને મળવા ગયો. તેમણે મારી વાત સાંભળીને, બંને વિદ્યાલય પૂનાની કેન્દ્રીય સંસ્થા સાથે જોડવામાં અને અમદાવાદમાં તરત મહિલા પાઠશાળા સ્થાપવામાં સંમતિ આપી. ત્યાંથી સુરત જઈ

દા૦ કરસુખને વાત કરી, અને તેમની સંસ્થાને પૂનાની વિદ્યાપીઠ સાથે જોડવાને સમજાવ્યા.

અમે બધાં અમદાવાદમાં જૂન માસમાં પાછાં મળ્યાં ત્યારે નવી પાઠશાળાની સ્થાપના પર અમારું ધ્યાન એકાગ્ર થયું. તેને માટે પ્રથમ તો યોગ્ય અધ્યાપકો રોકવા જોઈએ. હાઇસ્કૂલમાં રોકાયેલા સ્વયંસેવકો તેમાં સહાય કરી શકે, તે માટે તેમની સાથે અમે વાતચીત શરૂ કરી. અમારી કમિટીના અનેક સભ્યો આગળ બધી વાત કરીને અમે પૂર્વ-ભૂમિકા તૈયાર કર્યા પછી મેં જુલાઈની ૧૮મીએ કાર્યવાહક કમિટીની સભા બોલાવી. પ્રો૦ કર્વે તરફથી અડધી રકમ મળે તોયે જે બાકી રકમ ભેગી કરવી પડે તેની જવાબદારી શારદાબહેને અને મેં ઉપાડી લીધી. તેથી મહિલા પાઠશાળા બનતી સગવડે સ્થાપવાનું અને તેને પૂનાની વિદ્યાપીઠ સાથે જોડવાનું ઠરાવવામાં આવ્યું.

ભરચક ભરેલા શહેરમાં યુવતીઓના શિક્ષણ માટે નવું મકાન મેળવવામાં મુસીબત નડી. તરતમાં તો ખાડિયામાં બચુભાઈના તબેલા પર એક માળ અમે રાખી લીધો. અધ્યાપકોના સવાલે અમને વધારે તકલીફ આપી. અમારા અનેક જુવાન સ્વયંસેવકો નવી પાઠશાળામાં શીખવવા તૈયાર હતા. પણ શારદાબહેને એવું સ્પષ્ટ શાસન સંભળાવી દીધું કે ત્રીસ વરસથી ઓછી વયના કોઈ શિક્ષક નવી સંસ્થામાં શીખવી શકશે નહિ. આ ઉપરથી સ્વયંસેવકો સાથે થોડી ટપાટપી થઈ. છેવટે કમિટીએ શારદાબહેનનું ધોરણ માન્ય કર્યું. વચગાળામાં તેના ભંગ થવાથી કંઈક કડવી ચર્ચાઓ થઈ. છતાં તેના અણિશુદ્ધ અમલ થતાં પાઠશાળાની પ્રતિષ્ઠા અને પ્રગતિ નિશ્ચિત થયાં.

બધી તૈયારી થયા પછી ઑગસ્ટની ૩૦મીએ નવી પાઠશાળાનું ઉદ્ઘાટન વડોદરાના દીવાન સર મનુભાઈને હાથે રાજકીય પરિષદના મંડપમાં કરવામાં આવ્યું. અમદાવાદમાં સંસ્કારી સ્ત્રીપુરુષો, શિક્ષકવર્ગ અને વિદ્યાર્થિનીઓ સારા પ્રમાણમાં હાજર હતાં. મનુભાઈએ બહુ જ

વિદ્વત્તાભર્યું ભાષણ કરીને પાઠશાળા પર શુભેચ્છા વરસાવી. માત્ર પહેલેથી તૈયાર કરેલું લાંબુ ભાષણ તે વાંચી ગયા તેથી તે જરા કંટાળા-ભરેલું નીવડ્યું.

જે મંડપમાં સરકાર સામે અસહકારનો ઠરાવ આગલે દિવસે જ પસાર થયેલો તેમાં મનુભાઈ જેવા સરકારપક્ષી માણસને મારા તરફથી બીજા કામે નોતરવામાં આવ્યા તેથી કેટલાંક રાજકીય મંડળોમાં મારી ટીકા થઈ. પણ મને તો એકી સાથે વિવિધ ક્ષેત્રોમાં કામ કરવાની ટેવ હતી અને દરેકમાં વિવિધ રાજકીય વર્ણના અને વિવિધ પ્રકૃતિના માણસો સાથે હું ખુશીથી કામ કરતો, તેથી આવી ટીકાને અણસમજુ ગણીને હું સહેજે ગળી ગયો.

તરત જ મહિલા પાઠશાળાની રીતસર શરૂઆત ત્રણ વિદ્યાર્થિની-ઓને દાખલ કરીને કરવામાં આવી. પહેલે જ મહિનેથી પૈસાની મુસીબત સાલવા માંડી. તેથી અનેક કામ છોડીને શારદાબહેન મુંબઈ ઊપડ્યાં. હું પણ થોડા વખત તેમની સાથે ફર્યો. વરસતા વરસાદમાં રતનશી ધરમશી જેવા અનેક સજ્જનોને મળવાને, શારદાબહેન કેટલાયે દાદરા ચડ્યાં ને કેટલાયને ઘેર જઈ આવ્યાં. આ પાઠશાળા તેમની જ લાંબી તપશ્ચર્યાનું શુભ પ્રતીક હતું. તેને ઉજાળવાને તેમણે અથાગ પરિશ્રમ લીધો. તેને લીધે જ પહેલા વરસ માટે જરૂરી રકમ અમને મળી ગઈ અને પાઠશાળાનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો.

આગલી સાલમાં ગાંધીજીએ સ્વદેશીનો અને પછી ખાદીનો પ્રચાર શરૂ કર્યો ત્યારથી અમારાં કપડાંમાં ફેરફાર થયો હતો. વિદેશી કાપડ તો હું કદી પહેરતો જ નહિ. પણ ઘરાક અને સ્વયંસેવક દળના ખાખી હાફકોટના વાઘા ઊતરી ગયા હતા અને તેને બદલે લાંબાં પહેરણ–ઝભ્ભા મેં પહેરવા માંડ્યા હતા. માથા પરથી કાશ્મીરી કે બંગલોરી ટોપીને રુખસદ આપીને મેં સફેદ દેશી કાપડની જ ટોપી પહેરવા માંડી

હતી. હવે અસહકારનો નવો કાર્યક્રમ અપનાવ્યો, તેમ મારો ઝભ્ભો અને ટોપી શુદ્ધ ખાદીનાં બની ગયાં. માત્ર દેશી મિલનું ઝીણું ધોતિયું હું પહેરતો રહ્યો અને નવી લડતના ઉગ્ર શાસનથી તેને બદલે ખડબચડી ખાદીનું ધોતિયું મેં પહેરવા માંડયું.

શારદાબહેનની છાયામાં રહેતો તોયે હું હંમેશ ટાઢા પાણીએ જ નાહતો અને આશારામનો પકાવેલો જાડો ખોરાક જ આરોગતો. સાધારણ રીતે મારે ઘેર મહેમાનોનો સત્કાર કરવાને બદલે પારકે ઘેર મહેમાન થવાનું જ હું પસંદ કરતો. તેથી વિવેકની ખાતર પણ કોઈનો અતિથિ-સત્કાર કરવાની મને ટેવ નહોતી. છતાં ૧૯૨૦ના ઉનાળામાં અણધાર્યા અતિથિ ઘેર આવી ગયા અને તેમની દિલસોજીની મીઠી સુવાસ મૂકતા ગયા.

ઉનાળામાં ચિ૰ રમણભાઈના લગ્નપ્રસંગે હું નડિયાદ ગયો. માતુશ્રીના અવસાન પછી કોઈ સગાંને ત્યાં મંગળપ્રસંગે પણ હું જતો નહિ. કોઈ બહુ આગ્રહ કરે તો તેમણે લીધેલાં બાળલગ્નને અનિષ્ટ ગણી તેનો બહિષ્કાર કરવાનો મારો નિશ્ચય જણાવતો. પણ ચિ૰ રમણભાઈ તો આશરે ૨૫ વરસના હતા, અને તેમનો વિવાહ ચંદ્રશંકર પંડયાની પુત્રી વિનોદબહેન સાથે કરવામાં હું સામેલ હતો. આ લગ્ન નિમિત્તે મેં કોઈ વહેવારિક જવાબદારી લીધી નહોતી. માત્ર બંને પક્ષના એક મિત્ર અને મહેમાન તરીકે લગ્નની મોજ માણવા અને ઘણે વરસે સ્વજનોને મળવાને જ હું નડિયાદ ગયો. ત્યાં તારાબહેન, માસ્તર બંને પક્ષનાં મિત્ર તરીકે આવેલાં. મોટાં બહેનના વાત્સલ્યભાવથી તેમણે મને સોનાનું કાંડાનું ઘડિયાળ ભેટ આપ્યું. વળી ત્યાં રમણભાઈના મિત્ર અને મુંબઈના ધારાશાસ્ત્રી ગુલાબભાઈ જોશી મળ્યા. મારી સાથે થોડી વાત કરતાં અને મારા ગામડાંના કામમાં રસ પડતાં તેમને મારે ઘેર આવવાનું મન થયું. લગ્ન પૂરું થતાં તે મારી સાથે ગાડીમાં બેસી અમદાવાદ આવ્યા.

મારું સંમિશ્ર ઘર ને કાર્યાલય તેમને બહુ જ ગમી ગયું. સવારથી રાત સુધી ગામડાંના ને શહેરના માણસો ત્યાં આવે ને જાય. કોઈ

આંગણામાં ગાડી કે ઘોડું છોડે; કોઈ પગથિયા પર કે કાર્યાલયમાં આવીને બેસે. એકબે કારકુનો ટેબલ પર કામ કરતા હોય ને વળી કંઈ હુકમ મળતાં બહારગામ ઊપડી જાય. મારા વિશાળ ખંડમાં ચોપાસ ટિંગાડેલા નકશાની વચ્ચે મોટા ટેબલ પર છાપાં, ફાઈલો અને કાગળોના ઢગ પડ્યા હોય. પણ ખાવાનો વખત થતાં આશારામ રસોડામાંથી બહાર નીકળીને ટેબલ ચોખ્ખું કરે, તેના પર જૂનું છાપું પાથરી દે અને અમારી તૈયાર થાળીઓ લાવીને મૂકી દે. આ બધી અવનવી રીતરસમ જોઈને જોશી બહુ તાજુબ થયા અને બોલ્યા: ' This is a plebian's house open by day and night![1]'

આ શબ્દોમાં મારા ઘરનું ખરું હાર્દ સમાયેલું લાગ્યું, તેથી તે મારા સ્મૃતિપટ પર કાયમને માટે કોરાઈ ગયા. પણ તે વખતે મને એ ક્યાં ખબર હતી કે આ શબ્દો જેટલું એ ઘર ચિરંજીવી નહોતું, અને થોડા જ વખતમાં મારા પગ નીચેથી તે સરી જવાનું હતું!

જૂન માસમાં રજા ઊઘડતાં શારદાબહેન અમદાવાદ પાછાં આવ્યાં ત્યારે માલૂમ પડ્યું કે આ ઘરમાં કન્યાઓનું વસતિગૃહ ચલાવવાની તેમની યોજના પાર પડી નહોતી તેથી તેમણે તે ખાલી કરીને પાછા લાલ દરવાજાને અસલ ઘેર જવાનું ઠરાવ્યું હતું. નવી ગોઠવણથી મારા વાસનો પાયો ડોલી ગયો. મારે પણ ઘર ખાલી કર્યે જ છૂટકો. આ વખતે અનસૂયાબહેનની સાથે હું નવા ઘરની શોધમાં નીકળ્યો. છેવટે તેમના ઘરની પાસે જ બકુભાઈ શેઠની ઑફિસમાંથી બેત્રણ ઓરડા મને મળ્યા. ચોપાસ મજાનો બગીચો હતો અને વચ્ચે નાના નાના બંગલા હતા તેથી આ સ્થાનક મને ગોઠી ગયું. પણ આસ્ટોડિયા રોડનું મોટા પગથિયાં અને ઓટલાવાળું એ 'શ્રમિકનું ઘર' ગયું તે ગયું જ. તેની સાથે શારદાબહેનનો અને તેમનાં સોજીલાં બાળકોનો નિત્ય સહવાસ પણ ગયો. ફરી વાર એવું મજાનું ઘર કે એવો મીઠો સહવાસ મને કદી સાંપડ્યાં નહિ.

---

૧. આ શ્રમિકનું ઘર દિવસ અને રાત (સર્વ માટે) ખુલ્લું જ છે.

અનસૂયાબહેન અને શંકરલાલ હવે છેક પાસે રહેતાં. તેથી કોઇ કોઈ સાંજે તેમને ઘેર હું આરામ ને વિનોદ કરવા જતો. હવે તે મજૂર મહાજનમાં અને હું રાજકાજમાં નિમગ્ન હતાં. અમારા કાર્યપ્રદેશ સાફ જુદા પડચા હતા. છતાં એકબીજા પાસેથી કંઈ નવું નવું જાણીને બંને આનંદ પામતાં. વળી શંકરલાલ હાસ્યવિનોદમાં એક્કા હતા અને અનસૂયા-બહેન હંમેશાં ભાવિક સ્વાગત કરતાં. તેથી તેમનું ઘર વખતોવખત મારું આરામસ્થાન બની રહેતું.

હરિલાલ દેસાઈભાઈએ તેમની હાઇસ્કૂલનો વહીવટ પૂરા વિશ્વાસથી મને સોંપેલો. તેથી ક્વચિત ગાંધીજીના આશ્રમ પર જતાં આવતાં તેમને બંગલે ચડી જતો. કોઈ વાર ગુજરાત કૉલેજ પાસેના હાલના બાગની જગ્યાએ અમે ગાડીમાં બેસીને ફરવા જતા અને પછી ચોપાસ ઝૂકતા ખુલ્લાં ખેતરો પર નજર નાખતા. ભવિષ્યમાં સાથે મળીને ત્યાં નવી કૉલેજ અને વિદ્યાર્થીઓ માટે વસતિગૃહ બાંધવાની અમે યોજના કરતા. તેમને હસ્તક કેટલીક ધર્માદા સંસ્થાનો વહીવટ હતો. તેની આવકમાંથી આ કામ માટે સારી રકમ ફાજલ પાડવાનું તે વિચારતા. પણ થોડા વખતમાં નવી રાજકીય ચળવળમાં હું સામેલ થયો તેના પરિણામે આ બધી મનની મનમાં જ રહી ગઈ.

મારા કૉલેજના સહાધ્યાયી બાલાભાઈ જમનાદાસ નાણાવટીની સાથે પણ મારી મૈત્રી ગાઢ થઈ હતી. ગામમાં ફરતાં, રીચીરોડ પર બાંધેલા તેમના નવા ઘરનો દાદર ઘણી વાર ચડીને હું તેમને મળતો. 'ગુજરાત આરોગ્ય મંડળ'ના નામથી અમે ગામડાંમાં દવાખાનાં ચલાવતાં. રોજ વધુ ગામડેથી દવાખાનાની માગણી આવતી તે તેમની આગળ હું રજૂ કરતો, ત્યારે કંઈક વધુ રકમ અત્યંત સાલસ દિલથી તે મંજૂર કરતા. વળી વધુ દવાખાનાં ઊઘડતાં તેને માટે એક નિરીક્ષક નીમવાની દરખાસ્ત દા૦ સુમંતે કરી ત્યારે તેમણે તે પણ ખરા દિલથી વધાવી વધુ નાણાં આપ્યાં. ક્વચિત સાંજે હું તેમને ઘેર જતો ત્યારે સીધો તેમના રસોડામાં જ દાખલ થઈ જમવા બેસી જતો. તેમનાં પત્ની અને

બાળકો સાથે પણ મારી એવી ઘરવટ થઈ ગઈ હતી કે કોઈ વાર સાંજે મોડો વહેલો તેમને ઘેર જઈને હું રાતવાસો પણ નિરાંતે કરતો.

તે વખતે તે અસારવામાં ગુજરાત ઓઈલ મિલ ચલાવતા. ત્યાં પણ એકબે વાર તેમની ઘોડાગાડીમાં હું ગયેલો. તેમના અનુભવી મુનીમ હરગોવનદાસને[1] એક વડીલ તરીકે બાલાભાઈ માન આપતા. તેમના સુશિક્ષિત પુત્ર અમૃતલાલને[2] તે મિત્રભાવે સત્કારતા. આ પિતાપુત્રને કોઈ કોઈ વાર બાલાભાઈને ઘેર હું મળતો પણ તેમની સાથે મારે કંઈ ધંધાદારી સંબંધ નહોતો તેથી તેમનો વધુ પરિચય મને થયો નહિ.

આ કાળમાં લીલાબહેનની વાંચનની સાથે લેખનની પ્રવૃત્તિ વધતી ગઈ. કોઈ વાર તે પોતાના ટૂંકા લેખ કે વર્ણનાત્મક ફકરા મને વાંચવા આપતાં. તેમાં મને ખાસ દમ લાગતો નહિ. તેથી તેને કંઈ આશાસ્પદ ગણીને વધારે મહેનત લઈ લેખ લખવા હું તેમને સૂચવતો. હંમેશ મુજબ તેમની બંધિયાર દુનિયામાંથી છુટકારો મેળવવાને આ ઉનાળામાં તે કાશ્મીર ગયાં ત્યારે તેમની કલ્પનાશક્તિને નવી પાંખો ફૂટવા લાગી. તેમના કાગળો ક્વચિત મળતા તેમાં કાશ્મીરની કુદરતનાં સરસ વર્ણન હું વાંચતો અને વખાણતો. પછી તેમણે લખવાનું તો ચાલુ રાખ્યું જ હશે. પણ મારી કડક વિવેચક વૃત્તિથી કંઈક અચકાઈને તેમણે મને વધુ લખાણ બતાવવાનું બંધ કર્યું. માત્ર મારી પાસેથી કંઈક ચોપડીઓ વાંચવા લઈને અને વિવિધરંગી વાતો કરીને તે સંતોષ માનતાં.

આ કાળમાં જ વલ્લભભાઈનાં બાળકોનો—ડાહ્યાભાઈ અને મણિબહેનનો મને વિશેષ પરિચય થયો. અગાઉ ડાહ્યાભાઈ વાંદરામાં વિઠ્ઠલભાઈને ઘેર રહેતા ત્યાં કાંઈક વાર તેમને મળવા જતો. ત્યાં હસમુખા

---

૧. હરગોવનદાસ લક્ષ્મીચંદ—જેમના નામે કોમર્સ કોલેજ સ્થપાઈ છે.

૨. અમૃતલાલ હરગોવિંદદાસ જાણીતા મિલમાલિક છે અને ગુજરાતની આર્થિક પ્રગતિમાં ઘણો રસ ધરાવે છે.

અને તોફાની બાળ ડાહ્યાભાઈ કાકાની એક સિગરેટ લઈ મારા મોંમાં ગમ્મતમાં ખોસતા અને દીવાસળી ચાંપીને તે સળગાવતા. તે અમદાવાદ રહેવા આવ્યા ત્યારે વલ્લભભાઈને ઘેર જૂનો સંબંધ તાજો થયો. કોઇ વાર તેમને અને મણિબહેનને બકુભાઇવાળા ઘરમાં હું મળવા બોલાવતો ત્યારે ચા-દૂધ સાથે બિસ્કિટ અને મગફળીની પ્રસાદી આપતો. તે વખતે મણિબહેન તેમના તોફાની ભાઈને મુકાબલે ઘણાં શાંત અને ગંભીર હતાં. વલ્લભભાઈને ઘેર વખતોવખત કલાકો સુધી હું બેસતો ત્યારે ઘણા ભાવથી મણિબહેન મારો સત્કાર કરતાં અને ડાહ્યાભાઈ ગમ્મત કરતા.

હવે ખાડિયામાં દા૦ કાનૂગાનું ઘર સાયંકાળનું મારું વિશ્રાંતિ-સ્થાન બન્યું હતું. વલ્લભભાઈ ને બીજા મિત્રો પણ રાતે ત્યાં જ જમવા આવતા. પહેલાં બચુભાઈને ઘેર તેમ હવે અહીંયાં મારો ચોતરો ન્યારો જ રહેતો. હું બાળ જિતેન્દ્ર અને પ્રબોધ સાથે જ રોજનું ધિંગાણું કરતો, અને સુમિત્રા પાસેથી હળવો નાસ્તો મેળવી લેતો. મોડેથી બધા મોટા મહેમાનોના પાટલા ભોજન માટે પડતા હોય તેવામાં સર્વને સાહેબજી કરીને હું રવાના થઈ જતો.

સપ્ટેમ્બરના આરંભમાં હું બીજા મિત્રોની સાથે કલકત્તાની કોંગ્રેસમાં જવા નીકળ્યો ત્યાં સુધી ગુજરાત પરિષદનું કામ મેં શાંતિથી કાર્યાલયમાં બેસીને જ કરેલું. નવી લડતનો પ્રચાર કરવા ગાંધીજી દેશભરમાં ઘૂમતા, ત્યારે અમે ગુજરાત પરિષદ ભરવાની તૈયારીઓ કરવાને અમદાવાદમાં જ રોકાયેલા હતા. પરિષદ પૂરી થયા પછી રાષ્ટ્રીય કોંગ્રેસમાં ગાંધીજીની વિજયપતાકા ફરકાવવાને અને દેશનું નવું ભાવિ નિર્માણ કરવાને અમે હોંશભેર કલકત્તાની લાંબી જાત્રાએ ઊપડ્યા.

# ખંડ ૩ જો

## ૧૧. 'એક વરસમાં સ્વરાજ'

ગુજરાતમાં ગાંધીજીનો અને અસહકારની નીતિનો જયજયકાર કરીને અમે મુંબઈથી ખિલાફત સ્પેશિયલમાં કલકત્તાની કોંગ્રેસનો ગઢ જીતવા નીકળ્યા. ખિલાફત કમિટીના પ્રમુખ શેઠ હાજી જાનમહંમદ છોટાણીએ આખી રેલગાડીની ગોઠવણ કરી હતી. શૌકતઅલી, મહમદ-અલી અને અનેક મુસ્લિમ બિરાદરો તેમજ મુંબઈ ને ગુજરાતના ઘણા પ્રતિનિધિઓ આ ગાડીમાં હતા. ગાંધીજી મહાદેવભાઈ અને બીજા અંતેવાસી સાથે એક ડબ્બામાં બેસીને મિત્રો સાથે મસલતો ચલાવતા અને તેમના કાગળોનો નિકાલ કર્યે જતા. હું અનસૂયાબહેન અને શંકરલાલની સાથે સફર કરતો હતો. વહીવટદાર છોટાણી શેઠ ગાંધીજીની અને બીજા આગેવાનોની બાદશાહી સરભરા કર્યે જતા. ખિલાફત કમિટીના દેશભરના અગ્રેસરો અને ગુજરાતના પ્રતિનિધિઓ ગાંધી-જીની લડતને વરી ચૂક્યા હતા. છેલ્લા થોડા માસ દરમ્યાન ગાંધીજીએ અને ખિલાફત કમિટીએ સરકાર સામે અહિંસક જેહાદ વીજળીવેગે ચલાવી હતી તેથી દેશના ઘણા જુવાન કાર્યકરો યાહોમ કરવા તલપી રહ્યા હતા. આ સર્વના સંયુક્ત સહકારથી અમે કલકત્તામાં ગાંધીજીનો વિજયડંકો વગાડવાની આશા રાખતા.

બીજે દિવસે સાંજે ટાટાનગરથી અમારી ગાડી પસાર થતી હતી તેવામાં અસહકાર વિષે કલકત્તામાં કરવાના ઠરાવનો ખરડો ઘડીને

ગાંધીજીએ અમને બતાવ્યો. તેમાં કેટલાંક નવાં તત્ત્વો જોઈ ને અમે રાજી થયા. સ્વદેશી વ્રતનું અણીશુદ્ધ પાલન કરવાને દેશી મિલોના કાપડ ઉપરાંત હાથે કાંતેલી અને વણેલી ખાદી ભરપૂર પ્રમાણમાં પેદા કરી તે પહેરવાનો આગ્રહ તેમાં કરવામાં આવ્યો. વળી ખિલાફત અને પંજાબના અન્યાયનું નિવારણ કરવા સારુ સંપૂર્ણ રાષ્ટ્રીય ઐકય તેમજ શુદ્ધિ સાધવાની આવશ્યકતાને સર્વોપરી મહત્ત્વ આપવામાં આવ્યું. તેને માટે કરોડો અંત્યજ બંધુઓની અસ્પૃશ્યતા તરત જ નાબૂદ કરવાનું પણ એલાન કરવામાં આવ્યું. પહેલા ખરડામાં અસહકારની આગળ 'અહિંસક' જેવો મહત્ત્વનો શબ્દ લખવાનો રહી ગયેલો તે ગાંધીજીએ તરત ઉમેરી લીધો. સર્વ મિત્રોની સંમતિ મેળવીને ગાંધીજી આ ઠરાવ કલકત્તાની મહાસભા આગળ રજૂ કરવાને તૈયાર થયા.

કલકત્તાના સ્ટેશને પ્રચંડ માનવમેદનીએ 'મહાત્મા ગાંધીનો જય' વગેરે ગગનભેદી સૂત્રોથી ગાંધીજીનું સ્વાગત કર્યું. કોંગ્રેસના મંડપમાં અને તેની આસપાસ માનવમહેરામણ ઊમટયો. કોંગ્રેસના મોટા આગેવાનો પણ ચારે બાજુથી ત્યાં આવતા ગયા. બેઠકના પ્રમુખ લાલા લજપતરાય અને પં. માલવીય, બેસન્ટ અને ઝીણા, મોતીલાલ નહેરુ ને વિઠ્ઠલભાઈ પટેલ, પૂનાના કેળકર અને વરાડના માધવરાવ આણે પોતપોતાના અનુયાયીઓને લઈ ને આવી પહોંચ્યા. બીજી પાસ બિપિનચંદ્ર પાલ ને ચિત્તરંજન દાસ વગેરે સ્થાનિક આગેવાનોએ પણ પોતાનાં ચુસ્ત રાજકીય જૂથ તૈયાર કર્યાં હતાં.

અસહકારનો ઠરાવ આ બેઠકમાં પસાર થશે કે કેમ એ જ સવાલ ચોપાસ ચર્ચાતો.

અસહકારના પક્ષકારો અને તેના વિરોધીઓની વચ્ચે પહેલો સંગ્રામ વિષયવિચારિણી સમિતિમાં જ ખેલાયો. ખિલાફત કમિટીના મુંબઈના જહાલ અગ્રેસરોની સાથે દિલ્હીના હકીમ અજમલખાન અને ડૉ૦ અન્સારી જોડાયા. ગાંધીજી સાથે થોડી જ વાતચીત કરતાં

મોતીલાલજી તેમના પક્ષમાં ભળી ગયા. તેમની અને બીજા મિત્રોની સૂચનાથી ગાંધીજીએ તેમના અસહકારના મુખ્ય ઠરાવમાં પંજાબ અને ખીલાફતના અન્યાયના નિવારણની સાથે સ્વરાજ હાંસલ કરવાનો ઉદ્દેશ ઉમેરી લીધો. લાલા લજપતરાયે ધારાસભાનો બહિષ્કાર બુલંદ અવાજે પોકારેલો, પણ પ્રમુખ તરીકે તે છેવટ સુધી તટસ્થ રહ્યા. બાકીના ઘણાખરા જૂના અગ્રેસરોએ ગાંધીજી પ્રત્યે અપાર પૂજ્યભાવ દાખવીને તેમના ઠરાવનો કટ્ટર વિરોધ કર્યો. તેમના અગ્રેસર તરીકે ચિત્તરંજન દાસે ગાંધીજીના ઠરાવ પર એવો સુધારો મૂક્યો કે અસહકારના સિદ્ધાંતનો કડક અમલ કરવાને દુશ્મનના કિલ્લા સમી ધારાસભાઓ કબજે કરવી, પછી તેમાં ઘૂસીને સરકારી નીતિનો ડગલે ને પગલે કડીતોડ વિરોધ કરવો અને સરકારી તંત્રના ભુક્કા ઉડાવવા. અદાલત અને શાળાઓના બહિષ્કારનો તો વધારે સખત વિરોધ થયો. બે પક્ષ વચ્ચે તુમુલ વાગ્યુદ્ધ કલાકો સુધી જામ્યું.

દાસ અને બેસન્ટ, પાલ અને ઝીણા જેવા ઉત્તમ વક્તાઓનાં ભાષણો સાંભળવાની મને ખૂબ મજા પડી. ખૂબી એ થઈ કે દાસનો વધારેમાં વધારે કટ્ટર વિરોધ એક બંગાળી વક્તા જિતેન્દ્રલાલ બેનરજીએ જ કર્યો. દાસની દલીલોને 'વકીલવિદ્યાના અપચાના પરિપાકરૂપ, ભપકાદાર વાણીવિલાસ'[૧] તરીકે તેમણે વર્ણવીને તેમનું પાણી ઉતારી નાખ્યું. બહાર કેટલાયે બંગાળી સ્ત્રીપુરુષોને દાસની કડક ટીકા કરતાં મેં સાંભળ્યાં. તેઓ કહે: 'આજે ગાંધીજીની આગળ દેખાડો કરવાને દાસ બગલાની પાંખ જેવું દેશી ધોતિયું અને પહેરણ પહેરીને આવ્યા છે; બાકી રોજ તો વિલાયતી કોટ–પાટલૂન પહેરીને કોર્ટમાં અને બહાર ફરે છે; મહિને હજારો કમાય છે તે તેમને છોડવા નથી તેથી ભપકાદાર ભાષણો કરે છે. બાકી ખરી વાત તો ગાંધીજીની જ છે.' કેટલાક મુંબઈના મિત્રો કહેતા: 'કૉંગ્રેસની આગલી હરોળના બધા જૂના

---

૧. Pompous pedantry of undigested legal learning–આ અંગ્રેજી શબ્દો તેમણે વાપર્યા હતા.

આગેવાનો હારીને હઠી જાય તો જ ગાંધીજીની જીત થાય અને તેમનું ધાર્યું કામ થાય.' અસહકારના ઠરાવ પર કમિટીમાં ચર્ચા આખો દિવસ ચાલી; ભાષણો અને દલીલોની ખરેખરી રમઝટ જામી.

ચર્ચાનો વળતો જવાબ આપવાને ગાંધીજીએ અશક્તિને લીધે વચમાં મૂકેલા ટેબલ પર બેસીને ચોપાસ વેધક નજર નાખી ત્યારે સંપૂર્ણ શાંતિ પસરી ગઈ. પહેલા જ શબ્દથી તેમણે આખા વિષયને સર્વોચ્ચ રાજકીય અને આધ્યાત્મિક ભૂમિકા પર મૂકી દીધો. તેમનો મુખ્ય મુદ્દો આ હતો: પંજાબ અને ખિલાફતના કિસ્સાએ પૂરવાર કર્યું છે કે સિમલાનિવાસી વાઈસરોયથી માંડીને ગામડાં સુધી પથરાયેલું સમગ્ર સરકારી તંત્ર સડી ગયેલું છે; તેને તોડવાને અથવા ધરમૂળથી સુધારવાને પ્રજાસમસ્તને ધર્મયુદ્ધ માટે સજ્જ કરવી જોઈએ; તેને ઐક્ય, શુદ્ધિ અને બલિદાનની તાલીમ આપવી જોઈએ; પંચવિધ બહિષ્કારનો, ખાદીનો અને અસ્પૃશ્યતા નિવારણનો સમગ્ર કાર્યક્રમ તે દૃષ્ટિથી નિર્ધારેલો છે; તે પૂરો આચરીને જ પ્રજા સામુદાયિક સત્યાગ્રહ અને ના-કરની આખરી લડતમાં સફળ રીતે ઝૂઝી શકશે.

પછીથી કેટલાયે વિરોધીઓની મુખ્ય દલીલોને તેમણે કુશાગ્ર બુદ્ધિ અને ધારાશાસ્ત્રીની નિપુણતાથી જૂજ શબ્દોમાં ખતમ કરી. છેવટે તેમણે પોણાએક કલાકનું તેમનું પ્રવચન ધીરજથી સાંભળવા માટે સર્વનો આભાર માન્યો ત્યારે મોટા ભાગના સભ્યોએ તેમને ઉત્સાહભેર તાળીઓથી વધાવી લીધા. ગાંધીજીનાં અસંખ્ય ભાષણો અનેક નાનીમોટી સભાઓમાં મેં સાંભળ્યાં છે, તેમાં મને આ કમિટીનું સંબોધન રાજકીય, આધ્યાત્મિક તેમ બૌદ્ધિક દૃષ્ટિથી સર્વોચ્ચ લાગ્યું છે, અને આટલે વરસે હજી તેના રણકા મારા કાનમાં વાગે છે.

આ કમિટીમાં અસહકારનો ઠરાવ સંગીન વધુમતીથી પસાર થયો. પછી કોંગ્રેસની ખુલ્લી બેઠકમાં વળી એવી જ ઉગ્ર ચર્ચા ચાલી. પાલ, દાસ, ઝીણા, બેસન્ટ, માલવીયજી વગેરે અગ્રેસરોએ ઉસ્તાદ દલીલોનો અને અસરકારક શબ્દોનો વરસાદ વરસાવ્યો. સામે અલીભાઈઓએ ને

મોતીલાલજીએ વીરગર્જના કરી. અહીંયાં ગાંધીજીએ તેમના અમર ભાષણને અંતે ચિરસ્મરણીય શબ્દો વિરાટ સભાને સંભળાવ્યા :

'બ્રિટિશ સરકાર સાથે...તમારે રણસગ્રામમાં ઊતરી પડવું હોય તો તાલીમ અને આત્મભોગમાં કેળવાવું પડશે...એટલે કે રાષ્ટ્રની યજ્ઞવેદી ઉપર પોતાનું ધન, પોતાનાં બાળકો અને પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને દેશ તૈયાર છે કે નહિ તેનું પારખું જોવા હું અહીં આવ્યો છું... જો દેશ કંઈ બાકી રાખ્યા સિવાય પોતાનું સર્વસ્વ કુરબાન કરવાને તૈયાર હોય, તો સ્વરાજ જોતજોતામાં અપાવવા હું તૈયાર છું.'[1]

કલકત્તામાં જ પહેલી વાર ઉપરની શરતે એક વરસમાં સ્વરાજ હાંસલ કરવાની જે બુલંદ ઘોષણા ગાંધીજીએ કરી તેની જાદુઈ અસર થઈ. ગાંધીજીનો ઠરાવ અનેક અગ્રેસરોના કટ્ટર વિરોધ છતાં વધુમતીથી પસાર થયો અને ગાંધીજીના જયનાદથી આખો મંડપ ગાજી રહ્યો.

કલકત્તાનાં ભાષણો અને દશ્યોથી મારા રોમરોમમાં નવો જુસ્સો પ્રગટ્યો. ગાંધીજીએ સેતાની માનેલી સરકાર સામે રણજંગ કરવાને હું તૈયાર થયો. ખિલાફત વિરુદ્ધ મારા દિલમાં જામેલો પૂર્વગ્રહ પણ મુસ્લિમ ભાઈઓનાં જલદ ભાષણો સાંભળીને ઓગળી ગયો. ઇરાકના આરબોની અંગ્રેજવિરોધી લાગણી યાદ કરીને તેમના સામ્રાજ્ય સામે કમર કસવા હું તૈયાર થયો. મારા ઊંડામાં ઊંડા રાજકીય અને આધ્યાત્મિક સંસ્કારો ગાંધીજીના ઉદ્બોધનથી જાગૃત થયા. બંગભંગના કાળનો સ્વરાજ, સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણનો—અર્થાત્ પરદેશી ધારાસભા, કાપડ અને શાળાના બહિષ્કારનો—જૂનો કાર્યક્રમ વધારે લડાયક સ્વરૂપમાં રજૂ થયેલો જણાયો. તેનો અમલ કરવા દેશનાયકો તૈયાર થાય તો તેત્રીસ કરોડ લોકોને એક વરસમાં સ્વરાજ અપાવવાની હામ બીડનાર એક યુગપુરુષનું દર્શન થયું. ગાંધીજીની સરદારી નીચે સ્વરાજ અને સ્વતંત્રતાની સર્વાંગી લડત ખેલવાને આટલાં વરસથી હું તલસતો હતો તેની મંગળ ઘડી આવેલી

---

૧. 'અસહકાર,' પ્રકાશક યુગધર્મ કાર્યાલય, પાન ૭૫-૬.

દેખાઈ. આવી લડત ઝંખનારા દેશના નવા ખમીરવંતા ક્ષત્રિયો, આ ધન્ય દિવસ અને ધન્ય ઘડીને ભેટવાને આતુર બન્યા.

કલકત્તાના કોંગ્રેસ-સપ્તાહ દરમ્યાન ગાંધીજીને માટે યોજેલા એક સંગીત સમારંભની મોજ માણવાને હું ભાગ્યશાળી થયો. તે સારુ સર આશુતોષ ચૌધરીના આરસપહાણના આલિશાન મહાલયમાં દાખલ થતાં જ તેની ખૂબસૂરત સજાવટથી હું છક થયો. પછી વિવિધ વાદ્ય સાધનોના સાથમાં અનેક બંગાળી કલાકાર સ્ત્રીપુરુષોએ વિવિધરંગી સંગીતની મહેફિલ અમને આપી તેનું વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી. સર આશુતોષ જેવા કલારસિક હતા તેવા જ વિદ્યા અને સાહિત્યના શોખીન હતા. તેમના સ્ફટિક સ્વચ્છ સ્નાનગૃહમાં પણ ફુરસદે વાંચવાને માટે પુસ્તકોનો નાનો ભંડાર રાખેલો હતો તેવો ક્યાંય કદી જોયો કે સાંભળ્યો નહોતો.

કલકત્તાથી ગાંધીજીની જ મંડળી સાથે એક રાત માટે હું શાંતિનિકેતન ગયો. ત્યાં પાકાં કે મોટાં મકાન તો કવિવર ટાગોરનાં અને બીજાં બેચાર જ જોયાં. મોટા ભાગના વિદ્યાર્થીઓ અને શિક્ષકો નાની પણ સુઘડ ઘાસ-છાજની ઝૂંપડીઓમાં જ રહેતા. વહેલી સવારે એક વિદ્યાર્થીવૃંદ મધુર ગીત ઝીણું ઝીણું ગણગણતું ઝૂંપડીએ ઝૂંપડીએ ફરીને સર્વને જગાડતું. રાતે વિદ્યાર્થીઓએ એક બંગાળી નાટિકા ભજવી. તે જોતાં હું તેનો માત્ર સાર જ સમજ્યો. પણ કાન અને આંખને તે બહુ જ ગમી. સમી સાંજે ત્યાં પહોંચીને સવારમાં અમે રસ્તે પડ્યા. તેથી પહેલી જ વાર આ જગમશહૂર સંસ્થા પૂરી જોવાજાણવાની ઇચ્છા મનમાં જ રહી ગઈ.

કલકત્તાથી હું પાછો અમદાવાદ આવ્યો ત્યારે મારી લડતની તમન્ના તેમજ જાહેર જવાબદારી ઘણી જ વધેલી લાગી. મારી હાઇસ્કૂલના

સ્વયંસેવક શિક્ષકોએ તરત જ તે સંસ્થામાં અસહકારના સિદ્ધાંતનો અમલ કરવાનો નિર્ણય કર્યો. ગુજરાત રાજકીય મંડળના મંત્રી તરીકે તેમને ટેકો આપવાને તેમજ સમગ્ર બહિષ્કારની નીતિ પાર પાડવાને હું તૈયાર થયો. પણ તે માટે જરૂરી વહેવારિક સાધનોનો વિચાર કરતાં હું જરા થંભી ગયો.

હાઈસ્કૂલ તો અમે જૂના ધોરણે જ ચલાવી શકીએ. તેથી તે તો પાછી તેના ટ્રસ્ટીઓને સોંપવી જ પડે. પણ તેમ કરતાં તેમાં સાહિત્ય ને વિજ્ઞાનનાં સાધનો વસાવતાં કરેલું હજારોનું દેવું તરત ચૂકવવું પડે. વળી નવેમ્બર માસમાં મુંબઈ ધારાસભાની નવી ચૂંટણી થવાની હતી. તેના બહિષ્કારનું આંદોલન સારા ગુજરાતમાં જગાવવાને પણ તરત સારી રકમ જોઈએ. ઉપરાંત છેલ્લા કેટલાય માસથી રાજકીય મંડળની નિયમિત પ્રવૃત્તિ ચલાવતાં અને બીજો ખર્ચ કરતાં ભારે દેવું થયું હતું. આ બધું વિચારતાં કોંગ્રેસના નવા આદેશ મુજબ નિશ્ચિન્ત રીતે પૂરપાટ આગેકૂચ કરવાને મને તરત હજારો રૂપિયાની જરૂર પડી. હંમેશ મુજબ આવી સંકડામણમાંથી રસ્તો કાઢવાને હું શંકરલાલને તરત મળ્યો.

શંકરલાલ અને હું જુદાંજુદાં ક્ષેત્રમાં કામ કરતા. પણ અમે બંને ગાંધીજીના આદેશને જ અનુસરતા. તેથી સ્વભાવ અને રીતરસમમાં કંઈક ભેદ હોવા છતાં અમે એકદિલ રહ્યા હતા. શંકરલાલ મારી પરિસ્થિતિથી પૂરા વાકેફ થયા, કે તે તરત મારી વહારે આવ્યા. તેમની સલાહ મુજબ અમે બંને મુંબઈમાં ઉમર સોબાનીને એક દિવસ સવારે દશેક વાગે મળવા ગયા. અમારા પગલાં સાંભળતાં સુખવાસી સોબાની જેમ તેમ પથારીમાંથી આળસ મરડીને બેઠા થયા. ચા પીતેપીતે શંકરલાલે સમગ્ર રાજકીય પરિસ્થિતિની વિવિધ વાતો કરવા માંડી. માત્ર ઊઠતી વખતે જ તેમણે અસહકારની લડત ગુજરાતભરમાં ચલાવવા માટે મારી જરૂરિયાત તેમની આગળ રજૂ કરી. સોબાનીએ રકમનો આંકડો પૂછ્યો અને તે જાણતાં, તેમણે રૂ. ૧૫,૦૦૦ મંજૂર કર્યા. થોડા જ

દિવસમાં તે રકમ મને જરૂર પ્રમાણે મળતી ગઈ એટલે મેં સારા ગુજરાતની નવી લડતમાં પૂરા જિગરથી ઝંપલાવ્યું.

કેળવણી મંડળની કમિટીએ અસહકારની નીતિ મંજૂર કરી એટલે મેં તરત જ હાઈસ્કૂલનો વહીવટ તેના જૂના સંચાલકોને ઑક્ટોબર માસથી સોંપી દીધો. તેમાંથી મંડળના જે સ્વયંસેવકો છૂટા થયા તે રાજકીય પરિષદના ઠરાવ મુજબ નવી સ્થપાયેલી ગુજરાત વિદ્યાપીઠના પ્રચારકાર્યમાં રોકાઈ ગયા. ત્યાં સુધીમાં કિશોરલાલ મશરૂવાળા વિદ્યાપીઠના મહામાત્ર નિમાયા. તેમણે જૂની અસહકારી બનતી શાળાઓને તેમજ નવી રાષ્ટ્રીય શાળાઓને માર્ગદર્શન આપવા માંડ્યું. વિદ્યાપીઠે શાળાંત (મેટ્રિક) પરીક્ષા માટે અભ્યાસક્રમ ને પાઠ્ય પુસ્તકો નિયત કરવા માંડ્યાં. વળી જૂની કૉલેજો છોડતા વિદ્યાર્થીઓ માટે રાષ્ટ્રીય કૉલેજ–મહાવિદ્યાલય સ્થાપવાની તૈયારીઓ કરવામાં હું પણ મંત્રી તરીકે સામેલ થયો. દિવાળીના તહેવાર દરમ્યાન વિદ્યાપીઠ માટે સારો ફાળો ઉઘરાવવામાં આવ્યો અને તેની પ્રવૃત્તિ અને પ્રતિષ્ઠા દિનપ્રતિદિન વધતાં ગયાં.

તે જ વખતે દેશભરમાં જે ઝડપી બનાવો બનતા ગયા તેની રોજ વહેતી ખબરથી ગુજરાતમાં ચેતન વધતું ગયું. કલકત્તાની બેઠક પછી થોડા દિવસમાં જ તેના ઠરાવને માન આપીને દાસ અને પાલ વગેરે બંગાળના અગ્રેસરોએ ધારાસભાનો બહિષ્કાર કરવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો અને સર્વને તેમ કરવાને હાકલ કરી. તરત જ કેળકર, વિઠ્ઠલભાઈ પટેલ વગેરે બીજા અગ્રેસરો તેવી જાહેરાત કરતા ગયા. આવા અનુકૂળ બનાવોથી પ્રોત્સાહિત થઈને મેં પહેલું ધારાસભાના બહિષ્કારનું કામ હાથમાં લીધું. તે વિષે ગુજરાત પરિષદના ને કલકત્તા કૉંગ્રેસના ઠરાવો તેમજ ગાંધીજીનાં શાસન ટાંકી હજારો પત્રિકાઓ અને ભીંતપત્રો છપાવીને મેં ગુજરાતમાં ઠેર ઠેર મોકલ્યાં. ઉપરાંત પાંચે જિલ્લામાં સપાટાબંધ ઘૂમીને મેં સર્વ મતદારોને ચૂંટણીના મથકોનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનો મહાસભાનો આદેશ સંભળાવ્યો. સાથે સાથે માધ્યમિક શાળા-

એના સંચાલકોને સરકારનો સંબંધ કાપવાની હું સલાહ આપતો અને તેથી રાષ્ટ્રીય ન બને તે શાળાઓનો બહિષ્કાર કરવા વિદ્યાર્થીઓને હાકલ કરતો. વળી જ્યાં તક મળે ત્યાં મેં, પુરુષો તેમજ સ્ત્રીઓને ખાદી અને રેંટિયાનો સંદેશો આપવા માંડ્યો.

ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણનો આદેશ અણુધારી ઝડપથી બુલંદ અવાજે દેશભરમાં સંભળાવવા માંડ્યો. નવેમ્બર સુધીમાં ગાંધીજીએ અલીગઢની મુસ્લિમ યુનિવર્સિટી, બનારસની હિન્દુ યુનિવર્સિટી અને લાહોરની ખાલસા કૉલેજને સરકારથી સ્વતંત્ર બનાવવાનો આગ્રહ કર્યો. તે સંસ્થાઓના વિદ્યાર્થીઓની જંગી સભાઓને પણ રાષ્ટ્રીય શિક્ષણનો પેગામ સંભળાવ્યો. તે સંસ્થાના વહીવટદારો હાલ્યા નહિ ત્યારે તેમણે દરેક કેન્દ્રમાં નવી રાષ્ટ્રીય વિદ્યાપીઠની સ્થાપના કરી.

ગુજરાતમાં પણ ગાંધીજીએ અમદાવાદ, સુરત, ભરૂચ વગેરે મોટાં શહેરોમાં સભા ભરી સરકારી છાપવાળી શાળાઓનો બહિષ્કાર ઉગ્ર બનાવ્યો. હાઈસ્કૂલોના સંચાલકોને અને મ્યુનિસિપાલિટીઓને પણ સરકારી ગ્રાંટ છોડી દઈને સ્વતંત્ર ધોરણસર શિક્ષણ આપવાનો તેમણે આગ્રહ કર્યો.

આવા સાર્વત્રિક આંદોલનનાં પરિણામ ગુજરાતમાં ઠામઠામ દેખાવા માંડ્યાં. આઝાદ સ્વભાવનાં અનસૂયાબહેને ગુજરાતની પરિષદ ભરાતા પહેલાં જ તેમની અનેક પ્રાથમિક મજૂરશાળાઓની કુલ આશરે રૂા. ૩૦,૦૦૦ની સરકારી ગ્રાંટને ઠોકરે મારેલી. હવે અમદાવાદની મોટામાં મોટી પ્રોપ્રાયટરી હાઇસ્કૂલના સંચાલકો બળવંતરાય ઠાકોર અને જીવણલાલ દીવાને ગાંધીજીને જાતે મળીને સરકારનો સંબંધ કાપી નાખવાનું કબૂલ કર્યું. આણંદના ચરોતર કેળવણી મંડળની ખાસ સભા વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે તેની હાઈસ્કૂલની નીતિનો વિચાર કરવા મળી ત્યારે મોતીભાઈ અમીનના સખત વિરોધ છતાં મંડળે અસહકારની નીતિ મંજૂર કરી. નડિયાદની મ્યુનિસિપાલિટીએ, સરકારનાં બંધન ફગાવી દેવામાં પહેલ કરીને, ગાંધીજીના ધન્યવાદ મેળવ્યા. પછી તે જ લડાયક

નીતિ અમદાવાદ અને સુરતની સુધરાઈઓએ પણ સ્વીકારીને સરકારી મંડળોમાં ફડફડાટ પેદા કર્યો. આમ રાષ્ટ્રીય બનતી શાળાઓની છેલ્લી શ્રેણીમાં પસાર થયેલા વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ આપવાને ગુજરાત વિદ્યાપીઠે નવેમ્બરની ૧૫મીએ મહાવિદ્યાલયની સ્થાપના કરી. ગાંધીજીએ તેનું ઉદ્‌ઘાટન કરતાં મંગળ પ્રવચન કર્યું અને તેમાં છેક જ સાદાં અને સુલભ સાધનોથી રાષ્ટ્રીય વિદ્યાનું અને સંસ્કૃતિનું શિક્ષણ આપવાની નેમ જાહેર કરી

વકીલાતના બહિષ્કારનો કાર્યક્રમ પણ કેટલાયે જાણીતા વકીલો અપનાવતા ગયા. વલ્લભભાઈએ તો વકીલાતનો ઝભ્ભો ક્યારનો યે ઉતારી મૂક્યો હતો. હવે માવળંકર અને કૃષ્ણલાલ દેસાઈ, કાળિદાસ ઝવેરી અને મણિલાલ કોઠારી વગેરે અનેક સાથીઓ વકીલાત છોડીને કોંગ્રેસના કાર્યમાં પૂરો સમય આપવા લાગ્યા. આવા પીઢ કાર્યકરો ઠામ-ઠામ કોંગ્રેસને મળતા ગયા તેમ તેના કાર્યને વધુ વેગ મળતો ગયો.

નવેમ્બરની ચૂંટણીઓનો સરસ બહિષ્કાર થતાં અમે પહેલો વિજય મેળવ્યો. પછી અમે સરકારી શાળાના બહિષ્કારનો સવાલ એકાગ્રપણે હાથમાં લીધો. વિદ્યાર્થીઓની આલમમાં કલકત્તાના ઠરાવોથી અને ગાંધીજીનાં ભાષણોથી ભારે ખળભળાટ મચ્યો હતો. સેંકડો વિદ્યાર્થીઓએ સરકારી ધોરણની હાઇસ્કૂલો છોડવા માંડી. અમે ગામેગામ ફરીને સરકારી છાપની શાળાનો બહિષ્કાર કરવાની અને રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાની સ્વયંભૂ પ્રવૃત્તિને વધુ જમાવવા માંડી. રાષ્ટ્રીય મહાવિદ્યાલયના આચાર્ય ગિદવાણી સાથે મારે જરા વખતમાં જ દોસ્તી થઈ ગઈ હતી. તેથી તે ઘણી વાર મારી સાથે વિદ્યાર્થીઓની સભાઓ ગજાવવા આવતા. સુરત, ભરૂચ, અંકલેશ્વર વગેરે અનેક સ્થળે અમે સાથે જઈને વિદ્યાર્થીઓનું જોશ જગાવ્યું. અમારી સફરમાં અમે પાશ્ચાત્ય ઇતિહાસ અને સંસ્કૃતિ, પશ્ચિમનું રાજકારણ અને રશિયન ક્રાંતિ જેવા વિવિધ વિષયની ચર્ચા કરતા. આવી બિરાદરીને લીધે આ ગાળામાં જ વિદ્યાપીઠના પુસ્તકાલય માટે સારું ધન મેળવવાને અમે મુંબઈના દાનવીર એસ. આર.

અમનજીને ખાસ મળવા ગયા. તેમણે થોડી જ વાતમાં એ સંસ્થાને દાનમાં દશ હજાર રૂપિયા આપ્યા.

આ જ કાળમાં મુંબઈની ગોકુળદાસ તેજપાલ હાઈસ્કૂલ છોડવા સેંકડો વિદ્યાર્થીઓની તૈયારીના સમાચાર મળતાં હું મુંબઈ ઊપડ્યો. તે હાઈસ્કૂલથી છોકરાઓ સરઘસ કાઢીને માધવબાગમાં ભેગા થયા. તેમનો ઉત્સાહ ઝીલી લેવાને તરત નવી સંસ્થા ખોલવાની જરૂર લાગી. તે કામ ઉપાડવા જૂનાગઢના વતની ઉછરંગરાય ઓઝા તૈયાર થયા. તેથી તેમના આચાર્યપદે એક રાષ્ટ્રીય શાળા મારવાડી વિદ્યાલયના મકાનમાં સ્થાપવામાં આવી. થોડા વખત પછી વિલ્સન કૉલેજમાં આંદોલન જાગ્યું ત્યારે આચાર્ય ગિદવાણીએ શંકરલાલના ચોપાટીના બંગલાના રવેશમાં ઊભા રહી પાછળ કૉલેજના ચોગાનમાં જમા થયેલા સેંકડો વિદ્યાર્થીઓને કૉંગ્રેસનો આદેશ સંભળાવ્યો.

અસહકારની ચળવળ શહેરમાંથી ગામડે પણ સપાટાબંધ પસરતી ગઈ. ખેડા જિલ્લાની ધરતી તો લડાયક પ્રવૃત્તિ માટે ક્યારની તૈયાર જ હતી. હવે આગળ નહિ ખેડેલા બોરીઆવી ને ચકલાસી જેવા અનેક ગામે હું ફરી આવ્યો. ચકલાસીમાં ભરચક ભરેલી સ્ત્રીઓની પહેલી સભામાં મેં ચરખાનો ઉપદેશ કર્યો. સાંજે ત્યાંથી પાછા આવતાં, સુંદર નિર્જન સ્થળમાં સ્થપાયેલા એક બ્રહ્મચારીઓના આશ્રમમાં જૂના મિત્ર જનાર્દન શર્માના આગ્રહથી રાત રહી ગયો. ભરૂચ જિલ્લાના ટંકારી જેવા મુસ્લિમ ગામોમાં ઈરાકની સફરને આધારે ખિલાફત વિષે જુસ્સાદાર ભાષણો હું કરતો ત્યારે સર્વ બિરાદરો 'આમીન' 'આમીન'ના પોકારો કરી મને નવાજતા. ચમારગામ[1] જેવા નાના ગામે મૂઠીભર ચમારો આગળ ક્વચિત હું ભાષણ કરતો તો બીજે દિવસે જંબુસર જેવા ગામના તળાવમાં જંગી મેદની સમક્ષ અસહકારની અહાલેક જગાવતો. તેવા ગામના કોઈ દાનેશ્વરી સારાં દાન આપી રાષ્ટ્રીય શાળાને સહાય કરતા અને બીજા કોઈ તેને રેંટિયાપૂણી વગેરે સાધનો આપતા.

---

૧. હાલ તેને નબીપુર કહેવામાં આવે છે.

તે કાળમાં ભરૂચ તાલુકાના નીકોરા ગામે હું ગયેલો, તેનાં સ્મરણ લીલાં રહ્યાં છે. ચકલાસી જેવા કોઈ ગામની માફક નીકોરામાં બપોરે ખાસ સ્ત્રીઓની ભરચક સભા રાખવામાં આવી ને મારી આગળ ચરખો મુકાયો. ચરખા પર થોડું સૂતર કાંતીને મેં સેંકડો બહેનોને સ્વદેશી અને હાથકંતાણનો ઉપદેશ કર્યો. સમી સાંજે સ્વામી પરમાનંદને મળવા તેમની કુટિર પર હું ગયો. કુટિરની અગાશી પરથી છેક દૂર દેખાતી નર્મદાના વિશાળ પટ પર, તેની વચમાં સદીઓથી ધ્યાનસ્થ ઊભેલા કબીરવડ પર અને નદીના સામા તટની પાર દૂર દેખાતી રાજપીપળાની ગિરિમાળા પર મારી નજર ફેરવતાં મને કુદરતનાં અદ્ભુત સૌંદર્યનું દર્શન થયું. મોડી રાતે ગામલોકોની મોટી સભા ભરીને હું ચમારગામ સ્ટેશને અમદાવાદની ગાડી પકડવા એક ડમણિયામાં ઊપડ્યો. અંધારી રાતે અમારો હાંકનાર અધવચમાં રસ્તો ચૂક્યો, તેથી સુકાઈને કઠણ થયેલા ઊંડા ચીલામાં ડમણિયું એકદમ પાછું વાળતાં તેની ધરી તૂટી અને અમે ધરતીને ખોળે આવી પડ્યા. મારા સાથીએ ડમણિયું વાડમાં સરકાવીને અને બળદ લઈને પાસે જ આવેલા એક ગામમાં રાતવાસો કર્યો, અને સવારે બીજા વાહનમાં મને સ્ટેશને પહોંચાડ્યો. આ અકસ્માતથી નીકોરાની સફર સદાને માટે મારી સ્મૃતિમાં છપાઈ ગઈ.

આ કાળમાં રાતદિન ગામડેગામડે હું અસહકારનો નાદ ગજવતો તેમ થોડી ફુરસદ મળતાં હંમેશ મુજબ કંઈ અવનવું વાંચતો. આગલી સાલ ગાંધીજીએ કાળા કાયદાનો જંગ ચલાવ્યો તે જ વખતે મીસરના રાષ્ટ્રીય નેતા ઝગબૂલ પાશા તેમના દેશમાં જામેલા બ્રિટિશ સામ્રાજ્ય સામે આઝાદીની લડત ચલાવીને જગવિખ્યાત બનેલા. ત્યારથી મીસરના ઇતિહાસ અને તેની લડત વિષે કંઈક સળંગ હકીકત મેળવવા હું આતુર હતો. ક્યાંકથી દિવાળીના અરસામાં તે વિષે ત્રણચાર નવાંજૂનાં પુસ્તકો મને મળી ગયાં. તેનો નિરાંતે અભ્યાસ કરવાને હું વડોદરે દા૦ સુમંતને ખાલી ઘેર ચાલ્યો ગયો. તે વિષે ધાર્યા પ્રમાણે હું કંઈ લખી શક્યો નહિ. પણ હિન્દની બહાર આફ્રિકાના રાષ્ટ્રપ્રેમી મીસરી અરબો એના

એ જ અંગ્રેજી સામ્રાજ્ય સામે કેવી જુદી રીતે લડે છે તે જાણીને મારી દૃષ્ટિમર્યાદા વિશાળ થઈ.

આવું કામ કરતાં અમે કૉંગ્રેસના વાર્ષિક અધિવેશનમાં હાજરી આપવાને નાગપુર જવાની તૈયારીમાં પડ્યા. નાતાલને ટાંકણે ગુજરાતના પ્રતિનિધિઓ અમદાવાદથી રાતે એક સ્પેશિયલ ટ્રેનમાં નીકળ્યા. આ વખતે અમારા દિલમાં કંઈ ક્ષોભ કે શંકા નહોતાં. નાગપુરમાં ગાંધીજીના સંપૂર્ણ અને અંતિમ વિજયની અમને પૂરી ખાતરી હતી.

ગાંધીજી અમારી ગાડીમાં નહોતા તેથી અમે આરંભથી જ પૂરો આનંદોત્સવ ઊજવવાના દિમાગમાં ગાડીમાં બેઠા. ગાડી ચાલવા માંડી ત્યારથી કેટલાયે ડાહ્યાડમરા દેખાતા પ્રૌઢ કાર્યકરો ગંભીરતાના વાઘા ઉતારીને તોફાનમસ્તી અને ધિંગાણામાં મશગૂલ થયા. મધરાતનો અમલ થયો ત્યારે ડૉ૦ કાનૂગા અને બચુભાઈએ પોતાની ટોળી જમાવીને ગાયનની સાથે બેતાલ હોળીશાઈ નાચરંગ પણ શરૂ કર્યાં. જ્યારે ખબર પડી કે બાર વાગી ગયા છે એટલે બચુભાઈએ બધાંને કહ્યું: 'ઊભા રહો! બીજો દિવસ શરૂ થઈ ગયો એટલે હવે આપણો ઉપવાસ પૂરો કરીને[1] સવારનો નાસ્તો કરવો જ જોઈએ.'

મુસાફરીમાં મધરાતના ભોજનથી બદહજમીનો ડર કોઈએ બતાવ્યો ત્યારે તે તરત બોલ્યા: 'ત્યારે તમે ગીતા જ વાંચી લાગતી નથી. તેમાં નથી લખ્યું: 'કર્મણ્યેવાધિકારસ્તે, મા ફલેષુ કદાચન?' અર્થાત્ આપણે તો કર્મ જ કરવાનું અને ફળ અર્થાત્ પરિણામની ચિંતા ન જ કરવી.'[2]

---

૧. સવારના નાસ્તાને અંગ્રેજીમાં બ્રેક-ફાસ્ટ કહે છે. તેનો શબ્દશઃ અર્થ ઉપવાસ (ફાસ્ટ) તોડવો (બ્રેક) એવો થાય છે. તેને અનુલક્ષીને તેમણે રમૂજ કરેલી.

૨. ડૉ૦ કાનૂગા, બચુભાઈ, બળવંતરાય ઠાકોર, જીવણલાલ દીવાન વગેરે મિત્રો

તરત સર્વેએ ખડખડાટ હસીને ભાથાનાં પોટલાં છોડીને તેમની સલાહ મુજબ ' કર્મ ' કરવા માંડ્યું.

નડિયાદ અને આણંદના સ્ટેશને ચરોતરના મિત્રો હાથ ને પગ લઈને ગાડીમાં પધાર્યા. બાકી ચા તો બધાંયે પોતપોતાને ખરચે જ પી લીધી. રાતમાં મોટાં સ્ટેશને ગાડી ભરાતી જ ગઈ. સવારે સુરતને સ્ટેશને સ્થાનિક મિત્રોએ અમારું બાદશાહી સ્વાગત કર્યું. ચા–બિસ્કિટની સાથે ભાતભાતની મીઠાઈ અને ભૂસું છૂટથી વહેંચાયું, તે બધાંએ ધરાઈને ખાધું. પછી ગાડી ટાપ્ટીવેલીને રસ્તે આગળ ધપી.

ભૂસાવળ પસાર થયા પછી આખી મંડળીની આગેવાની ડૉ૦ હરિપ્રસાદે લીધી. ' સ્વરાજ સવારી આવે છે '–એ પ્રચલિત ગીત તેમણે બધાની પાસે ગવડાવવા માંડ્યું. અમારી ટિકિટો તો કોઈ સ્ટેશને ગાડી વધુ ઊભી રહે ત્યાં જ કોઈ અધિકારીઓ તપાસવા આવતા. પણ અમે અસહકારી રહ્યા એટલે ટિકિટ શાની બતાવીએ ? તેથી ગાડી થોભતાં જ ઘણા ગાડીમાંથી નીચે ઊતરી જતા અને જમીન કે પ્લૅટફૉર્મ પર ફરતે ફરતે વિવિધ ગીતનું સમૂહસંગીત જમાવીને રેલવેવાળાને હંફાવતા.

વર્ધામાં જમનાલાલજીએ અમને પૂરું ભોજન આપીને સન્માન કર્યું. પછી થોડી વારે અમે નાગપુર પહોંચ્યા. ત્યાં કૉંગ્રેસમાં આવનાર આશરે ૧૫,૦૦૦ પ્રતિનિધિઓ માટે મોટા મેદાનમાં ઝૂંપડીઓ બાંધીને કૉંગ્રેસનગર બાંધવામાં આવેલું. બધાની સાથે હું પણ તેમાં રહેવા ગયો પણ એકાદ દિવસમાં મનસુખલાલ માસ્તર અને તારાબહેનને સહકુટુંબ જૂના બૅરિસ્ટરમિત્ર દીક્ષિતને ઘેર મેં ઊતરેલાં જોયાં, તેમના સર્વના આમંત્રણથી હું તરત તેમની સાથે જ રહેવા ગયો. ત્યાં લીલાબહેનને

---

ખાડિયા પાસે એક ' ભજિયા કલબ 'માં રોજ સાંજે મળીને મજાકમશ્કરીની લહેજત ઉડાવતા. વલ્લભભાઈ ક્વચિત આ કલબમાં જતા. તેના સંસ્કારથી આવી ગમ્મત અમને જોવા મળેલી.

પણ કોંગ્રેસ નિહાળવા અને ઉત્તરનો પ્રવાસ કરવા આવેલાં જોયાં. સર્વ જૂનાં-નવાં મિત્રો સાથે સરસ સુખસગવડમાં રહેવાનું મને માફક આવ્યું.

નાગપુરની કોંગ્રેસમાં કલકત્તાથીયે વધારે જંગી માનવમેદની એકત્ર થઈ. એકંદર આમપ્રજાનમાં લડાયક ખમીર જામેલું હતું. હવે નવી લડતની પૂરી વ્યૂહરચના જાણવા લોકો ઈંતેજાર હતા. પ્રતિનિધિઓનાં મંડળોમાં એવો ગણગણાટ સંભળાયો કે દાસ અને કેળકર બંગાળ ને મહારાષ્ટ્રના પ્રતિનિધિઓનાં મોટાં જૂથ લઈને ગાંધીજીને શિકસ્ત આપવા આવે છે. પણ વિષયવિચારિણી કમિટીનું કામ શરૂ થતાં જ હવા પલટાઈ ગઈ. કમીટીમાં ગાંધીજીએ અસહકારનો સાંગોપાંગ ઠરાવ રજૂ કર્યો. તેમાં દાસે કંઈક નાના સુધારા રજૂ કરીને તેને અંતઃકરણપૂર્વક ટેકો આપ્યો, ને તે થોડી જ વારમાં સર્વાનુમતિથી પસાર થયો. ગાંધીજીએ કોંગ્રેસની ખુલ્લી બેઠકમાં અસહકારનો ઠરાવ રજૂ કર્યો. તેનું સમર્થન કરવા દાસ ઊભા થયા ત્યારે સંપૂર્ણ શાંતિ છવાઈ ગઈ. તેમણે સિંહગર્જના કરીને કહ્યું: ‘ આ ઠરાવને હું અંતઃકરણપૂર્વક ટેકો આપું છું. એનો ચોખ્ખો અર્થ એ છે કે હું તેના અક્ષરેઅક્ષરનું પાલન કરવાનું તમને વચન આપું છું’ આ ઉપરથી ચોખ્ખું સમજાયું કે કલકત્તામાં મોતીલાલજીએ[1] તેમ હવે દાસે વાર્ષિક લાખો રૂપિયાની વકીલાત છોડવાનો નિશ્ચય કર્યો હતો. તરત જ વિરાટ મેદનીએ તેમના શબ્દોને ગગનભેદી જયનાદથી વધાવી લીધા. આમ મૂળ ઠરાવ સર્વાનુમતે પસાર થયો એટલે કોંગ્રેસમાં સંપૂર્ણ રાષ્ટ્રીય ઐક્ય સધાયું. હવે ગાંધીજીની આગાહી મુજબ એક વરસમાં જ સ્વરાજ મળવાની સર્વને આશા પડી

નાગપુરના અસહકારના ઠરાવમાં લડાઈનો સંપૂર્ણ કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો. તેમાં પંચવિધ બહિષ્કારના પ્રાથમિક પગલાંથી માંડીને,

---

૧. મોતીલાલજી કલકત્તે આવ્યા ત્યારે આખો પહેલા વર્ગનો ડબ્બો રીઝર્વ કરીને આવેલા. કોંગ્રેસ પૂરી થઈ ત્યારે બીજા વર્ગની એક ટિકિટ લઈને તે પાછા અલ્હાબાદ ગયેલા.

સરકારી નોકરોના અને પોલીસ–લશ્કરનાં રાજીનામાં, અને છેવટે સામુદાયિક સત્યાગ્રહ ને ના-કરની લડત સુધીનાં બધાં પગલાંનો સ્પષ્ટ રીતે નિર્દેશ કરવામાં આવ્યો. વળી એક વરસ પર અમૃતસરમાં કોંગ્રેસનું નવું બંધારણ ઘડવાને જે કમિટી નિમાઈ હતી તેનો હેવાલ ગાંધીજીએ આ બેઠકમાં રજૂ કર્યો. ખાસ તો તેમાં સંસ્થાનો જેવા બંધારણને બદલે સ્પષ્ટ શબ્દોમાં સ્વરાજ મેળવવાનો જ ઉદ્દેશ જાહેર કરવામાં આવ્યો. સ્વરાજ સામ્રાજ્યમાં કે તેની બહાર હોય તેની ચોખવટ કરવામાં ન આવી. ચર્ચામાં ગાંધીજીએ કહ્યું કે બને તો સામ્રાજ્યમાં રહીશું પણ જરૂર પડશે તો સામ્રાજ્યને તિલાંજલિ આપીશું. બંને મતને નવું બંધારણ માન્ય થાય તે માટે માત્ર સ્વરાજ શબ્દ જ વાપરવામાં આવ્યો. એ જ કલમમાં બીજો મુદ્દાનો સુધારો એ થયો કે ‘બંધારણીય માર્ગે’ એ શબ્દોને બદલે ‘શાંતિમય અને ન્યાયી માર્ગે’ એ શબ્દો મૂકવામાં આવ્યા–જેથી અસહકાર ને સત્યાગ્રહની લડતને કંઈ બાધ ન આવે.[1]

નવા બંધારણમાં સભાસદની ફી રૂપિયાને બદલે ચાર આના રાખવામાં આવી જેથી તેમાં લાખો ગરીબ સ્ત્રીપુરુષો દાખલ થઈ શકે. કોંગ્રેસની સ્થાનિક કમિટીઓ રચવા માટે ભાષાવાર નવા પ્રાંત રચવામાં આવ્યા. ગ્રામ, તાલુકા, જિલ્લા, પ્રાંત અને રાષ્ટ્ર માટે સમિતિઓ રચવાની તેમાં જોગવાઈ રાખવામાં આવી. વળી અખિલ હિન્દ મહાસમિતિના પંદરેક સભ્યોની નવી કાર્યવાહક કમિટી ચૂંટવાની ગોઠવણ થઈ જેથી કોંગ્રેસના ઠરાવોનો રોજબરોજ અમલ કરવાને તે સહેલાઈથી મળીને તાકીદના સવાલોનો નિકાલ કરી શકે. ગાંધીજીએ કોંગ્રેસના કુલ પ્રતિનિધિઓની સંખ્યા ૧૫૦૦ની જ રાખવા સૂચવ્યું હતું. પણ બીજા અગ્રેસરોના આગ્રહથી તે વધારીને ૬૦૦૦ની રાખવામાં આવી. એકંદર કોંગ્રેસ હવે કરોડોની માતૃભાષામાં પોતાનો કારભાર પદ્ધતિસર ચલાવી

૧. આ સુધારાને લીધે થોડા વખત પછી કોંગ્રેસમાંથી ઝીણાની સાથે કનૈયાલાલ મુનશી, હરસિદ્ધભાઈ દિવેટિયા વગેરે કેટલાક જૂના અગ્રેસરો મુંબઈમાં એક જાહેરાત કરીને નીકળી ગયા હતા.

શકે અને નવી લડતનું રીતસર સંચાલન કરી શકે એવું તેનું કાર્યક્ષમ અને કડીબદ્ધ બંધારણ નાગપૂરમાં મંજૂર થયું.

વળી વ્યવહારદક્ષ ગાંધીજી નવી જોખમ ભરેલી લડત ચલાવવા માટે માણસો અને નાણાંની–બંનેની તાકીદની અગત્ય પિછાનતા. તેથી તેમના ઠરાવમાં તેમણે પૂરો સમય આપનારા રાષ્ટ્રીય સ્વયંસેવકોનું જૂથ રચવા સર્વ પ્રાંતિક સમિતિઓને સૂચના આપી. તેમજ આ સ્વયં-સેવકોનો અને આ જંગી લડતનો વરસભર નિભાવ કરવા માટે લોક-માન્ય ટિળકના માનમાં 'ટિળક સ્વરાજ ફંડ' ભેગું કરવાનો નિર્ણય થયો.

એક જ સવાલ પર આ કોંગ્રેસમાં કંઈક રકઝક જામી. ગાંધીજીએ દરખાસ્ત મૂકી કે સ્વરાજની અને અસહકારની લડત આપણા કરોડો લોકોની તાકાતથી ચલાવવી છે તેથી ઇંગ્લેંડમાં કોંગ્રેસની કમિટી અને 'ઇન્ડિયા' પત્ર ચલાવવામાં જે ભારે ખરચ કરવામાં આવે છે તે તરત જ બંધ કરવું તે કોંગ્રેસમાં ખાસ સહાનુભૂતિ દાખવવા લંડનથી કમાન્ડર મેજવૂડમેન વગેરે કેટલાક અંગ્રેજ મિત્રો આવ્યા હતા. તેમણે આ દરખાસ્તનો વિરોધ કર્યો અને આપણા કેટલાક અગ્રેસરોએ તેમને ટેકો આપ્યો. પણ ગાંધીજીએ તેમની જિંદગીનો અનુભવ ટાંકીને કહ્યું કે જો તમે દેશમાં વિરાટ જનતાના પીઠબળથી ખરેખરું ધર્મયુદ્ધ જગાવશો તો ઇંગ્લેંડના તો શું પણ આખી દુનિયાના દિલસોજ મિત્રો આપમેળે તમારી વહારે આવશે અને પોતાને ખરચે ભારે પ્રચાર કરશે; પણ જો અહીંયાં જ તમારા દિલ ને કામ ટાઢાં હશે તો પાંચ–પંદર હજાર રૂપિયાના ખરચે લંડનમાં કરેલા કોઈ પ્રચારથી કંઈ જ પરિણામ આવ્યું નથી ને આવવાનું નથી.

આ વિષે જરા ગરમાગરમ ચર્ચા થયા પછી બધી લડતનો બોજ કમિટીએ દેશને માથે જ નાખીને પરદેશનો કાકલૂદીભર્યો પ્રચાર બંધ કરવાનો ઠરાવ કર્યો.

નાગપુરમાં આવા ક્રાંતિકારી ઠરાવો પસાર કરીને અને એક

વરસમાં સ્વરાજ લેવાની જોર શ્રદ્ધાથી અમે પાછા અમદાવાદ આવ્યા. તે પછી થોડા જ દિવસમાં નાગપુરમાં પધારેલા અંગ્રેજ મિત્રો પૈકી એક–બેન સ્પૂર દેશાટન કરતા અમદાવાદ આવી પહોંચ્યા. બચુભાઈના જે સરસ બંગલામાં અગાઉ હું રહેલો તેમાં જ તેમને ઉતારવામાં આવ્યાં. તેમના સ્વાગત માટે નદીની રેતમાં એક વિરાટ સભા ભરાઈ. તેમાં બ્રિટિશ પાર્લામેન્ટના એ સભ્યે ઘણું જ દિલસોજ અને છટાદાર ભાષણ કર્યું. દેશમાં ઠામઠામ આવી જંગી સભાઓ તેમણે જોયેલી તે પરથી તેમણે કહ્યું: 'જેમ યુરોપમાં અધ્યાત્મ ભાવનાં પૂર ચડતાં જોઉં છું તેમ હિન્દી પ્રજાસાગરમાં ઘૂઘવતાં મોજાં ચોપાસ નિહાળીને હું ખુશ થાઉં છું; તમારી અવિરત જાગૃતિથી અને કાળબળના પ્રભાવથી તમારી લડત સફળ થશે એવી આશા રાખું છું.'

આ સભામાં હંમેશ મુજબ અંગ્રેજીમાં બોલતાં આચાર્ય ગિદવાણી- એ લેનિન અને ગાંધીજીને આ યુગના બે મહાન ક્રાંતિકારી મહાપુરુષ તરીકે બિરદાવ્યા અને પોતપોતાના ઐતિહાસિક સંયોગો અને પ્રજાના ગુણકર્મ અનુસાર બંનેએ સર્જેલી ભિન્ન ભિન્ન નીતિનું ઉજળું ભાવિ ભાખ્યું. સ્પૂર તો એકબે દિવસમાં જ વિદાય થયા પણ આંતરરાષ્ટ્રીય રાજકારણની કંઈક નવી સમજ મારા જેવા અનેકને આપતા ગયા.

અમદાવાદ આવ્યા પછી અમારું પહેલું કામ કોંગ્રેસના નવા બંધારણ મુજબ ગુજરાત પ્રાંતની સમિતિનું નવું બંધારણ ઘડવાનું હતું. સદ્ભાગ્યે આવા કામના અનુભવી વિઠ્ઠલભાઈ પટેલ અમારી મદદે આવ્યા. વલ્લભભાઈને ઘેર બેસીને અમે થોડી જ વારમાં ગુજરાત પ્રાંતિક સમિતિનું નવું બંધારણ ઘડી કાઢ્યું. પછી અમે ચાર આનાના કોંગ્રેસના સભાસદો નોંધવાની પહોંચબૂકો છપાવીને પાંચે જિલ્લામાં મોકલી આપી. મહિના માસમાં પૂરતા સભ્યો નોંધાતાં પ્રાંતિક સમિતિના સભ્યોની ચૂંટણીની અમે વ્યવસ્થા કરી. પરસ્પર વિશ્વાસ અને દિલોજાન બિરા- દરીના મજેદાર વાતાવરણમાં દરેક વિભાગના નીવડેલા સ્વાર્થત્યાગી સભ્યોની ચૂંટણીનું કામ બનતી ત્વરાથી પતી ગયું.

પહેલી જ વાર રચાયેલી આ સમિતિની પહેલી સભા ૧૯૨૧ના માર્ચની ૧૩મી તારીખે ગાંધીજીના પ્રમુખપણા નીચે સંસારસુધારા હૉલમાં મળી. કુદરતી રીતે આ સમિતિમાં મોટે ભાગે હોમરૂલ લીગમાં ને ખેડા સત્યાગ્રહમાં, અમદાવાદના મજૂરોની અને કાળા કાયદાની લડતમાં નીવડેલા કાર્યકરો ચૂંટાઈ આવ્યા હતા. બીજા દશ સભ્યો તે સભામાં ચૂંટાયા તેમાં અબ્બાસ તૈયબજી અને ખિલાફત કમિટીના અગ્રેસરો, ગંગાબહેન મઝુમદાર જેવાં સ્ત્રીકાર્યકર અને દેશી રાજ્યમાંથી મનસુખલાલ રવજીભાઈ અને અમૃતલાલ શેઠ હતા. તે દિવસથી જૂના રાજકીય મંડળના મંત્રી તરીકે પ્રાંતિક સમિતિનું દફતર મેં સંભાળી લીધું. પછી સમિતિની પહેલી સંપૂર્ણ બેઠક બે અઠવાડિયા પછી મળી તેમાં વલ્લભભાઈને સમિતિના પ્રમુખ અને માવળંકરને તથા મને મંત્રી ચૂંટવામાં આવ્યા. અધિકારીઓ સમેત દશ સભ્યોની એક કાર્યવાહક સમિતિ પણ તે જ સભામાં ચૂંટવામાં આવી.

લડતની દૃષ્ટિથી જે અત્યંત મહત્ત્વનો નિર્ણય લેવાયો તે નાગપુરના નિર્ણયને અનુસરીને ગુજરાત રાષ્ટ્રીય સેવક મંડળ સ્થાપવાનો હતો. મહાવિદ્યાલયના આચાર્ય તરીકે થોડા જ વખતના અનુભવના આધારે ગિદવાણીએ આ ઠરાવ રજૂ કર્યો. ગાંધીજીની હાકલને માન આપીને સેંકડો કુમારો અને યુવાનો હાઈસ્કૂલના ઊંચા વર્ગ અને કૉલેજો છોડીને જેમ અમારી પાસે દેશસેવાના કામની માગણી કરતા હતા તેમ ગિદવાણીના અનેક વિદ્યાર્થીઓ વધુ અભ્યાસ કરવાને બદલે ગામગામડે કંઈ રચનાત્મક કાર્યમાં જોડાવા ઇચ્છતા હતા. નવી લડત માટે આવા જુવાનોને ગામડાના કાર્યમાં પલોટવાની અને તેમની શિસ્તબદ્ધ રાષ્ટ્રીય સેના બનાવવાની મને ઘણી હોંશ હતી. બધી સમિતિના અધિકારીઓ અને સભ્યો નવી લડતના અમલદારને સ્થાને હતા. તેમના હુકમ મુજબ સેંકડો–હજારો સૈનિકો દેશમાં નાનામાં નાનાં ગામડા સુધી વિધાયક કે રાજકીય કાર્યમાં નિયમિત રોકાઈ જાય નહિ ત્યાં સુધી સરકારી લોખંડી બુરજનો એક કાંકરો પણ ખરે એમ નહોતું. બીજે

મહિને આ સેવક મંડળ રચવાને એક ખાસ કમિટી નિમાઈ. તેમાં બીજા પાંચ ભાઈઓની સાથે હું ચૂંટાયો. વળી આ મંડળના ખરચ માટે સારી રકમ પણ મંજૂર કરવામાં આવી. તેથી ગામડાંના કામના રસિયા તરીકે સાચા સેવકોની ભરતી કરવાનું અને તેમને ગામડે યોગ્ય કામ પર રવાના કરવાનું કામ મેં પૂરા ઉત્સાહથી ઉપાડી લીધું.

સન ૧૯૨૧ના સ્વરાજના વરસના આરંભમાં જ ગાંધીજીએ શિક્ષણની નવી નીતિ જાહેર કરી તેથી આ કામમાં નવો વેગ આવ્યો.

આગલા નવેમ્બર માસમાં ગાંધીજીએ મહાવિદ્યાલયની સ્થાપના કરી અને રાષ્ટ્રીય શિક્ષણ વિષે લેખ લખ્યા ત્યારે તેમણે કહેલું : રાષ્ટ્રીય વિદ્યાપીઠ બ્રિટિશ અન્યાયની સામે પડકારરૂપે સ્થપાય છે; તેમાં દેશની લોકભાષાઓ પ્રતિષ્ઠિત સ્થાન પામશે અને તેના પાયા પર હિન્દની સંસ્કૃતિનું સાચું રાષ્ટ્રીય દર્શન અને અન્વેષણ થશે; તેમાં પશ્ચિમના જ્ઞાનવિજ્ઞાનની સાથે એશિયાઈ દેશોની સંસ્કૃતિનો તેમજ સંસ્કૃત અને અરબી, ફારસી, પાલી અને માગધી ભાષા-સાહિત્યનો ઊંડો અભ્યાસ થશે અર્થાત્ બધી રીતે શિક્ષણના સમગ્ર ક્ષેત્રનું રાષ્ટ્રીય દૃષ્ટિથી નવું ઘડતર થશે.

આવું બધું વાંચી અને સાંભળીને હું ખૂબ પ્રોત્સાહિત થયેલો. નવી સંસ્થા, પૂર્વ અને પશ્ચિમની ભાષા અને વિદ્યાનો અભ્યાસ સમન્વય અને અન્વેષણનું કેન્દ્રીય ધામ બનશે એવી આશા પડેલી. ગિદવાણી જેવા સંસ્કારી વિચારક અને અભ્યાસી મહાવિદ્યાલયના આચાર્ય નિમાયા તેથી મારી મહેચ્છાઓ પૂરી થતી લાગી. તેમની વ્યાપક રાષ્ટ્રીય દૃષ્ટિને અનુરૂપ અધ્યાપકોનું સરસ જૂથ તેમણે જમાવ્યું, અને સર્વ વિદ્યાર્થીઓમાં અનેકવિધ જ્ઞાન અને ચર્ચાની ખૂબ ભૂખ જગાડી. મુંબઈના દાનવીર એસ. આર. બમનજીના દાનથી તેમણે રશિયાની રાજક્રાંતિ સમેત નવા સાહિત્ય અને ઇતિહાસનાં અનેકવિધ પુસ્તકો ખરીદીને વિદ્યાપીઠને વિમુક્ત વિદ્યાનું કેન્દ્ર બનાવવા માંડ્યું.

પછી જાનેવારી માસમાં ગાંધીજીએ નવો ધડાકો કર્યો. ૧૩મી

તારીખે મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ પ્રવચન કરતાં ગાંધીજીએ કહ્યું : 'આજે ત્રણચાર દિવસથી એક વસ્તુ મારા મનમાં ઊગી ગઈ છે. આપણે અસહકારને સફળ કરવા ઇચ્છતા હોઈએ, વિદ્યાર્થીઓ પાસે એમાં ભાગ લેવડાવવા માગતા હોઈએ અને સ્વરાજ એક વર્ષમાં જોઈતું હોય તો આપણે શું કરવું જોઈએ? આજે તો હું એ કહેવા આવ્યો છું કે અસહકારને જો તમે ખરો કરવા ઇચ્છતા હો, તો તમારી પાસેના એકેએક કલાક સૂતર કાંતવામાં આપજો. આથી તમને આઘાત પહોંચશે. જેમને બી.એ. થવાની આકાંક્ષા છે અને જેમને આ વિદ્યાપીઠ ડિગ્રી આપશે એવી ખાતરી આપવામાં આવી છે તેમને હું કહું છું કે આજે હિંદુસ્તાનને માટે રેંટિયો ચલાવવો એ જ ભારેમાં ભારે ડિગ્રી છે... જો નવ મહિનામાં[1] સ્વરાજ મેળવવું હોય તો વિદ્યાર્થીઓને માટે ખરી વિદ્યા એ જ છે કે હિંદુસ્તાનનો કાપડનો ભૂખમરો મટાડવો.'[2]

આવી રીતે પ્રાથમિક શાળાથી માંડીને મહાવિદ્યાલય સુધીની સર્વ શિક્ષણ સંસ્થાઓમાં રોજ ચારેક કલાક રેંટિયાનું જ શિક્ષણ આપવાની ગાંધીજીની ભલામણ સાંભળીને પહેલો તો હું ઘણો જ નિરાશ થયો. પણ વળી થોડા દિવસ પછી બંગાળના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને ગાંધીજીએ એક જુસ્સાદાર લેખ લખ્યો. તેમાં તેમણે કહ્યું : 'આ લડાઈનો કાળ છે, લડાઈમાં દરેક દેશના વિદ્યાર્થીઓ હંમેશનું ભણતર બંધ કરીને લડાઈમાં જાય છે: આપણી લડાઈ અહિંસક છે તેથી સ્વદેશીથી સ્વરાજ લેવું છે; તો દેશની આર્થિક મુક્તિ માટે તમારે રેંટિયો જ ચલાવવો જોઈએ.' આ વિચારધારા મારા મનમાં વસી. રાષ્ટ્રીય શાળાઓમાં બીજા મહત્ત્વના વિષયો થોડાઘણા શીખવાશે એવી ખાતરી રાખીને એક સૈનિકની શ્રદ્ધાથી હું ગાંધીજીના સ્વદેશીના નવા આદેશનો પ્રચાર કરવા મંડી ગયો.

---

૧. સ્વરાજનું વરસ ગાંધીજી શરૂઆતમાં કલકત્તાની સપ્ટેમ્બરની કોંગ્રેસથી ગણતા પણ અસહકારનો ઠરાવ કોંગ્રેસની વાર્ષિક બેઠકે નાગપુરમાં પસાર કર્યો તેથી રાષ્ટ્રીય દૃષ્ટિથી, તે વરસ ૧૯૨૧ના જાનેવારીથી ગણતા.

૨. 'અસહકાર,' યુગધર્મ કાર્યાલય, પાન ૧૯૮–૯.

વિદ્યાપીઠની કમિટી ગાંધીજીના સૂચનનો અમલ કરવા બેઠી ત્યારે ગિદવાણીએ એક નવું સૂચન કર્યું : જેમને રીતસર ઊંચું શિક્ષણ મેળવવું હોય તે નિયમિત ધોરણસર મહાવિદ્યાલયમાં બધા વિષયોનો ભલે અભ્યાસ કરે અને બી. એ. – સ્નાતક બને; પણ ગાંધીજીની સૂચનાને અનુસરીને જે નવજુવાનો સ્વરાજની લડતમાં જોડાવા માગતા હોય તેમને ટૂંક સમયની તાલીમ આપવાને એક નવી સંસ્થા—સ્વરાજ આશ્રમ—સ્થાપવી અને તે સંસ્થામાં કંતામણના વિષયને સર્વોપરી સ્થાન આપવું. સ્વરાજ આશ્રમ સ્થાપવાનું નક્કી થયું એટલે તરત તેને માટે ફેરચરબના રસ્તા પર એક બંગલો રાખવામાં આવ્યો. ગિદવાણીજી મહાવિદ્યાલયમાં પોતાનું સ્થાન કાયમ રાખીને નવા આશ્રમમાં રહેવા ગયા, અને સંખ્યાબંધ જુવાનિયા તેમના હાથ નીચે કાંતણકામ અને બીજા વિષયની તાલીમ લેવા જોડાયા.

સ્વરાજ આશ્રમની તાલીમની વિદ્યાર્થીઓ પર અજબ અસર થઈ. ગિદવાણીને રોજ હું આ આશ્રમમાં મળતો. અમે બંને રાષ્ટ્રીય સેવક મંડળમાં બને તેટલા બત્રીસલક્ષણા નવજુવાનોની ભરતી કરવા ઉત્સુક હતા. તેથી નવો આશ્રમ સ્થપાયા પછી થોડાં જ અઠવાડિયામાં ગિદવાણી-જીએ વિદ્યાર્થીઓને કહ્યું : અહીંયાં રેંટિયો ચલાવો ને અસહકારની નીતિ શીખી લ્યો; પછી તમારે ચોવીસ કલાકના સ્વરાજના સૈનિક બનવું હોય તો સ્વાશ્રયી, મહેનતુ જીવનની પણ તાલીમ લઈને વહેલામાં વહેલા પ્રાંતિક સમિતિ સોંપે તે કામ કરવા કોઈ ગામે ઊપડી જાઓ.

સ્વરાજ આશ્રમના વિદ્યાર્થીઓ આ હેતુથી જ તેમાં દાખલ થયા હતા તેથી તે રેંટિયાની કૉલેજને બદલે રાજકીય તાલીમ કેન્દ્ર બની ગઈ અને મહિના એકમાં કેટલાયે વિદ્યાર્થીઓ ગિદવાણીની અને મારી સૂચના મુજબ અનેક જિલ્લામાં અસહકારના કામે લાગી ગયા. આવી પ્રક્રિયા બેએક માસ સુધી ચાલતાં ગિદવાણીએ પ્રાંતિક સમિતિમાં રીતસર ઠરાવ મૂકીને તે સમિતિને, સ્વરાજ આશ્રમની સમગ્ર જવાબદારી વિદ્યાપીઠ પાસેથી લઈ લેવાની વિનંતી કરી તે સમિતિએ માન્ય કરી. બાકી

મૂળના મહાવિદ્યાલયમાં તો નિયત થયેલા અભ્યાસક્રમ મુજબ વિવિધ વિષયો શિખવાતા અને તેની સાથે જ કાંતણકામ રોજ કલાકેક ચાલતું.

શહેર અને ગામડામાં ચાલતી રાષ્ટ્રીય શાળાઓમાં ગાંધીજીની નવી નીતિની જુદીજુદી અસર થઈ. કેટલીક જૂની હાઇસ્કૂલોએ વિદ્યાપીઠનો નિયત અભ્યાસક્રમ ચાલુ રાખ્યો, અને માત્ર કલાકેકનું કાંતણકામ દરેક વર્ગ માટે ફરજિયાત રાખ્યું. જંબુસર–આમોદના જેવી કેટલીક નવી રાષ્ટ્રીયશાળાઓ ઘણા વિષયોને તિલાંજલિ આપીને રેંટિયાકામ પર જ એકાગ્ર થઈ. પણ રાષ્ટ્રીય આંદોલનના એ કાળમાં થોડા જ વિદ્યાર્થી સારું કાંતતા અને ઘણું રૂ ખરાબ થતું, અને જાડાપાતળા ધાગા જેવું કેટલુંયે સૂતર એળે જતું. માત્ર વિદ્યાર્થીઓ સભા–સરઘસના પ્રચારકાર્યમાં સહાય કરતા અને સ્વરાજની લડતમાં સંગીન ફાળો આપતા.

આવી રીતે રેંટિયાકામ પર એકાગ્ર થવાની ગાંધીજીની સલાહ અમારા રાજકીય પ્રચાર માટે ઘણી માફક આવી. ૧૮–૨૦ વરસના કેટલાયે કાચા જુવાનિયા ગાંધીજીની હાકલ સાંભળીને મેટ્રિકના કે કૉલેજના વર્ગ છોડીને અમદાવાદ દોડી આવતા. તેમાંના ઘણા પ્રાંતિક સમિતિમાં આવીને અમારી સૂચના મુજબ સીધા કોઈ ગામે ચાલ્યા જતા. કોઈ સ્વરાજ આશ્રમમાં થોડો વખત રેંટિયાની તાલીમ લઈને ખાદીકામે કે રાષ્ટ્રીય શાળા ચલાવવા ઊપડી જતા. પ્રમાણમાં થોડાક જ મહાવિદ્યાલયમાં દાખલ થઈ સ્નાતકની ડિગ્રી લેવાને રીતસર અભ્યાસ કરતા. આવી રીતે રાષ્ટ્રીય સેવા મંડળની સરસ જમાવટ થઈ ગઈ અને ઉનાળો આવ્યો ત્યાં સુધીમાં ૪૦–૫૦ સેવકો પાંચે જિલ્લાના ભીતરમાં પ્રાંતિક સમિતિના ખરચે અને તેના આદેશ મુજબ અસહકારની લડત જગાવતા હતા.

સમિતિના કાર્યાલયમાં આ સ્વયંસેવકોનું ખાતું હું સંભાળતો. ગિદવાણીના અને સ્વરાજ આશ્રમના રોજિંદા સંપર્કમાં હું રહેતો. જે સેવકોને હું ગામડે મોકલતો તેમની સુખસગવડ સાચવવા અને તેમના કામ પર દેખરેખ રાખવા હું ગામડે કે તેમના તાલુકાના ગામે જઈ

તેમને મળતો. લોકોને રેંટિયાની તાલીમ ને કોંગ્રેસનો પેગામ તે આપતા, તેમ તેમના ગાળાના સુખદુઃખની ખબર મને તરત પહોંચાડતા. આથી તે સેવકો અમારા હાથપગ તેમજ આંખ ને કાન બની ગયા. તેથી જ આગલું ચોમાસું ખરાબ નીવડવાથી આ સેવકો અને સ્થાનિક કાર્યકરોની મારફત ગામડાંની પ્રજાની બગડતી હાલત અને રાહતની તાકીદની જરૂરના હેવાલ મને મળતા ગયા. ચોપાસ ફરીને જાતતપાસ કરતાં મને તે હેવાલ તદ્દન સાચા લાગ્યા. તેથી મેં પ્રાંતિક સમિતિમાં કેટલાયે તાલુકામાં રાહતનું કામ ઉપાડવાની ચર્ચા શરૂ કરી અને એપ્રિલ માસથી જ સમિતિએ એ કાર્ય માટે થોડાં નાણાં મંજૂર કરવા માંડ્યાં.

દાહોદના મુખ્ય દુકાળગ્રસ્ત વિસ્તારમાં એ જ શિયાળામાં એક ઐતિહાસિક પરિષદ મળી ગઈ તેનો ઉલ્લેખ અત્રે કરવો જોઈએ. ભીલોના ગુરુ ગોવિંદ[1] વરસો પછી ત્યાં પધારવાના હતા તેથી તેમનાં દર્શન

1. ગુરુ ગોવિંદ અસલ સંતરામપુર રાજ્યના વતની અને જાતે વણઝારા હતા. આ સદીના આરંભમાં તે દારૂ ને ચોરી બંધ કરવાની દીક્ષા ભીલોને આપતા અને ભજનકીર્તનની ધૂન જગાવતા. હજારો ભીલો ભગત થઈ તેમની કંઠી બાંધતા ગયા અને તેમની આસપાસ ટોળે વળતા ગયા. દારૂના ઇજારદારોએ તેમની સામે રાજમાં ફરિયાદ કરી. સંતરામપુર, વાંસવાડા ને ડુંગરપુરની હદ પર માનગઢના ડુંગર પર સન ૧૯૧૨–૩ના અરસામાં ભીલોની મોટી જમાવટ ગુરુની આસપાસ થઈ ત્યારે તેમને શ્રદ્ધાળુ લોકોના ઉત્તેજનથી નવું રાજ્ય સ્થાપવાનો વિચાર થયો. હજારો ભીલ તીર-કામઠાં લઈ એકત્ર થયેલા તેમને સ્થાનિક રાજ્યે વીખરાઈ જવાનો હુકમ આપ્યો. તેને તે વશ ન થયા ત્યારે વડોદરેથી પલટન આવી. સિપાઈઓએ ચેતવણીરૂપે ખાલી બહાર કર્યા ત્યારે ભીલોએ માન્યું કે ગુરુના પ્રતાપથી બંદૂકની ગોળી નિષ્ફળ થઈ. પછી સાચો ગોળીબાર થયો તેમાં સેંકડો ભીલ માર્યા ગયા અને ગુરુ કેદ પકડાયા. સન ૧૯૧૮માં યુરોપની લડાઈ પૂરી થઈ તેની ખુશાલીમાં ગુરુને છોડી મૂકવામાં આવ્યા. પણ સરકારે તેમને દાહોદ–ઝાલોદમાં દાખલ થવાની બંધી કરી હતી.

કરવાને હજારો ભીલ ત્યાં ભેગા થયા. પણ ગુરુએ તેમના છુટકારાની શરતનો ભંગ કર્યો એવા આરોપસર તેમને પરિષદની આગલી રાતે જ દાહોદમાં પકડવામાં આવ્યા. તેથી વલ્લભભાઈના પ્રમુખપણા નીચે પરિષદ મળી ત્યારે હજારો ભીલોને નવી લડતનો પેગામ આપવાને પાંચેક માંચડા પરથી ભાષણો કરવામાં આવ્યાં. અસહકારનો મુખ્ય ઠરાવ રજૂ કરવાનું માન તે વખતે કૉલેજ છોડીને તાજા જ આવેલા સ્થાનિક અગ્રણી સુખદેવના ભત્રીજા નર્મદાશંકર ત્રિવેદીને આપવામાં આવ્યું. મૌલાના શૌકતઅલીએ બુલંદ અવાજે ઠરાવને ટેકો આપ્યો.

થોડા વખત પછી બીજી પરિષદ પાસેના ઝાલોદ ગામમાં મુંબઈ-નિવાસી લક્ષ્મીદાસ રવજી તેરસીના પ્રમુખપણા નીચે મળી. તેમાં પણ ભીલો હજારોની સંખ્યામાં ઊમટ્યા. તેની ખાસ ખૂબી એ હતી કે દારૂ-બંદીનો ઠરાવ રીતસર પસાર થયા પછી વચમાં મૂકેલી ગાંધીજીની છબી આગળ ભીલો એક પછી એક આવીને દારૂ છોડવાના સોગન લેતા ગયા. આમ અગાઉની હોમરૂલની ચળવળ કરતાં વધારે અંશે અસહકારની લડતથી ભીલોમાં જાગૃતિ અને આત્મશુદ્ધિનો સંચાર થયો.

આ જ કાળમાં ભીલોના જેવી જાગૃતિ દેશભરમાં કિસાનોમાં અને કામદારોમાં ફેલાઈ. ઉત્તર પ્રદેશના કિસાનોએ જગજૂનાં દુઃખોનું નિવારણ કરવાને પોતાની કિસાન સભાઓ સ્થાપીને જમીનદારોના જુલમી લાગા અને કર ન આપવાની ચળવળ શરૂ કરી. તેમ મજૂરોએ સંગઠિત થઈને વધારે પગાર મેળવવાને ઠામઠામ લડત આદરી. ગાંધીજી, તે સર્વનું નવું જોશ સ્વરાજની લડતમાં જ વાળવાનો અને જમીનદારવિરોધી તેમજ હડતાલની પ્રવૃત્તિથી દૂર રહેવાનો બોધ આપતા.

પંજાબના લડાયક શીખોએ પણ જાગૃત બનીને ધાર્મિક સ્વરાજ મેળવવાને પાખંડી અને વિષયલંપટ મહંતો પાસેથી પોતાના પવિત્ર ગુરુદ્વારાનો કબજો લેવાની પ્રવૃત્તિ આદરી. ગુરુ નાનકના સર્વોપરી ગુરુ-દ્વારામાં ૨૦મી ફેબ્રુઆરીની સવારે અકાલીઓનો એક જથ્થો લઈને

લછ્મનસિંગે પ્રવેશ કર્યો ત્યારે મહંત નારણદાસે તેમના પર ગોળીઓ છોડીને આશરે દોઢસો માણસને ઠાર અને ઘાયલ કર્યા. જે ઘવાયા તેમને પૂરા ખતમ કરી તેણે ઘાતકી રીતે બાળી મૂકયા. આ ખૂની મહંતને પકડીને એ ગુરુદ્વારનો કબજો અકાલીઓની કમિટીને સોંપવાની સરકારને ફરજ પડી. એ સર્વ અકાલી સશસ્ત્ર હતા છતાં પૂરી અહિંસાને વરીને તે શહીદ થયા. તેથી શૂરા સત્યાગ્રહી તરીકે ગાંધીજીએ તેમની તારીફ કરી. પછી શીખો વધારે સંગઠિત અને પાવરધા બનીને 'સત્ શ્રી અકાલ'ની ઘોષણા કરતા વધારે ગુરુદ્વારાને જૂના મહંતોના કબજામાંથી છોડાવતા ગયા.

આ આંદોલનની દેશભરમાં તેમ ગુજરાતમાં ઊંડી અસર થઈ. આપણાં અનેક મંદિરો અને મઠ પાખંડી ધર્મગુરુઓના કબજામાંથી છોડાવવાનો અમે કેટલાક વિચાર કરતા થઈ ગયા.

માર્ચની આખરે કોંગ્રેસની મહાસમિતિ બેઝવાડા મુકામે મળી ત્યારે તેણે દેશભરમાં વિકસતી પરિસ્થિતિનું સિંહાવલોકન કરીને નવા મહત્ત્વના નિર્ણય કર્યા. ગાંધીજીના અતૂટ આગ્રહ મુજબ સ્વરાજ તે વરસમાં જ હાંસલ કરવાને માટે આ સમિતિએ દેશસમસ્તમાં એક કરોડ સભાસદો નોંધવાનો, એક કરોડ રૂપિયાનો ટિળકફાળો ભેગો કરવાનો અને ૨૦ લાખ રેંટિયા ચલાવવાનો ઠરાવ કર્યો. આ મોટા આંકડા દરેક પ્રાંતની શક્તિ પ્રમાણે પ્રાંતિક સમિતિઓમાં ફાળવી નાખવામાં આવ્યા. તે મુજબ ગુજરાતને ૧૫ લાખ રૂપિયા ભેગા કરવાનું અને તે પ્રમાણે સભાસદો નોંધવાનું અને રેંટિયા ફરતા કરવાનું ફરમાન કરવામાં આવ્યું. એટલે મે માસના આરંભથી તે ૩૦મી જૂન સુધીમાં આ ત્રિવિધ કાર્યક્રમ સિદ્ધ કરવાને અમે ઓર જોરશોરથી કામ કરવા માંડયું.

નાગપુરની કોંગ્રેસના અરસામાં વળી મને ઘર બદલવાની જરૂર

લાગી. નવી વિદ્યાપીઠની કાર્યવાહક કમિટી સંસારસુધારા હૉલમાં મળતી. પણ દિવાળી પછી મહાવિદ્યાલય અને જાનેવારીથી સ્વરાજઆશ્રમ–બંને સંસ્થાઓ નદીપાર વિકસતા વિસ્તારમાં સ્થપાઈ. આચાર્ય ગિદવાણી અને અનેક અધ્યાપક મિત્રો તે તરફ જ રહેતા. વળી સ્વરાજઆશ્રમ અને ગિદવાણી સાથે મારે ગાઢ સંબંધ હતો. તેથી ૧૯૨૧ના આરંભથી સ્વરાજઆશ્રમની બાજુમાં હરિયાળાં ખેતરો વચ્ચે એક બંગલીમાં હું રહેવા ગયો. ત્યાં પણ જૂનો નોકર આશારામ મારું ઘર ચલાવતો. ત્યાં જ પ્રાંતિક સમિતિના નવા સભ્ય બનેલા અમૃતલાલ શેઠ મારા મહેમાન થયેલા અને તેથી વરસો પછી મારે વિષે 'નૂતન ગુજરાત' અને 'જન્મભૂમિ'[1] બંને દૈનિક પત્રોમાં અગ્રલેખ લખતાં તેમણે એ ઘરને અને આશારામની સેવાને યાદ કરેલાં.

અમદાવાદ હું હોઉં ત્યારે સવારે સ્વરાજઆશ્રમમાં ગિદવાણીને મળવા જતો. તે ગ્યાસતેલના જંગી સ્ટવ પર ઘણી વાર જાતે પોતાનું ભોજન પકાવતા અને કંઈક વાનગી મને ચખાડતા. અમે રોજ રાજકારણ, વિદ્યાપીઠ, વિદ્યાર્થીઓની તાલીમ, ગુજરાતમાં સફર અને સભાઓ વગેરે વિષે એકદિલીથી ચર્ચાઓ કરતા. કોઈક ગ્રેગતા સેવકોને મળીને તેમને કોઈ કામે મોકલવાનું પણ અમે ત્યાં જ ગોઠવતા. ગિદવાણીજીને દિલ્હીના પ્રો૦ રુદ્રની ભલામણથી ગાંધીજીએ રોકેલા તેથી તેમની સાથે તે નિકટ સંબંધ ધરાવતા. ગાંધીજી અમદાવાદ ક્વચિત આવતા ત્યારે બહુ જ કામમાં રહેતા. સારા દેશમાંથી તેમને અસંખ્ય માણસો મળવા આવતા. તેથી સવારના ચાર વાગ્યાની પ્રાર્થના પછી તો તેમને નિરાંતે મળવાનું અશક્ય ગણીને ગિદવાણી તેમને અચૂક મળવાને મધરાતે દોઢએ વાગે ઘેરથી આશ્રમ જવા નીકળતા.

---

૧. 'નૂતન ગુજરાત'ના નવ દિવસના તંત્રીપદનું રાજીનામું મેં આપ્યું ત્યારે 'ઇન્દુભાઈ અને હું' એ મથાળા નીચે તેમણે એ લેખ ૧૨–૮–૪૨ના રોજ પ્રગટ કરેલો તેમાં મારે વિષે મીઠાં સ્મરણો તેમણે તાજાં કર્યાં હતાં. એ જ લેખ તેમણે પછી 'જન્મભૂમિ'માં પ્રગટ કર્યો હતો.

બપોરથી આખો દિવસ હું ઘણુંખરું પ્રાંતિક સમિતિમાં જ ગાળતો. તેનું રીતસર કાર્યાલય તો સંસારસુધારા હૉલને છેડે આવેલા એક મોટા ઓરડામાં ચાલતું. તેમાં ખુરશી-ટેબલ પર વ્યવસ્થાપક, કારકુનો, ટાઈપિસ્ટ વગેરે કામ કરતા. પણ હું જૂના રિવાજ મુજબ પડખેની જે નાની ઓરડીમાં કેળવણી મંડળનું કામ કરતો તેમાં જ જમીન પર બેસીને ઢાળિયા પર મારું કામ કરતો. મારી બાજુમાં ખાદી વિભાગના વ્યવસ્થાપક લક્ષ્મીદાસ આસર બેસીને તેમનું કામ કરતા. અસહકારની પ્રવૃત્તિ આગળ ધપતી ગઈ ત્યારે એક વિશ્વાસલાયક સુશિક્ષિત વ્યવસ્થાપકની જરૂર અમને લાગી. મારી નજર, ૧૯૧૭થી પિછાનેલા ગોધરાની મ્યુનિસિપાલિટીના મંત્રી અને પછી સ્થાાનક અંત્યજ શાળાનો વહીવટ કરનાર કૃષ્ણલાલ દેસાઈ પર ઠરેલી. મારી ભલામણથી તેમને પ્રાંતિક સમિતિના કાર્યાલયના સંચાલક તરીકે રોકી લેવામાં આવ્યા. તે પછી ટિળક ફાળામાં લાખો રૂપિયા ભરાતા ગયા ત્યારે બીજા ખજાનચી, હિસાબનીશ વગેરે રોકાતા ગયા.

આ સાલમાં વલ્લભભાઈને ઘેર સવારને બદલે બપોરે—ઘણુંખરું ૩–૪ વાગે મિત્રોની મિજલસ જામતી. શરૂઆતમાં તે કાર્યાલયમાં ઓછું આવતા. તેમની સલાહ લેવાને માવળંકર ગીદવાણી અને બીજા કાર્યકરો તેમને ઘેર જ જતા. આ વખતમાં ગિદવાણીના ચાવિરોધી પ્રચારથી અમારે માથે આફત આવી પડી. ગિદવાણી પરદેશી હેટને (વિલાયતી ટોપીને) બ્રિટિશ રાજના વાવટા જેવી ગણીને તે કેટલાયને માથેથી ઉતરાવતા, તેમ ચાના વ્યસનને તે ગુલામીનાં ચિહ્નરૂપ ગણાવીને તે છોડવાને સખત પ્રચાર કરતા. તેથી—કે ગમે તે કારણથી—વલ્લભભાઈને ઘેર બપોરની ચા બંધ થઈ. ચાનો વખત થતાં અમે બધા મોં પર હાથ દઈ બગાસાં ખાતા બેસી રહેતા. પછી ઓચિંતા ગિદવાણીએ એકલાએ જ ચા ખાસ માગીને પીવા માંડી. મણિબેન તેમને સરસ ટાટમાં ચા આપતાં તે એકલા શોખથી પીતા, ત્યારે વલ્લભભાઈ સુદ્ધાંત અમે મોં વકાસીને જોઈ રહેતા, પણ ચા પીવાનો વિચાર સરખો પણ ન કરતા.

આગલી દિવાળીથી જ શારદાબહેન સાડાચાર વરસનું અમદાવાદનું ઘર ઉપાડીને વડોદરે રહેવા ગયાં હતાં. દાક્તરની વખતોવખત બગડતી તબિયત સાચવવાને અને તેમના સંસ્કાર ઊછરતાં બાળકો પર પડે તે માટે ક્યારથી આ ફેરબદલી કરવાનું તેઓ વિચારતાં. માત્ર કન્યાકેળવણીના ઉપાડેલા કામે જ તેમને અમદાવાદમાં રોકી રાખેલાં. હવે મહિલા પાઠશાળા સ્થપાઈ ગઈ અને તેને માટે નાણાંની જરૂરી ગોઠવણ થઈ તેથી ધારેલું કામ પાર પાડીને તે વડોદરે ગયાં.

લાલ દરવાજાનું શારદાબહેનનું જૂનું ઘર સૂનું પડયું તેની ખોટ મને બહુ સાલતી. કંઈક આશ્વાસન મેળવવાને ભરૂચ–સુરતની સફર કરતાં કોઈ વખત હું વડોદરે ઊતરીને દા૦ સુમંતને ઘેર જતો. નાગપુરની કૉંગ્રેસ પછી મારા રોમરોમમાં અસહકારની અગન વ્યાપી ગઈ હતી. તેથી દાક્તર સાથે તે વિષે ચર્ચા કરતાં હું કોઈવાર જરા ગરમ થઈ જતો. તેવામાં તેમણે વડોદરાના કમાટી બાગમાં એક ભવ્ય આરોગ્યપ્રદર્શન ભર્યું હતું અને મેં તેનાં ઘણાં વખાણ સાંભળ્યાં, ત્યારે મારાથી કરડાકીમાં બોલાઈ જવાયું : ‘ દેશ સ્વરાજ માટે રણે ચડયો છે ત્યારે આવાં પ્રદર્શન કરવાં એ અસ્થાને નથી ? ’

બસ ! આવા કંઈક શબ્દો સાંભળતાં જ ખરાવાદી દાક્તર ગુસ્સે થઈ ગયા અને તેમણે કહ્યું, કે દેશનાં બધાં રચનાત્મક કામો કંઈ યુદ્ધ વખતે બંધ કરી દેવાતાં નથી. ખિલાફતમાં કૉંગ્રેસે સાથ આપેલો તેનું પોલંપોલ, એક વર્ષમાં સ્વરાજ મેળવવાની અખ્તરંગી વાતો વગેરે બાબતો વિશે ખૂબ બોલી ગયા. મારા વિચારો જુદા હોવાના કારણે મારા મનને ઘણું દુઃખ થયું. પણ થોડા દિવસ પછી દાક્તર મહારાજા સયાજીરાવ ગાયકવાડના બે દીકરાઓને લઈને યુરોપ જવાના હતા તેથી શારદાબહેનની સૂચનાથી હું તેમને મળવા વડોદરે ગયો. જૂની ચર્ચા વિસારે મૂકીને દાક્તરે ફરી વાર મીઠું હાસ્ય વેરીને મારા દુઃખિયારા દિલને પ્રફુલ્લ કર્યું.

ઉનાળાનો તાપ વધતો ગયો ત્યારે મારું મન ભરૂચ ને પંચમહાલ જિલ્લામાં વધતા દુકાળ પર એકાગ્ર થયું. ભારે નાણાં ઉઘરાવવાનું કામ તો વલ્લભભાઈએ શહેરના વગદાર મિત્રોનો સાથ સાધીને હાથમાં લીધું હતું. કોઈક ઠેકાણે મણિલાલ વલ્લભજી કોઠારી સાથે જ પૈસા ઉઘરાવવા હું ગયેલો. સભાસદો નોંધવાનું કામ તો સ્થાનિક સમિતિઓ જ કરી લેતી. રેંટિયાનું કામ સ્વયંસેવકોને સોંપેલું હતું. અમારા કાર્યાલયમાં મારું દિલ પહેલેથી ગામડાં અને ખેડૂતો તરફ જ વળેલું હતું. તેથી ક્ષુધાર્ત જનતાનો આર્તસ્વર સાંભળતાં જ હું તેમને રાહત આપવાને પ્રવૃત્ત થયો. ક્ષિતિજ પર દેખાતું દુકાળનું નાનું સરખું વાદળ જોતજોતામાં કેવું ઘેરું બની ગયું અને તેથી મારું જીવન પણ કેવું ઘેરાઈ ગયું તે હવે જોઈશું.

## ૧૨. દુકાળનાં વાદળ

**૧૯૨૧ના** માર્ચની આખરે બેઝવાડામાં મળેલી મહાસમિતિએ એક કરોડનો જંગી ફાળો ઉઘરાવવાનું ઠરાવ્યું તેથી દેશની જનતા પર ભારે અસર થઈ. તે વખતે ગાંધીજીએ બાકીના ૭ માસમાં જ સ્વરાજ મેળવવાની ચમત્કારિક શ્રદ્ધા જાહેર કરી તેથી પ્રજામાં નવચેતનનાં અને નવશક્તિનાં પૂર ઊંચે ચડતાં ગયાં.

સ્વરાજ છેક નજીક આવેલું લાગતાં અનેક વર્ગે પોતપોતાની દૃષ્ટિથી પોતાનાં ચોક્કસ ધ્યેય અને માર્ગ નિશ્ચિત કરીને સ્વાશ્રયી પ્રવૃત્તિ જોરશોરથી વધારવા માંડી. નાનાકનામાં ભારે બલિદાન આપ્યા પછી ઝનૂની અકાલીઓએ સરકારનાં પ્યાદાં બનેલા મહંતો પાસેથી અનેક ગુરુદ્વારાઓનો કબજો લેવાનું ચાલુ રાખ્યું. સંયુક્ત પ્રાંતના કિસાનોએ તેમના જુલમી માલિક બની બેઠેલા જમીનદારોની સામે ના-કરની લડત આગળ ધપાવી, અને જવાહરલાલ નહેરુ જેવા જુવાન નેતાઓની દોરવણીથી ઠામઠામ કિસાનસભાઓ સ્થાપવા માંડી. કંગાલ કામદારોએ તેમના માલિકોની પાસેથી વધારે રોજી ને સુખસવલત હાંસલ કરવાને હડતાલો પણ વધારી મૂકી.

મે માસમાં આસામના ચાના બગીચાના હજારો કામદારોએ તેમના અંગ્રેજ માલિકોના જુલમથી ત્રાસી જઈને હડતાલ પાડી. આશરે ૧૨,૦૦૦ મજૂરો હિજરત કરીને પોતાના ગામ જતા હતા ત્યારે રસ્તામાં ચાંદપુર સ્ટેશને તેમને ઘેરીને સરકારના ગુરખા સિપાઈઓએ ગોળી ચલાવી. આ

હડતાલિયાને મદદ કરવાને પાસેના રેલ અને આગબોટના કામદારોએ હડતાલ પાડી. સારાયે પ્રદેશના વાહનવહેવારમાં લગભગ બે માસ સુધી અંધાધૂંધી જામી રહી. તરત જ સર્વ કામદારોની વહારે દેશબંધુ દાસ પહોંચી ગયા. તેમણે લશ્કરના અત્યાચારોની બારીક તપાસ કરીને તે માટે જવાબદાર ખૂનીઓને સજા કરવાને ઝુંબેશ ચલાવી. તેમ લડાયક હડતાલિઓને રાહત આપવાને તેમણે બંગાળના ટિળક ફાળામાંથી હજારો રૂપિયા ખર્ચી નાખ્યા.

આવા લડાયક બનતા વાતાવરણમાં કરોડ સભાસદ નોંધવાનો અને કરોડ રૂપિયાનું ફંડ કરવાનો કોંગ્રેસનો આદેશ વીજળીવેગે ફેલાતો ગયો તેમ સ્વરાજની સિદ્ધિ વિષે બુદ્ધિજીવી અને આમપ્રજાની શ્રદ્ધા વધતી ગઈ. બાકી રહેલા છ માસમાં આઝાદી હાંસલ કરવાની લડતમાં વધારે વકીલો અને વેપારીઓ જોડાઈને કોંગ્રેસની નવી સમિતિમાં આગેવાની લેતા ગયા. વળી ઉનાળાની રજાઓ દરમ્યાન એક વરસ માટે કોલેજો અને શાળાઓ છોડીને હજારો વિદ્યાર્થીઓ કોંગ્રેસના કામમાં લાગી ગયા. બધીયે રાષ્ટ્રીયશાળાના સંચાલકો અને શિક્ષકો મહાસભાના કાર્યમાં પૂરી તાકાતથી સામેલ થયા. નવી ઊઘડેલી પ્રાથમિક ને માધ્યમિક શાળાઓમાં મોટે ભાગે રેંટિયાનું જ શિક્ષણ અપાતું. તેથી તેમાંથી ગમે ત્યારે છૂટી મેળવીને કુમારો અને કિશોરોનાં મોટાં ઝુંડ રોજિંદી સભા અને સરઘસોના પ્રચારકાર્યમાં અને સભાસદો ને ફાળાના કામમાં રાતદિન મહાલતાં. દેશભરમાં તેમ ગુજરાતમાં આ પ્રજાશક્તિનો પ્રવાહ અસહકારના મહાનદમાં વહેતાં તે દિનપ્રતિદિન વધુ ને વધુ વિરાટ બનતો ગયો.

જ્યાંજ્યાં ગાંધીજી જતા ત્યાં માનવમહેરામણ ઊમટતો અને તેમના પર નાણાં અને નોટોનો તેમજ સોના–ચાંદીના દાગીનાનો વરસાદ વરસતો. ઉનાળામાં ભદ્ર સમાજની જે સભાઓ ગાંધીજીને સાંભળવા સુંદર સભાગૃહમાં કે નાટકશાળામાં થતી, ત્યાં સ્ત્રીવર્ગ મોટી સંખ્યામાં હાજર થતો. ગાંધીજીએ એક કરોડની ટહેલ નાખી ત્યારે તેમના પર પુરુષોના કરતાં પણ ક્વચિત જાગૃત સ્ત્રીઓની વધારે શ્રદ્ધા બેસતી ગઈ. તેથી ગાંધીજી

નાણાંની માગણી કરતા કે તરત જ કુમારિકાઓ અને માતાઓ, મધ્યમ ને શ્રીમંત વર્ગની સ્ત્રીઓ સોનાની કે હીરાની અંગડિયો, કિંમતી હાર અને સેરો, કડાં અને વાંકડાં, ઝાંઝર અને એરિંગ–વગેરે વિવિધ આભૂષણ ગાંધીજી પર વરસાવતી. કોઈક સ્ત્રીઓ તો માળ પર બેઠી હોય ત્યાંથી ઘરેણાં દોરીએ બાંધીને ગાંધીજી બેઠા હોય ત્યાં વ્યાસપીઠ ઉપર જ્યારે ઉતારતી, ત્યારે વીજળીના પ્રકાશમાં ઝગારા મારતા તેના તેજથી મુગ્ધ થઈ સર્વ પ્રેક્ષકો હર્ષના પોકાર કરતા.

ગુજરાત પ્રાંતિક સમિતિએ પહેલેથી જ સભાસદ નોંધવાનું અને નાણાં ઉઘરાવવાનું કામ સારા પ્રમાણમાં શરૂ કર્યું હતું. રેંટિયાનું કામ વિદ્યાપીઠ મારફત શાળાઓમાં ચાલતું અને ગામડેગામડે અમારા સ્વયંસેવકો અને ખાદી વિભાગના કાર્યકરો તે આગળ ધપાવતા. હવે બેઝવાડાના આદેશ મુજબ આ બધી પ્રવૃત્તિ વધારે માણસોની અને નાણાંની તાકાતથી ખીલવવામાં આવી. રાષ્ટ્રીય બનેલી પ્રોપ્રાયટરી હાઇસ્કૂલના સંચાલક બળવંતરાય ઠાકોર અને જીવણલાલ દીવાને રજાઓ પડતાં વિદ્યાપીઠના તેમજ કોંગ્રેસના કાર્યમાં પૂરો સાથ આપવા માંડ્યો. બચુભાઈ ને કાળિદાસ જસકરણ જેવા જૂના મિત્રો ઉપરાંત જુવાન વકીલ મણિલાલ કોઠારીએ નાણાં ઉઘરાવવાને ખૂબ જહેમત ઉઠાવવા માંડી. ગાંધીજીએ ગુજરાતને પંદર લાખ ભેગા કરવાનું ફરમાવ્યું તેથી દેશપ્રેમી નાનામોટા વેપારીઓ કોંગ્રેસની કુમકે આવી પહોંચ્યા. જિલ્લાઓમાંથી અને દેશી રાજ્યોમાંથી પણ વધારે કાર્યકર્તા કોંગ્રેસના સભ્ય નોંધવાના અને ફાળો ઉઘરાવવાના કામે અમારી સમિતિની કચેરીએ ઉભરાતા ગયા.

પ્રમુખ વલ્લભભાઈ પણ નવી ભારે જવાબદારી ઉઠાવવાને વધારે પ્રવૃત્તિમાન થયા. સવારે તેમને ઘેર મારા જેવા નિકટના થોડા કાર્યકરો મળતા. પણ હવે સાથીઓ અને મુલાકાતીઓની સંખ્યા વધતી ગઈ અને વધારે નાણાં અને ચેક સમિતિમાં આવતાં ગયાં. તેથી વલ્લભભાઈએ બપોરે બેએક વાગ્યાથી જ સમિતિની કચેરીમાં નિયમિત આવવા માંડ્યું.

તેમની આસપાસ મિજલસ જામે તેનો સમાસ કાર્યાલયની નાની ઓરડીમાં થાય નહિ. તેથી તે મોટે ભાગે મોટા હૉલમાં જ બેઠક જમાવતા. તેઓ કોઈને હસાવતા તો કોઈને તતડાવતા, કોઈને સલાહ તો કોઈને ચીમકી આપતા. જે આવે તેને ૩૦મી જૂન પહેલાં તેમના હિસ્સાના સભ્ય નોંધવાને અને ખાસ તો તેમનો ફાળો ઉઘરાવવા તાકીદ કરતા. ધીમેધીમે તેમણે વાતો કરતે કરતે રેંટિયો પણ ફેરવવા માંડયો અને જાતે દાખલો બેસાડીને સર્વને કાંતવાનો બોધ આપ્યો.

અમદાવાદમાં કંઈ ભારે ફંડફાળો કરવા સારુ મોટા શેઠિયાને દરવાજે નીચા વળીને ધક્કા ખાવાનો જૂનો રિવાજ હતો. પણ વલ્લભભાઈ જુદી ખોપરીના સ્વમાની નેતા હતા. તેમના માનસમાં લઘુગ્રંથિનું નામ જ નહોતું. દુકાળરાહતના કામ દરમ્યાન અંબાલાલ સારાભાઈ અને કસ્તૂરભાઈ મોટે ભાગે વલ્લભભાઈને જ ઘેર જતા, ને તે જ મોટે ભાગે નાણાં ઉઘરાવતા. અસહકારની નવી પ્રવૃત્તિમાં કુદરતી રીતે તેમનો સાથ ન સાંપડયો, પણ મૂઠીભર મિલમાલિકોને બદલે આ વખતે મોટામોટા મહાજનના વેપારીઓનું અને અસંખ્ય કાર્યકરોનું પીઠબળ કૉંગ્રેસને મળી ગયું. તે સર્વ વલ્લભભાઈને પ્રાંતિક સમિતિમાં જ મળતા અને તેમને જ માથે અમુક નાણાં ભરાવી લાવવાની જવાબદારી તે ઓઢાડતા.

મિલમાલિકોએ તેમના ફાળા વિષે ગાંધીજી સાથે સીધી વાટાઘાટો ચલાવવા માંડી તેથી તેમને મળવાનું અમે છોડી દીધું. છતાં એક પ્રસંગે મેં વલ્લભભાઈને પૂછયું: 'આપણે ...શેઠને ફાળા માટે મળવા જઈશું?'

તેમણે તરત જ રોકડું પરખાવ્યું : 'હું તેમને મળવા જાઉં? તેમને સાત વાર ગરજ હશે તો મને મળવા આવશે.'

આવી કડક સ્વાભિમાની નીતિ અખત્યાર કરીને વલ્લભભાઈએ મોટે ભાગે પ્રાંતિક સમિતિમાં બેઠે બેઠે જ ધાર્યા પ્રમાણે લગભગ પંદર લાખ રૂપિયા જમા કર્યા.

પ્રાંતિક સમિતિના મંત્રી તરીકે હું નવા આદેશ મુજબ જિલ્લા

સમિતિઓને વિગતવાર સૂચનાઓ આપતો, તેમના હેવાલ મંગાવતો અને વખતસર કામ પાર પાડવાને તાકીદ કરતો. વખતોવખત જિલ્લા સમિતિની કે સ્થાનિક કાર્યકરોની સભામાં જઈને હું રૂબરૂમાં સમજૂતી આપતો અને ગામેગામ સભાઓ ભરતો અને કામને વેગ આપતો. આવું બહારગામનું જ કામ મેં લીધેલું હોવાથી હું ક્વચિત જ જાતે સભ્યો નોંધવા કે ફાળો ઉઘરાવવા જતો.

છતાં એક વાર મણિલાલ કોઠારી સાથે પાસેના કલોલ ગામે ટિળક ફાળો નોંધવા હું ગયેલો. કોઈ વેપારી પાસે અમે ગયા ત્યારે તેમણે ગાંધીજીના માણસ જાણીને અમારું સ્વાગત કર્યું. પછી તેમણે યોગ્ય રકમ નોંધાવવામાં કંઈક આનાકાની કરી ત્યારે મણિલાલ તાડુક્યા: "તમે જાણો છો કે તમે કોની સાથે વાત કરો છો? આ પ્રાંતિક સમિતિના મંત્રી ઈન્દુલાલ યાજ્ઞિક અને હું મણિલાલ વલ્લભજી કોઠારી! અમે દેશને માટે ભેખ લીધો છે, ત્યારે તમને શોભે એવી રકમ તો આપો!"

છેવટે તેમની પાસેથી અને બીજા ભાઈઓ પાસેથી કંઈક ઠીક રકમ તો મળી. હું મારા સાથીના આવા અભિમાની શબ્દો સાંભળીને ઠરી જ ગયો અને ફરીથી તેમની સાથે આવા કામે ન ગયો. છતાં એ નક્કર હકીકત છે કે આવા ઝપાટા મારીને જ મણિલાલ કોઠારી ઉત્તમ ફાળો મેળવવામાં વધારેમાં વધારે પાવરધા થયા, દેશમાં 'ભિક્ષુકરાજ'નું બિરદ પામ્યા અને છેવટે આખી કોંગ્રેસના કોષાધ્યક્ષ ચૂંટાયા.

અસલથી હું ગામડાંને જ દેશ ગણતો અને તેની સેવાના અનુકૂળ કેન્દ્ર તરીકે અમદાવાદ સેવતો. તે દૃષ્ટિથી જ પ્રાંતિક સમિતિનું બહારગામનું દફતર સંભાળવાનું મનગમતું કામ મેં સ્વીકારેલું હતું. હવે ૧૯૨૧નો ઉનાળો તપતાં મુંબઈ અને થાણાથી કે દૂર સૌરાષ્ટ્રમાંથી પાણીછલ્લા નવજુવાનો શાળા–કૉલેજ છોડીને અને ક્વચિત કુટુંબનાં બંધન તોડીને કોંગ્રેસના સ્વયંસેવક થવાને અમને લખતા ત્યારે તેમની સાથે હું જ પત્રવ્યવહાર કરતો. તેમના સંયોગો અને લાયકાતની તપાસ

કરીને હું જ તેમને અમદાવાદ કે જિલ્લામાં મળવા બોલાવતો અને સ્થાનિક કાર્યકરોની સલાહ લઈને તેમને કોઈ ગામડે કામગીરી સોંપતો. હવે સ્વરાજઆશ્રમમાંથી સેવકો મળતા રહ્યા તેના કરતાં ઘણા વધારેની સીધી ભરતી થતી ગઈ. ખાદી વિભાગના લક્ષ્મીદાસની સૂચનાથી તેમના હાથ નીચે કોઈને રેંટિયાનું કામ હું સોંપતો. ઘણા સ્વયંસેવકો તરીકે તો કોઈ રાષ્ટ્રીય શાળામાં શિક્ષક તરીકે જોડાતા. સૌથી વધારે સ્થાનિક સમિતિઓના હાથ નીચે કોંગ્રેસનું જ કામ કરતા. આવા સ્વયંસેવકોની ભરતી મે-જૂન માસમાં ઘણી વધી પડી ત્યારે પ્રાંતિક સમિતિના જ ફંડમાંથી તેમનો ખરચ સીધો આપવાને રૂા. ૧૬ ૦૦૦ની રકમ સમિતિએ મંજૂર કરી. હવે મારી સીધી દેખરેખ નીચે કામ કરતા સ્વયંસેવકોની સંખ્યા આશરે ૭૦–૮૦ સુધી પહોંચી ગઈ અને તેમના કાગળોથી અને સીધા સંપર્કથી હું ગુજરાતની દૂરદૂરની ગ્રામજનતાના ગાઢ સંપર્કમાં રહેતો.

બધી સ્થાનિક સમિતિઓના અને સ્વયંસેવકોના નિકટ સંબંધને લીધે કોઈ કોઈ વિભાગમાં બગડતી ખેડૂતોની પરિસ્થિતિથી હું જ પહેલો માહિતગાર થયો. ખાસ કરીને દાહોદ-ઝાલોદ અને જંબુસર-આમોદના પ્રદેશમાં આગલું ચોમાસું અધૂરું નિવડેલું હોવાથી હવે માણસો અને ઢોરની સ્થિતિ વણસવા લાગી. દુકાળના કામના જૂના અનુભવી તરીકે તરત બંને વિભાગમાં જાતે જઈને અને કંઈક સ્થાનિક ફાળો ભેગો કરીને મેં દુકાળરાહત કમિટીઓ નીમી દીધી અને તેમને જરૂરી અનાજ અને ઘાસ ખરીદી રાહતનું કામ શરૂ કરવા સૂચના આપી. તેની સાથે તેમને પ્રાંતિક સમિતિ પાસેથી રાહતકાર્યમાં યોગ્ય મદદ મેળવી આપવાની મેં ખાતરી આપી. તરત બંને પ્રદેશોમાં થોડુંઘણું રાહતકાર્ય ચાલુ થઈ ગયું.

અમદાવાદ આવીને આ વિષે ખાસ કરીને વલ્લભભાઈ અને માવળંકર સાથે મેં વાતચીત કરવા માંડી, ત્યારે તેમણે દુકાળગ્રસ્ત પ્રદેશ માટે ઘણી દિલસોજી દર્શાવી, તેની સાથે તેને રાહત આપવામાં તેમણે પ્રાંતિક સમિતિની મુસીબત મિત્રભાવે રજૂ કરી. તેમનો ભાવાર્થ આ હતો : પ્રાંતિક સમિતિને કોંગ્રેસના આદેશ મુજબ જે રકમ ભેગી કરવાની છે

તે પૂરી થઈ નથી; તે રકમ કોંગ્રેસના ઠરાવ મુજબ વાપરવાની છે અને તેથી આવા સ્થાનિક રાહતકાર્યમાં તે ખરચાય નહિ; છતાં પ્રાંતિક સમિતિ પણ આ કામ માટે પ્રજા પાસે ખાસ રકમની માગણી કરે અને જે નાણું મળે તે બધા વિસ્તારમાં ફાળવી આપે; દરમ્યાનમાં કંઈ રકમ તાકીદે જોઈતી હોય તો તે લોન તરીકે ધીરી શકાય.

બંધારણ મુજબ તેમની દલીલો સાચી હતી. પણ તેમની આગળ મેં મારું દૃષ્ટિબિન્દુ રજૂ કર્યું. અસહકારની લડત જાહેર કરતી વખતે ગાંધીજીએ અનેક વાર કહ્યું છે કે કોંગ્રેસ જ હવે નવી સરકારનું સ્થાન લેશે. તે મુજબ કોંગ્રેસે શાળાઓ સ્થાપી છે અને ખાદીની પ્રવૃત્તિ હાથ ધરી છે. અસહકારની નીતિને લીધે આપણે સરકાર આગળ લાંબો હાથ કરી શકતા નથી. તેથી દુખિયારી પ્રજાને કાળના પંજામાંથી ઉગારવાને કોંગ્રેસે રાષ્ટ્રીય સરકાર તરીકે દુકાળરાહતનું કામ અપનાવવું જ જોઈએ અને તેને માટે જરૂરી રકમ પોતાના જ ફાળામાંથી મંજૂર કરવી જોઈએ.

અમારી વચ્ચે મતભેદ જામ્યો ત્યારે પ્રાંતિક સમિતિના સારાયે તંત્રમાં મારી સ્થિતિનું મને ભાન થવા લાગ્યું. સમિતિમાં પહેલાંના કરતાં પણ વધારે અંશે શહેરી શિક્ષકો, વકીલો અને વેપારીઓનું મોટું જૂથ જામેલું દેખાયું. તેમાંના થોડાક જ બે વરસ પહેલાં આદરેલા દુકાળના કામમાં સામેલ હતા. વળી તે કાર્યના મારા નિકટના બે મિત્રો જ મારી વાત માન્ય ન કરે તો બીજા ભાઈઓ તો મારો જરાયે ધડો શાના જ કરે?

ન્યાયની ખાતર ઉમેરવું જોઈએ કે સમગ્ર વાતાવરણ રાજકીય આવેશ ને મહેચ્છાઓથી સભર ભરેલું હતું. દેશભરમાંથી લાખો સભાસદોની નોંધણીની, ટિળક ફાળામાં લાખો રૂપિયાનાં ઉઘરાણાંની, ગાંધીજી અને બીજા અગ્રણીઓની જંગી સભાઓની અને તેમની રણગર્જનાઓની વાતો રોજ સંભળાતી. નવો દિવસ ઊગે અને સ્વરાજ નજીક આવતું લાગતું. તેથી પ્રાંતિક સમિતિની અટારી પર બેઠેલા કાર્યકરોને સારાયે ગુજરાતની રાજસત્તાનું કંઈક ભાન થવા લાગ્યું હતું. ત્યારે હું તો

કોંગ્રેસને હિન્દસમસ્તની સેવાના વિશાળ કાર્યક્ષેત્ર તરીકે જ ગણતો. વળી શહેરમાં બેસીને પણ દૂર દૂર કાયમી કંગાલિયતમાં સબડતા અને હાલ દુકાળમાં સપડાયેલા ગ્રામજનોનું વિશેષ ચિંતન કરતો. સ્વરાજની સવારીમાં ભળેલા બધા રાજપ્રકરણી કાર્યકરોમાં હું એકલો–અટૂલો પડી ગયો. મારું માનસ, મારી મહેચ્છા, મારી ભાષા જુદાં. હવે મારી મનની વાત કોને કઈ રીતે સમજાવવી ?

મને અમદાવાદમાં પીઠબળ ન સાંપડ્યું. છતાં દુકાળગ્રસ્ત તાલુકાની સમિતિઓનું અને તેની જિલ્લા સમિતિઓનું દબાણ વધતું ગયું. તેથી વલ્લભભાઈએ વચલો રસ્તો કાઢયો. તેમની સલાહ મુજબ પ્રાંતિક સમિતિએ રાહત માટે થોડાં નાણાં મંજૂર કરવા માંડયાં. પ્રાંતિક સમિતિ તરફથી દુષ્કાળ નિવારણ માટે કપડાં–નાણાં વગેરે મોકલવાને એક જાહેર વિનંતીપત્ર પ્રગટ કરવાની મને સૂચના થઈ. તેનો મેં તરત અમલ કર્યો. તેની સાથે એપ્રિલ માસમાં દાહોદ–ઝાલોદની કમિટીને તાકીદના કામસર રૂ. ૩૦૦૦) સુધીની લોન આપવાનું પ્રાંતિક સમિતિએ ઠરાવ્યું. પછીથી રાહત ખાતે દાનની રકમો મળવા માંડી તેથી પખવાડિયા પછી પ્રાંતિક સમિતિએ જંબુસર તાલુકાને માટે અનાજ–ઘાસની ખરીદી માટે રૂા. ૩૦૦૦)ની લોન અને ખોટ ખાતે ખરચવાને રૂા. ૧૫૦૦) મંજૂર કર્યા, તેમ દાહોદ–ઝાલોદમાં કપડામાં વહેંચવાને રૂા. ૧૦૦૦ અને મહીકાંઠામાં રાહત માટે કુલ રૂા. ૧૬૦૦) મંજૂર કર્યા. મે માસમાં કેટલાક સખીજનો તરફથી ભીલ મુલકમાં કૂવા બંધાવવાને ખાસ રકમો મળી તે ત્યાં મોકલવામાં આવી. આવી રીતે જૂનના આરંભ સુધીમાં કંઈક કંઈક રકમો લોન અને ખોટ ખાતે મંજૂર થઈ, તેમ તેના વહીવટ પર દેખરેખ રાખવાને હું જંબુસર અને દાહોદ જતો અને રાહતના વધતા કામમાં વધારે સ્વયંસેવકોને રોકતો ગયો.

આગલી સાલ ધારાસભાના અને સરકારી શાળાના બહિષ્કારની લડત ચલાવવા હું જંબુસર ગયેલો ત્યારથી જ ત્યાંના વેપારી ને સદ્‌ગૃહસ્થ મણિલાલ છત્રપતિ સાથે મારે ગાઢ સંબંધ થયેલો. તેમણે આ

લડત ચલાવવા સારું મંડળ જમાવ્યું હતું અને ભારે ભોગ આપ્યા હતા. રાષ્ટ્રીય શાળા સ્થાપીને તેમાં તેમણે રેંટિયા અને ખાદીકામ પણ દાખલ કર્યું હતું. આવા દિલોજાન સાથી તરફથી ચોપાસ ફેલાતા દુકાળની ખબર પડતાં અને ગામડાના કાર્યકરોને મળતાં મેં તેમને તરત જ રાહતકામ હાથ ધરવા કહ્યું, ને તે તેમણે પૂરી બાહોશીથી અને વ્યવહારકુશળતાથી ચલાવ્યું. પછી તેમની જ સૂચનાથી આમોદ તાલુકામાં કામ શરૂ કરવામાં આવ્યું. ત્યાં પણ તેમના ભરોસા પર પ્રાંતિક સમિતિએ બનતી મદદ આપી. તેમણે બધા વહીવટનો અણિશુદ્ધ હિસાબ મોકલીને સર્વને સંતોષ આપ્યો.

મહીકાંઠાના વિસ્તારમાં મણિભાઈ પટેલ[1] ખાદીનું કામ કરતા. તેમની મારફત થોડી રાહત ત્યાં અપાઈ. તે સિવાય વધારેમાં વધારે પ્રવૃત્તિ દાહોદ-ઝાલોદના મારા પરિચિત પ્રદેશમાં કરવામાં આવી. બે વરસ પર હું ત્યાં પહેલો ગયો ત્યારથી મને તેના ભીલ વતનીઓના સર્વદેશીય ઉદ્ધારમાં ખૂબ રસ પડેલો. પણ ગુજરાતભરમાં તે વખતે દુકાળ હતો તેથી હું ત્યાં થોડું જ રહી શકેલો. આ વખતે વધારેમાં વધારે પીડાતા આ પ્રદેશમાં જૂના સાથીઓ અને નવા સ્વયંસેવકો સાથે મળીને મેં રાહતની પ્રવૃત્તિ ચોપાસ વધારી મૂકી. તેથી દાહોદમાં જ જાણે મેં બીજું ઘર કર્યું. હવે જ દાહોદ શહેર અને તેના પ્રદેશની ખરી સ્થિતિનો ખ્યાલ મને પહેલી વાર આવ્યો.

પછાત વર્ગના ભીલોની જમીન નવી શરતની જ હોવાથી તે ગીરો કે વેચાણ થઈ શકતી નહિ. થોડાં તાલુકદારી કે ઇનામી ગામો સિવાયના બધા ભીલ થોડીઘણી જમીનના ખાતેદાર હતા. છતાં ખેતીકામ માટે, કુટુંબના નિર્વાહ માટે કે લગ્નમરણ પ્રસંગે, તે દાહોદના વાણિયા ને વહોરાઓ પાસેથી નાણાં કે માલ કરજે લેતાં તેમના શાહુકારી પાશમાં

---

[1] કોંગ્રેસના જૂના વયોવૃદ્ધ અગ્રણી રાવજીભાઈ પટેલના પિતા.

સપડાઈ ગયેલા. ફસલ તૈયાર થતાં જ શાહુકારો થોડા મહિનાનું અનાજ રાખી બાકીનું બધું ભીલોને પટાવીને કે બળજબરીથી ઉઠાવી જતા. પોતાનો માલ વેચતાં અને જરૂરી માલ ખરીદતાં તે એવા છેતરાતા ને લૂંટાતા કે પેઢી દર પેઢી લંગોટીભેર, ઘાસના ઝૂંપડાંમાં શાહુકારના આશ્રિત તરીકે જ તે જીવતા. વળી ઇનામદારો ને તાલુકદારો, જંગલખાતાના પોલીસના ને મહેસૂલી અમલદારો તેમને ચૂસતા ને લૂંટતા, તેમની પાસે કારમી વેઠ કરાવતા અને ફાવે ત્યારે તેમને ટીપતા. દાહોદ શહેરમાં ભીલ આવે ત્યારે બજારના વેપારીઓ ને ભણેલા વકીલો, પોલીસના માણસો અને કચેરીના કારકુનો–બધાયે તેમને ડગલે ને પગલે છેતરતા અને રહેંસતા. જો કોઈ નદીને કાંઠે પડાવમાં ગાડું છોડીને શહેરમાં ફરવા જતો તો તેને અને તેના ગાડાને વેઠે લઈ જવાને કોઈ અમલદારો તલપી રહેતા. પછી કુદરત જરાયે રૂઠે ત્યારે આ અભણ ને કંગાળ ભીલ વખાના માર્યા ભૂખે મરે, તેમની સ્ત્રી નવસ્ત્રી ફરે અને તેમને ઝૂંપડી ને ખેતર છોડીને ટુકડા રોટલા માટે હિજરત કરવી પડે એમાં શી નવાઈ?

સન ૧૯૧૭ના ચોમાસામાં ગુજરાતભરમાં તેમ દાહોદમાં પણ હોમરૂલની ચળવળ ચાલી ત્યારે મુંબઈના વક્તાઓએ અને ગોધરાના કાર્યકરોએ અનેક સભાઓ ભરીને સ્વરાજનો સંદેશો લોકોને સંભળાવ્યો હતો. ગોધરાની પરિષદ પછી વામનરાવ મુકાદમે વેઠ વિરુદ્ધ ચળવળ જગાવી ત્યારે તેમાં પોતાની મુક્તિનો મંત્ર પારખીને હજારો ભીલો 'હોમરૂમની કમેટીઓમાં' રસ લેતા થયેલા. સન ૧૯૧૯ના ઉનાળામાં દાહોદના પડાવમાંથી દુકાળખાતાના અધિકારીએ એક ભીલનું ગાડું વેઠે પકડેલું, તે જોઈને હોમરૂલ લીગના એક કાર્યકર કૃપાશંકર આચાર્ય[1] અને

---

૧. દાહોદમાં હોમરૂલની ચળવળ ચલાવવામાં કૃપાશંકરની સાથે, મંત્રી દામોદરદાસ ભીખાભાઈ, મોહલાલ મગનલાલ કાપડિયા, દલસુખદાસ રણછોડદાસ, નારાયણભાઈ વૈદ્ય, શેઠ મહાસુખભાઈ વગેરે વેપારીઓ સામેલ હતા. પણ વેઠના કેસમાં તેમ ૧૯૩૨મા જેલ જતાં, કૃપાશંકરને જ હજારો રૂપિયાનું નુકસાન વેઠવું પડેલું. આજે હોટેલનો અને મોટર સર્વિસનો જૂનો ધંધો બંધ કરીને તે ક્ષુલ્લક નોકરી કરીને જીવનનિર્વાહ કરે છે.

તેમના પિતા દયારામે દોડી જઈને તે ગાડું અમલદારી પાશમાંથી છોડાવેલું. તેથી બંને પર સરકારી કામમાં દખલ કરવાનો આરોપ મૂકીને તેમને સજા કરવામાં આવેલી. કૃપાશંકરને એક મહિનાની સજા ને દંડ થયેલો ને થોડા દિવસ જેલ ભોગવ્યા પછી મુંબઈના આગેવાનોની મદદથી તે જામીન પર છૂટેલા. તેમના પૈસાનું પાણી થયા પછી દોઢ વરસે તેમની સજા રદ થયેલી.

આવા વેઠના કિસ્સા બનતા ગયા અને ભીલોને માથેથી વેઠનાં પોટલાં ઊતરતાં ગયાં તેમ તે કંઈક હિંમતવાન બનતા ગયા. તેથી જ સ્વરાજની આ સાલમાં દાહોદની અને ઝાલોદની પરિષદમાં હજારો ભીલ જમા થયેલા.

સન ૧૯૨૧ની ફસલ નિષ્ફળ જવાથી ઉનાળામાં ભીલોની ખર્ચી ખૂટી ગઈ અને કામના વાખા પડ્યા. હું ત્યાં ગયો ત્યારે મારા જાણવામાં આવ્યું કે સન ૧૯૧૯ની આખરે ગાંધીજીએ ત્યાં જઈ વણકરવાસમાં સ્ત્રીઓની સભા ભરેલી અને તેથી ૧૯૨૦થી તે વાસમાં એક ઘર ભાડે રાખીને સુખદેવે કંતાવવાનું અને વણાવવાનું કામ ચાલુ કરેલું. તેથી સ.રાયે પ્રદેશમાં બેકારી જામી ત્યારે દાહોદમાં જ રેંટિયા-શાળનું કેન્દ્ર સ્થાપીને અનેક ગામડે તે કામ ચલાવવાનું સ્થાનિક કાર્યકરોએ વિચાર્યું. તરત આ કામ ચલાવવા સુખદેવના ભત્રીજા નર્મદાશંકર કોંગ્રેસના પહેલા સ્વયંસેવક તરીકે અમદાવાદથી દાહોદ આવી પહોંચ્યા. તેમણે મોઢીઆની વાડીમાં રેંટિયાવર્ગ શરૂ કરી ભીલોને દોઢ–બે આનાની રોજી આપવા માંડી. સૂતરના ઢગ થતા ગયા તેમ પાટીની શેતરંજીની ને ખાદીની શાળો ચાલુ થઈ. પણ તેમાંથી નવા અણઘડ શિખાઉ ભીલોને થોડા જ પૈસા મળે? તેનાથી અનાજની વધતી મોંઘવારીના વખતમાં તેમના કુટુંબનો નિર્વાહ કેમ થાય? અને તેમનાં ઢોર પણ કેમ પલવાય?

તેથી એક બાજુ ચરખાનો વર્ગ સ્થાનિક કમિટીએ શરૂ કર્યો તે જ વખતે જથ્થાબંધ મકાઈ ખરીદીને સસ્તા ભાવે વેચવા માંડી. થોડા વખત પછી ઘાસનો પણ આવો પ્રબંધ કરવામાં આવ્યો. પછી મારી

ભલામણથી કમિટીએ તાકીદના રાહતકામ માટે પ્રાંતિક સમિતિ પાસે મદદ માગી.

અમદાવાદથી કંઈક કંઈક રકમ મળવા માંડી તેમ સર્વદેશીય રાહતનાં કેન્દ્ર વધારવામાં આવ્યાં. અમદાવાદ જઈને હું ચોપાસથી આવતા જુવાનોને સુખદેવ પર ચિઠ્ઠી લખીને મોકલતો ગયો. તરત તેમને જુદાજુદા ગામમાં ગોઠવવામાં આવતા. દાહોદના કેન્દ્ર પરથી તેમને રેંટિયા, રૂની પૂણીઓ, શાળો, નાણું અને અનાજ પૂરાં પાડવામાં આવતાં. મે માસમાં બીજા સ્વયંસેવક રામપ્રસાદ વ્યાસ[1] આવી પહોંચ્યા. તેમણે ગરબાડા ગામમાં સૂતર કંતાવીને અને પાટી વણાવીને રાહતનું કામ શરૂ કર્યું તેમ ફુરસદના વખતમાં અછૂત અને બીજી વર્ણના વિદ્યાર્થીઓની મિશ્ર શાળા પણ તેમણે ચલાવવા માંડી. તે જ અરસામાં દાહોદના વણકરવાસમાં પણ રેંટિયાવર્ગના શિક્ષકની મદદથી અંત્યજ-શાળા શરૂ કરવામાં આવી.

મે–જૂન દરમ્યાન અનેક સ્વયંસેવકો આ પ્રદેશને આવી મળ્યા. દૂર થાણા જિલ્લામાંથી બે દૂધમલ ભાટિયા નવજુવાનો–પુરુષોત્તમ રાયકુંડલિયા અને કરશનદાસ આવ્યા. તેમને ઝાલોદ તાલુકામાં રણિયાર અને પાવડી ગામે રાહતકામ સોંપવામાં આવ્યું. અમદાવાદની દાક્તરી શાળા છોડી આવેલા મંગળદાસ શાહે કતાવારાનું રાહતકેન્દ્ર સંભાળ્યું. ઉપરાંત સુન્નલાલ શર્મા, હરિલાલ શાહ વગેરે બીજા ઉત્સાહી જુવાનો આવ્યા, તેમને લીમડી વગેરે બીજાં ગામ અમે સોંપ્યાં. આ સર્વને તેમના ગામે જઈને હું મળતો, તેમની અંગત મુસીબતો ટાળતો, રાહતના સવાલો ઉકેલતો, તેમની જરૂરિયાતો નોંધતો અને તેમનું કામ સુધારવાને ઘટિત સૂચના આપતો. ક્વચિત તેમને બધાને હું દાહોદમાં બોલાવતો. કોંગ્રેસના તેમજ રાહતના કામ અંગે નવી સૂચના ને જરૂરી

---

૧. રામપ્રસાદ એક માસ પછી ગરબાડા છોડીને બીજા તાલુકામાં કોંગ્રેસનું કામ કરવા ગયા. પછીથી મામા ફડકેની સલાહથી તે ગોધરાના અંત્યજાશ્રમમાં જોડાયા. હાલ તે તેના જ વ્યવસ્થાપક તરીકે સેવા બજાવે છે.

નાણાં આપતો. પાછો અંગ પર ભારે જોખમ લઈને એ ખડતલ ભીલ-પરસ્ત જુવાનો દુકાળના બારીક વખતમાં દશબાર માઈલ ચાલીને જતા ત્યારે હું તેમના પર અનહદ ભાવથી વારી જતો.

આ રાહતકામની ખૂબી તો એ હતી કે તેના સર્વ જુવાન કાર્યકર્તા અસલ કૉંગ્રેસના સ્વયંસેવકો હતા. દાહોદના કૉંગ્રેસી અગ્રેસર સુખદેવની આગેવાની નીચે તે કામ કરતા. રાહતકમિટીના સંચાલક માણેકલાલ દ્વારકાદાસની પેઢી પર બેસીને નર્મદાશંકર તાલુકા સમિતિનું તેમજ રાહતકામનું દફતર સંભાળતા. ત્યાંથી જ કૉંગ્રેસના સભ્યો નોંધવાની તેમજ ટિળક ફાળો ઉઘરાવવાની, રેંટિયા ગામેગામ મોકલવાની અને સૂતર વણાવવાની પ્રવૃત્તિ અનેક ગામે ચાલતી કૉંગ્રેસની ચળવળમાંથી રાહતનું કામ સ્થાનિક જરૂરિયાત મુજબ જન્મ્યું તેમ રેંટિયા પ્રવૃત્તિમાંથી દાહોદ અને ગરબાડા, પાવડી અને કતવારામાં હરિજનની અને ભીલોની શાળાઓ પણ શરૂ થઈ. આ બધોય સ્વરાજ્યના આંદોલનનો કુદરતી ફાલ નિહાળવા હું ગામગામડે ફરતો ત્યારે ભીલોના દુઃખે દુઃખી થતો, તેમ આ નવજુવાનોનું પ્રેમભાવથી નીતરતું સેવાકાર્ય જોઈને હું બહુ જ રાચતો.

કૉંગ્રેસના અને રાહતના કાર્યનો વ્યવહારકુશળ વહીવટ પહેલાંની માફક વેપારી માણેકલાલ દ્વારકાદાસ તેમની દુકાનેથી ચલાવતા. હવે તેમનો નિકટનો પરિચય થતાં તે ઘણા જ દેશપ્રેમી અને પરોપકારી સજ્જન લાગ્યા. દૂર દેશાવર ઇંદોર સુધી તેમનો વેપાર પસરેલો હોવા છતાં મારી સૂચના મળતાં એક ઘડીમાં તેમણે દુકાળ કમિટીને માટે પોતાને પૈસે અને જોખમે જથ્થાબંધ મકાઈ ખરીદવા માંડી. કૉંગ્રેસની કચેરી પણ કુદરતી ક્રમમાં તેમની પેઢી પર જ જામી ગઈ. બંને કામ માટે સ્વયંસેવકોની અને કાર્યકરોની, વેપારીઓની અને ભીલોની એવી ગિરદી એ દુકાને જામતી કે તેથી તેમનો બધો કારભાર થંભી જતો. વખતોવખત સુખદેવભાઈ અને હું ત્યાં બેસીને બધાંયે કામ વિષે ચર્ચાઓ કરતા

ને રોજિંદો પત્રવહેવાર કરતા. કોઈ વાર સેંકડો રૂપિયા અને કપડાં, રેંટિયા અને પૂણીઓ વહેંચવાને બધા સ્વયંસેવકોને હું ત્યાં જ બોલાવતો ત્યારે તો તેમની દુકાને કલાકો સુધી કોલાહલ મચી જતો અને માણેકલાલનું બધું જ કામ ખોરંભે પડતું.

અમારા કામના ભારણને લીધે વધારેમાં વધારે મુસીબત તો તેમને નાણાંની પડતી. બજારમાં મકાઈના ભાવ ચડતા હોય ત્યારે મારા કહેવાથી કે સ્વયંભૂ પ્રેરણાથી ખાંડીબંધ મકાઈ માણેકલાલ ખરીદી લેતા. પછી પ્રાંતિક સમિતિ પાસેથી મદદ મળવામાં થોડો ઘણો વિલંબ થતો, તેથી તેમના અંગત વેપારમાં તે નાણાંની તંગી વેઠતા. છતાં એ સાચા વૈષ્ણવ-જન કદી મારી સાથે પૈસા માટે ઊંચે સ્વરે બોલ્યા નથી કે મીઠાશમાં જરાયે ઊણપ રાખી નથી. મોડેમોડેથી પણ પૂરતાં નાણાં અમદાવાદથી આવતાં તેથી મારે વિષે તેમની શ્રદ્ધા મજબૂત થતી અને ફરી નવાં જોખમ ખેડવાને તેઓ તૈયાર થતા.

દાહોદના રાહતકામના મારા સાથી, મિત્ર અને માર્ગદર્શક તો સુખદેવ ત્રિવેદી જ હતા. ભીલોની સમગ્ર સેવાપ્રવૃત્તિના એ મૂળપુરુષ સાથે બે વરસથી કામ કરતાં મારે સગા ભાઈ જેવો ગાઢ સંબંધ થયો હતો. અમારા ઘડતર અને સ્વભાવમાં ભેદ હોવા છતાં ભીલો માટે અમારું દિલ એક સરખું કકળતું, તેમના પર થતા જુલમ અને અન્યાયની સામે અમારા દિલમાં એક સરખો રોષ ભભૂકતો અને એ દુઃખિયારા લોકોની ભીડ ભાંગવાને બને તે ભોગ આપવા અને જોખમ ખેડવા અમે તૈયાર રહેતા. આવી એકદિલીને લીધે જ તેમનો સંદેશ મળતાં હું દાહોદ દોડી જતો, તેમની સાથે પગપાળા ગામેગામ ફરતો અને ભીલોનું સંકટ વર્તીને રાહતનાં મોટાં કામ હાથ ધરતો.

સુખદેવની સાથે જ દાહોદના વણકરવાસમાં ચાલતી રેંટિયા–વણાટ-શાળા મેં જોઈ ત્યારે ત્યાં ચોપાસ ચળકતી આંખોવાળાં અસ્પૃશ્યવર્ગનાં ચકોર બાલક–બાલિકાઓને નિહાળતાં, તરત એક અંત્યજશાળા ત્યાં

સ્થાપવાનો અમે નિશ્ચય કર્યો. પડાવમાં જઈને હું ગાડાંની લંગાર, હાડચામ થયેલા બળદની હારમાળા અને દુકાળિયા ભીલોનાં ટોળાં જોતો ત્યારે તેમના પર પડેલા સંકટની વાતો સાંભળીને મારું દિલ વિંધાતું તેમ તેમના પર વીતેલી વેઠની કહાણીઓ સાંભળીને હું લાલપીળો થઈ જતો. બજારમાં ભૂખ્યાં ભીલ બાળકોને મૂઠી મકાઈ માટે કે નવસ્ત્રી ભીલ કન્યાઓને કાપડના ટુકડા માટે વલવલતાં જોઈને મારાં દુઃખ અને શરમનો પાર રહેતો નહિ.

અનેક ગામડે સ્વયંસેવકો ગોઠવાતા ગયા તેમ તેમનું કામ જોવા હું સુખદેવની સાથે જ વારંવાર ફરવા નીકળતો. તે વખતે તેમને ભીલો દાદા–નેતા તરીકે પૂજતા ને બીજા સર્વ તેમને નીડર અને ખડતલ સમાજસેવક તરીકે ચાહતા. અમે બાર માઈલની પાકી સડક ચાલી ગરબાડા જતા અને સ્વયંસેવક રામપ્રસાદનું રેંટિયા–માટીનું કેન્દ્ર કે શાળા જોતા કે જેસાવાડા જઈ આગેવાન ખેડૂત ને પાકા ઘોડેસવાર આનંદરાવ સૂર્વેને મળતા ત્યારે ખેડૂતોનાં ટોળાં 'સુખદેવ દાદા'ને મળવા આવતાં અને તેમનાં દુઃખદર્દની વાતો સંભળાવતાં. ઉત્તર દિશામાં ઝાલોદ તાલુકામાં અમે જતા ત્યાં લીમડી–ઝાલોદ સિવાય કોઈ પાકો રસ્તો જ નહિ. તેથી નાના ડુંગરા–ટેકરાની અને નદી–કોતરની ચડઊતર કરતે કરતે પથરાળિયા વાંકાચૂકા ગામઠી રસ્તા પર સાત–દશ માઈલ ચાલવાનું જ હોય. કોઈવાર ૨૧ માઈલ ઝાલોદ ચાલીને અમે જૂના હોમરૂલ લીગના કાર્યકર છગનલાલ મઝુમદારના મહેમાન થતા, તો કોઈવાર લીમડી થોડુંક રોકાતા ત્યારે લુહાર તુલસીદાસની દુકાને આરામ ને ઉપાહાર લેતા.

આ ગાળામાં અમારું ખરું લક્ષ્ય તો મીરાખડીની પાસે રણિયાર ને પાવડી જેવાં છેક નાનાં ગામનાં કેન્દ્ર ચલાવતા અમારા બે લાડીલા ભાટિયા નવજુવાનોને મળવાનું રહેતું. બંને ગુલાબી વર્ણના અને સ્વભાવના ભાઈઓ મેટ્રિકનો વર્ગ છોડીને અને માબાપના હુકમનો અનાદર કરીને સ્વરાજયાત્રાએ નીકળ્યા હતા. તે એટલા કાચા અને નિર્દોષ લાગતા કે તેમના મોંમાં જાણે માનું દૂધ પરખાતું. છતાં એ

સુકુમાર જુવાનો નાની ડુંગરીઓ પર છાપરીઓમાં પાંચદશ વખાનાં માર્યાં ભીલ કુટુંબની વચ્ચે આનંદોલ્લાસથી રહેતા અને ગામડેગામડે રખડતા, કપડાં વહેંચતા, રેંટિયાના વર્ગ ચલાવતા અને સસ્તી મકાઈ વેચતા. તેમને મોટામાં મોટી મુસીબત વસવાટની પડી. ભીલોની અંધારી કોટડીમાં રહેવાય નહિ અને રોજ ઝાડ નીચે સુવાય નહિ. પાવડીના કોદર લુહારે તેમને ઘર ઉઘાડી આપ્યું, તેમાં ચોપાસ ઢોર બાંધેલાં ને ઘરનો સામાન પડેલો. તેથી તેમણે અક્કલ ચલાવીને ઘરની ખડકીમાં ચાર થાંભલી રોપીને ઘાસનો માળો બાંધ્યો. આખો દિવસ તાપમાં રખડીને થાકેલાં તેમનાં અંગને અને સંતપ્ત દિલને એ અધ્ધર પથારીમાં સૂઈને તે વિશ્રાંતિ આપતા. તેમને મળવા સુખદેવ અને હું ગયા ત્યારે ગરીબ પણ ખાનદાન કોદર લુહારે અમારું ભાવિક સ્વાગત કરીને આસપાસના ભીલોની હાલત ચીતરવા માંડી. જ્યારે દુકાનેથી ઊઠીને અમે ઘરમાં જઈને વચ્ચે બાંધેલો, વિરાટ પંખીના જેવો માળો ઊંચે જોયો ત્યારે લુહારની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. તે કહે : 'આવા પુણ્યશાળી જવાન શા દુઃખે અહીંયાં રહેતા હશે? પણ ગરીબનું કલ્યાણ કરે છે — ભગવાન તેમનું ભલું કરે!' એટલામાં તો બે ભાઈ બહારથી દોડતા આવી પહોંચ્યા અને માળાની મોજમજાની વાત કરતા તે ખિસકોલીની અદાથી ઉપર ચડી ગયા! તેમનું કામકાજ તપાસીને અમે પાછા ફર્યા ત્યારે પાસે જે લોકો મળ્યા તેમની જીભે આ બંને 'બાબા'નાં વખાણ તો સુકાતાં નહિ.

આમ પાંચસાત દિવસ આ મુલકમાં ફર્યા પછી હું સુખદેવની રજા લેતો ત્યારે ડુંગરાડુંગરીથી ભરપૂર વાડ વગરની અને રસકસવિહીન એ જમીન — તેના પર પાંચદશ ઝૂંપડીના છૂટક છૂટક ફળિયામાં રહેતા, કમરે લંગોટી, માથે ફાળિયાં અને હાથમાં તીરકામઠાંવાળા, ઊંચા પાતળા લાંબા વાળવાળા પુરુષો — હાથેપગે પીતળિયાંની હારમાળથી જકડાયેલી ને કછોટા મારી અર્ધનગ્ન અવસ્થામાં નિર્ભયપણે વિચરતી સ્ત્રીઓ ને મોટાં ઝુલ્ફાંવાળા ને કવચિત આવા દુઃખમાંયે તોફાન કરી

લેતાં કે ગાતાં-નાચતાં ભોળાં યુવક-યુવતીઓ અને તેમની વહારે ચડેલા નિઃસ્વાર્થ માનવપ્રેમથી પ્રેરાયેલા અને ભીલોની ઝૂંપડીએ ઝૂંપડીએ ફરીને તેમને મકાઇ અને પૂળીઓ વહેંચતા એ બત્રીશલક્ષણા યુવકરત્નો- આ સર્વ ક્યાંય સુધી મારા મનમાં રમી રહેતાં !

આ સૃષ્ટિમાંથી પરવારીને જ્યારે અમદાવાદની પ્રાંતિક સમિતિની કચેરીમાં દાખલ થતો ત્યારે હું જુદી જ દુનિયામાં આવી પડ્યો હોઉં એમ મને લાગતું. કાર્યવાહક કમિટી સમક્ષ હું રાહતકામની નવી જરૂરિયાતો રજૂ કરતો અને કેટલીક વાર કમિટીએ મંજૂર કરેલી રકમો દાહોદ મોકલવાને મારા સાથીઓને આગ્રહ કરતો, ત્યારે તે વિષે તેમના દિલની ઠંડાઈ જોઈને હું નવાઈ પામતો. જ્યારે તાકીદની ખરીદીમાં અમારા ખજાનચી માણેકલાલ બધી રકમ ક્યારનીય ખરચી નાખ્યાનું જણાવીને તેમને ચેક મોકલવાની તાકીદ કરતા, ત્યારે ઉતાવળિયો અને લાગણીવશ થવાનો આરોપ મારે સહેવો પડતો. દુકાળખાતાનો હિસાબ જોઈને, હું કોઈ વાર કમિટીની મંજૂરીની અપેક્ષાએ કંઈ રકમ મોકલવા તેમને કહેતો ત્યારે તો તે સખત વિરોધ કરતા. છતાં થોડી ખટમીઠી વાતો કરીને અને મારું આળુ દિલ પિછાનીને ફૂલ નહિ તો ફૂલની પાંખડી પણ તે મને આપતા ને તે હું આનંદથી સ્વીકારીને તરત દાહોદ રવાના કરતો.

મે માસના આરંભમાં રાહતખાતે મળેલાં બધાં નાણાં પૂરાં થયાની ચેતવણી બધાં કેન્દ્રોને અપાઈ અને છેલ્લી રકમો મંજૂર થઈ. કુદરતી રીતે જૂન માસની દશ-પંદર તારીખે વરસાદ પડે ત્યારે બધું રાહતકાર્ય સમેટવાની મેં આશા રાખેલી. તે મુજબ સર્વને સૂચના મોકલી તે માસની આખરે ભરૂચમાં મળવાની રાજકીય પરિષદની વ્યવસ્થા કરવા હું ઊપડી ગયો.

હવે હરિભાઈ અમીન ને હીરાલાલ નાળિયેરવાળાની સાથે ડાક્તર ચંદુભાઈ દેસાઈ ગાંધીજીની સૂચનાથી ભરૂચ આવી પહોંચ્યા હતા. તે ટિળક ફાળો ઉઘરાવવાને અને પરિષદની વ્યવસ્થા કરવાને ખૂબ જહેમત

ઉઠાવવા. દાંતના દાક્તરનો ધીકતો ધંધો છોડીને આ અવધૂત કવિ ને દેશભક્ત નર્મદાતટે ધૂણી ધખાવતા બેસી ગયા. તેથી તેમના પ્રત્યે સર્વ બહુ જ માન અને પ્રેમ રાખતા. તે જ આ પરિષદના મુખ્ય મંત્રી તરીકે તેનો મોટો ભાર ઉઠાવતા, એટલે મારે ભાગે પરિષદના ઠરાવોનો ખરડો ઘડવાનું જ કામ આવ્યું. તેથી દુકાળના પ્રવાસ દરમ્યાન મેં થોડા જ દિવસ ભરૂચમાં રહીને આ કામ પતાવ્યું.

પાસેના જંબુસર અને આમોદ તાલુકામાં અનેક વાર જતાં રાષ્ટ્રીય શાળાઓમાં રેંટિયાકામ દાખલ કરવાથી થયેલી તેની બરબાદીની ઘેરી છાપ મારા દિલ પર પડી. દાહોદ–ઝાલોદમાં સેંકડો રેંટિયાનું કામ હું ખૂબ ઉત્સાહથી ચલાવતો. શાળાઓમાં નીરસ કાંતણકામ દાખલ કરવાથી નવરાં પડતાં નાના વિદ્યાર્થીઓનાં જૂથ અમારી જાહેર સભાઓમાં અને પ્રચારમાં મદદ કરતાં. છતાં સર્વત્ર તેમનું બાળપણ એળે જતું અને સાચા શિક્ષણનું મીંડુ વળતું જોઈને મારું મગજ સમસમી જતું. વિદ્યાપીઠમાં પણ નવી 'રાષ્ટ્રીય' બનેલી હાઇસ્કૂલોના અગ્રેસરો તેમજ ગાંધી–આશ્રમના કેટલાક વિદ્વાનો દાખલ થઈને તેનું વાતાવરણ કંઈક જુનવાણી અને જડ બનાવી રહ્યા હતા. તેથી નવમતવાદી આચાર્ય ગિદવાણી બેચેન બની ગયા હતા એ હું જાણતો હતો. વળી મારા નિરંતર પ્રવાસને લીધે મારાથી વિદ્યાપીઠની કમિટીઓમાં હાજર રહી શકાતું નહોતું. આ બધાં કારણસર ભરૂચમાં કામ કરતે કરતે જ મેં વિદ્યાપીઠની બધી કમિટીઓ-માંથી રાજીનામું મોકલ્યું અને કોંગ્રેસના ને રાહતના કાર્ય પર જ હું એકાગ્ર થયો.

મેની ૩૧મીએ પાંચમી ગુજરાત રાજકીય પરિષદ વલ્લભભાઈના પ્રમુખપણા નીચે મળી. તેમાં ગાંધીજી, સરોજિની નાયડુ અને મહમદ-અલીનાં પ્રવચનો સાંભળવાને હજારો માણસો નર્મદાતટે ઊંડાઈમાં જમા થયા. ગાંધીજીએ માલેગાંવના અત્યાચારોને અનુલક્ષીને, 'પૂરેપૂરી શાંતિ જાળવવા, કડવી ભાષા ન વાપરવા...પ્રાંતિક સમિતિનાં ફરમાન સિવાય

હડતાલો ન પાડવા અને આગેવાનો પકડાય ત્યારે લેશમાત્ર પણ વિરોધ કે શોકનું પ્રદર્શન ન કરવા'નો ઠરાવ રજૂ કર્યો. હું તે વખતે ગામડાંમય બની ગયો હતો તેથી ગામડાંની સેવા માટે કોંગ્રેસના સ્વયંસેવકો બનવા મેં ગુજરાતના નવજુવાનોને એલાન કર્યું. પરિષદ પૂરી થતાં જ હું તરત બધું રહતકામ સમેટવા ઊપડી ગયો.

જૂનની ૧૦–૧૫ તારીખે ચોમાસું બેઠું અને ગુજરાતમાં ઘણે ઠેકાણે વરસાદ શરૂ થયો. પણ દાહોદ–ઝાલોદના અને જંબુસર–વાગરાના દુઃખી પ્રદેશમાં જ પાણીનું ફોરું ન પડયું. આજે–કાલે વરસાદ પડશે એમ થોડા દિવસ અમે ધાર્યું ! પણ જ્યારે જૂનની ૨૦મી વટી ગઈ ત્યારે મારા દિલમાં ફાળ પડી. આ વખતે મારું કામ છેક જ વિકટ હતું. વલ્લભભાઈ ગુજરાતનો પંદર લાખનો ફાળો પૂરો કરવામાં એકાગ્ર હતા. ગાંધીજી મુંબઈ બેસીને એક કરોડ કરવાને રાતદિન મથી રહ્યા હતા. તે વખતે ખૂણેખાંચરે પડેલા દુકાળની વાત કોણ સાંભળે ?

૭નાં જૂના દુકાળિયા મુલકમાં ભૂખનું નવું તાંડવ શરૂ થયું ત્યારે મેં છાતીએ પથ્થર મૂકીને મેદાને પડવાનો નિશ્ચય કર્યો. કદાચ મારા એકલાની વાત પર મોટા આગેવાનો ભરોસો ન મૂકે એમ ધારીને દુકાળ વિભાગમાં ચાલતા સરસ રેંટિયાકામના માહિતગાર લક્ષ્મીદાસ આસરને મારી સાથે ચાલવા મેં વિનંતી કરી. તે પણ રાજકાજથી છેક જ અલિપ્ત રહેતા, તેથી તેમણે મારી સૂચના સ્વીકારી. અમે બંને દુકાળિયા પ્રદેશમાં ફરવા નીકળી પડયા.

અમે જંબુસર ને વાગરા તાલુકામાં ફર્યા અને વરસાદ ખેંચાતાં ત્યાંના ભલભલા સુખી પાટીદાર ખેડૂતોની હાલાકી નજરે નિહાળી. તો પછી દાહોદ–ઝાલોદની તો વાત જ શી ? ત્યાં બજારની ઑફિસે કાર્યકરોની ભરચક સભા મળી ત્યારે સુખદેવે અને માણેકલાલે, જોષીલા સ્વયંસેવકોએ અને દિલસોજ વેપારીઓએ ભીલોની દિલ કંપાવનારી વીતકકથાઓ અમને સંભળાવી. અમે સુખદેવની સાથે ગામડે ફર્યા ત્યારે

તો અમારાથી ભૂખ્યા માણસોનું અને નવસ્ત્રી સ્ત્રીઓનું દુઃખ જોયું જોવાયું નહિ. તરત અમે બધું જ રાહતકામ ચાલુ રાખવાનું ઠરાવ્યું. ઘણાખરા સેવકોએ તેમનું સેવાકાર્ય ચાલુ રાખવાનું માથે લીધું. આવી તપાસ અને વ્યવસ્થા પૂરી કરીને લક્ષ્મીદાસ સાથે હું અમદાવાદ આવ્યો.

જૂનની આખરે દુકાળની પરિસ્થિતિ વિષે એક ટૂંકો હેવાલ ઘડીને તાકીદના રાહતકામ માટે જરૂરી રકમની માગણી લક્ષ્મીદાસના અને મારા નામથી મેં વલ્લભભાઈ આગળ રજૂ કરી. તેમણે મારો હેવાલ વાંચ્યો અને મારી હૃદયભેદક હકીકત ધ્યાનથી સાંભળી. પણ આ બાબતમાં કંઈ પણ કરવાની પોતાની અને પ્રાંતિક સમિતિની પૂરી અશક્તિ તેમણે મને જણાવી. તેથી મને પારાવાર દુઃખ અને નિરાશા થશે એમ તે બરાબર જાણતા. પણ તેમના મત મુજબ તેઓ કેવળ નિરુપાય હતા. પ્રામાણિક મતભેદની હું જરૂર કદર કરું. પણ મને વલ્લભભાઈની શુષ્ક કાનૂની દૃષ્ટિ કેવળ અસહ્ય લાગી. સામાન્ય રાજકારણમાં ગમે તેમ હોય પણ ગાંધીજીના સ્વરાજમાં દાહોદનાં જીવતાં હાડપિંજરોને—સાચા દરિદ્ર-નારાયણને—પહેલું સ્થાન કેમ ન હોય એ મારાથી સમજાયું નહિ.

હવે તો ગાંધીજીને મળીને જ જરૂરી મદદ મેળવી શકાય એમ લાગ્યું. છતાં જૂનની ૩૦મી સુધી એક કરોડની ઝોળી પૂરી કરતા ગાંધીજીને મળવું અશક્ય હતું, તે માસમાં મારું ઇલાયદું કાર્યાલય રચવાની બધી વ્યવસ્થા મેં પૂરી કરી. તે વખતે ગુજરાત કેળવણી મંડળ તરફથી અનેક પુસ્તકાલયો અને વ્યાયામશાળાઓ તેમજ નવી ગુજરાતી શાળા અને કેટલીક અંત્યજ શાળાનો વહીવટ ચાલતો. સંસારસુધારા હાલ પૂરેપૂરો પ્રાંતિક સમિતિએ રોકેલો હોવાથી આ મંડળ માટે આ માસમાં જ મિશનરોડ પર જૂની હોમરૂલ લાઇબ્રેરીનો એક માળ મેં રાખી લીધો. પછી દુકાળના કામને અંગે સમિતિના આગેવાનો સાથે મારો મતભેદ ઉગ્ર થયો અને સમિતિમાંથી શુદ્ધ સેવાભાવનું વાતાવરણ મને ઓસરતું લાગ્યું. હવે હું વધારે વખત મારા નવા કાર્યાલયમાં જ

ગાળતો અને દુકાળના કાર્યકરો સાથે પત્રવ્યવહાર કરતો. નવાં રાહત-કાર્યોમાં વલ્લભભાઈ સંમત ન હોવાથી, સાર્વજનિક સહાયથી કે છેવટે ગાંધીજીની ખાસ મદદથી મારે જ અંગત રીતે આ કાર્ય કદાચ ઉપાડવું પડે, એવા ખ્યાલથી મારા જૂના મિત્ર નંદલાલનો સાથ મેળવવાને હું તેમને મળ્યો. તેમની સાથે મન મૂકીને મેં દુકાળના ચોપાસ વરસતા દાવાનળની વાતો કરી એટલે તેમનું દિલ તરત પીગળ્યું અને મારા વહીવટમાં મને બનતી મદદ આપવાનું તેમણે વચન આપ્યું. જૂનની ૩૦મીએ ગાંધીજીએ કરોડ રૂપિયા પૂરા કરીને નવો વિજય મેળવ્યો. પછી તરત જ તેમને મળવા હું મુંબઈ દોડી ગયો.

એક મહાભારત કાર્ય પૂરું કરીને ગાંધીજી, પરદેશી કાપડના બહિષ્કારનો અને સ્વદેશીના પાલનનો નવો કાર્યક્રમ વિચારતા હતા. મને જોતાં વાર તેમણે અનેકને વાટ જોતાં મૂકીને મને પૂરો વખત આપ્યો. મેં દુકાળની પૂરી હકીકત તેમને જણાવી અને લક્ષ્મીદાસના પૂરા સહકારથી દુકાળરાહત માટે જે માગણી મેં ઘડી હતી તે તેમની આગળ રજૂ કરી. મારી તપાસની ચોકસાઈની પૂરી ખાતરી કર્યા પછી ગાંધીજીએ તરત જ પ્રાંતિક સમિતિ મારફત પૂરી રકમ મંજૂર કરવાની મને ખાતરી આપી. તેમણે વલ્લભભાઈને તાર કરીને કાર્યવાહક કમિટીની સભા રાખવા સૂચવ્યું. અમદાવાદ આવીને કમિટીમાં જાતે હાજર રહીને મારી માગણીનું સમર્થન કરવાની તેમણે હૂંફ આપી.

જુલાઈની સાતમી તારીખે કાર્યવાહક કમિટી મળી ત્યારે ગાંધીજીની હાજરીમાં જ મેં બધા દુકાળગ્રસ્ત પ્રદેશમાં રાહતકાર્ય ઉપાડવા માટે જુદાંજુદાં કામની જરૂરિયાતોનો નિર્દેશ કરીને કુલ લાખ રૂપિયાથી વધારે રકમની માગણી કરી. મેં જોયું કે ગાંધીજી પાસે પહોંચવાની મારી નીતિથી અને આવી ભારે રકમની માગણીથી વલ્લભભાઈ મારાથી છેક જ નારાજ થયા હતા. બીજા ઘણાખરા સાથીઓ પણ મારાથી કંઈક વિમુખ લાગ્યા. વાતાવરણ ઘણું જ ભારે થયું હતું. મેં દરખાસ્ત રજૂ

કરી એટલે થોડુંક બોલીને ગાંધીજીએ એટલું જ કહ્યું : ‘ આ માગણી મંજૂર કરવી જ રહી.’ છતાં તેમની જાણ પ્રમાણે વલ્લભભાઈ અને પ્રાંતિક સમિતિ આ કામની કંઈ જ જવાબદારી લેવા માગતાં નહોતાં. તેથી કમિટીએ રાહતકામ માટે રૂા. ૧,૧૨ ૦૦૦ મંજૂર કરતાં જે ઠરાવ કર્યો તેમાં ‘ આ નાણાંના વહીવટની તેમજ હિસાબની તમામ જવાબદારી ’ મારા પર જ મૂકવાનું મને જણાવવામાં આવ્યું.

મારી માગણી મંજૂર થતાં દુકાળપીડિત જનતાને રાહત આપવાના વિચારથી મને સંતોષ થયો. પણ મારા દિલમાં આનંદને બદલે વિષાદની ઘેરી છાયા ફેલાઈ ગઈ. ગાંધીજી મારફત દુકાળકામ ઉપાડવામાં મેં જીત મેળવી ખરી. પણ વલ્લભભાઈની દોસ્તી મેં ગુમાવી. અને જો અમારા દિલની જોડી તૂટી તો તેમની આગેવાની નીચે હું પ્રાંતિક સમિતિનો મંત્રી પણ કેટલો વખત રહી શકું ?—એ શંકા મારા મનને કોરવા લાગી.

તે વખતે ઉપાડેલું મારું કામ ઘણું ભારે ને તાકીદનું હતું. તેથી ભવિષ્યની બધી જ શંકા અને ચિંતાને બાજુએ મૂકીને મેં અનાજ અને ઘાસની ભારે ખરીદી કરવાને, અને તે દાહોદ અને ભરૂચ-જંબુસર મોકલવાને જૂનાં રાહતકેન્દ્રોને વધારે વિકસાવવાને અને વધારે સ્વયંસેવકોને ત્યાં મોકલવાને, ચોતરફ ઘૂમવા માંડયું. મારી ગેરહાજરી દરમ્યાન નંદલાલ પત્રવ્યવહાર અને હિસાબકિતાબ બરાબર સંભાળતા અને પ્રાંતિક સમિતિમાંથી જરૂરી રકમ મેળવીને તેની વ્યવસ્થા કરતા.

દાહોદનું તંત્ર તો સદ્ધર અને સુદૃઢ હતું. તેના અગ્રેસરો ત્યાગી અને વ્યવહારકુશળ હતા. મહિનાઓથી દૂર ગામેગામ કામ કરતા કસાયેલા સ્વયંસેવકોએ પોતાના થાણા પર અડીખમ રહેવાની ખાતરી આપી હતી. તેથી મેં તેમને અનાજ, ઘાસ અને નાણાં જ સપાટાબંધ મોકલવા માંડયાં

જંબુસર નાની રેલવે લાઈન પર જરા ભીતરમાં હતું. અને ભરૂચ જિલ્લાનાં અનેક કેન્દ્રમાં તાકીદે રાહત આપવાની હતી. ત્યાં એકદમ

રાહતકામ શરૂ કરવાના મુશ્કેલ કાર્યમાં દા૦ ચંદુભાઈ મારી મદદે આવ્યા. તેમની સાથે મળીને મેં ભરૂચ જિલ્લામાં ઠાકોરભાઈ મલજીને આખા જિલ્લા માટે માલની ખરીદી અને વહેંચણીનું કામ સોંપ્યું. તરત જ ટિળક ફાળામાં ભરૂચે ભરેલી રકમ પ્રાંતિક સમિતિની સૂચનાથી અમને મળવા લાગી. ઠાકોરભાઈએ જોઈતો માલ બધા તાલુકામાં મોકલવાનું શરૂ કર્યું અને જૂના સ્થાનિક કાર્યકરોએ પોતાનું કામ હોંશભેર ઉપાડી લીધું, તેથી ભરૂચની ચિંતામાંથી સહેજે હું મુક્ત થઈ ગયો. જિલ્લાના ટિળક ફાળાની સારી જેવી રકમ જિલ્લાના જ રાહતકાર્યમાં દા૦ ચંદુભાઈ સાથે મળીને મેં ખર્ચી. ભરૂચની પરિષદને પ્રસંગે અને તે પહેલાં દા૦ ચંદુભાઈની અને મારી આવી સંયુક્ત પ્રવૃત્તિ અને ચળવળથી અને અમારા બંનેના વિલક્ષણ આઝાદ સ્વભાવથી અમારી 'ઇન્દુ—ચંદુ'ની જોડી હવે પહેલાંના કરતા પણ વધારે નામાંકિત બની ગઈ.

જુલાઈની આખર સુધી, દુકાળનું સમગ્ર તંત્ર ચલાવવાને પ્રાંતિક સમિતિએ મારી સૂચના મુજબ જુદાંજુદાં રાહતકેન્દ્રોને તેમજ મને નાણાં મોકલ્યાં. તે બધાંનો જે હિસાબ અમારે ચોપડે નોંધાતો તે ઉપરથી આશરે રૂા. ૮૮,૦૦૦ આ કામમાં ખરચાયાનું જણાયું. ત્રણેક અઠવાડિયામાં આવી ભારે રકમ મેં ખર્ચી નાખી તેની સામે કેટલાયે ટીકાકારો સમિતિની કચેરીમાં બેસીને મારી ઠેકડી ઉડાવતા. પણ હું તે વાતો સાંભળવા જતો નહિ. તેમ વલ્લભભાઈ પણ મને કંઈ કહેતા નહિ. એક વાર ગાંધીજીના આદેશથી પ્રાંતિક સમિતિએ જે ઠરાવ કર્યો તેનું તેમણે અણિશુદ્ધ પાલન કર્યું. નાણાં મોકલવાની ઢીલ વિષે મારી જૂની ફરિયાદ આ વખતે મિત્રોએ તદ્દન ભૂંસી નાખી. જુલાઈના છેલ્લા અઠવાડિયા સુધી હું અનાજ ને ઘાસના ભારે સોદા કરતો ગયો, અને મારી બધી હૂંડીઓ સમિતિમાં ચીવટથી શીકરાતી ગઈ. તેથી તે માટે જરાયે ચર્ચા કરવાની કે સમિતિને દાદરે ચડવાની ફરજ મને ન પડી.

જુલાઈના ચોથા અઠવાડિયામાં મૂસળધાર વરસાદ સારા ગુજરાતમાં

વરસતો ગયો. પત્રવ્યવહાર પરથી તરત મેં જાણ્યું કે દુકાળગ્રસ્ત વિસ્તારમાં પણ વરસાદ મન મૂકીને પડ્યો છે. તરત જ મેં ખરીદીના સોદા બંને ત્યાં કાપવા માંડ્યા, માલની રવાનગી બંધ કરી અને બધાં કેન્દ્રોને રાહતકામ સમેટવાની સૂચના આપી. પણ હું સમિતિના કે વલ્લભભાઈના રોજિંદા સંપર્કમાં નહોતો રહેતો તેથી તેમને આ વિષે કંઈ ખબર ન પડી.

૨૫–૨૬ તારીખ દરમ્યાન એક દિવસ ઓચિંતા વલ્લભભાઈ મારા કાર્યાલયનો દાદર ચડીને મને મળવાને આવ્યા. તે એવા અણધાર્યા આવી પહોંચ્યા અને અમારાં મન એટલાં ઊંચાં થઈ ગયાં હતાં કે તેમને જોઈને હું તો સ્તબ્ધ જ બની ગયો—જાણે મારી બેઠક પર જ હું જડાઈ ગયો. હું ઊઠીને તેમનું સ્વાગત કરવાનો વિચાર કરું તે પહેલાં તે મારી સામે ચટાઈ પર ચૂપચાપ બેસી ગયા. ઘણે વખતે મળવા વિષે તેમણે ખરા દિલથી બે બોલ ઉચ્ચાર્યા. પછી તેમણે કહ્યું: ‘હવે તો વરસાદ પડ્યો, હવે કામ બંધ કરો તો સારું.’ મેં જવાબ વાળ્યો: ‘એ તો હું પણ જોઉં છું. નવી ખરીદી અને માલની રવાનગી બંધ કરી છે. પણ રેલમાં માલ ચડ્યો હોય તેને તો કેમ રોકી શકાય?’

મારા બોલથી તેમના દિલને શાંતિ તો જરૂર થઈ હશે. પહેલાંના દુકાળકાર્યનાં મીઠાં સ્નેહભીનાં સ્મરણો બંનેને સતાવી રહ્યાં. હવે જામેલો ભારે ભેદ બંનેને અસહ્ય લાગ્યો. બંનેનાં દિલ કારમા બુદ્ધિભેદથી દુ:ખી થયાં, જીભ સિવાઈ ગઈ. મને લાગ્યું કે જાણે સાતમીની સભામાં વલ્લભભાઈની મરજી વિરુદ્ધ ભારે રકમ મેં મેળવી ત્યારે અમારી દિલોજાન દોસ્તી અવસાન પામેલી અને હવે જાણે ત્રણ અઠવાડિયાં પછી તેની ઉત્તરક્રિયા કરીને બે નિસાસા નાખવા એ સત્તાધારી પુરુષ મારે ત્યાં એક આંટો આવી ગયા!

પછી થોડા જ દિવસમાં પરદેશી કાપડની હોળીના અને બીજા કામે વલ્લભભાઈને હું અનેક વાર મળતો. છતાં જે બન્યું તે ન બન્યું તો ન જ થયું. સ્નેહની જે ગ્રંથિ તૂટેલી તે ફરી ન જ સંધાઈ!

આ કાળમાં ક્વચિત વલ્લભભાઈને મળતાં અમારી વચ્ચે ખડી થયેલી અતડાઈ અને બેદિલીની દીવાલ પારખી મારા મનમાં જૂના શ્લોકનો ભાવ રમી રહેતો.

यूयं वयं वयं यूयं इत्यासीन्मतिरावयोः ।
किं जातमधुना येन यूयं यूयं वयं वयं ॥[1]

---

૧. એક વખત તમે તે અમે અને અમે તે તમે, એ આપણી બંનેની વૃત્તિ હતી. પણ હવે તમે તે તમે અને અમે તે અમે એમ શાથી બન્યું હશે?

## ૧૩. લગ્નજીવનની વેદના

મુંબઈના અભ્યાસ દરમ્યાન નવા સંસ્કાર પડતાં વડીલોએ નિર્ધારેલા મારા બાલવિવાહની સામે મેં સન ૧૯૧૧–૧૨માં, ૧૯–૨૦ વરસની વયે સખત લડત ચલાવેલી. તેમાં નિષ્ફળ થયા પછી મેં કેવી વૃત્તિથી કુમુદ સાથે લગ્ન કર્યું તે મેં જણાવ્યું નથી. તેમ પછીથી જીવનના અનેક વારાફેરામાં હું એકલો જ પૂરપાટ ધસતો અને મોટેભાગે એકાકી જીવન ગાળતાં, એકલો જ રાંધતો–જમતો અને વિહરતો એવો ખ્યાલ આ પુસ્તકમાં મેં આપ્યો છે. અનેક મિત્રો કુમુદના સહજીવનનો સવાલ છેડતા તેને હંમેશ હું સિફતથી ઉડાવી મૂકતો એમ પણ મેં લખ્યું છે. હવે ૧૯૨૧ના જુલાઈ માસમાં જ મારા લગ્નજીવનમાં જીવલેણ કટોકટી આવી ગઈ અને તેને પરિણામે મેં કાયમનો ગંભીર નિર્ણય લીધો. તેથી આ સ્થળે જ કુમુદ તરફ મારી વૃત્તિના થયેલા અનેક પલટા તેમજ મારા લગ્નજીવનનાં બદલાતાં વહેણ વિષે અથથી ઇતિ સુધી સ્પષ્ટ એકરાર કરવાની હું મારી ફરજ સમજું છું.

કુમુદનાં માતા ગુણવંતલક્ષ્મી–જેમને સર્વ સંબંધીઓ છગીબહેન કહેતાં તે–અત્યંત ગૌરવર્ણાં ને રૂપસુંદર હતાં. કોઈ મંગળ પ્રસંગે તે અનુરૂપ વસ્ત્રાભૂષણ સજીને ન્યાતમાં ફરતાં ત્યારે તેમનું મોહક સૌન્દર્ય સર્વને આંજી નાખતું. મારાં બાળપણમાં માતા મણિબાની સાથે તેમને

નવરાત્રિના ગરબા ગાતાં હું જોતો ત્યારે તેમનું સોહામણું સ્વરૂપ જોવાની તેમજ તેમના મીઠા સૂર સાંભળવાની મને મજા પડતી. મારા મોસાળના સાખપડોશી ખાનદાન કુટુંબનાં તે પુત્રી હતાં. મારી જ શેરીમાં રહેતા શ્રીમંત સાક્ષર મનસુખરામ ત્રિપાઠીના પુત્ર તનસુખરામ સાથે તે પરણેલાં. તેથી તેમનાં અને મણિબાનાં પિયરનાં સહીપણાં બંનેનાં લગ્ન પછી વધતાં ગયાં.

છગીબહેનની બીજી પુત્રી કુમુદને માતાના રૂપગુણનો ઠીક વારસો મળ્યો હતો. તેમના અને મણિબાના ગાઢ સ્નેહસંબંધને લીધે કુમુદનો જન્મ થતાં જ તે બાળિકાનો વિવાહ મારી સાથે કરવાનું બંને માતાએ નક્કી કરેલું. મારા પિતા ૧૯૦૪માં ગુજરી ગયા તેથી રખેને અમારા ગરીબ કુટુંબ સાથે પ્રતિષ્ઠિત ત્રિપાઠી કુટુંબનો સંબંધ બાંધવામાં કંઇ વિઘ્ન આવે એવી દહેશતથી મારાં દુઃખિયારાં માતાએ ઉતાવળ કરીને સન ૧૯૦૫માં મારી તેર વરસની ઉંમરે મારો વિવાહ ત્રણ વરસની કુમુદ સાથે કરી નાખેલો. તે વખતે મોટા ઘરનો જમાઈ થતાં હું ફુલાતો તેમ ત્રણચાર વરસની મારી બાળપત્નીને કવચિત જોઈને હું રાચતો. છગીબહેનના મોસાળ પક્ષના કંઈક સંબંધને લીધે કુમુદ અમારી પડોશમાં કવચિત રમવા આવતી ત્યારે એ ગૌરવર્ણી નિર્દોષ બાલિકાને દૂરથી હસતી રમતી જોઈને હું પ્રસન્ન થતો. તે વખતે મારા અભ્યાસમાં તેમજ ધર્મધ્યાનમાં હું બહુ જ તલ્લીન રહેતો. છતાં કવચિત મારા ગંભીર ચિંતનમાં તેનું મીઠું મુખડું ડોકિયું કરતું.

સન ૧૯૦૭માં હું અમદાવાદની કૉલેજમાં ભણતો ત્યારે ભભકભર્યા સ્ત્રીત્વનો પ્રભાવ હું કંઈક કંઈક નિહાળતો ગયો, તેમ આ બાળ-સમણાંની મોહિની ઝાંખી પડતી ગઈ. બે વરસ પછી હું મુંબઈ ગયો ત્યારે તો આઝાદ સ્વભાવની અનેકવિધ કુમારિકાઓ અને સ્ત્રીઓને નીરખતાં મારો વિવાહ મને કૃત્રિમ બંધનરૂપ લાગવા માંડયો. કુમુદ મારે ઘેર રમવા આવતી ને કવચિત હું તેને ઘેર જમવા જતો. છતાં અમારી વયનો અને શિક્ષણનો, શારીરિક અને માનસિક ઘડતરનો ભેદ

મને ખૂબ સાલતો ગયો. હું બી. એ.ના વર્ગમાં હતો, જ્ઞાનવિજ્ઞાનના અવનવા ક્ષેત્રમાં વિહરતો, ગુર્જરસભામાં સુધારકો પાસેથી ઘણું શીખતો અને રૂઢિરક્ષકો સામે બાથ ભીડતો. તેવે વખતે ફૂકા રમતી ને એકડા ઘૂંટતી સુરેખ પણ દૂબળી, અને શાણી પણ નિશ્ચેષ્ટ લાગતી બાળકી મને છેક જ નીરસ લાગતી. તેની સાથે લગ્નનો વિચાર છેક જ અવાસ્તવિક અને અસહ્ય લાગતો ગયો.

આ વિચારને પોષવામાં નવાં તત્ત્વો ભળતાં ગયાં. સ્ત્રીઓના સ્વભાવ અને શિક્ષણ વિષે તેમજ કુટુંબમાં તેમના સ્થાન વિષે મારા વિચારો સપાટાબંધ ખીલતા ગયા. ભદ્રંભદ્રશાઈ ન્યાતજાતનાં બંધનનો તેમ સ્ત્રીઓને હલકી પાયરીની ઘરકૂકડી અને સસ્તી રસોયણ ગણવાની રૂઢિનો હું સખત વિરોધી બન્યો. જોન સ્ટુઅર્ટ મીલનું ‘ સ્ત્રીઓની ગુલામી ’ પુસ્તક વાંચીને સ્ત્રીસ્વાતંત્ર્યની તેની ઉદાત્ત ભાવના મારા મનમાં વિકસતી ગઈ. તે જ વખતે મુંબઈની નવી નારીને પુરુષની સમોવડી બનીને ઘરમાં ને બહાર, સભાઓમાં ને મિજલસોમાં મહાલતી જોઈને હું હરખાતો ગયો.

સ્ત્રીજીવનની સાથે લગ્નજીવનની મારી ભાવના પણ પલટાઈ ગઈ. પુરુષની જેમ સ્ત્રી શિક્ષણ અને સંસ્કારની હકદાર હોય તો તેની બાળવયમાં કે વડીલોના શાસનથી તેનાં લગ્ન ન જ થઈ શકે. યુવક અને યુવતી પૂરો વિકાસ પામીને એકબીજાને દિલની પસંદગીથી અને અંતરના ઉમળકાથી જ પરણી શકે, તે જ લગ્ન સુખી અને આદર્શરૂપ બને, તેથી જ બંનેની વચ્ચે જીવનનાં સર્વ ક્ષેત્રોમાં સફળ ને સુખી સહચાર થાય. મીલ અને તેની પત્ની વચ્ચે વરસોની ગાઢ માનસિક મિત્રાચારીની અને અમર પ્રેમની જે કહાણી તેની આત્મકથામાં મેં વાંચી તેની મારા મન પર ઊંડી અસર થઈ. વળી મારી આંખ આગળ મનસુખલાલ માસ્તર અને તારાબહેનને પ્રેમલગ્નના અને સહજીવનના લહાવા લેતાં હું જોતો તેથી મારા અંતરમાં અનેક રસરંગ જાગતા.

આમ, નડિયાદના સામાજિક આદર્શથી હું ક્યાંય દૂર દોડી ગયો

તેમ કુમુદ સાથે લગ્નના વિચારથી મને કમકમાં આવવા લાગ્યાં. સન ૧૯૧૧માં સુધારાની ભાવનાનો તત્કાળ અમલ કરવાની મારી ફરજ હું સમજ્યો એટલે માતાનું જુનવાણી દિલ દુભાવીને પણ આ જૂઠો વિવાહ તોડવાનો મેં નિશ્ચય કર્યો. આ લડતમાં મણિમાનો જીવ જોખમમાં મુકાયો ત્યારે જ હું તેમને શરણે થયો અને દુઃખેપાપે લગ્ન કરવાને કબૂલ થયો.

સન ૧૯૧૪માં વકીલ બનીને હું મોરારજી ચાલમાં કનૈયાલાલ મુનશીની પડોશમાં રહેવા ગયો ત્યારે વળી મારા માનસમાં કંઈક નવો પલટો આવ્યો. હવે હું ગગનવિહારી અભ્યાસી મટીને જીવનનિર્વાહની સાંકડી ઘરેડમાં સપડાયો. મારી ચાલીમાં હું, બીજા અનેક માણસોને તેમની પત્નીઓ સાથે વહેવાર ચલાવતા નીરખતો. પડોશમાં રહેતા રણજિતરામ અને મુનશીની પત્નીઓ થોડી જ તેમની આદર્શ જીવન-સહચરી હતી? છતાં તે સંસાર નિભાવતા તો તેમની સર્વની માફક રૂઢિગત લગ્ન કરીને હું પડ્યું પાનું કેમ ન સુધારી શકું? મુનશી તે વખતે 'વેરની વસૂલાત' નવલકથા લખતા અને અમારી સમક્ષ વાંચતા. તે ઉપરથી અને તેમના જીવનના નિરીક્ષણ પરથી તેમના લગ્નજીવનની કરુણતા સહેજે વર્તાતી. તેમના દિલમાં ભારે અસંતોષ જામતો ત્યારે ઉપયુક્ત ગીતાવાક્ય ઉચ્ચારી પોતાની ફરજ બજાવતા. તેમ હું પણ કેમ ન કરી શકું?

મારા જીવનના સાંકડા સીમાડા નિશ્ચિત થયેલા લાગ્યા. વકીલાતના આરંભના અનુભવ પરથી જ હું સમજી ગયો કે મને કંઈ ભારે લક્ષ્મી કે સત્તા મળવાની નથી–ટૂંકી કમાણી કરીને અને કદાચ કંઈ લેખ કે પુસ્તક લખીને જ મારે જીવન સમેટવાનું છે. વળી કુમુદ સાથે લગ્ન કરવાનું તો મેં મણિમાને વચન આપેલું. તેના પર સ્વયંભુ પ્રેમ ન પ્રગટે તો ઉદાર વાત્સલ્યભાવથી તેની સાથે જીવન કેમ ન નિભાવી શકાય?

આવી મનોદશામાં હું તે જ સાલના ઉનાળામાં માતાના આદેશથી

કુમુદ સાથે લગ્નવિધિથી જોડાયો. તે વખતે મારા દિલમાં જો આનંદ નહોતો તો મારી આંખોમાં આંસુ પણ નહોતાં. માતૃભક્ત પુત્ર બનીને કંઈક વૈરાગ્યભાવથી હું ચોરીમાં બેઠો. એક સુશીલ ને સુકુમાર કન્યા તરફ કંઈક ભાવથી લગ્નપ્રસંગ ઊજવીને હું મુંબઈ પાછો ફર્યો.

પછીના ૧૯૧૫ના વરસમાં મણિબાનું અવસાન થતાં કુટુંબના સંબંધની છેલ્લી કડી તૂટી ગયેલી લાગી. માજીના બંધનના અંધારા ભોંયરામાં હું પુરાયેલો હતો ત્યારે કુમુદને સુખદુઃખના સાથી તરીકે વશે-કવશે હું નિભાવવા તૈયાર થયેલો. પણ તેમાંથી છૂટતાં અને જીવનના પૂર્ણ પ્રકાશમાં વિહરતાં મારું માનસ છેક જ નિર્બંધ અને આઝાદ બની ગયું. તરત મેં 'નવજીવન' પ્રગટ કરવા માંડયું ને પછી હિંદ સેવક સમાજમાં જોડાઈને સેવાનું જીવનવ્રત લીધું. મારી દૃષ્ટિથી મારો આધ્યાત્મિક પુનર્જન્મ થયો. એક ભવમાં બીજો ભવ થયો. તેથી મારે મન પૂર્વાશ્રમનાં બધાં નાતજાતનાં ને કુટુંબનાં બંધન તૂટી ગયાં અને સાથે લગ્નસંબંધની માયા પણ મારા મગજ પરથી સરી ગઈ.

હિન્દ સેવક સમાજના બધા સભાસદ આવું માનસ નહોતા ધરાવતા. ઘણાયે પોતાના ભરચક કુટુંબ સાથે સમાજના મકાનમાં રહેતા. પણ ઠક્કરબાપા સુદ્ધાંત સર્વ ગુજરાતી સભાસદ કંઈક વૈરાગી વૃત્તિથી સમાજમાં દાખલ થયેલા. મારા મનમાં તો અધ્યાત્મભાવનાના જૂના સંસ્કાર ઘર કરીને બેઠેલા, તે સમાજના નવા વાતાવરણમાં સહેજે પ્રદિપ્ત થયા. મારા રોમરોમમાં ઉત્કટ સાધુવૃત્તિ જાગી ગઈ. હું સમાજમાં જોડાતાં રાજકીય સંન્યાસી બની ગયો. તેમાં કોઈ કુટુંબી માટે અણુમાત્ર સ્થાન ન રહ્યું. તો પછી સ્ત્રી જેવી નિકટની સાથી માટે તો કંઈ સંભવે જ કેમ ?

મારા વૈરાગી અને દેશાભિમાની માનસ માટે એક બીજો કોયડો ઊભો થયો. ત્રેત્રીસ-ચોત્રીસ વરસ સુધી ઉત્કટ આન્તર્જીવનમાં મસ્ત રહેતાં અને એકલવાયુ જીવન ગાળતાં હું બીજા માણસ સાથે સહજીવન ગાળવાની વૃત્તિ ગુમાવી બેઠો હતો. ભરેલા કુટુંબમાં રહેતાં અંગત જીવનમાં

જે થોડીઘણી સમાધાનવૃત્તિ સહેવી પડે છે, તેનો મારામાં અંશ પણુ નહોતો. હવે તો દેશ અને પ્રજાની સેવાનું જે મહાકાર્ય મેં હાથ ધર્યું, તેમાં જરા પણ ન્યૂનતા કોઈપણ વ્યક્તિ માટે હું સાંખું કેમ ? આ નવી દલીલ મારા મગજે બરાબર ઝડપી લીધી અને તેથી હું કૌટુંબિક દૃષ્ટિથી પાકો એકલપેટો માણુસ બની ગયો.

સમાજનાં બે વરસ દરમ્યાન હું હરણફાળે ચોપાસ ધસતો હતો તે દરમ્યાન એક દિવસ નડિયાદ જતાં ઓચિંતો કુટુંબીઓના સાંડસામાં સપડાયો. તે દિવસથી જ કુમુદને મારે ઘેર રાખવાનો આદેશ મને મળ્યો. કુમુદ આવીને મને મળી. તેના જેવી કોમળાંગી પણ બાળકબુદ્ધિ બાળાને જોતાં કુદરતી વાત્સલ્યભાવ મારા દિલમાં વ્યાપી ગયો. થોડા દિવસ હું તેની સાથે ઘરમાં રહ્યો ત્યારે અમારાં ભૌતિક જીવન એક થયાં પણ મન છેક અળગાં રહ્યાં. વળી પાછો ચાર દિવસનું આકસ્મિક સ્વપ્ન વીસરી જઈને હું મારે પંથે પડ્યો.

અમારી વચ્ચે ઘડીક જામેલા સંબંધના બારીક તંતુને સબળ અને સ્થિર કરવાને વડીલોએ અનેક તક સાધી. ઇરાકથી માંદો પડીને હું પાછો સ્વદેશ આવ્યો ત્યારે મારી સારવાર કરવાને બામા કુમુદને લઈને સમાજના મકાનમાં રહેવા આવ્યાં. પણ હું તે વખતે શંકરલાલને ઘેર જ રહેતો તેથી ક્વચિત જ તેને મળતો. તરત મેં સમાજ છોડ્યો તેથી એ ઘર સમેટાઈ ગયું—બામા નડિયાદ ગયાં ને કુમુદ તેના પિતાને ઘેર ગઈ. વરસની આખરે રમણભાઈના મંદવાડ દરમ્યાન કુમુદે મારી પ્રદક્ષિણા કરી પણ ઝાઝો મેળ ખાધો નહિ. સન ૧૯૧૮ ના આરંભમાં અમદાવાદમાં મેં હવેલીની પોળમાં ઘર માંડ્યું. ત્યાં બામાની સાથે કુમુદ પણ મારી મહેમાન બની. પણ દોઢેક માસમાં તે ઘર પણ વીંખાઈ ગયું. ફરી વાર હું આઝાદ બનીને મારા કામે લાગી ગયો.

આ કાળ દરમ્યાન કુમુદને ક્વચિત મળતાં અને તેની સાથે થોડો આનંદ વિનોદ કરતાં હું કોઈક વાર તેને યાદ કરીને કંઈક રસિલા, કંઈક

રમતિયાળ પત્ર લખતો. પછી લાલ દરવાજે શારદાબહેનને ઘેર તે રહેવા આવી ત્યારે મેં એમ ધારેલું કે તેમનાં તેજસ્વી અને આનંદી બાળકોના સહવાસથી તેનાં નમેલાં નયનમાં કંઈક તેજ આવશે—તે કંઈક વાંચી શીખીને હોશિયાર અને બોલકણી થશે. પણ કમનસીબે તે તો ગરીબ ને ગભરુ બાળા જ રહી. પછીની સાલમાં હું આસ્ટોડિયા રોડ પર ને કોચરબમાં રહેતો ત્યારે કુમુદને કોઈક વાર લીલાબહેનને અને બાલાભાઈનાં પત્ની કમળાબહેનને મળવા લઈ ગયો. પણ કોઈની સાથે તેના અંગત સંબંધ વધ્યા જ નહિ. તે પોતાની પાંખોથી જરાયે ન ઊડે અને તેના જીવનનો બધો ભાર મારી ઉપર જ મૂકે—નબળા દિલની પ્રબળ લાગણીથી માત્ર મને જ તે જીવનભર વળગી રહે—એ મને અસહ્ય લાગતું.

સન ૧૯૧૯માં ગુજરાત કૉલેજની પાછળ હું બચુભાઈને બંગલે રહેતો ત્યારે અમારા સંબંધમાં પહેલી કટોકટી ફરકી ગઈ. દુકાળના કામસર મેં પંદરેક દિવસનો પ્રવાસ ગોઠવ્યો. બહારગામ જવાને આગલે દિવસે કુમુદ માંદી પડી. મારે માથે ધર્મસંકટ આવી પડ્યું. ઘરમાં બીજું કોઈ જ નહિ તો હું શું કરું? કેટલાય દિવસથી ચોપાસ સંખ્યાબંધ કાગળો લખીને જે કાર્યક્રમ ઘડેલો તે રદ પણ કેમ થાય? તરત મારી રીતે મેં આ મુસીબતનો ઉકેલ કાઢયો. પાસેની કૉલેજમાંથી નડિયાદના એક ઓળખીતા વિદ્યાર્થીને મેં બોલાવીને તેની સાથે કુમુદને નડિયાદ વિદાય કરી. એક સ્ત્રીની બીમારીની સારવાર કરવાને આટલું બધું કામ નેવે મૂકું અને આટલા બધા કાર્યકરોને નિરાશ કરું એ મને અશક્ય લાગ્યું. આથી કદાચ તેનું કોમળ કાળજું ઘવાયું હશે. મારી જાહેર ફરજની દૃષ્ટિએ હું નિરુપાય હતો. પ્રવાસ પૂરો થયા પછી કવચિત તેને નડિયાદમાં મળીને મેં તેને બનતું સાંત્વન આપ્યું.

થોડા માસ પછી આસ્ટોડિયા રોડ પર ફરી શારદાબહેનના ઘરમાં રહેતાં મેં આશારામને નોકર તરીકે રાખ્યો. ત્યારથી અમારા સંબંધે વળી નવો પલટો ખાધો. હવે આશારામ બહારથી સરસામાન લાવતો

તેમ ઘરમાં તે રસોઈ પણ કરતો. તેથી ઘરકામની બધી ચિંતામાંથી કુમુદ મુક્ત થઈ. ઉપરાંત બહારના કામમાં તે એક્કો હતો. તેથી જ્યારે આ ઘરમાં કુમુદ થોડા દિવસ રહેવા આવી ત્યારે તેનું બધું રોજિંદુ કામ બીજાએ ઉપાડેલું જોઈને તે છેક હતાશ થઈ. વળી શારદાબહેનના ઘરમાં સર્વના આનંદપ્રમોદમાં તે જરાયે ભળી શકતી નહિ—ઊંડી આંખે અને દુઃખી દિલે બધું માત્ર ટગર ટગર જોયાં જ કરતી. તેથી તેનું મગજ વધારે નબળું પડતું ગયું ને તેનું હૃદય વધારે સંકોચાતું ગયું. તેની કાંતિ અને કળા ક્ષીણ થતી ગઈ. તેમ તેના કરમાતા નીરસ વ્યક્તિત્વથી છેક નિરાશ થઈને હું તેનાથી વધારે વિમુખ થતો ગયો. ઘરકામ માટે હું આશારામને બોલાવતો અને બાકી રાતદિવસ મારી ધૂનમાં જ રહેતો. તેથી એક ઘરમાં રહેવા છતાં અમારી વચ્ચે અબોલા થવા લાગ્યા. કુમુદ કંટાળીને થોડા જ દિવસમાં પિયેર ગઈ.

અમારા સહજીવનનો છેલ્લો કાળ મારે માટે દુઃખદાયક બન્યો—કુમુદ માટે તે અસહ્ય બન્યો. મારા જીવનની પૂરી શક્તિ મેં સમાજસેવા પર એકાગ્ર કરી હતી, તેમ તેણે જૂના સંસ્કારને લીધે તેના અંતરનો ભાવ મારા જેવા નગુણા પતિ પર જ કેન્દ્રિત કર્યો હતો. મારી મુસાફરીનો તો પાર જ નહોતો. અમદાવાદમાં હોઉં ત્યારે હું ઘરમાં સવારમાં જ રહેતો અને આશારામ મને ભોજન પીરસતો તે ખાઈને હું બહાર નીકળી જતો. મોડી રાતે હું ઘેર આવીને ખુલ્લામાં ઘસઘસાટ ઊંઘી જતો. કુમુદ સવારથી સાંજ સુધી ઘરમાં જ પુરાઈ રહેતી. ઘણાંય સગાંસંબંધી હોવા છતાં અને ફાવે તેમ હરવાફરવાની પૂરી છૂટ હોવા છતાં તે શીંગડું વળીને ઘરમાં જ બેસી રહેતી. તે મારું ધ્યાન ધરતી અને હું તો હવે તેની સાથે અબોલા રાખતો, તેથી તેના દુઃખની પરાકાષ્ઠા આવી.

૧૯૨૧ના જુલાઈ માસમાં હું કોચરબમાં બંગલામાં રહેતો. ત્યાં કુમુદ રહેવા આવી તે વખતે તેનો દયામણો ચહેરો જોતાં જ હું ચિડાતો.

તે જાણે મારી બેદરકારી સામે ત્રાગું કરીને મને સતાવતી હોય એમ મને લાગતું. હવે હું કુટુંબનાં, લગ્નનાં, વાત્સલ્યનાં–બધાં બંધનથી પર થઈ ગયો. તે વખતે કેટલાય પ્રદેશમાં દુકાળની હોળી સળગતી હતી. જથ્થાબંધ ઘાસ અને અનાજ ખરીદી દાહોદ–જંબુસર મોકલવાની જ ચિંતાથી મારું મગજ ઘેરાયેલું રહેતું. હું ઘણીવાર બહારગામ જતો, અને શહેરમાં રહેતો ત્યારે પણ કુમુદને તો ભાગ્યે જ મળતો. મારા કામમાં કંઈ તે સમજતી નહિ–કંઈ રસ લઈ શકતી નહિ. આ ઘરમાં ત્રીજે માળ અગાશી હતી, ત્યાં જ મોડી રાતે આવીને હું સૂઈ જતો અને સવારે દશ વાગ્યામાં જમી-પરવારીને હું નાસી જતો.

હવે મારા પર રચેલી બધી આશા કુમુદને વણસી જતી લાગી. તેના એકમાર્ગી દિલને આવું એકલવાયું ને તરછોડાતું જીવન ઝેર જેવું લાગ્યું. તેના સ્વાત્મમાનના છેલ્લા અવશેષ ધવાયા. તેનું કોમળ હૃદય બળીને ખાખ થયું. તેણે જીવનનો અંત આણવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ બજારમાં કંઈ દવા લાવવાને બહાને જઈને તે મોર-થુથુ લઈ આવી. સવારમાં જમ્યા પછી બારેક વાગે તે હતાશ બાળા એ ઝેર પી ગઈ. પાસે ફરતા આશારામે એને જરા બેભાન થઈ જમીન પર ઢળતી જોઈ, તેવું જ પાસે પડેલા પ્યાલામાં તેણે ઝેર પિછાન્યું. તરત તે મારા દાક્તર મિત્રો પાસે દોડી ગયો. દા૦ કાનૂગા તરત જ ઘેર આવી પહોંચ્યા અને તત્કાળ યોગ્ય દવા આપીને તેના શરીરમાંથી ઝેર કાઢી નાખ્યું સાંજે હું બહારગામથી આવ્યો ત્યારે મારા કાર્યાલયમાં માવળંકરની ચિઠ્ઠી વાંચીને હું ઘેર દોડી ગયો. તે વખતે અનેક કુટુંબીઓ શહેરમાંથી અને નડિયાદથી ત્યાં આવી પહોંચ્યાં હતાં, તે વખતે કુમુદની જીવનદોરી બચી ગઈ હતી. બીજે દિવસે તેના પિયરિયાં તેને નડિયાદ લઈ ગયાં.

આ પ્રસંગથી હું દુઃખી અને ચિંતાતુર થયો. પછી થોડા દિવસે તેની ખબર કાઢવા હું નડિયાદ જતો. પણ તેથી અમારા કાયમના

સંબંધમાં કંઈ ફરક પડે એમ નહોતું. હું તો એક પછી બીજી પ્રવૃત્તિમાં પૂરપાટ ધસતો જ ગયો. બે મહિના પછી સખત માંદગીથી પટકાઈને હું મુંબઈ ચાલ્યો ગયો.

દરમ્યાન થોડા દિવસમાં જ આ બનાવનાં કંઈક ગંભીર પરિણામ આવ્યાં. મારા લગ્નજીવન પર રહેલો આછોપાતળો પડદો એકાએક ચિરાઈ ગયો. મારા રાજકીય મંડળોમાં મારા પર સખત ટીકા થવા લાગી. કોઈક સ્ત્રીઓ સાથે મારું નામ જોડીને અમારા પર કુમુદના આપઘાતનો ટોપલો ઢોળવામાં આવ્યો. કોઈએ ગાંધીજીને કાગળ લખીને કંઈક રંગબેરંગી હકીકત જણાવી. તેમણે મને રૂબરૂમાં મળી જવાનો સંદેશો મોકલ્યો. હું તેમને મળવા મુંબઈ ગયો ત્યારે તેમણે ઊંડી સમજ અને પૂરી દિલસોજીથી આવા સવાલની ચર્ચા કરી. શરૂઆતમાં જ તેમણે સાફ કહ્યું કે આવી અંગત બાબતની ચર્ચા કરવાનો તેમનો કોઈ અધિકાર નથી. હું તેમને રજા આપું તો જ તે ચર્ચા કરે. તરત જ મેં બધી વાત રજૂ કરવાની ખુશી બતાવી એટલે તેમણે વાત આગળ ચલાવી.

આ બનાવમાં કોઈ સ્ત્રી સાથે મારો સંબંધ કારણભૂત છે?—એ સીધો સવાલ તેમણે મને કર્યો. મારા અનેક સંબંધની તેમણે ચકાસણી કરી. મેં સાફ કહ્યું કે મારા સર્વ સંબંધ કૌટુંબિક અને મિત્રભાવના છે. મારા જીવનના સંયોગોને લીધે મારા અંતરમાં માતૃગ્રંથિ જામેલી છે ને તેથી અનેક બહેનોને ઘેર દિલનો વિસામો શોધું છું. પણ તેમાં કંઇ પણ અનિષ્ટ કે મલીન તત્ત્વ નથી તેની મેં તેમને સો ટકા ખાતરી આપી.

પછી તેમણે કુમુદ સાથે મારા સંબંધની ચર્ચા કરી. પ્રથમ તેમણે શરીર સંબંધ રાખ્યા વિના તેની સાથે શુદ્ધ દંપતી જીવન ગાળવા—તેમ ન બને તો છેવટે ભાઈબહેન તરીકે પણ મીઠાશથી મિત્રભાવે રહેવા મને સમજાવ્યો. મેં તો ચોખ્ખી એક જ વાત ફરીફરીને કહી: મારું મગજ એવી પરિસ્થિતિ પર પહોંચ્યું છે કે કુમુદને જોતાં વાર જ

જીવનનો બધો રસ ઊડી જાય છે, મારી બુદ્ધિનો હ્રાસ થાય છે, મારો બધો ઉત્સાહ મરી જાય છે અને ઘરમાંથી નાસી જવાનું જ મન થાય છે. આ સ્થિતિમાં મારે શું કરવું?—એ સવાલ મેં સામો તેમને પૂછ્યો.

આ મુદ્દા પર ગાંધીજીએ ફરીફરીને મારી ઊલટતપાસ કરી જોઈ. છેવટે તેમની ખાતરી થઈ કે અમારી વચ્ચે કોઈ પણ સ્વરૂપે સહજીવન અશક્ય છે અને કદાચ ફરી વાર તેના જીવનું જોખમ પણ થાય. ત્યારે તેમણે ચોખ્ખો માર્ગ સૂચવ્યો : મારે કુમુદને અને તેના પિતાને ખુલાસાવાર પત્રો લખીને મારી માનસિક દશાનું વર્ણન કરવું અને ભવિષ્યમાં કુમુદ સાથે રહેવાની અશક્તિ જણાવવી. ગાંધીજીની સૂચના મુજબ બીજે જ દિવસે મેં કાગળો લખી દીધા. આમ ગાંધીજીની અને મારી દૃષ્ટિથી હું કુમુદના અળખામણા સંબંધથી સદાને માટે મુક્ત થયો.

કુમુદના લાંબા મંદવાડ કે ગંભીર અશક્તિને લીધે આ મહત્ત્વના કાગળ તેને અપાયા નહિ હોય. કારણ કે પછીથી તેણે લખીને રાખી મૂકેલા કે ટપાલમાં મને મળેલા કાગળમાં, ગાંધીજીની સલાહથી મેં લખેલા કાગળની જાણ કે નોંધ નથી. સાથે એ પણ ચોક્કસ છે કે તેના સમજુ અને અનુભવી વડીલોએ મારા કાગળને આખરી નિર્ણય તરીકે ઘણા જ દુ:ખ સાથે સ્વીકારી લીધો. તેથી તેને રદ કરવા કે સુધારવાને મને તેમણે કંઈ કાગળ કે સંદેશા કદીયે મોકલ્યા નહિ. તેમની જ સમજાવટથી કુમુદે પણ આગળની માફક ફરી વાર મારે ઘેર આવવાનું સાહસ કર્યું નહિ, ને અમારો પ્રત્યક્ષ મેળાપ કદી થયો નહિ.

પછીનાં વરસોમાં હું કુમુદ વિષે છેક જ નિશ્ચિંત બનીને મારો જીવનસંગ્રામ ખેલતો ગયો. ત્યારે તેણે વળી જાણે મારું મન મેળવવાને નવી તપશ્ચર્યા આદરવા માંડી. તેના આપઘાતના પ્રયાસથી મને વીફરેલો માનીને તેણે મારી માફી માગવાને ક્વચિત કાગળો લખ્યા અને કદાચ તે વાંચીશ પણ નહિ એમ ધારીને તેની નકલ પોતાની નેધપોથીમાં

રાખી. આવા જે અનેક કાગળો તેણે વરસો સુધી મને ઉદ્દેશીને લખ્યા હતા તે હમણાં મને જોવા મળ્યા છે. તેમાં તે ફરીફરીને ક્ષણિક ભૂલ માફ કરવા મને અદ્‌ભુત ભાવથી લખીલખીને સમજાવે છે અને જાણે અણુદીઠાં આંસુ સારીને તેને અપનાવવા મને આજીજી કરે છે. કોઈ કાગળમાં મારા પર જરા રોષ પણ ઠાલવે છે, મારા જેવી સખત અને હૃદયહીન થવાની ધમકી આપે છે અને પોતાના જીવનની નવી યોજનાઓ કરે છે. આ કાગળો વાંચતાં લાગે છે કે તેણે મારા પ્રેમથી વંચિત થવાથી સોરી સોરીને તેનું શરીર ઘસી નાખ્યું અને કાળજું બાળી નાખ્યું. આટલા વરસ પછી આ કાગળો વાંચતાં મારા દિલમાં ચિરાડો પડે છે અને તેની કારમી યાતનામાં કારણભૂત બનવાને માટે હું શોક અને શરમ અનુભવું છું.

કુમુદે એ જ હેતુસર તેના જીવનમાં એક નવું પ્રકરણ શરૂ કર્યું. હવે તે સમજી ગઈ હતી કે નરી આંસુ સારતી લાગણીવશ સ્ત્રીને હું કદી મચક નહિ આપું અને દંપતીજીવનના મારા ખ્યાલ મુજબ મારી સમોવડી અને સહાયક બને એવી પત્નીને જ હું માન આપું. તેથી મને અનુરૂપ સહચરી તેમજ સ્વતંત્ર અને સ્વાશ્રયી બનવા માટે તેણે નવા જ્ઞાન અને તાલીમ લેવાને અવિરત પ્રયાસ આદર્યા. મુંબઈના હિન્દુ સ્ત્રીમંડળના વર્ગમાં તેણે સંગીત, અંગ્રેજી અને સંસ્કૃતનો કંઈક અભ્યાસ કર્યો. સુરતના અને મુંબઈના વનિતા વિશ્રામની શિક્ષણાનુભવ શાળામાં તેણે શિક્ષિકા થવાની તાલીમ લીધી. મારા પત્રવહેવારમાં મદદરૂપ થવાને તેણે ટાઈપરાઈટિંગ પણ થોડું શીખી લીધું. વરસો પછી મુંબઈમાં હું થોડો વખત ચિત્રપટનો ધંધો કરતો ત્યારે કુમુદે મને અનુકૂળ થવાને સિનેમાની નટી થવાનાં પણ સ્વપ્નાં સેવ્યાં.

કુમુદના આ બધા પ્રયાસનો મુખ્ય હેતુ તો સફળ ન થયો. તો પણ તે કંઈક સ્વતંત્ર પ્રવૃત્તિ કરીને આશ્વાસન મેળવતી ગઈ. સન ૧૯૨૬ પછી તે મોટે ભાગે નડિયાદ રહેતી. દરમ્યાન તે સાક્ષરશ્રી ગોવર્ધનરામનાં પત્નીના સ્મરણાર્થે સ્થપાયેલા લલિતાવનિતાશ્રમમાં શિક્ષિકા તરીકે સેવા

આપતી. શિક્ષણકાર્યમાં સારી પ્રગતિ કરીને તે સ્થાનિક લોકલબોર્ડની શાળા કમિટીની સભાસદ નિમાઈ. બાળસપ્તાહ જેવા સાર્વજનિક કાર્યક્રમમાં તે ભાગ લેતી, છતાં મારી જરાયે નજીક તે આવી શકી નહિ, તેથી તે દુઃખિયારું જીવન ગાળતી.

હું કુમુદના કોઈ કાગળનો જવાબ આપતો નહિ. તેમ પ્રત્યક્ષ મળવાના તેના જૂજ પ્રયાસોની હું નિષ્ઠુરપણે અવગણના કરતો. સન ૧૯૨૩–૨૪ દરમ્યાન હું યરોડા જેલમાં હતો ત્યારે તેણે મને મળવાની માગણી કરી તેની મેં જેલના અધિકારીઓ મારફત ચોખ્ખી ના પાડી. મુંબઈમાં એક વાર રસ્તામાં તે સામેથી દેખાઈ ત્યારે હું આડો ફરીને ચાલ્યો ગયો. 'હિન્દુસ્થાન' પત્રમાં હું કામ કરતો ત્યારે તેણે બધી હિંમત ભેગી કરીને, મને ટેલીફોન કર્યો. પણ તેનો અવાજ પારખતાં છણકો કરી મૂકી દીધો. આવું કંઈક કંઈક બનતું જ ગયું તેથી તેનું દિલ છેક જ ભાંગી ગયું. છેવટે તેને ક્ષયનો રોગ લાગુ પડ્યો. સન ૧૯૨૯માં તે જીવલેણ નીવડ્યો. એક દિવસ સાંજે હું એક સિનેમામાં ગયેલો ત્યારે એક મિત્રે છાપાની કંઈ ખબર વાંચવા આપી. તે પરથી જ કુમુદના અકાળ અવસાનની મને ખબર પડી!

સન ૧૯૨૧માં હું કુમુદથી છૂટો પડ્યો તે પહેલાં જ કુમુદ સાથે મારા અણબનાવની ને પછી તેના સમૂળા ત્યાગની ખબર મારા જ્ઞાતિજનોમાં અને બહોળા મિત્રમંડળમાં પસરી હતી. નડિયાદના સગાંસંબંધીઓ મારા ધૂની જાહેરજીવનને ભાગ્યે જ પિછાનતાં, અને મારી સુધારાની ભાવનાને નાપસંદ કરતાં. તે તો સદ્ધર ત્રિપાઠી કુટુંબના જમાઈ તરીકે અને કુમુદના પતિ તરીકે જ મારી કિંમત કરતાં. તેથી તેના વિયોગની વાતો ફેલાતી ગઈ, તેમ હું ક્વચિત નડિયાદ જતો ત્યારે વડીલો અને સંબંધીઓ કાં તો મારી સામે ભેદી મૌન સેવતાં, વ્યંગમાં મને ટોણા મારતાં, અથવા મને સમસમતા વેણથી વીંધી નાખતાં. અમદાવાદ, મુંબઈ, સુરત વગેરે અનેક શહેરમાં મારી મીઠી મહેમાનગતી કરનાર

સ્ત્રીઓ મને જોતાં જ મારી પાછળ કુમુદનો પડછાયો નીરખતી અને તેના સુખદુઃખ વિષે સવાલો અને આક્ષેપોની ઝડીઓ મારા પર વરસાવતી. હું બેફિકરાઈથી ઉડાઉ જવાબ આપતો ત્યારે વળી કુમુદની વધારે વાતોથી અને તેનાં વીતકની કહાણીઓથી તે મને નવાજતી. તેના અવસાન પછી પણ વરસો સુધી તેની છાયા મારી આસપાસ ફર્યા કરતી. અનેક વડીલો અને મિત્રો તેનો પક્ષ લઈને મને ઘણાં કડવાં વેણ કહેતા અને મારા ભણતર અને સોબત પર સખત આક્ષેપ મૂકતા.

કુમુદના આખરી ત્યાગથી કુમુદના કુટુંબીઓને બાદ કરતાં કદાચ વધારેમાં વધારે દુઃખી મારા દાદા ઝવેરીશંકર, દાદી નાનીબા અને માતામહો બામા થયાં હશે. કમનસીબે સન ૧૯૨૧ પછી મોટે ભાગે કુમુદના કારણને લીધે જ તે વડીલોને હું મળ્યો નહિ, તેમની આગળ કંઈ ખુલાસો કર્યો નહિ અને તેમની માફી માગી નહિ. પછી એક વરસમાં નાનીબા અને બે વરસમાં દાદા ગુજરી ગયા. તે મરણશય્યા પર પોઢ્યા ત્યારે મને ખબર પડી નહિ અને તેમનાં દર્શન કરવા હું ગયો નહિ. બામા થોડાં વરસ રમણભાઈ સાથે ભાવનગરમાં રહીને આખરી અવસ્થામાં નડિયાદ તેમના ભાઈ–મામા દોલતરામને ત્યાં આવી રહ્યાં. ત્યાં અપાર વેદના સહન કરીને ૧૯૨૭માં અવસાન પામ્યાં. પણ એ વહાલસોયાં દાદીનાં દર્દ અને મૃત્યુથી હું છેક અલિપ્ત રહ્યો તે આજે મને સાલે છે.

આવા અનેક વડીલોએ કંઈ કડવાં વેણ મને ક્વચિત સંભળાવ્યાં હશે. પણ આજે તો આટલા વરસના પડદા વીંધીને, અંતકાળને આરે ઊભેલી કુમુદનો આર્તસ્વર મને સંભળાય છે. વરસોની યાતનાથી હાડપિંજર સમી બનેલી એ તપસ્વી બાળાના બિડાયેલા પણ થરથરતા હોઠ અને અદશ્ય આંસુથી ટમટમતાં નયન મારા પર કારમું તહોમતનામું પોકારે છે :

'હું તમને કેવા કોડથી પરણી ? તે પહેલાં તમે લગ્નનો ગમે તેટલો વિરોધ કર્યો હશે. પણ તમે મોટા બી. એ. અને વકીલ થઈને સમજુ ઉંમરે મારે ઘેર પરણવા નહોતા આવ્યા ? પછી હું તમારે ઘેર આવી ત્યારે પહેલી તો તમે કેવા હેતથી મને સ્વીકારી અને મને કેવા મીઠા કવિત્વમય કાગળો લખ્યા ? કેવા ભાવથી તમે અનેક વાર તમારે અમદાવાદને અનેક ઘેર મને બોલાવી ? પણ થોડા દિવસ બાળકની માફક મારું પાલન કરીને તમે મારી ઉપેક્ષા કેમ કરતા ?

'તમે શું કરવામાં બાકી રાખી છે ? હું અહર્નિશ તમારો સહવાસ ઝંખતી ત્યારે તમે બીજી સ્ત્રીઓ સાથે જ વધારે આનંદવિનોદ નહોતા કરતા ? હું જરા માંદી પડતી ત્યારે તમે મારી કશીયે પરવા કર્યા વિના મારે પિયર નહોતા મોકલી દેતા ? હું તમારી સેવાની પ્યાસી હતી ત્યારે તમે માનીતો નોકર રાખીને મને તમારા સંસર્ગમાંથી પૂરી વંચિત કરી ! તમે એ નોકર સાથે હસીખુશીથી વાતો કરતા ત્યારે મારા જેવી તમારી પરણેલી સ્ત્રી સાથે તમે કારમા અબોલા આદર્યા ! છેવટે મારા જીવનથી કંટાળી તમારા ઘરમાં જ મેં મરણપથારી કરી ત્યારે એ કાળમુખા નોકરે મારી ચાડી-ખાઈને મને જીવતું મોત સહેવાને શા માટે જીવતી રાખી ?

'પછી તમે તો મને સહેલાઈથી ફેંકી દીધી. પણ હું ક્યાં જાઉં ? હું શ્રીમંત સાક્ષર કુટુંબની દીકરી. એક વાર તમારી વિવાહિતા પત્ની અને જૂજ સમયની ગૃહિણી બન્યા પછી હું શું કરું ? મારે તમારી જીવનસાથી અને તમારા બાળકની માતા થવાની કેટલી ઝંખના હતી તેની તમે હોળી કરી. પછી મને આ જિંદગી અકારી લાગી છતાં હું તમને જ ચાહતી. તમારે યોગ્ય થવાને મેં શું શું કર્યું—શી શી મહેનત કરી ! પણ તમે તો તેની કોડીની જ કિંમત કરી ! અકસ્માતથી તમારી સાથે મારી નજર મળી ત્યારે તમે માનવધર્મ ચૂકીને મને જીવતી કાપી નાખી ! આ તમારાં ભણતરને અને તમારા સેવાવ્રતને, તમારા સ્ત્રી-બહુમાનને અને તમારી ધર્મભાવનાને શોભે છે ?

'હું તો રિબાઈ રિબાઈને સ્વધામ પહોંચી ગઈ. પણ ભવિષ્યમાં માત્ર સુધારાના સ્વાંગથી અને જોશીલાં ભાષણોથી ધરાશો નહિ. પણ તમારું કઠણ કાળજું જરા કૂણું કરી મારાં જેવાં નોધારાં અને એકલ-વાયાં તરફ કંઈ લાગણી રાખી તેમની શાણી સેવા કરશો અને જરા પાછું વાળીને મારાં સ્વજન પાસેથી મારી કહાણી જાણીને મને કદી યાદ કરશો તો તમારી સદ્‌ગતિ થશે.'

આવાં ખરાવાદી વચન સાંભળી હું શરમિંદો બની માથુ ખંજ-વાળતો અને અંગૂઠાથી જમીન ખોતરતો અવાક્ બની જાઉં છું, અને જાણ્યે અને અજાણ્યે કરેલા પાપ માટે પશ્ચાત્તાપ કરીને કુમુદ આગળ મારું ઉન્મત્ત મસ્તક નમાવીને માફી માગું છું.

કુમુદનો પડછાયો પાછો અંતરિક્ષમાં સમાઈ જાય છે ત્યારે ફરી હું મારું અંતર ઉકેલું છું અને તેમાં છુપાયેલી બે વાત નમ્રપણે દિલ-સોજ વાચકને સાદર કરું છું.

મારા બાળપણના ઘડતરની જે કહાણી મેં રજૂ કરી છે તેમાં એક મુદ્દો ઉમેરવાનો રહ્યો છે. અકાળે ધર્મ અને તત્ત્વજ્ઞાનનું ચિંતન કરતાં હું અંતરના વિચારો અને ભાવનાઓનો રસિયો બન્યો. તેમાં જ મને સાચું પરમ જીવન દેખાતું. તેને મુકાબલે બાહ્ય સંસારવહેવારનું જીવન નશ્વર અને માયાવી લાગતું. આ બેની વચ્ચે જ્યારે મને વિરોધ દેખાતો, ત્યારે અંતરની પ્રેરણાને જ અનુસરવાનો પરમ ધર્મ હું માન્ય કરતો. મુંબઈમાં સ્ત્રીજીવન અને લગ્નસંબંધ વિષે હું નવેસર વિચાર કરતો થયો ત્યારે નવી ભાવનાસૃષ્ટિ મારા દિલમાં ખીલી ગઈ. તેમાં જરા પણ સમાધાન પાપરૂપ લાગતું. તેથી જ મારા બાળવિવાહ સામે મેં લડાઈ આદરી. તેમાં છેવટે હું હાર્યો. તોયે અંતરમાં તો હું મારી ભાવનાસૃષ્ટિને જ વફાદાર રહ્યો. સંસારમાં ક્ષુલ્લક સમાધાનને હું અનિ-વાર્ય પાપરૂપ જ ગણતો રહ્યો.

વૈરાગ્યવૃત્તિથી મેં દેશસેવાનું જીવનવ્રત લીધું, ત્યારે મારી મનઃસૃષ્ટિમાં રાષ્ટ્રીય આવેશનો વધારો થયો. મારા સ્થિર વિચારપૂંજમાં દેશકાળપ્રણીત નવા આવેશની જામગરી ચંપાઈ. તેથી મારા દિલમાં જે સર્વાંગી ઝળહળતો પ્રકાશ થયો તે જ મારે માટે પરમ સત્ય બની ગયો. પછી ઘડીભર સંસારધર્મને પાળીને અને મનુષ્યસ્વભાવની સહજવૃત્તિથી કુમુદને મેં સહેજમાં અપનાવી. પણ તેના થોડા સંપર્કથી અમારી વચ્ચે આભ જેવું અંતર મને ભાસ્યું. જો તેની માયાને આધીન થાઉં અને પાકો સંસારી અને કુટુંબી થાઉં–કદાચ તેના શ્રીમંત પિતાની સહાયથી વહેવાર પણ ચલાવું–તો મારા પરમધર્મથી હું પતિત થાઉં, એમ મને લાગતું, ત્યારથી હું તેનાથી ચોંકતો જ રહ્યો–તેનાથી દૂર રહેવામાં જ મેં ધર્મ માન્યો. પછી અમારી વચ્ચે એક પ્રકારનો ગજગ્રાહ શરૂ થયો. તે મારી વધારે નજીક આવી મને સંસારમાં ખેંચવા કોશિષ કરતી તેમ હું તેનાથી ભડકીને દૂર ભાગતો. આ નાજુક લડાઈની જે કુદરતી પરાકાષ્ઠા આવી તે વિધિના લેખ જેવી અનિવાર્ય લાગી.

પણ આમાં મેં ક્યાં ભયંકર ભૂલ કરી તે હવે મને સાફ સમજાય છે. ભલે ક્ષણિક સમાધાનવૃત્તિથી, પણ સમાજને સાક્ષી રાખીને વિધિસર લગ્નસંબંધથી હું કુમુદ સાથે જોડાયો. આ લગ્નસંબંધ બંને પક્ષને બંધનકારક થયો. તેનો એકતરફી ઇન્કાર કરવાનો મને અધિકાર નહોતો. આ સામાજિક ને કાયદાની ફરજના ભંગ કરતાં પણ બીજો વધારે ગંભીર ગુનો મેં કર્યો. મેં ઉઘાડી આંખે અને પૂરી સાનસમજથી એ ગભરુ બાળાને પત્ની તરીકે અપનાવી ત્યારથી જ તેની સાથે હું માનવતાની ગ્રંથિથી કાયમને માટે બંધાઈ ગયો. તે તોડીને મેં ગંભીર પાપ આચર્યું. જો મારે આંતર્ધર્મનું પાલન કરવું જ હતું તો મારે લગ્ન કરવું નહોતું, કે તેનો જરા પણ સંપર્ક કરવો નહોતો. મેં કંઈ પ્રયોગાત્મક લગ્ન કર્યું નહોતું–કે પ્રયોગાત્મક સહજીવન આદર્યું નહોતું. છતાં મનમાં ઊંડેઊંડે કુમુદના સંબંધને કંઈક પ્રયોગરૂપે ગણવામાં મેં અનિષ્ટ વૃત્તિ સેવી. કુમુદે આ સંબંધ પૂરા દિલથી સત્કાર્યો અને મારા એકલપેટા વર્તનથી તે દેહાંતદંડની સજા પામી!

હવે મારી જાતને હું પૂછું છું: મારા જેવા સહૃદય, સ્ત્રીપૂજકે આવું અપકર્મ કેમ કર્યું? મારા બાહ્યજીવન પર વિચારોના સામ્રાજ્યનો નિર્દેશ કર્યો છે. લગ્ન પહેલાં દંપતિજીવન વિષે ગમેતેવાં સ્વપ્નમાં રાચવાને મને હક હતો. પણ જો તે સ્વપ્નસૃષ્ટિમાંથી સરીને મેં એક નમણી બાળાનું પાણિગ્રહણ કર્યું અને પછી તેની સાથે ગમેતેવો સંસાર શરૂ કર્યો તો તેના તરફ નરી માનવતાની દૃષ્ટિથી મારો નવો ધર્મ નિશ્ચિત થઈ ચૂક્યો. કુમુદને એક આદર્શ પ્રેમમૂર્તિ અને સહચારિણી તરીકે હું ન ચાહી શક્યો તો વાત્સલ્યમૂર્તિ જીવનસાથી તરીકે તેને મારા અંતરમાં સ્થાન આપવું જોઈતું હતું. અસંતુષ્ટ પ્રેમભાવને તિલાંજલિ આપીને વાત્સલ્ય-ભાવને પરમધર્મરૂપે સ્વીકારવા મારા મનને વાળવું જોઈતું હતું. જો હું આ વાત્સલ્યધર્મને મારા મનોરાજ્યમાં ભેળવી શક્યો હોત તો કુમુદ સાથે કંઈક સુખીજીવન ગાળી શકત, અને તેને કંઈક સુખી કરી શકત.

આ પ્રાપ્તધર્મ હું ચૂક્યો. લગ્નજીવનની ઉન્નત ભાવનાની મેં જાણે પથ્થરની એક જડ મૂર્તિ બનાવી દીધી. તેની પૂજા કરતાં, ચંદ્ર અને સૂરજની સાક્ષીએ મેં સ્વીકારેલી ફરજ હું વીસર્યો. મારો ભાવનાપૂંજ મારા માનવધર્મને અનુસરીને નવા રૂપરંગ ધારણ કરવાને બદલે માન-વતાવિહીન જડરૂપને પામ્યો અને તેને અધીન થતાં હું માનવતાનો અને કુમુદનો દ્રોહી બન્યો. કદાચ હું સાચા સનમની શોધમાં રહ્યો. મારા નિર્બંધ હૃદયને પ્રેમરસથી વશ કરી શકે એવી કોઈ માયાનું સ્થાન ખાલી રાખવાની મારી મહેચ્છા હશે. પણ આકાશના તારા પર મીટ માંડતાં હું પગ પાસે વહેતા વહેળામાં જ પડ્યો અને મારે પનારે પડેલી કુમુદને તેમાં પાડી. હું તો મોટા મગરમચ્છની અદાથી બહાર નીકળી ગયો. પણ તે બિચારી તેમાં ડૂબી જ ગઈ!

આ મનોવિશ્લેષણમાં મારો બચાવ નથી પણ મારી ખરેખરી ભૂલનો—મારા છૂપા પાપનો એકરાર છે. તે સદ્ભાવથી વાચક સ્વીકારશે એવી આશા રાખું છું.

બીજો ભાગ સંપૂર્ણ

# પરિશિષ્ટ

**આ ગ્રંથના લેખકે સન ૧૯૧૯થી ૧૯૨૧ સુધીમાં લખેલા લેખ તેમના તે કાળના માનસના પ્રતિકરૂપે આ પરિશિષ્ટમાં ઉતાર્યા છે.**

## ૧. આપણી શરમ[1]

જે કંઈ દર્દથી આપણે પીડાઈએ તેને માટે મુખ્ય જવાબદારી તો આપણી જ ગણાય. નિર્બળને જોઈને જ બળવાનનું મન જુલમ કરવા લોભાય છે. પણ ગમે તેવો બળવાન પોતાના સમોવડિયા પર જુલમ કરી શકતો નથી, કારણ કે તે તો શિર સાટે લડવાને તૈયાર હોય છે. આ દૃષ્ટિથી જોતાં અનેક રાજકીય સવાલો વિષે ઠરાવ કરવાને આપણે કોંગ્રેસોમાં અને પરિષદોમાં મળીએ છીએ તે આપણી નિર્બળતા સૂચવે છે. તે વિષે આપણે સરકારને અરજ કરીએ છીએ તો પણ તેના નિરાકરણની ખરી ચાવી તો આપણા જ હાથમાં રહેલી છે.

પણ આ વાત રાજકીય કરતાં પણ સામાજિક અનર્થને વધારે સીધી રીતે લાગુ પડે છે. રાજ્યના અને રેલવેના દુઃખમાં તો સરકારનો ફાળો છે અને તે ધારે તો તેને દૂર પણ કરી શકે. પણ આપણાં આજના આંતરિક દુઃખો માટે તો કેવળ આપણી જ જવાબદારી છે

1. 'નવજીવન'ના ૧૬-૧૧-'૧૯ના અંકમાં પ્રગટ થયેલો અગ્રલેખ.

અને તેનો નિવેડો પણ આપણે જ લાવી શકીએ. આથી સંસાર-સુધારાની અને અંત્યજ વર્ગની પરિષદોમાં આપણે જે ઠરાવો પસાર કરવા પડે છે અને જે ભાષણો સાંભળવાં પડે છે તેમાં આપણી ઘોર શરમ સમાયેલી છે અથવા આપણી શરમની લાગણીને જગાડવાને જ તે જરૂરનાં હોય છે. સંસારસુધારાની પરિષદમાં મોટે ભાગે સ્ત્રીજાતિને કરવામાં આવેલા ભયંકર અન્યાયની જ કહાણી એક કે બીજી રીતે આપણે સાંભળીએ છીએ. કોમળ કન્યાઓની કેળવણી પર કાપ મૂકીને આપણે તેમને પરણાવીએ છીએ, અને તેથી તેમના શરીરના ને મનના વિકાસને આઘાત પહોંચાડીએ છીએ. વયની કે સંસ્કારની સમતાનો વિચાર કર્યા સિવાય લગ્ન કરાવીને અને એક પર બીજી સ્ત્રી પરણાવીને આપણે તેમના જીવનમાં ઝેર ભેળવીએ છીએ. સ્થૂળ દ્રવ્યની માફક કન્યાઓને વેચીને અથવા તેમને પરણાવવા મોટી રકમો આપીને આપણે તેમની પ્રતિષ્ઠાને અતિશય હાનિ પહોંચાડીએ છીએ. અને વિધવાઓને કાળાં કપડાં પહેરાવીએ છીએ તેની સાથે તેમની સારી જિંદગી પર અંધારપછેડો નાખીએ છીએ, જેથી તેમને સહન કરવી પડતી નીતિની અને વ્યવહારની વિટંબણાઓ તરફ આપણે નિરાંતે દુર્લક્ષ કરી શકીએ. પશ્ચિમના લોકોને મુકાબલે આપણે વધારે કલ્પના અને લાગણીવાળા છીએ એમ આપણે માનીએ છીએ અને આર્યાવર્તની સ્ત્રીઓના 'રૂપ-ગુણમાં નથી જોડ' એમ આપણે કવિતામાં ગાઈએ છીએ અને ભાષણોમાં ઊંચે સ્વરે બોલીએ છીએ; છતાં સ્ત્રીજાતિ તરફ આપણી ચોવીસે કલાકની વર્તણૂક માટે આખી દુનિયા આગળ આપણે શરમાવું પડે એમ છે અને ઈશ્વર આગળ જવાબ આપવો પડે એમ છે.

બાળકો તરફ આપણી વર્તણૂક માટે સૌ૦ વિદ્યાબહેને આપણને સખત ઠપકો આપ્યો છે. પરિષદે પણ તે વિષે ઠરાવ પસાર કરવો જોઈતો હતો. મજૂરો વિષે એક જુદો લેખ આ અંકમાં પ્રગટ કર્યો છે, એટલે તે વિષય પણ અહીંયાં છોડી દઈશું. ગયા બે વર્ષથી અંત્યજોની એક જુદી પરિષદ ભરીને તેમની તરફ આપણું વર્તન વિચારવાની ખાસ તક

લઈએ છીએ. ઉપર સૂચવેલા બીજા વર્ગની માફક આ વર્ગની પાસે પણ આપણે મજૂરી કરાવીએ છીએ. માત્ર અંત્યજોની મજૂરી જેમ એક રીતે વધારેમાં વધારે જરૂરની છે બીજી રીતે તે વધારેમાં વધારે હલકી ગણાય છે. પણ મહત્ત્વનો ફેર તો એ છે કે જ્યારે બીજા વર્ગની સાથે કુટુંબી તરીકે કે મનુષ્ય તરીકે આપણે કંઈક સંબંધ રાખીએ છીએ ત્યારે આ વર્ગને અસ્પૃશ્ય ગણીને મનુષ્યથી નીચેની કોટીમાં મૂકીએ છીએ. તેમની વસ્તી હિન્દુસ્તાનમાં છઠ્ઠા ભાગની છે. એટલે તેઓ હિન્દુધર્મ પાળે છે એમ કહીને આપણા સંખ્યાબળ વિષે મગરૂર બનીએ છીએ. પણ જેમ આપણા સમાજજીવનમાંથી તેમ આપણા ધર્મજીવનમાંથી આપણે તેમનો બહિષ્કાર કર્યો છે. તેઓ આપણા મંદિરમાં પ્રવેશ ન કરી શકે. તેઓ પોતાના તુલસીક્યારા આગળ ભેગા મળી પ્રાર્થના કરે પણ ત્યાં આપણે જઈ ન શકીએ. સમાજના જે અંગને અળગું રાખી તેમાં સંસ્કારોનો સંચાર થવા ન દઈએ તે પાયમાલ થાય અને તેની સાથે આખા સમાજને પણ અપાર હાનિ થાય. આવો દાખલો દુનિયામાં ક્યાંયે નથી. આ ઘોર પાપ માટે પણ મહારાજાઓના અને ઈશ્વરના દરબારમાં આપણે ભારે શિક્ષાઓ ભોગવી રહ્યા છીએ.

આ વાતો ઘણાખરા કેળવાયેલા લોકો જાણે છે. મોટો ભાગ તે કબૂલ પણ કરશે. પણ તેમની બુદ્ધિમાં અને હૃદયમાં તે ઊંડી ઊતરી નથી. ગોધરા અને નડિયાદમાં ભરાયેલી અંત્યજ પરિષદોમાં અંત્યજ વર્ગની કેળવણી માટે કંઈક ભંડોળ ઉઘરાવીને ઠરાવોને કંઈક વ્યાવહારિક સ્વરૂપ આપવામાં આવ્યું હતું. આ વર્ષની (સુરતની) પરિષદમાં આ તત્ત્વ ન હતું એ જોઈને અમને ખેદ થાય છે. એ જ પ્રમાણે સંસારસુધારાની પરિષદની સાથે પણ કંઈક વ્યાવહારિક કાર્ય જોડવામાં આવશે તો તેમાં હાજર થનારા માણસોના અંતઃકરણમાં વધારે જોશ ઉત્પન્ન કરી શકાશે.

પણ આપણા સમાજજીવનમાં જે મોટી હોળીઓ સળગી રહેલી છે તેનું પરિષદના ઠરાવોમાં વર્ણન કરવાથી કે થોડુંક કામ કરીને તેમાં

એચાર ડોલ પાણી નાખવાથી તે હોલાવાની નથી. તે માટે ઊંડી શ્રદ્ધા અને કર્મબળની જરૂર છે. જે માણસ સુધારાના એક ઠરાવના થોડા ભાગનો પણ અમલ આગ્રહપૂર્વક કરે છે, તે સમાજની પ્રગતિમાં પોતાનો ફાળો અચૂક આપે છે. આમ કરતાં સગાંવહાલાં અને ન્યાત-જાત સાથે લાગણીના જે સૂક્ષ્મ તંતુથી તે બંધાયો છે તે તૂટશે ત્યારે તેના હૃદયમાંથી લોહી વહેશે. આ દુઃખમાં તેની સ્ત્રી અને કન્યાને પણ ભાગીદાર બનવું પડશે. કારાગૃહના કરતાં આ દુઃખ વધારે અસહ્ય છે એ તો દેખીતું છે. આવું દુઃખ જેમ વધારે શુદ્ધ ભાવથી અને શાંતિથી સહેવામાં આવશે તેમ તેની બીજાઓ ઉપર અસર પણ જાદુઈ નીવડશે. રાજકીય કરતાં ધાર્મિક અને સામાજિક સુધારામાં વધારે ભોગવવું પડે છે એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. આપણને પણ એ જ નિયમ લાગુ પડશે.

આપણે સ્વરાજ્યનો ઉષઃકાળ નિહાળવા તલપી રહ્યા છીએ. આપણાં રાજકીય જીવનની પ્રગતિ માટે આપણે મગરૂબ બનીએ છીએ. પણ આપણા ઘરમાં અને ન્યાતજાતમાં, આપણા ચોરામાં અને પોળોમાં જે દશા વર્તે છે તેને વિસારે મૂકીને આપણે સ્વરાજ્ય ભોગવી શકીશું નહીં. સ્વરાજ્યના અમલ માટે શુદ્ધ પુરુષત્વ અને સ્ત્રીત્વની જરૂર છે. તેમ સમાજમાં કંઈક એકતા અને સમાનતા આવશ્યક છે. જેમને આપણે નીચે રાખી રહ્યા છીએ તે આપણને નીચે ખેંચ્યા જ કરશે અને તેમના શ્રાપ સ્વરાજ્યનો લાભ લેતાં આપણને નડશે. આપણાં સમાજ-જીવનની ઘોર શરમ આપણાં રાજકીય જીવનમાં કાળા અક્ષરે લખાશે. માટે સ્ત્રીઓ અને બાળકો, મજૂરો અને અંત્યજો તરફ ન્યાય અને માનથી વર્તી સર્વેએ આ શરમનાં વાદળને વીખેરવું ઘટે છે.

## ૨. ગામડાંનું સ્વરાજ્ય[1]

**પહેલી** ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખસ્થાનેથી રા૦ ગાંધીએ જણાવ્યું હતું કે, 'જ્યારે હિન્દુસ્તાનના ખેડૂત જાણશે કે સ્વરાજ્ય શું છે ત્યારે કોઈ સ્વરાજ્ય રોકી શકનાર નથી.' અર્થાત્ જ્યારે ખેડૂતોના રૂંવેરૂંવામાં સ્વરાજ્ય ભોગવવાની ભૂખ જાગશે, અને તેની વચમાં આવનારની સામે થવાનું શૂરાતન જામશે ત્યારે તેઓ સ્વરાજ્ય અવશ્ય લેશે. આપખુદ રાજ્યબંધારણમાં પણ ખેડૂતો જાગૃત થાય તો પોતાનો કારભાર પોતાના હાથમાં કેવી રીતે લઈ શકે તે બે વર્ષ પર ખેડા જિલ્લાના ખેડૂતોએ બતાવ્યું હતું. સત્યનિષ્ઠા અને સહનશક્તિનાં જે બીજ તે ચળવળમાં જોવામાં આવ્યાં હતાં તે જ્યારે હિન્દુસ્તાનના ખેડૂતોમાં ખીલી નીકળે તે વખતે કોઈ પણ બંધારણમાં તેઓ અચૂક સ્વરાજ્ય ભોગવે.

છતાં પ્રજાશક્તિના બાહ્ય સ્વરૂપ તરીકે તેમજ તેની ખિલાવટમાં એક સાધનરૂપે સ્વરાજ્યનું તંત્ર આવશ્યક ગણાય છે, તેથી સ્વરાજ્યની ચળવળમાં થોડાં વર્ષથી ખેડૂતોએ પણ ભાગ લેવા માંડ્યો હતો. હવે જ્યારે સુધારાનો ખરડો પાર્લમેન્ટમાં પસાર થઈ અમલમાં આવશે ત્યારે તેમને શો લાભ મળશે તે જોવા તેઓ ઘણા ઇંતેજાર પણ થશે. પાર્લમેન્ટની કમિટીએ સુધારેલા ખરડામાં જે ખૂબીઓ અને ખામીઓ છે તે ગયા અંકમાં સૂચવવામાં આવી છે. પણ તે ખરડો જોઈને ખેડૂત વર્ગ તો નિરાશ જ થશે એમ અમને લાગે છે; કારણ કે ખેતી એ ખેડૂતોનું જીવન છે. અને ખેતીનો કર ઉઘરાવનાર જે સરકારી ખાતું ખેડૂતોને એક કે બીજી રીતે અસહ્ય ત્રાસ આપી રહ્યું છે—તેમના ધનને અને જીવનને ચૂસી રહ્યું છે તે ખાતાના વહીવટ પર તેમના આગેવાનોને કાબૂ નહીં મળે. ઉપરાંત ખેતીને કેટલેક ઠેકાણે પોષનાર નહેરખાતાનો કેટલોક ભાગ પ્રધાનોને સોંપવાની સૂચના મિ૦ મોન્ટેગ્યુ અને લોર્ડ ચેમ્સફર્ડની યોજનામાં હતી તે પણ પાર્લમેન્ટની કમિટીએ નામંજૂર કરી છે.

---

૧. 'નવજીવન'ના તા. ૭-૧૨-૧૯૧૯ના અંકનો અગ્રલેખ.

આમ મહેસૂલ અને નહેરખાતા પર કાબૂ મેળવવાની આશા ખેડૂતો રાખી શકે નહીં. તો પણ પ્રાંતના રાજ્યતંત્રમાં જે મોટા સુધારા થશે તેથી તેઓ તે ખાતાના વહીવટ પર પહેલાના કરતાં ઘણી જ વધારે છાપ પાડી શકશે. વળી પાર્લમેન્ટની કમિટીએ એવી પણ ભલામણ કરી છે કે, ભવિષ્યમાં જમીનમહેસૂલ વધારવાનું ધોરણ હાલની માફક સર્વ ખાતાના કાનૂનો અને પેટા કાનૂનોથી નહીં પણ કાયદાથી ચોક્કસ કરવું જોઈએ. આ ભલામણનો અને બીજા તાકીદના સુધારાનો અમલ કરાવીને જ ખેડૂતો પોતાની ખરી તાકાત બતાવી શકશે, અને મહેસૂલખાતા પર પૂરો અંકુશ સત્વર મેળવી શકશે. પણ આ કાર્યમાં તેમને કેળવાયેલા અને આગેવાન વર્ગની મદદ ઉપર ઘણો આધાર રાખવો પડશે. આપણે કબૂલ કરવું જોઈએ કે અત્યાર સુધીમાં ખેડૂતોને દેશની હિલચાલોમાં ભેળવવાને જેટલો પ્રયત્ન કરવામાં આવ્યો છે તેટલો પ્રયત્ન તેમની પાસેથી તેમની ખરી હાડમારીઓ સમજવાને કરવામાં નથી આવ્યો. હવે કેળવાયેલા લોકો ખેડૂતોની વકીલાત નહીં કરે અને ખેડૂતોના જિગરને જાણનારા આગેવાનો ધારાસભામાં નહીં ચૂંટાય તો હિન્દુસ્તાનની ૮૦ ટકા વસ્તી માટે સ્વરાજ્ય નામનું જ રહેશે.

બાંધકામ અને આબકારી, કેળવણી અને આરોગ્ય, ખેતી અને સહકારી મંડળીઓ, મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડ વગેરે ખાતાં પ્રધાનોને સોંપાશે એવો સંભવ છે. ગામડાંનું આરોગ્ય સુધારવાને ત્યાંની પ્રજા શું કરી શકે તે પહેલાં સૂચવવામાં આવ્યું છે. પણ આમાંનાં ઘણાખરાં ખાતામાં સરકારી કામનું હાલ મોટું મીંડું જ છે, અને જે કંઈ કરવામાં આવે છે તેથી લાભ વધારે છે કે હાનિ એ શંકા ભરેલું છે. ગામડાંમાં દારૂનાં પીઠાં જોતજોતામાં, કેટલીક વાર ત્યાંના લોકોની મરજી વિરુદ્ધ ઉઘાડવામાં આવે છે અને તેથી ઝેરનાં મૂળ રોપાય છે. નિશાળોની સંખ્યા વધે છે. પણ જે છોકરાઓ કંઈક સારી કેળવણી લે છે તેઓ શહેરમાં વધારે કેળવણી લઈને ત્યાં જ ધંધો કરે છે. આમ હાલની કેળવણીની પદ્ધતિથી સારામાં સારા છોકરાઓનો ગામડાંમાંથી લોપ થાય

છે—તેઓ ગામડાના સુધારામાં ભાગ્યે જ કંઈ પણ ફાળો આપી શકે છે. સહકારી મંડળીઓની સંખ્યા પણ ઘણે ઠેકાણે વધતી દેખાય છે; પણ થોડી જ મંડળીઓમાં સહકારનું ખરું તત્ત્વ હોય છે અને તેના સભાસદોની સાચી ઉન્નતિ થાય છે. હાલ મ્યુનિસિપાલિટીઓ દબાયેલી છે અને લોકલબોર્ડ નિર્જીવ છે. આ સ્થિતિમાં આગેવાન વર્ગ જેટલે અંશે જરૂરી સુધારા તાકીદે કરાવી શકે તેટલે જ અંશે તેને માટે તેઓ લાયક ગણાશે.

આ બધાં ખાતાંના વહીવટમાં ભાગ લેવાને ખેડૂતો પોતાના પ્રતિનિધિઓ ચૂંટશે. પણ સેંકડો ગામડાંનાં પ્રમાણમાં થોડા થોડા જ ખેડૂતો આ ચૂંટણીમાં ભાગ લેશે અને એ ખાતાનો વહીવટ તો મોટાં શહેરોમાંથી જ થશે. ગામડાંનાં વહીવટમાં જ ખેડૂતવર્ગની સીધી સત્તા કે જવાબદારી હોઈ શકે. કેટલીએ સદીઓથી ગામડાંનાં પંચ તેનો વહીવટ કરતાં હતાં તેની સાક્ષી ઇતિહાસકારો અને રાજપુરુષો આપે છે. બ્રિટિશ સત્તાના યાંત્રિક અમલ નીચે આ પંચ દબાઈ કચડાઈ ગયાં—જો કે હજી પણ તેના અવશેષ જોવામાં આવે છે—તેથી આ પંચની પ્રથાને સજીવન કરવાને જે કાયદો આ માસની ૧૦મી તારીખે આપણા ઇલાકાની ધારાસભામાં રજૂ થવાનો છે તેને સૌ કોઈ આવકાર આપશે.

આ કાયદાનો સરસ હેતુ સરે તે માટે તેની કલમોને બારીકીથી તપાસવાની જરૂર છે. પ્રથમ તો પંચાયતને ગામલોકો સભામાં ભેગા મળીને ચૂંટે એ યોગ્ય જ છે. પણ તે સભા આસિસ્ટંટ કે ડેપ્યુટી કલેક્ટરના કે તેમના નિમેલા ગૃહસ્થના પ્રમુખપણા નીચે જ મળવી જોઈએ (કલમ ૭) એ કંઈ જરૂરનું નથી. આવી ચૂંટણી માટે બહારના કોઈ ગૃહસ્થની જરૂર ન હોવી જોઈએ. છતાં તેવી જરૂર જણાય તો પંચાયતના ઉપરી તરીકે નીમેલા જિલ્લા લોકલબોર્ડના કોઈ બિનઅમલદાર અધિકારી ચૂંટણીની સભાના પ્રમુખ હોવા જોઈએ. આ નવી સંસ્થાને કોઈ પણ મહેસૂલી અમલદારોનો સ્પર્શ ન થાય એ તેની સ્વતંત્રતા અને ખિલવણી માટે આવશ્યક છે. વળી જેમને સરકારી નોકરીમાંથી બરતરફ કર્યા હોય તેમને પંચના સભાસદ થવાને નાલાયક ઠરાવ્યા છે (કલમ ૬), પણ

હમણાં જ પાર્લમેન્ટની કમિટીએ તેમને ધારાસભામાં બિરાજવામાં લાયક ગણ્યા છે એટલે એ પેટા કલમ પણ રદ કરવી જોઈએ. તેજ પ્રમાણે ફોજદારી કાયદા પ્રમાણે જેમને સજા થઈ હોય એમને પણ મુક્ત થયા પછી પાંચ વર્ષ સુધી જ ધારાસભામાં બેસવાને નાલાયક ગણવામાં આવ્યા છે, તો પંચાયતને માટે એથી વધારે સખત નિયમ હોવો ન જોઈએ.

કૂવા અને તળાવ, ગામડાં તથા ખેતરના રસ્તાના અને બીજાં નાનાં બાંધકામ, આરોગ્ય, સ્વચ્છતા અને દિવાબત્તી, એ વિષે વ્યવસ્થા કરવાનું કામ પંચાયતોને સોંપવામાં આવ્યું છે (૧૬). તે ઉપરાંત લોકલ-બોર્ડ નિયમ ઘડે તે મુજબ પંચાયતો નિશાળો ઉપર અને બોર્ડના કામ પર દેખરેખ રાખે અને રખડતાં ઢોરને પૂરવાનો ડબાનો વહીવટ કરે (૧૮). તે સિવાય કોઈ સંસ્થાનું કે બીજું કામ લોકલબોર્ડ પંચાયતને સોંપે તેનો ખર્ચ પણ બોર્ડ જ ભરશે. આ કામ ઘણાં ઉપયોગી છે પણ પંચાયતો પાસે જૂજ નાણાં રહેવાનાં હોવાથી તેમાંથી તે થોડું જ કરી શકે એ દેખીતું છે. ત્યારે જૂના વખતથી જે ખરી જવાબદારીનાં બે કામ પંચાયતો કરતી હતી તે અહીં જોવામાં આવતાં નથી: (૧) જમીન-મહેસૂલના અને બીજા ખાતાના વહીવટમાં સ્થાનિક સલાહ આપવાનું કામ. અને (૨) નાની દીવાની અને ફોજદારી તકરારો પતાવવાનું કામ. ત્રીજી સાલના ખેડા જિલ્લાના અનુભવ પરથી જોઈએ છીએ કે પાકની જે આનાવારી પરથી મહેસૂલ મોકૂફ રાખો કે માફ કરી શકાય તે ગામમાં કોઈને પણ પૂછ્યા સિવાય આંકવાની આપખુદ સત્તા તલાટી અને તેના ઉપરીઓ ધરાવે છે. હવેથી સ્થાનિક તપાસ કરીને મહેસૂલી, જાહેરનાં, આરોગ્યના કે કોઈ ખાતાને મુદ્દાની બાબતમાં ગામકામદારો પત્રકો મોકલે તે વિષે મુખી કે મતદારોના જ નહીં પણ પંચાયતના અભિપ્રાય નોંધાવા જોઈએ. તે જ પ્રમાણે નાના દાવા અને ગુનાનો નિકાલ પંચાયતને સોંપાય તો ખેડૂતો ઘણા ખર્ચ અને ક્લેશમાંથી ઊગરે. આ બન્ને પ્રકારની સત્તાઓ પંચાયતને સોંપવાનો અવકાશ કાયદામાં રાખવો જોઈએ.

પંચાયત પોતાના ખર્ચનો જે અંદાજ ઘડે તે મંજૂર કરવાની

અથવા તેમાં વધારોઘટાડો કરવાની સત્તા લોકલબોર્ડને આપી છે (૨૧). આથી પંચાયતની વહીવટી સ્વતંત્રતા નષ્ટ થાય છે. નિયમ તો એવો હોવો જોઈએ કે અંદાજપત્રમાં લોકલબોર્ડ સુધારા સૂચવીને પંચાયતને તે પાછું મોકલી આપે તે પછી તે વિષે વિચાર કરીને તે છેવટનો નિર્ણય કરી શકે. જુદાંજુદાં કામ માટે ગ્રાન્ટ આપવાની ને બીજી અનેક સત્તાઓ બોર્ડ ભોગવશે તેથી જે આડકતરી અસર તે પહોંચાડી શકે તે પૂરતી હોવી જોઈએ.

આવક વિષેની કલમો વિશાળ છે; જો કે તેના અમલ પરથી જ તેની સફળતાનો આંક કાઢી શકાય. પણ કોઈ પંચાયતને પોતાની આવક વધારવાની ફરજ પાડવાની સત્તા લોકલબોર્ડને આપી છે (૨૫), તે તેની સ્વતંત્રતાને બાધક હોવાથી રદ કરવી જોઈએ. તે જ પ્રમાણે લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીના કાયદાના ધોરણ પર, પંચાયતોના કોઈ હુકમ રદ કરવાની કે તેની પાસે કોઈ કામ કરાવવાની વિશાળ સત્તાઓ લોકલ-બોર્ડને આપવામાં આવી છે તે પણ રદ કરવી જોઈએ. પંચાયતના વહીવટમાં ગંભીર ગેરવ્યવસ્થા લાગે ત્યારે તેને રદ કરવાની સત્તા સરકારને આપી છે (૩૩). તેનો અમલ મહેસૂલી અમલદારોની ભલામણથી નહીં પણ લોકલબોર્ડની ભલામણથી જ થઈ શકે એવો સુધારો કરવો જોઈએ. લોકલબોર્ડને પંચાયત વિષે આપેલી સત્તા, કોઈ પણ અમલદારને સોંપવાનો અધિકાર સરકારને આપ્યો છે (૪૦) તે પણ, રદ કરવી જોઈએ.

આ ધોરણ પર પંચાયતના કાયદામાં સુધારા કરવામાં આવશે અને પછી તરત જ લોકલબોર્ડને પણ પૂરેપૂરું પ્રજાનું તંત્ર બનાવવાને કાયદો રજૂ કરવામાં આવશે તો જ ખેડૂતોને સ્વરાજ્યની ફરજ અને સ્વરાજ્યના અમલની તાલીમ મેળવવાનો રૂડો અવસર આવશે.

# ૩. કુમુદના પત્રો

**લેખકનાં પત્ની કુમુદના બે લાક્ષણિક પત્રો નીચે આપ્યા છે.**

૧

તા. ૩૦–૯–૧૯૨૮

તમને કેટલાય હૃદયભીના–વહાલભીના–સ્નેહભીના...પત્રો લખેલા, પણ તેમાંના એક પણ પત્રનો જવાબ–પ્રત્યુત્તર લખવાની તમારા કોમળ–નાજુક હાથે તસ્દી લીધી નથી. એ વાત જ્યારે જ્યારે સંભારું છું ત્યારે હૃદય ચિરાઈ જાય છે, પેટમાં તેલ રેડાય છે–આત્મા મૂંઝાઈ જાય છે–દિલ બળી જાય છે, જિગરના ટુકડા થઈ જાય છે અને પછી ખૂબ રડવું આવે છે. એ અશ્રુરુદન ગુપચુપ લોહી નાખું છું. તમારો વિયોગ મને બહુ સાલે છે–કેટલાંક વર્ષોથી તમે મારી સાથે અસહકાર આદર્યો છે તેમાં મારા જીવને બહુ દુઃખ થાય છે. લખે વધારે છે?

હૃદયદેવ, એવો મારો શો વાંક છે કે આમ જિંદગી સુધી 'તજાયેલી તરુણી' બનાવી? માણસ માત્ર ભૂલને પાત્ર એ ન્યાયે કોઈ દિવસ મારી ભૂલ થઈ હોય તો તેની ક્ષમા મેં યાચી છે અને હજુ પણ તમે કહો તે વખતે માફી માગવા તૈયાર છું.

હું તો હિન્દુસમાજની એક તરછોડાયેલી બાળા છું. પણ તમારા હૃદયમાં કોણ જાણે કઈ શંકાએ સ્થાન લીધું છે તેની મને સમજણ પડતી નથી. પત્ની તરીકે નહિ તો સમાજની બાળા તરીકે સ્વીકારો.

તે દિવસે મુંબઈમાં ટેલીફોન કર્યો–તમે ઊકળી ગયા તે દિવસે હું આખો દિવસ રડી જ છું. ચાહવું એ પાપ છે?

તમે વિષયવાસનાના પૂજારી નથી જ, તમારા હૃદયમાં મારું સ્થાન છે એ વાત હું ફરી ફરી માનું છું. કિન્તુ અન્તરિક્ષની એવી કઈ ગાંઠ હશે કે તમારા અને મારા વચ્ચે ભેદ પડચો? અમદાવાદનો પ્રસંગ તે

તો જિંદગીની એક જ ભૂલ છે અને ભૂલ કોણ નથી કરતું? એ ભૂલ માટે મેં આ પત્રના બીજા પેરામાં જ ક્ષમા યાચી જ છે.

તમારી રૂઢિ પ્રમાણે પરણેલી પત્ની તમારી જ છે. કોઈ કાળે, જીવ જતાં, આત્મા ઊડી જતાં બીજાની થવાની નથી જ. ભલે તમે ના ચાહો, ભલે તમે તમારા સ્નેહને તિરસ્કારો, પણ હમારો ધર્મ છે કે તમને ચાહવું. અને તે ખાલી નહિ, આત્માના તાર સંધાય તેવી જ રીતે.

તમે કહો છો કે છૂટાછેડા કર્યા છે. આ શબ્દ સાંભળતાં કાળજું કપાઈ જાય છે. પગ ઢીલા પડી જાય છે. આંખોનું નૂર ઓછું થઈ જાય છે, કે એવું પાપ મેં શું કીધું? એવું મેં કયું કર્મ કીધું?

હિન્દુ સમાજ આજે અધોગતિને પંથે ચડે છે, બિચારી નિર્દોષ બાળાઓ માતપિતાના ખાનદાનીના ખપ્પરમાં હોમાઈ જાય છે. લગ્નની અતૂટ બેડીમાં સપડાય છે. બિચારી વિધવાઓ! ફરજિયાત વૈધવ્યને લીધે કુકર્મો કરી રહી છે! સામાજિક બંડ કરવાની શક્તિ તેનામાં નથી! —બહેને બંડ ઉઠાવી લગ્ન કર્યું. તેમને મારાં હૃદયપૂર્વક અભિનંદન! હિન્દુ સમાજમાં હું તો તેનાં પ્રથમ લગ્નને ફારસ ગણું છું. એટલે ખરું હૃદયનું લગ્ન તો આ જ. આવા પુનર્લગ્નને સમાજ વધાવવા તૈયાર નથી એથી મને બહુ જ દુઃખ થાય છે!

હું રૂઢિપૂજક નથી. ધર્મનાં ધતિંગોને માનતી નથી અને હું તો વિજ્ઞાનમાં માનું છું. અફઘાનિસ્થાનમાં અમાનુલ્લાખાને અજબ સુધારા કર્યા, બુરખાની રૂઢિ તોડી પાડી, તેમનાં પત્ની યુરોપિયન ડ્રેસમાં ફરે છે, એ કેવું નંદનવન? કમાલપાશાએ તુર્કસ્થાનમાં રૂઢિઓને ફગાવી દીધી. સ્ત્રીઓને સ્વતંત્રતા આપી! દર અઠવાડિયે અમેરિકાનાં સાયન્સનાં પેપરો વાંચતાં કાંઈ નવું ને નવું તેઓ શોધે છે. ત્યારે હિન્દમાં દેવદર્શન, ભ્રષ્ટ જ્ઞાતિભોજન અને જમવા-જમાડવાનો જર્જરિત યુગ હજી ચાલુ છે અને એવાં જ્ઞાતિભોજનોનો મેં બહિષ્કાર કર્યો છે. વરઘોડાના નકામા ખર્ચોને હું ધિક્કારું છું. મને સમાજસેવા કરવાની ધગશ છે. આપણા બંનેના

વિચાર સામાજિક બાબતમાં સરખા છે તો તમે સુધારક અને હું સુધારકણ થઈ સમાજને ન સુધારી શકીએ ? કશું નહિ તો છેવટે સમાજના ઉદ્ધાર માટે તમારી બનાવી દ્યો. પછી હું લખીશ—અમલમાં મૂકીશ. 'હિન્દુસ્થાન'[1] જેવું પત્ર છે. પછી કઈ ખોટ છે ?

કુમુદનાં સ્નેહવંદન

૨

સુજ્ઞ શુભેચ્છક, નડિયાદ

'સુજ્ઞ શુભેચ્છક' એ નામે સંબોધું તો કંઈ વાંધો છે ? હું હવણાં નિર્દયતાની ઉપાસિકા બની છું.

લખાય છે જીવનના ક્ષણભર સંબંધને લીધે. જીવનસાગર એવો છે. મગર મત્સ્યને ગળે છતાં તે પ્રસંગ કંઈ ભુલાય છે ? કવિએ કહ્યું છે ને,

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वत् भूतसमागमः ।।

તેમ ભલા આ જીવનસંસારમાં મનુષ્યો ક્ષણભર મળતાં જ છૂટાં પડે છે. આગગાડીમાં, આગબોટમાં, નાટકશાળામાં, ઠેરઠેર ક્ષણભરની મૈત્રી ને ક્ષણભરનો વાર્તાવિનોદ, ઘણા જ અનુકૂળ સંયોગે તે પરિણમે. વૃક્ષનાં ને મૈત્રીનાં મીઠાં ફળ ચાખે. આપણી यथा काष्ठं च काष्ठं च જેવી મૈત્રી થઈ. એક જડ દેહનું કાષ્ઠ અહીં બીજું નહિ. સૌ સૌને માર્ગે. ચૈતન્ય છે એથી જ પ્રસંગ વિસરાતો નથી. ચૈતન્યમાં કંઈ જડતા પ્રવેશે ? મને નથી લાગતું કે પ્રવેશે. સુજ્ઞ ! આપનો અભિપ્રાય જણાવશો ?

હંમેશના ભાવ પ્રેરતો આ પત્ર નથી. હું યે ઘડાઈ છું. સંસારના સંયોગે ઘડાવું એ જ જીવનયોગ. સુજ્ઞ ! જયા અને જયન્તના યોગજીવનની ઝાંખી થાય છે ?

---

૧. તે વખતે લેખક મુંબઈના એ દૈનિક પત્રના તંત્રી હતા.

'જ્યાં જ્યાં આત્મા ત્યાં ત્યાં શરીર
નથી એવું કોઈ બ્રહ્મમીમાંસાનું સૂત્ર.'

સંસારના જીવનમાં મ્હેં યે બ્રહ્મના ભણકાર સુણવા પ્રયત્ન કર્યો, કરું છું. મારુંયે જયાની યોગસાધનામાં જીવન જાય. નિર્દય બની હૃદયને કચરું છું. હૃદયમાં ભીનાશ, કોમળતા પ્રભુએ કાં પ્રેરી હશે? અસ્થિમય એને કાં ન બનાવ્યું?

× × ×

હવે તો હું હવણાં આવાં જ (પુસ્તક) વાંચવામાં મચીશ. જીવનના પંથમાં દયા જોઈએ એવું મેં ઘણું વિચાર્યું. પણ અનુભવ અને સંસારનાં દૃષ્ટાંતોમાં મને જુદું દેખાયું. વારે વારે રડવું, દયાની અપેક્ષા રાખવી, દયાની યાચના કરવી, એમાં મને ઘણું દુઃખ દેખાયું. દુઃખી થવું એના કરતાં આમ હૃદયને કચરી નાખી સુખી થવું મને ઠીક લાગે છે. વળી નીતિના પંથ પણ આઘેરા નથી. જેને હું નિર્દયતા ગણું છું તેમાં અનીતિ ન જોતાં હું તો નીતિ જ દેખી રહી છું. નીતિનાય પાઠ ભણું છું. નિર્દયતા ને નીતિ બંને એક રાશિનાં છે. તમનેય થોડો અનુભવ હશે. મિત્રાચારી—ક્ષણના જીવનપ્રસંગને અંગે જો હું તમારી પાસે આ સંબંધમાં કંઇ શિક્ષણની યાચના કરું તો દયાની ઇચ્છાથી નહિ. તમારા બહુ ઉપયોગી વખતમાંથી થોડો સરખો વખત ક્ષણિક પ્રસંગને અંગે માગી—જબરજસ્તીથી માગી—હુયે મારી નિર્દયતા સિદ્ધ કરવા માગું છું. મારીએ એ જ સૂચના છે, હું નિર્દય બનું છું. તમે બનો. બંને એકમાર્ગી થઈએ. છૂટાં છતાં પાસે, દૂર છતાં એકમાર્ગગામી, ખરું ને?



# સૂચિ

ત



થ



દ

ભ

